॥ परोपकाराय सतां विभूतयः ॥

॥ श्री ॥

# ॥ पुरुषार्थसिद्धि ॥

અને

## ॥ संसार चित्र ॥

પ્રયોજક અને પ્રકાશક,

સાંકળચંદ પીતાંબરદાસ શાહ.

અમદાવાદ.

સર્વ હક્ક કર્તાએ સ્વાધીન રાખ્યા છે.

દોહરો.

ગદ્ય પદ્ય સોવન મણિ, કવિની વિભૂતિ સાર;
વિના ઝવેરી પારખું, કરી શકે ન ગમાર!

અમદાવાદ.
રીચીરોડના પુલ નીચે આવેલા શ્રી જૈન વિદ્યાવિજય પ્રિન્ટીંગ પ્રેસમાં શા. પોપટલાલ અમથાશાએ છાપ્યું. નંબર ૧૧૬.

સંવત ૧૯૭૭. વીર સંવત ૨૪૪૭. સને ૧૯૨૧.



આવૃત્તિ ૧ લી. પ્રત ૨૦૦૦

કિંમત રૂા. ૨-૦-૦.



શાન્તમૂર્તિ મર્હુમ મહાત્મા શ્રી બુદ્ધિવિજયજી
( બુટેરાયજી ) મહારાજ



સદ્ગુણાનુરાગી મુનિવર્ય શ્રીમાન્
કર્પૂરવિજયજી મહારાજ.

# અથ ગુરૂસ્તુતિ.

## ભુજંગી છંદ.

ગુરૂ ગોયમા સોહમા જંબુસ્વામી, નમું પ્રભવા ને સિજ્જંભા સુનામી;
યશોભદ્ર સંભુતિ ને ભદ્રબાહુ, સ્થુલિભદ્રસ્વામી નમું શુદ્ધસાહુ. ૧

ખટે શ્રુત કૈવલ્યજ્ઞાની કહાયા, ભલા ચોદપૂર્વિ સુજ્ઞાને સુહાયા;
થયા ધર્મધુરંધરા ગચ્છધોરી, નમું પ્રેમથી હું સદા હાથ જોડી. ૨

નમું આર્યસુહસ્તિને ભક્તિ ભાવે, બુઝ્યો સંપ્રતિરાય જેના પ્રભાવે;
સવાલાખ ચૈત્યો સવા ક્રોડ મૂર્તિ, કરાવી ઘણી દાનશાળાની પૂર્તિ. ૩

ગણી દેવઢી વજ્રસ્વામી મહંતે, કર્યો શાસનોદ્યોત લબ્ધિ લહંતે;
નમું તેમને હું સદા રાત દહાડી, મહા પાપ નાસે ખિલે પુણ્યવાડી. ૪

ગયું તિર્થ વાળ્યું નવો સ્તોત્ર ગુંથી, ભલા ભૂપતિ વિક્રમાને પ્રબોધી;
કવિ ચક્રચૂડામણિ જે કહાયા, નમું સિદ્ધદિવાકરા સૂરિરાયા. ૫

હરીભદ્રસૂરી થયા ભાગ્યશાળી, સુગ્રન્થો રચ્યા ચૌદસેંને ચુંવાળી;
બુઝ્યો આમરાજા સૂરિ બપ્પભટ્ટે, સ્તવું તે સૂરિંદા જનો નામરટ્ટે. ૬

રૂડા ભૂપ કુમારમાં બોધિ ચોંપી, અહિંસા તણો વાવટો વિશ્વ રોપી;
ઘણા ગ્રન્થ ગુંથ્યા નમું તે સૂરિંદા, કળીકાળસર્વજ્ઞ શ્રી હેમચંદ્રા. ૭

સૂરિ હીરલે શાહને સુપ્રબોધ્યો; દયાધર્મનો ભારતે ઘોષ પોષ્યો;
ભલી લોકસેવા કરી જીવસટ્ટે, નમું શાન્તિચંદ્રા મહા દુઃખ કટ્ટે. ૮

ધરી અંતરે કોમની દાઝ ભારી, દશા માનવોની સુધર્મે સુધારી;
થયા સ્તંભ સાચા બીજા જે સૂરિંદા, નમું તેમને જે સદાનંદ કંદા. ૯

ગુરૂ જ્ઞાનદાતા ગુરૂ ભ્રાત ત્રાતા, ગુરૂ જ્ઞાનચક્ષુ ગુરૂ મોક્ષદાતા;
ગુરૂ કામધેનુ ગુરૂ કલ્પ વેલી, ગુરૂ રત્ન ચિંતામણી અંતબેલી. ૧૦

ગુરૂભક્તિથી જે સ્તુતિ નિત્ય ગાવે, મહા મંગલં તે લીલા લચ્છિ પાવે;
ગુરૂ કર્પૂરાની કૃપાથી અખંડે, રચ્યા છે રૂડા છંદ સાંકળચંદે. ૧૧



# પુષ્પાંજલી.



" બહુરત્ના વસુંધરા " એ મહા વાક્યને સિદ્ધ કરવા જુદા જુદા સમયે પૃથ્વી ઉપર અનેક નરરત્નો પાકે છે. એક એવો પણ સમય હતો કે જે વખતે **વિમળશાહ**, **ધન્નાશેઠ** અને **વસ્તુપાળ તેજપાળાદિ** નર કુંજરોએ અગણિત દ્રવ્ય ખરચી શ્રી જૈન ધર્મની જાહોજલાલીનો કીર્તિધ્વજ આખા ભારતવર્ષમાં રોપ્યો હતો. હજુ પણ આબુ ગિરિરાજ વિગેરેના ભવ્ય મંદિરો તેમની કીર્તિના સ્તંભ રૂપે ગગનમંડળમાં ગાજી રહ્યા છે. એ મહા પુરૂષોમાંના વસ્તુપાળાદિએ સંઘપતિ તરિકે પણ કરોડો રૂપૈઆ ખરચી પોતાનું નામ અમર રાખ્યું છે.

હાલના બારિક અને વિકટ સમયમાં પણ કોઇ કોઇ મહા પુરૂષ પાકે છે. દાખલા તરિકે—આ રાજનગરના પ્રખ્યાત નગરશેઠના માનવંતા કુટુંબમાં મર્હૂમ શેઠ ડાહ્યાભાઈ **અનોપચંદ**ના સુપુત્ર નરરત્ન શેઠ **સારાભાઈ** ડાહ્યાભાઈએ પૂર્વ મહાપુરૂષોના નામ અને કામને સ્મરણમાં લાવી શ્રીમાન્ આચાર્ય **શ્રી વિજયનેમીસૂરીશ્વર**ના સદુપદેશથી પોતાના આત્માના કલ્યાણાર્થે **શ્રી કેસરીયાજી**નો સંઘ કાઢી સુમારે સવા લાખ રૂપૈઆનો વ્યય કર્યો, અને **સેરીસા** તિર્થનો જિર્ણોદ્ધાર કરવામાં લગભગ લાખ રૂપૈઆ આપી પોતાની ઉદારતા સફળ કરી છે. વળી તેમણે ઉપધાન વહેવરાવીને

પણ હજારો રૂપૈયા ખરચ્યા છે. એટલુંજ નહીં પણ તેમના મનોરથ એવાંજ શુભ કાર્યો કરવામાં દીન પ્રતિદીન આગળ વધ્યા કરે છે, અને ભવિષ્યમાં તેમના હસ્તકમળથી અનેક શુભ કામો થવાનો સંભવ રહે છે.

એમણે નાની ઉંમરમાં ઘણીજ સાબાશી મેળવી છે. સંસાર સમુદ્રમાં ભરતી અને ઓટ ( ચઢતી પડતી )નો તેમણે પૂરો અનુભવ લીધો છે. છતાં સુખ દુઃખમાં માયાના વમળમાં નહિ પડતાં અનેક ખરાબા વટાવી પોતાનું વિવેક વ્હાણ કાંઠે આણ્યું છે. વળી હાલના પૂર્ણ ચઢતીના વખતમાં પણ જે શાન્ત, ગંભીર, સાદા સરળ ને નિરાભિમાનપણે વરતી દાન ગુણને દીપાવી સારા કામમાં પોતાનો ઉદાર હાથ લંબાવે છે, તેથી તેવા દાનવીરના ગુણાનુવાદના હર્ષમાં આ પુષ્પાંજલીથી તેમને અંતઃકરણપૂર્વક વધાવી લેવામાં આવે છે.

લી. સાં૦ પી૦ શાહ.



શ્રાવક કુળભૂષણ સદ્ગુણ શિરોમણી

## મર્હૂમ ઝવેરી છોટાલાલ લલ્લુભાઈ.



જન્મ સંવત ૧૯૦૨. દેહોત્સર્ગ સંવત ૧૯૬૬.

# * અર્પણ પત્રિકા. *

## શ્રાવક કુળભૂષણ સદ્ગુણ શિરોમણી ધર્મવીર નરરત્ન મર્હૂમ ઝવેરી છોટાલાલ લલ્લુભાઇ.

જે મહાત્માએ સંસાર સમુદ્રમાં ભરતી ઓટનો અનુભવ લેઈ હર્ષ શોકના વમળમાં નહિ પડતાં અનેક ખરાબા વટાવી પોતાનું વિવેક વ્હાણ કાંઠે આણ્યું, અને સુખ દુ:ખમાં સમાન વૃત્તિ રાખી સ્વધર્મથી વિમુખ ન થતાં ઉલટા દ્રઢ બની, ઉદારતા, ધૈર્યતા, ગંભીરતા અને પ્રમાણિકપણું આદિ સદ્વર્તનોથી જનસમાજમાં સારી છાપ પાડી. એટલું જ નહીં પણ શુદ્ધ ચારિત્ર્યથી જેમણે પોતાનું નામ પ્રાત:સ્મરણીય કર્યું. એવો જૈન જવાહીરમાંથી ચળકતો હીરો થોડા સમય થયાં સદાને માટે ગુમ થયો છે. તોપણ જેની અમરકીર્ત્તિ મૂર્ત્તિરૂપે મનુષ્યોના મન મંદિરમાં બિરાજી રહી છે, એવા ધર્મવીર મર્હૂમ ઝવેરી છોટાલાલ લલ્લુભાઈનો અમર આત્મા જ્યાં હોય, ત્યાં સાક્ષાત્ માળાની માફક કંઠસ્થ ધરવા આ પુરૂષાર્થ સિદ્ધિ ગ્રન્થરૂપ પુષ્પની માળા અર્પણ કરી આનંદ માનું છું.

રાયપુર—સામળાની પોળ.     લેખક,

અમદાવાદ.     સાંકળચંદ પીતાંબરદાસ શાહ

## ગ્રન્થ કર્ત્તાનો આશીર્વાદ.



### વસંતતિલકા છંદ.

શાન્તિ અખંડ પ્રસરો સુ સદા ત્રિલોકે,
પ્રાણી સમસ્ત બનજો પરહેત પોખે;
દોષો તમામ નિર્મૂળ થજો તમારા,
સૌ લોક થોક સુખમાં નિગમો દી સારા. ૧



# શ્રાવક કુળભૂષણ સદ્‌ગુણ શિરોમણી ધર્મવીર નરરત્ન મહૂ`મ ઝવેરી છોટાલાલ લલ્લુભાઇનું ટુંક જીવનચરિત્ર.



આ અનાદિ જગતમાં વખતોવખત અનેક નરો ઉત્પન્ન થાય છે. તે પોતાની યથેચ્છ ફરજ બજાવી વિલય થઇ જાય છે. તેમાં ચાર પ્રકારના પુરૂષોની માનવ તરિકે ગણના થાય છે. બાકી તો કાદવમાં અનેક કીડા થાય છે અને મરે છે. તેનો હિસાબ કયાં છે? એ ચાર પ્રકારના નરોમાં પ્રથમ પંક્તીએ ધર્મવીર છે. જે પોતાના આત્માનું ને પરનું કલ્યાણ કરી શકે છે! બીજા દાનવીર કાંઇક ઉજળી કીર્તિ ઉપાર્જન કરે છે. ત્યારે શૂરવીર અને નરવીર તો માત્ર દુનીયાની દષ્ટિએ જ થોડી ઘણી વાહ વાહ! કહેવરાવે છે. પછી પોતાના આત્માનું કલ્યાણ થાઓ કે ન થાઓ તેની ત્હેમને દરકાર રહેતી નથી. ધર્મવીર કવચિત્તજ પાકે છે! મહૂ`મ એક ધર્મવીર મહાત્મા હતા. જનસમાજ તેમને માનની દષ્ટિએ જોતો હતો. તેમનું જીવન ઉજ્વળ અને યશસ્વી હતું. એવા મહા પુરૂષનું જીવન સમાજને બોધદાયક અને અનુકરણ કરવા લાયક હોવાથી તેનો ટુંક હેવાલ આ સ્થળે આલેખવામાં આવે તો, હું ધારૂં છું કે તે કાંઇક સાર્થક લેખાશે.

ઉક્ત મહા પુરૂષના નામથી જૈન કોમ ભાગ્યેજ અજાણી હશે! ત્હેમની પરોપકાર પરાયણતા, સદાચાર, શીલ, શ્રદ્ધા અને સમજપૂર્વકની ક્રિયા કુશળતા તથા સત્યતા વિષે જેટલી પ્રશંસા કરીએ તેટલી ઓછી છે.

આ મહાપુરૂષનો જન્મ અમદાવાદની વીસા ઓસવાળ જ્ઞાતિમાં ઝવેરી લલ્લુભાઇ શવચંદના ધર્મપત્ની બાઈ પ્રેમકુંવરબાઇની રત્નકુક્ષીથી સંવત ૧૯૦૨ ના પોસ સુદી ૬ ના દિવસે શુભ લગ્નમાં થયો હતો. તેમના જન્મ સમયે તેમના પિતાશ્રીની સ્થીતી ઠીક હતી. તેઓ બાલ્યાવસ્થાથીજ શાંત અને સરળ પ્રકૃતિના હોઇ કુટુંબને પ્રીતિપાત્ર અને સમાજને અતિ વહાલ

હતા. તેમનો વંશપરંપરાથી ઝવેરાતનો ધંધો ચાલ્યો આવતો હતો. તેમણે ગુજરાતી પાંચમા ધોરણ સુધી અભ્યાસ કર્યો હતો. લગભગ સોળ વર્ષની વયમાંજ તેઓ પોતાના વડીલના ઝવેરાતના ધંધામાં પ્રવિણ થયા હતા. તેમણે મુંબાઇમાં એક પેઢી પોતાના નામથી સ્થાપી હતી. તેમાં તે મોતીની આડતનું કામ કરતા હતા.

લગભગ અઢાર વર્ષની વયે તેમને દોશીવાડાની પોળમાં આવેલી (અમદાવાદની) વિદ્યાશાળાના સ્થાપક સુબાજી રવચંદભાઇ જેએચંદનો પરિચય થયો. તેમના સત્સંગથી તેમની સ્વધર્મ પ્રત્યેની અભિરૂચિ દીન પ્રતિદીન વધવા લાગી. ત્યારથી તેઓ નિરંતર ચૌવિહાર, અચિત્ત જળ પાન, બે ટંકના આવસ્યક પ્રતિક્રમણ, દેવ દર્શન, પૂજા અને વ્યાખ્યાનાદિનું શ્રવણ વીગેરે ધર્માનુષ્ઠાન અસ્ખલીતપણે કરતા હતા. તેમના શુદ્ધ વર્તન, પ્રમાણિકપણા અને ધર્મ પ્રત્યેની અડગ શ્રદ્ધા તથા રહેણી કહેણીમાં સમાનતા જોઇ સુબાજી સાહેબે સંતોષ પામી સં. ૧૯૩૨ ની સાલમાં વિદ્યાશામાના ટ્રસ્ટી બનાવ્યા હતા. ત્યાં પન્યાસજી (વર્તમાન આચાર્ય શ્રી વિજયસિદ્ધિ સૂરીજી)ના ગાઢ પરિચયમાં આવવાથી તેમનું ધાર્મિક જ્ઞાન દીનપ્રતિદીન વધતું ગયું, તેથી નિર્મળ સમ્યકૃત્વ તેમનામાં પ્રકાશવા લાગ્યું. પોતાની ઉતમ નીતિ રીતિથી એટલીબધી પ્રશંસા મેળવી કે–વિદ્યાશાળામાં તો શું ? પણ સકળ જૈન સમાજનો મોટો ભાગ જે એકાદ વખત પણ તેમના પરિચયમાં આવેલો–તે તેમના તરફ પૂજ્યભાવથી જોતો હતો. સુબાજી તથા પન્યાસજીના પરિચયથી મર્હૂમ પ્રતિષ્ઠા અને શાન્તિસ્નાત્ર, અષ્ટોત્તરી સ્નાત્ર વિગેરે ક્રિયામાં ઘણા કુશળ બન્યા હતા. તેથી ભારત વર્ષના દરેક સ્થળ–ગામ, નગર, પૂર અને શહેરથી અનેક માણસો તેમને વિધિમાં લેઇ જવા આમંત્રણ કરતા હતા. તથા મુહુર્તાદિક જોવરાવતા હતા. તેથી તેમણે આ કાર્યને માટે વિદ્યાશાળામાં એક ટોળી સ્થાપી. તેને વિધિના કામમાં પ્રવિણ કરી હતી. તેઓ સાહેબનું જીવન ઉપાધીમય નહોતું. એટલે કે–એવા ધર્મ કાર્યમાં હજાર કામ પડતાં મૂકી પહોંચા જતા હતા. અને વળી તે કામ નિઃસ્વાર્થે કરતા હતા. તેમણે સ્વહસ્તે તેમજ પોતાની ટોળી દ્વારાએ પોતાની જીંદગી

દરમીયાન અનેક દેહેરાસરોની પ્રતિષ્ઠાઓ, શાન્તિ સ્નાત્રો, અને અષ્ટોત્તરી સ્નાત્રાદિ ક્રિયાઓ કરી હતી. છેલ્લાં થોડા વર્ષો પર શ્રી સિદ્ધાચળજી ઉપર અભિષેક, પાનસર તિર્થમંડન શ્રી મહાવીરસ્વામીની પ્રતિષ્ઠા, કાપડીયાજી (મારવાડમાં) તથા મુંબાઇમાં ઉસ્તાદના બંધાવેલા શ્રી મહાવીરસ્વામીજીના દેરાસરજીની તથા અમદાવાદમાં ફતાસાની પોળના શ્રી વાસુપુજ્યજીના દેરાસરની વિગેરે અનેક પ્રતિષ્ઠાઓ કરી હતી. તેમની ક્રિયા એટલી બધી શુદ્ધ હતી, ને તેઓ એટલા બધા ભાગ્યશાળી હતા કે—અત્યારસુધી તેમના હાથથી જ્યાં જ્યાં પ્રતિષ્ઠાઓ વિગેરે થઇ ત્યાં કોઇ ઠેકાણે લેશમાત્ર પણ વિઘ્ન થયું નથી. એટલુંજ નહીં પણ ત્યાં ત્યાંનો જૈન સમુદાય સુખી થયો છે.

સંવત ૧૯૪૬ માં સુરતના પ્રસિદ્ધ અને બાહોશ ઝવેરી નગીનચંદ ઝવેરચંદે અને બીજાઓએ મળી મોતીનો બહોળા પાયા ઉપર ધંધો કરવા એક કંપની ઉભી કરી. આ વખતે મહૂંમની આર્થિક સ્થીતિ જો કે—એટલી બધી સારી નહોતી. છતાં તેઓને અસંત ધર્મીષ્ટ અને પ્રમાણીક તથા પવિત્ર જાણી એ કંપનીમાં તેમનો સરખો ભાગ દાખલ કરી ઉક્ત નગીનચંદે તેમનું પવિત્ર નામ જોડી ઝવેરી છોટાલાલ નગીનચંદની કુંપનીના નામે મોતીનો ધંધો ચલાવ્યો હતો, કરોડો રૂપિયાનું મોતી ખરીદ કરી લંડન અને પૅરીસ વીગેરે સ્થળે મોકલતા હતા. આ કંપનીમાં જોડાયા પછી તેમણે ધનની સારી પ્રાપ્તિ કરી હતી, અને લક્ષાધિપતિની ગણત્રીમાં આવ્યા હતા. છતાં સંપત્તિ અને વિપત્તિમાં સમભાવે વર્તનાર આ શેઠ લેશમાત્ર ગર્વ નહિ કરતાં નેતરની માફક ઉલટી વધારે નરમાશ પકડતા હતા. તેમની શુદ્ધ નિષ્ઠા, ન્યાય માર્ગે ધન પ્રાપ્ત કરવાની વૃતિ, સત્યતા, અને શાન્તતા વિગેરે સદ્‌ગુણો અપ્રતિમ હોવાથી તેમની જૈન અને જૈનેત્તર કોમમાં સારી ખ્યાતી થઈ. તેઓ જો કે ગ્રહસ્થ હતા, છતાં તેમનું સાદું જીવન સાધુમય હતું. લોકોની તેમના પ્રત્યે પૂજ્ય બુદ્ધિ હતી. મોતીનો કરોડો રૂપૈયાનો માલ કમીશનથી વિલાયત મોકલતી મુંબાઇની સઘળી પ્રસિદ્ધ પેઢીઓમાં શુદ્ધ વર્તન માટે આ મહાત્માની એવી સુંદર છાપ પડી હતી કે તેમનું વચન ટંકશાળી ગણાતું હતું. તેમના આવા ઉંચ વર્તનથી મુંબાઇમાં પાશ-

ઘોની ઉપર આવેલા લાખો રૂપૈયાની મીલકતવાળા શ્રી ગોડી પાર્શ્વનાથજીના દેરાસરના તેમને ટ્રસ્ટી નિમવામાં આવ્યા હતા.

સંવત ૧૯૫૨ ની સાલમાં પોતે ન્યાયોપાર્જીત મેળવેલી લક્ષ્મીથી પોતાનું પ્રથમનું હજારો રૂપૈયાનું દેવું કે જેને વીસ વરસ ઉપરાંત મુદત થઇ ગઇ હતી, તે તમામ વ્યાજ સાથે ચૂકવી આપ્યું. અને જે દેવાની રકમનું કોઇ વાલી વારસ ન જણાયું તે રકમનું ઓસવાલની ન્યાતમાં લહાણું કર્યું હતું. એવાં એવાં બીજાં પણ હાનતદારીના કામોથી પ્રમાણિકપણા વિષે તેમની સારી ખ્યાતી થઇ. વળી તેમણે ચળવિચળ લક્ષ્મીનો સદ્ઉપયોગ કરવામાં દાન દેવામાં તથા ધાર્મિક કામોમાં વ્યય કરવામાં કોઇ રીતે પાછી પાની કહાડી નહોતી. દર વર્ષે તેઓ કુટુંબ સાથે શ્રીસિદ્ધાચળજીની જાત્રાએ જતા. સિવાય સમતશિખર, ગિરનાર, આબુ, તારંગાજી, અને રાણેકપુર વિગેરે જૈનોના પ્રચલીત તિર્થોની યાત્રા એકથી વધારે વખત કરી હતી.

## શ્રી સિદ્ધાચળજીનો સંઘ.

સંવત ૧૯૫૯ના પોસ માસમાં તેમણે શ્રીસિદ્ધાચળજીનો છ રી પાળતો સંઘ કહાડ્યો હતો. તેમાં હાલના પ્રસિદ્ધ વિદ્વાન્ આચાર્યોમાંના શ્રી વિજયનેમીસૂરી, શ્રી સાગરાનંદસૂરી, શ્રી વિજયસિદ્ધિસૂરી, પન્યાસજી શ્રી ગંભીરવિજયજી અને પન્યાસ મણીવિજયજી તથા અન્ય મુનિ મહારાજાઓ મળી પંચોતેર સાધુ તથા સવાસો સાધ્વીઓ અને સાડાત્રણુસો ગાડીઓ એટલે લગભગ ૩૫૦૦ થી ૪૦૦૦ માણસોએ એ યાત્રાનો લાભ લીધો હતો. આ સંઘમાં ચાલીસહજાર રૂપૈયાનો ખરચ થયો હતો અને સંઘની વ્યવસ્થા એટલી બધી સારી હતી કે સંઘપતિ તરિકે તેમને સારો યશ પ્રાપ્ત થયો હતો. હાલ પણ તેમના સંઘની લોકો ઘણી તારીફ કરે છે. તેમનો આખો સંઘ નિર્વિઘ્ને યાત્રા સફળ કરી પાછો આવ્યો હતો. તે વખતે અતિ સોંઘવારી હતી. છતાં તે વખતે ચાલીસ હજાર રૂપૈયા ખરચ થયા હતા. તો હાલમાં એવી સાહ્યબીથી સંઘ કહાડે તો દોઢલાખ રૂપૈયા ખરચતાં પણ એવી સગવડતા ન મળી શકે !

આ શિવાય તેમણે સંવત ૧૯૬૦ ની સાલમાં અમદાવાદમાં આચાર્ય શ્રી વિજયસિદ્ધિસૂરીજીના ઉપદેશથી ઉપધાન કરાવ્યાં હતાં અને પોતે પણ કર્યાં હતાં જેમાં લગભગ પોણોસો પુરૂષો અને અઢીસેંહ બાઇઓએ લાભ લીધો હતો. તે વખતે એક નવકારશીનું જમણ (સ્વામીવત્સલ) આપ્યું હતું. સંવત ૧૯૬૧ની સાલમાં શ્રી પાલીટાણામાં ચોમાસું કર્યું હતું એ રીતે અનેક ધર્મના કાર્યમાં તથા ટિપો વિગેરેમાં સારી રકમો ભરી લક્ષ્મીનો લહાવો લીધો હતો. ઉત્તમ પુરૂષોના હાથમાં આવેલ વસ્તુનો ઉપયોગ સારોજ થાય છે, અને કાર્યસિદ્ધિ થઇ યશ પણ સારો મળે છે. જ્યાં ચિત્ત વીત્ત અને પાત્ર ત્રણે શુદ્ધ હોય ત્યાં કાર્યસિદ્ધિ થાય તેમાં નવાઇ પણ શી ! તેમની વાણી સરળ અને મીઠી હતી, આખી જીંદગીભર કોઇને કદી કટુ વચન પણ જેમણે કહ્યું નથી. કોઇ ગમે તેટલું નુકશાન કરે અથવા તેમના પર ઇર્ષા કરે તો પણ પોતે સમતાભાવથી તેનો દોષ નહીં ગણતાં માત્ર કર્મનો દોષ ગણી સમભાવમાં રહેતા.

ઉદાર વૃત્તિ, સર્વ મનુષ્ય પ્રત્યે સમભાવ અને વડીલો તથા ગુરૂવાદિકની ભક્તિથી વિનય સાચવવામાં તેમના સમાન વિચક્ષણ ભાગ્યેજ કોઇ હશે ! “ અહો ! મારાં ક્યાંથી સદ્ભાગ્ય કે મારી લક્ષ્મી, મારી વસ્તુ, અને મારૂં સર્વસ્વ મારા સાધર્મી બંધુના કે સત્પાત્રના ઉપયોગમાં આવે.” આ તેમની પ્રબળ ભાવના અને તથા પ્રકારનું વર્તન છેલી ઘડી સુધી રહ્યાં તેવા મહાત્માના કાર્યો યશસ્વી નિવડે તેમાં પુછવુંજ શું !

મર્હુમનું ધાર્મિક જ્ઞાન ઉંચા પ્રકારનું હતું, અને જેવી કહેણી તેવીજ રહેણી હતી. તેઓ એક ઉત્તમ શ્રોતા હતા. વિશ્વવંદ્ય સ્વર્ગસ્થ વિજયાનંદ સૂરી તથા હાલના ઘણા ખરા વિદ્વાન્ સાધુઓના પરિચયમાં તેઓ આવ્યા હતા, અને તેઓના વ્યાખ્યાનો તેમણે શ્રવણ કર્યા હતાં. આચાર્ય શ્રી વિજયસિદ્ધિસૂરી તથા વિજયનેમીસૂરીના તેઓ ચુસ્ત ભક્ત હતા. વળી શ્રી સિદ્ધિવિજયજીને સુરતમાં પન્યાસ પદવી આપી તે વખતે આ શેઠે પોતાની કંપની તરફથી ઘણું જ દ્રવ્ય ખરચ્યું હતું.

શ્રીમાન્ વિજયનેમીસૂરીના ઉચ્ચ જ્ઞાન અને પ્રતિભાશાળી વ્યાખ્યાન માટે તેમને ઘણું માન હતું. જ્યારે જ્યારે તેમના ચોમાસાં અમદાવાદમાં થતા ત્યારે ત્યારે તેઓ એક પણ દીવસ વ્યાખ્યાન શ્રવણ કર્યા વિના રહેતાજ નહીં.

શેઠ છોટાભાઈ ખરેખર એક જૈન સમાજમાં જવાહીર અને સ્તંભ તુલ્ય હતા. પ્રભુ મહાવીરનો પવિત્ર ધર્મ તેમને હાડોહાડ અને મીંજે મીંજ ચોળમજીઠના રંગની જેમ વ્યાપી રહ્યો હતો. અને તેના પ્રતાપે તેમની માનસીક, વાચીક અને કાયીક દરેક ક્રિયાઓ પાપ રહિત દ્રષ્ટિગોચર થતી હતી. સમ, સંવેગ, નિર્વેદ, અનુકંપા, અને આસ્થા આ પાંચે લક્ષણો યુક્ત નિર્મળ સમ્યકત્વ સૂર્યનો તેમના હૃદયપટપર પ્રકાશ થયો હતો. ધર્મ વિરૂદ્ધ લેશમાત્ર કાર્ય તેમને શ્રવણ થતું તો તેમનો આત્મા દુઃખી થતો હતો. હાલના નવીન મત પ્રરૂપકો અને શાસનદ્રોહીઓના વર્તન અને કથનથી તેમના ઉપર મર્મને અતિ ભાવકરૂણા ઉપજતી હતી. તેઓ વારંવાર કહેતા કે 'પરમાત્માનું પવિત્ર શાસન પામી આ બિચારા અલ્પજ્ઞો સ્વમતી કુપોલ કલ્પના વડે નવીન વિચારો ફેલાવી સમાજમાંના હજારો જીવોને ઉન્માર્ગે દોરી જઇ શા માટે વમળમાં નાખતા હશે ? અરેરે ! તે બિચારા ભવ વિડંબના વહોરી લે છે. તેઓ પરમાત્માના પવિત્ર શાસનથી વિરૂદ્ધ વર્તિ શી રીતે ઉંચા આવશે ?" ઉક્ત મહાત્માના ઉત્તમ સહવાસથી તેમના સદ્ભાગ્યે તેમનું આખું કુટુંબ પણ ધર્મિષ્ટ બન્યું હતું. તેમના ઘરનું નાનામાં નાનું નિશાળે જતું બાળક પણ તેવુંજ સંસ્કારિત થયું હતું. તેમના ઘરના દ્વાર દાનશાળાની માફક હમેશ ખુલ્લાં રહેતાં હતાં. સુપાત્ર દાન, અનુકંપા દાન હમેશ તેમને ત્યાં અપાતાં હતાં. કોઇ પણ સિદાતો જૈન બંધુ અથવા અન્ય ભિક્ષુક તેમના ઘેરથી ખાલી હાથે જતો નહીં.

## તેમની સહિષ્ણુતા અને યથાર્થ બોધ.

ધર્મના નિયમોનું યથાર્થ રીતે પાળવું અને સાદું સાધુજીવન, ગાળવું એ તેમનો મુખ્ય ઉદ્દેશ હતો. ગંભીરતા, ઔદાર્યતા અને ઉચ્ચ વર્તન

તથા સહિષ્ણુતામાં તેમની જોડી આખા જૈન સમાજમાં દ્રષ્ટિગોચર થતી નહોતી. સ્વર્ગસ્થ વયોવૃદ્ધ મહાત્મા કેવલવિજયજી મહારાજ (દાદા) તો મર્હૂમને ભરત-સંઘપતિ અને આનંદ કામદેવ શ્રાવકની વાનગીના નામથી સંબોધતા હતા. તેમની જીવનરેખામાં ચઢતી પડતીના ભરતી ઓટ આવ્યા જ કરતા હતા. છતાં તથા પ્રકારના ઉત્તમ બોધને લીધે સુખ દુઃખમાં તેમને સમભાવ રહેતો એટલુંજ નહિં પણ તેમની ભવ્ય મૂર્તિમાં સ્વલ્પમાત્ર વિભ્રમ થતો નહિં. શારીરિક કષ્ટમાં જે વખતે આખા દીવસમાં એક શેર દૂધ પણ પેટમાં જતું નહીં તેવા ભયંકર સુખ રોગમાં પણ અરે કે ઓય કરી નથી તેમજ જ્યાં સુધી સાધ્ય રહી ત્યાંસુધી પોતાની હમેશની ચારથી છ કલાક સુધીની આવશ્યક ક્રિયામાં પણ પ્રમાદ કર્યો નથી વળી જેમણે સંસારના સંયોગ વિયોગને એક ઘટમાળ માની આત્મિય જનના વિયોગમાં પણ ધૈર્ય રાખી પોતાની નિત્યની ધર્મક્રિયામાં જરી પણ બેદરકારી રાખી નથી. સંવત ૧૯૫૬ની સાલમાં તેમના એક બાહોશ પુત્ર ભાઈ હરીલાલ કે જેણે કંપનીનો તથા મુંબાઇનો બધો વહીવટ માથે ઉપાડી લઈ શેઠને ધંધાની જળોજથામાંથી મુક્ત કરાવી ધર્મ કાર્યમાં જીવન ગાળવાનો અવકાશ આપેલો એવા આવી મળેલા લગભગ ૩૫ વર્ષના પુત્ર રત્નનું અકાળમૃત્યુ થયું હતું. તેથી તે વખતે તેમના ઉપર એક સખ્ત કારી ઘા લાગેલો છતાં કર્મની વિચિત્રતાનો યથાર્થ બોધ જેમની સપ્ત ધાતુમાં પરિણમેલો હોવાથી તેમણે તેને યથાર્થ નિઝામણા કરાવી તેનો અંતસમય સુધારી તેની પાછળ એક આંસુનું બિંદુ પણ પાડયું નહોતું. અને બીજે દિવસેજ તેઓ વ્યાખ્યાનમાં ગયા હતા. જ્યારે બીજી બાજુ હજારો માણસો ઘેર દીલાસો આપવા આવતા હતા. પણ મર્હૂમ તો એવી અનિત્ય વ્યવહારિક બાબતમાં બીલકુલ લક્ષ આપતાજ નહીં. તેમનું એ કાર્ય તેમના લઘુ બાંધવ દલસુખભાઇ કરી લેતા હતા.

સંવત ૧૯૬૩ માં મોતીનો બજાર નરમ પડયો અને કંપનીમાંથી શેઠ છુટા થયા, અને તરતજ સંવત ૧૯૬૪ માં મુંબાઇમાં તેમના જ્યેષ્ટ પુત્ર ચંદુલાલ છોટાલાલની કુંપનીને નામે બીઝનેશ ચાલુ કર્યું.

મુંબાઇમાં પેઢી ચાલુ કર્યા પછી તેમણે મોતીનો ધંધો અહોળા પાયા પર ચાલુ કર્યો, અને ત્રણેક વર્ષમાં સારો નફો તારવ્યો. આ વખતે શેઠ સાહેબ પોતે તો ધંધામાં ઘણું જુજ લક્ષ આપતા હતા, પણ તેમના વડીલ પુત્ર ચંદુલાલ બધો વહીવટ ચલાવતા, તેથી તેઓ તો અમદાવાદમાંજ રહેતા. જ્યારે કાંઇક માથેથી ધંધાનો બોજો ઓછો થયો, અને નિવૃત્તિ જેવો વખત દેખાવા લાગ્યો તેટલામાં દૈવ પ્રતિકુળ થયો. સંવત ૧૯૬૫ના વૈશાખ સુદ ૧૫ ના રોજ જ્યેષ્ટ પુત્ર ચંદુલાલનું ૪૫ વર્ષની વયે પાંચ સાત દિવસની શ્વાસશ્વાસની મંદગીથી મૃત્યુ થયું. ચંદુલાલને ધર્મની સારી શ્રદ્ધા હતી. તેમણે જીવવિચાર, નવતત્ત્વ, અને કર્મગ્રન્થનો અભ્યાસ કર્યો હતો. તેમનું મરણ એવું તો ઉત્તમ થયું હતું કે મહાન્ ધર્મિષ્ટ પુરૂષો તેવા સમાધી મરણની અપેક્ષા રાખે, અંતસમયની તીવ્ર વેદનામાં ભાગ્યેજ કોઇ મહાત્માનું તેવું મરણ થાય. તેમને છેલ્લી પળ સુધી ઘણી સારી સાધ્ય રહી હતી. કેવળ પરમાત્માના ધ્યાનમાંજ તેઓ લયલીન થયા હતા. તેમને શેઠ સાહેબે સ્વમુખે નિર્ઝામના કરાવી હતી. જો કે વેદનીકર્મ તેમને ઘણું હતું છતાં પરમાત્માના વચન શ્રવણ કરવાની રૂચિ તેમને અંત સમય સુધી પ્રશંસનીય હતી. આવી રીતે ભાઈ ચંદુલાલના અકસ્માત મરણથી અને ત્યારબાદ બે વર્ષ પછી શેઠના લઘુ બાંધવ દલસુખભાઇના મરણથી ઉપરાઉપરી ભારે ફટકા પડ્યા છતાં જેમ કોઇ એક ત્યાગીને સંબંધી વર્ગના વિયોગથી લાગે વળગે નહીં તેમ શેઠ સાહેબ પણ કમળની જળથી ઉત્પત્તિ છતાં તે જળથી જેમ ન્યારૂં રહે છે તેમ પોતે કુટુંબમાં છતાં તેથી ન્યારા રહી આત્મસ્વરૂપમાં નિમગ્ન રહેતા હતા. આવી જઇફ અવસ્થામાં પુત્ર વિયોગ જેવા કારી ઘામાં ભલભલાની છાતી કહ્યું ના કરે. પણ શેઠને તો ભાવી ભાવની પૂર્ણ શ્રદ્ધા હોવાથી, કોઇપણ રસ્તે કર્મનું દેવું ચુકવ્યા શિવાય છુટકોજ નથી એમ ધારી તેઓ સમભાવમાં રહેતા હતા. તેમનો એ સિદ્ધાંત હતો કે ઉદયમાં આવેલાં કર્મને સમભાવે ભોગવવાં ને પુનઃ નવાં ચીકણાં કર્મ બંધાય નહીં, તેવું વર્તન રાખવું. આવા મનોભાવ વીતરાગનો ધર્મ બરાબર પ્રણમ્યો હોય તેમનાજ હોઇ શકે !

હવે, ઘણા વખતથી ધંધામાંથી છોડી દીધેલુ લક્ષ પાછું આપવું પડયું તેમના પૌત્ર જગાભાઇ તથા ભત્રીજા ભોળાભાઇ અને માણેકલાલ તથા તેમના સંબંધી પરસોતમદાસની મદદથી ધૈર્યતાથી કામકાજ ચાલુ રાખ્યું.

સંવત ૧૯૬૮—૬૯ ની સાલમાં દેશમાં જ્યારે ભારે દુષ્કાળ પડયો ત્યારે તેઓએ બીજા ઝવેરીઓની મદદમાં રહી મુંબાઇથી ધર્મના કાંટેથી તથા પોતાની ઓળખથી આરબોની પાસેથી સારી રકમ લાવી હજારો ઢોરોનું રક્ષણ કર્યું હતું. સંવત ૧૯૬૮ ની સાલમાં આચાર્ય શ્રી વિજય નેમિસૂરી પાસે બારે વ્રત ઉચર્યા હતાં અને છેલ્લી ઘડી સુધી શુદ્ધ રીતે પાળ્યાં હતાં. તેઓ લાખોની પેદાશ હોય છતાં પાપનો ધંધો કરતા નહોતા. તેમના જેવા ઉત્તમ ને પંદર કર્માદાનની તો વાતજ શી ? પણ મીલનો ધંધો પણ અત્યંત પાપમય જાણી જીંદગીપર્યંત એકપણ શેર તેમણે લીધો કે વેચ્યો નથી.

આવા તેમના ઉત્તમ ગુણો સમાજને અત્યંત અનુકરણનિય હતા. ઇષ્ટના વિયોગમાં અને અનિષ્ટના સંયોગમાં તેમની અદ્‌ભૂત સમતા તથા તેમની ભવ્ય મૂર્તિમાં સમપણું એ તેમના સ્વાભાવિક ગુણો અતિ પ્રશંસનીય હતા, તેમની શાંત છબી ચાહ્ય ગ્રહસ્થ કે સાધુ મંડળમાં ચાહ્ય શત્રુ કે મિત્રમાં જ્યાં જાય ત્યાં સૌને પ્રિય લાગતી હતી, એટલુંજ નહીં પણ દરેક વ્યક્તિ તેમને પૂજ્યભાવથી જોતી હતી.

સંવત ૧૯૭૬ ના પોસમાં અમદાવાદના નગરશેઠના કુટુંબી મરહુમ શેઠ ડાહ્યાભાઇ અનોપચંદના સુપુત્ર શેઠ સારાભાઇ ડાહ્યાભાઇએ શ્રી કેસરી-યાજીનો સંઘ કહાડયો, તેમાં આચાર્ય શ્રીવિજયનેમિસૂરી પણ જતા હોવાથી અને તેમના તથા સંઘપતિના અતિ આગ્રહથી શેઠસાહેબને સંઘમાં જવાનો વિચાર થયો. પણ પોતાની પૌત્રીના લગ્ન ટુંક સમયમાં હોવાથી તેઓએ તારંગાજી સુધી જવા ધાર્યું, પણ રસ્તામાં ઠંડીના લીધે તબીયત અસ્વસ્થ લાગવાથી માત્ર પાનસર સુધી જઈ મહા સુદ ૧ ની સાંજે તેઓ અમદા-વાદ પાછા આવ્યા. અત્રે તેમના જીવનની કારકીર્દિ પુરી થાય છે.

## ઉપસંહાર.

જે મહાપુરૂષની જીંદગીનો મોટો ભાગ કેવળ ધર્મકાર્યમાં, પરોપકારમાં શાસનની જાહોજલાલીના વિચારમાં, સંતસમાગમમાં, શાસ્ત્ર શ્રવણમાં, તેના અધ્યયનમાં, અન્યને ધર્મમાં જોડવામાં, જે કોઇ બંધુ ધર્માભિમુખ થઇ ચારિત્ર ગ્રહણ કરવા ઉત્સાહિત થયો હોય તેને જોઇતી સગવડ કરી આપવામાં અને પોતાની સર્વ શક્તિઓનો તેવા ઉત્તમ કાર્યમાં ભોગ આપવામાં જ પસાર થયો છે. તે પુરૂષ રખે કોઇ જીવને કટુવચન કહેવાથી તેનું અંતઃકરણ દુઃખાય અને મારો આત્મા પાપથી લેપાય, તેમ ન થાય તે બાબતની બહુ કાળજી રાખતા હતા, તેમના સત્સંગથી પાલણપુરના વતની શા. મોહનલાલ ભાયચંદ જે સ્થાનકવાસી હતા તે પરમ મૂર્તિપૂજક શ્રાવક થયા. એવા પરોપકારી મહાપુરૂષની માનવભવની આ મુસાફરી પૂરી થઇ. સંવત ૧૯૭૬ ના મહા સુદી ૩ની અનિષ્ટ રાત્રી આવી પહોચી. જે સમયે આ જૈન કોમનો પ્રાતઃસ્મર્ણનીય હીરો ગુમ થયો! અને સદાને માટે આ ફાની દુનીયાનો ત્યાગ કરી દેવાંગનાઓના શણુગારરૂપે થયો.

અહા! કાળ તારી વિચિત્ર ગતિ છે, તું મોટા મોટા પૃથ્વિપતિ છત્રપતિ અને શ્રીપતિઓના કોળીયા કરી ગયો, અનાદિકાળથી તું સર્વને સ્વાહા! કરતો આવ્યો છું. છતાં રે ભુંડા! તારી ભૂખ કેમ ભાગતી નથી? આ તારો ગુપ્ત ભેદ તું પોતે કે સર્વજ્ઞ ભગવાનજ જાણે છે. શીવાય કોઇ કળી શકતું નથી.

જે કાળ રાત્રીએ તેમનું મરણ થયું તે દીવસે પણ પોતાની નીત્ય ક્રિયા દેવ દર્શન તથા આવસ્યકાદિક ચતુઃશરણ અને ચૌદ નિયમ વીગેરેમાં તેઓ સાવધાન રહ્યા હતા. પંચપરમેષ્ઠિના ધ્યાનમાં લયલીન થયાથકા સમાધી મરણે કાળ ધર્મ પામ્યા. તેમને દીવસના કોઇપણ ભાગમાં કિંચિત ફુરસદ મળતી તો તે તે વખતે તેઓ હમેશાં આંગળીના વેઢા પર નવકાર ગણતા હતા. એ અભ્યાસ તેમના છેલ્લા સમય સુધી કાયમ રહ્યો હતો.

મર્હુમનું આખું જીવન મહત્વતા ભરેલી વિચારશ્રેણીથી ભરપૂર હતું

તેમની જેવી ઉત્તમ ભાવનાઓ હતી તેવુંજ તેમનું મરણ પણ સમાધીસહીત થયું હતું. જો કે તેમનો સ્થુળ દેહ નાશ પામ્યોછે પણ તેમનો નિર્મળ યશ અને ઉજ્જ્વળી કીર્ત્તિ અમરજ રહ્યાછે. શાસન દેવો તેમના પવિત્ર આત્માને શાંતી આપો એ અભ્યર્થનાપૂર્વક અત્રે વિરમીએ છીએ.

શેઠ **છોટાભાઇએ** પોતાની પાછળ એક વીધવા ધર્મપત્નિ ને બે પુત્ર **જીવણલાલ** અને **હીરાલાલ** તથા પૌત્રો **રમણિકલાલ** અને **જગાભાઇ** તથા ભત્રીજાઓ **ભોળાભાઈ** અને **માણેકલાલ** વીગેરે તથા ત્રણ પુત્રીઓ વિગેરે બહોળું કુટુંબ મૂકયું છે. તેઓ મહૂંમ શેઠજીના પવિત્ર પગલે ચાલી, તેમની કીર્તિમાં વધારો કરી શ્રી મહાવીરદેવના પવિત્ર શાસનને દિપાવે એમ ઇચ્છી આ પવિત્ર પુણ્યાત્માનું પવિત્ર જીવન ખતમ કરૂં છું.

મહૂંમનું આદર્શ જીવન તેમના સંબંધમાં આવ્યા સિવાય આ સ્થળે આલેખવું અશકય હતું છતાં મહૂંમના નિકટ સંબંધી અને પરિચયમાં આવેલા મી. એલ. એમ. શાહની તરફથી મને યોગ્ય માહિતી મળવાથી આ મહાપુરૂષનું જીવન આલેખવાને હું ભાગ્યશાળી થયો છું, તેથી આ સ્થળે તેમનો આભાર માનું છું.



## વિયોગનો વિલાપ.

બેડા બાઈ બૂડતો તારોરે, અંબે આઈ—એ રાગ.

ગયો કયાં ધર્મનો ધોરીરે, દીવાની દુનીયાં છોડીરે—ટેક.
શેઠ **છોટાભાઈ સંઘવી** સાચો, ધર્મવીર શુભ નુર;
જૈન જવાહીરમાંથી થયો ગુમ, કોસ્તુભ મણી કોહીનુર;
જડે નહીં જગમાં જોડીરે, ગયો ઝટ સ્વર્ગે દોડીરે. ગયો. ૧
દેહ છતાં જે વિદેહીજ માનું, રાગ કે દ્વેષ ન લેશ;
સુખ દુ:ખમાં સમભાવ સદા મન, નહીં કંકાસ કે કલેશ;
સદા છબી આનંદકારીરે, શાંત રસમય મનોહારીરે, ગયો. ૨

સંપત્તિ વિપત્તિ સંસાર સિંધુમાં, માનતા ભરતી ને ઓટ,
સંપત્તિમાં ક્ષમા રાખતા સજ્જન, વિપત્તિમાં ધૈર્ય સચોટ;
કર્મના મર્મ વિચારીરે, મૂકે નહિ ધર્મ વિસારીરે. ગયો. ૩
પ્રતિદીન ઉભય ટંક કરે આવશ્યક, પર્વતિથિ પૌષધ;
જિન પૂજા શાસનપરભાવના, કરતા જે પાપનો રોધ;
દાનવીર દાન દાતારીરે, સિદાતાને સાહ્ય દે સારીરે. ગયો. ૪
ભારત વર્ષમાં જૈન સમાજમાં, ન જડે છોટાભાઈ શેઠ;
ગ્રહસ્થ છતાં માનું સંત સહોદર, સંસારને ગણે વેઠ;
ખરેખર સમકિતધારીરે, કષાયને મોહ નિવારીરે. ગયો. ૫
શુષ્ક વૃક્ષ જો બાહ્ય હોય તો, મૂળ ખવાએલું જોય;
નવપલ્લિત તરૂ બાહ્ય મનોહર, અંતર લીલું તે હોય;
શેઠ મૂર્ત્તિ મનોહારીરે, બાહ્ય અંતર અવિકારીરે. ગયો. ૬
સંઘપતિ બની સિદ્ધાચળજીનો, સંઘ કાઢી લ્હાવો લીધ;
ઉપધાનાદિક વળી વહેવરાવી, વાવર્યું વિત્ત પ્રસિદ્ધ;
છતાં નહિ ગર્વ ખુવારીરે, નમ્રતા સરળતા ભારીરે. ગયો. ૭
પાપરહિત કરે ધંધો ઝવેરીનો, બોલે પ્રમાણિક બોલ;
સત્યવક્તાની છાપ પડી•શુભ, કીર્ત્તિ વધી જગ તોલ;
ગયા પુણ્યશાળી પધારીરે, અરે ! કરી કાષ્ટ પથારીરે. ગયો. ૮
વિષમ કાળ વિકાળ અનાડી, ઝડપી લીધો નર વીર;
દાઝયાની ઉપર ડામ ત્હેં દીધો, ક્ષતપર ક્ષાર અધિર;
કર્યો ત્હેં કોળીયો કારીરે, અકળગતિ કાળ છે ત્હારીરે. ગયો. ૯
પણ શો કાળને દોષ તે દેવો ? થાય થવાનું જે ક્રુર,
ઉત્પત્તિ સ્થીતિ ને લય છે સૌનો, જન્મ્યું તે જાય જરૂર,
ઉદય પછી અસ્ત વિચારીરે, છાય ત્યાં તડકો શારીરે. ગયો. ૧૦

રાય રંકને માર્ગ એ સરખો, જન્મ મરણ અનિવાર;
જીવન યાત્રા સફળ કરે તે, અમર ગણું અવતાર;
**છોટાભાઇ નર ટંકશાળીરે,** જડે ક્યાં જોઇએ ન્યાળીરે ? ૧૧
પણ એ વાટે જે નર ચાલ્યા, ન મળે ફરી નિરધાર;
શોક કરી શો સમુદ્રને ભરવો ? સૌને જવું એકવાર;
**સાંકળચંદ ધર્મ લે ધારીરે,** અંતમાં બેલી અપારીરે. ગયો. ૧૨

## ચેતનને હિતશિક્ષા.

ચેતે તો ચેતાવું તનેરે પામર પ્રાણી—એ રાગ.

કાળ તારે શીર ભમેરે, ચેતન પ્યારા, મનવા તું જો વિચારી,
જગમાં ન રહ્યા જારી, રામ શંભુ કે મોરારીરે. ચેતન પ્યારા. કાળ॰ ૧
નામ તેનો નાશ થાશે, જન્મ્યો તે મરી જાશે, ઘડી ન રાખી સકાશેરે. ચે.૨
જેમ હોલાપર દોડે, બાજ પંખી ડાક મોડે, કોઇને ન કાળ છોડેરે. ચે. ૩
જેની રાજ ઋદ્ધિ ભારે, ક્રોડ સૈન સાજ સારે, કાળને ન કોઈ વારેરે.ચે. ૪
આવ્યો ત્યારે મુઠ્ઠી વાળી, જવું જીવ હાથ ખાલી, કરે માથાકુટ ઠાલીરે.ચે.૫
લખપતિ છત્રપતિ, ગયા કઈ કરોડપતિ, દીઠા ત્હેં નયન વતીરે. ચે. ૬
ચક્રિ હરી બળરાયા, ખટ ખંડમાં ન માહ્યા, બળતી ચ્હેમાં સમાયારે.ચે.૭
જર જોરૂ ને જવાની, મોહની એ રાજધાની, દુનિયાં બની દિવાનીરે. ચે. ૮
ધન ધરણી ને ધરા, અંતવેળા થાય પરા, પુણ્ય પાપ સાથે ખરારે. ચે. ૯
જીવ તારી જીંદગાની, એક વેળા ધુળધાણી, કર તું સાચી કમાણીરે. ચે.૧૦
રેંટ ઘટમાળ જેવો, વારા પછી વારો લેવો, એક દહાડો સૌને દેવોરે.ચે.૧૧
પણ માયાને ન તજે, પ્રાણીઓ ન પ્રભુ ભજે, સામગ્રી ન રૂડી સજેરે. ચે. ૧૨
માયા તજી ધ્યાન ધરે, સ્હેજમાં સંસાર તરે, સાંકળો પોકાર કરેરે. ચે. ૧૩

## અનિત્યતા દિગ્દર્શન પદ.

**હાય થઇ અતિ હાની—એ રાગ.**

રહ્યું અમર ન કોઈ જારી, કરે શીદ મારામારી. રહ્યું૦ ટેક.
બાળ કાળ જીવ સરળપણાથી, વ્યતિત કરે સુખ વાસ;
પછી વિદ્યાભ્યાસ પિપાસ, (૨) વિનોદ વિલાસ, મસ્ત યારી. રહ્યું૦ ૧
તરૂણપણે જર જમીન જોરૂની, લાલચમાં લપટાય;
કરી પ્રપંચ મન મકલાય, (૨) પ્રભુ ન ભજાય. મોહ ભારી. રહ્યું. ૨
વૃદ્ધપણે મન ગાત્ર ગળે પણ, આશા નહી ઉભરાય;
અંતે તે ભવોદધિ માંહ્ય, (૨) વિલય થઈ જાય. ગતિ ન્યારી.રહ્યું૦ ૩
ક્ષણમાં ભષ્મ થનાર પતંગિયો, કેમ ઉડે આકાશ;
ચળકે કુશબિંદુ પ્રકાશ, (૨) નિમીષમાં નાશ, થાય વા'રી. રહ્યું૦ ૪
વાસ્તવિક સ્થિતિ જીવની એવી, પડે ન પાર ઉમેદ;
પણ મોહ કષાયથી ખેદ, કરે છળભેદ. રાત દા'ડી. રહ્યું૦ ૫
જીવનરેખા ચંચળ જાણી, ભજ પ્રભુ નામ અખંડ;
કર સુકૃત **સાંકળચંદ**, (૨) સદા આનંદ. લહો ભારી. રહ્યું૦ ૬





લેખક-કવિ સાંકળચંદ પીતાંબરદાસ શાહ.

જન્મ સંવત ૧૯૧૩. આશ્વિન શુકલ ૧૦

# ભૂમિકા.

પ્રિય પાઠકગણ ! પુરૂષાર્થસિદ્ધિ નામે ગ્રન્થ આપના હસ્ત કમળમાં આપતાંની સાથે તેના ઉપયોગિપણા વિષે સ્હેજ દિગ્દર્શન કરાવવાની ઇચ્છા થાય છે. ધર્મશાસ્ત્રના ગ્રન્થો પ્રસ્તાવનારૂપજ હોય છે, તો પછી જુદી પ્રસ્તાવનાનું પ્રયોજન શું ? એ એક પ્રશ્ન છે ? તેનો ઉત્તર એ જ કે—દરેક પુસ્તકની આદ્યમાં પ્રસ્તાવના લખવાની ચાલતી આવેલી પ્રથાનું ઉલ્લંઘન કરવું ઠીક નહીં. તેમજ ગ્રન્થનું સ્વરૂપ સંક્ષેપમાં સમજી શકાય તેજ હેતુથી પ્રસ્તાવનાની જરૂર જણાય છે ?

નરકાદિ ચોરાશીલાખ જીવાયોની રૂપ ચોરાશીલાખ ચઉટામાં અનાદિ કાળથી ભ્રમણ કરતા જીવોને મ્હોટા પુણ્યોદયે ઉત્તમ ક્ષેત્ર અને મનુષ્યગતિ પ્રાપ્ત થાય છે. ત્હેમાં પણ સદ્ગુરૂનો જોગ મળવો એતો અતિ દુર્લભ છે. એવા અનુકુળ યોગો મળ્યા છતાં પણ જેઓ ચિંતામણી રત્ન સમાન ધર્મને એળે ગુમાવે છે. તેનો જન્મ બકરીના ગળાના આંચળની માફક વ્યર્થ સમજવો.

આજ–કાલ શૃંગાર અને બિભત્સાદિ રસનાપોષક નાટકો, પદો, અને નોવૅલો ઘણાંક રચાય છે, અને તેનો જનસમાજમાં બહોળો ફેલાવો થાય છે. પ્રાણીઓ સંસારની વિષય-વાસનામાં અનાદિ કાળથી લુબ્ધ થયેલા હોવાથી ઘણા જીવોની તેવા ગ્રન્થો વાંચવામાં સહજ પ્રવૃત્તિ થાય છે. માટે ઉલટે રસ્તે વિહરતો જનસમાજ પોતાનો મનુષ્યત્વ ધર્મ સમજી સત્પ્રવૃત્તિ કરે એવા શુભ આશયથી આ ગ્રન્થની યોજના કરવામાં આવી છે.

મહાશયો ! હાલનો જમાનો પદ્ય કરતાં ગદ્યના વાંચનનો વધારે શોખીન હોવાથી આ ગ્રન્થ પદ્ય ગદ્યાત્મક બનાવવામાં આવ્યો છે. આ ગ્રન્થ મતિ કલ્પનાથી નહિ લખતાં જૈન શાસનરૂપ સમુદ્રમાંથી સારસાર મુક્તાફળો વીણી કાઢી તેનો અમુલ્ય હાર બનાવી વાંચકવૃંદને કંઠાશોભિત કરવામાં આવ્યો છે. સુક્ત મુક્તાવળી નામે એક લઘુ પણ અતિ મનોહર પદ્ય

બધ ગ્રન્થ ઉપરથી નવાં કાવ્ય રચી તેમાં વધારો સુધારો કરીને આ પુરૂષાર્થસિદ્ધિ ગ્રન્થની યોજના કરવામાં આવી છે, ફેર માત્ર એટલો જ છે કે—તે ઘણો સંક્ષેપમાં માત્ર પદ્યબંધ છે, ને તેમાં તેના કથા નાયકોનાં બીલકુલ ચરિત્રો નથી, ત્યારે આ ગ્રન્થમાં તેમાંના કથાનાયકોનાં અને તેવી જ ઉચ્ચ કોટિના બીજા મહા પુરૂષોનાં વિસ્તારથી ચરિત્રો મધુર શૈલીમાં હાલના વાંચનની યોગ્ય પદ્ધતિથી ગદ્યબંધ લખવામાં આવ્યાં છે.

પુરૂષાર્થસિદ્ધિ ગ્રન્થ ચાર વિભાગમાં વહેંચાયલો છે, એટલે કે—ધર્મ, અર્થ, કામ અને મોક્ષ આ ચાર વર્ગોથી ગુંથવામાં આવ્યો છે. એ ચાર વર્ગ સાધનાર પુરૂષો પુરૂષાર્થની સિદ્ધિ કરી શકે છે ? એ અર્થ સૂચક શબ્દ ઉપરથી આ ગ્રન્થનું નામ પુરૂષાર્થસિદ્ધિ રાખવામાં આવ્યું છે. તેમાંના પ્રથમ ધર્મવર્ગમાં પ્રથમ દેવ ગુરૂને ધર્મ તત્ત્વનું નિરૂપણુ કરવામાં આવ્યું છે. પછી જ્ઞાન, મનુષ્ય જન્મની સાફલ્યતા, સજ્જનતા, ગુણ, ન્યાય, દ્રઢ પ્રતિજ્ઞા, ઉપશમ, ત્રીકરણશુદ્ધિ, સુકુળ, વિવેક, વિનય, વિદ્યા, ઉપકાર, ઉદ્યમ, દાન, શીલ, તપ, ભાવ, ક્રોધ, માન, માયા, લોભ, દયા, સત્ય, ચોરી, કુ-શીલ, પરિગ્રહ, સંતોષ, વિષય, ઇંદ્રિયો, પ્રમાદ, સાધુ ધર્મ અને શ્રાવક ધર્મ વિષેના વિષયો છે. તે દરેક વિષયના મથાળે તે વિષેની સુંદર કવિતા અને તે નીચે તેમાંના કથા નાયકોના સરળ અને મધુર ભાષામાં વિસ્તારથી ચરિત્રો આપ્યાં છે. તે એવાં તો મનોરંજક છે કે—તેનું આ સ્થળે વર્ણન કરવા કરતાં તેને યોગ્ય ઇન્સાફ આપવાનું કામ હું વાંચક વર્ગને સોંપું છું.

ધર્મનું મૂળ અર્થ છે, એટલે કે—પૂર્વે ધર્મ આરાધન કર્યો હોય તો જ તેનું આગામી ફળ અર્થરૂપે પ્રાપ્ત થાયછે. તેથી ધર્મ વર્ગ પછી અર્થવર્ગ-ની યોજના કરી છે. તેમાં અર્થ, પરહિતચિંતન, લક્ષ્મી, કૃપણુતા, યાચના, નિર્ધનતા, રાજસેવા, શઠતા, અવિશ્વાસ, મૈત્રી, સાતે મહા વ્યસનો વિષે, કીર્ત્તિ, પ્રધાન, કલા, મૂર્ખતા અને લજ્જા વિષેની કવિતાઓ અને તેના કથા નાયકોના ચરિત્રો આપી ઉપર મુજબ યોજના કરવામાં આવી છે.

અર્થનું મૂળ કામ છે, એટલે કે—અર્થ વિના કામસિદ્ધિ થઇ શકતી

નથી. તેથી અર્થ વર્ગ પછી કામવર્ગને ગુંથવામાં આવ્યો છે. તેમાં કામ, પુરૂષ સ્ત્રીના ગુણ દોષો, સંયોગ, વિયોગ, માતા પિતાની ફરજો, અને પિતૃ ભક્તિ વિગેરે વિષયોનો સમાસ કરવામાં આવ્યો છે. તેમાં પણ ઉપર મુજબ સુંદર કવિતાઓ અને તે નીચે તેના કથાનાયકોની રમુજી કથાઓ આપીછે.

કામવર્ગનો અર્થ સ્ત્રી સેવાદિ મોજ શોખમાં કાળ ગુમાવવો એમ કેટલાક કરે છે. પણ એ અર્થ કેવળ ભૂલ ભરેલો છે. વાસ્તવિક અર્થ તો અર્થની પ્રાપ્તિથી તેનો ભોગોપભોગમાં યોગ્ય વ્યય કરી માતા પિતાની અને વડિલોની ભક્તિ તથા કોમ અને દેશસેવાથી મનુષ્ય જન્મ સફળ કરી અંતે મોક્ષ વર્ગ સાધવો, એમ છે. તેથી પ્રાંતે મોક્ષ વર્ગનું નિરૂપણ કરવામાં આવ્યું છે તેમાં પણ અનિત્યાદિક બાર ભાવનાઓનું વૈરાગ્યમય સ્વરૂપ અને બીજા વિષયોનો ઉપર મુજબ ક્રમ ગોઠવવામાં આવ્યો છે. અહીં પુરૂષાર્થસિદ્ધિ સમાપ્ત થાય છે.

વાસ્તવિક રીતે જોતાં પુરૂષાર્થસિદ્ધિજ આત્માનું અનુપમ સાધન છે. તેથી આત્માર્થિ પુરૂષોને તો એથીજ બસ છે. પરંતુ મીઠા ભોજનની સાથે ખારૂં ખાટું અને તીખું તમતમું કાંઇ હોય તોજ તે જમણ ભાવે છે. અને જમાનો પણ તેનોજ છે. તેથી આ ગ્રન્થના બીજા વિભાગ તરિકે સંસાર ચિત્ર આલેખવામાં આવ્યું છે. તેમાં નીતિમય બોધદાયક અનેક ચિત્રો મૂક્યાં છે. જેનું આ સ્થળે વર્ણન નહિ કરતાં પાઠકગણને અથથી ઇતિ સુધી વાંચવાની ભલામણ કરૂં છું. એમાં કર્મચંદના કર્મની કથા તથા પ્રેમ ઘેલી પ્રેમદા તથા શઠ બ્રહ્મચારી અને વિશ્વાસી વિપ્ર, બારવર્ષની બાળા અને બ્યાશી વર્ષનો બુઢ્ઢો, ભાગ્યદેવી ને શ્રીદેવીનો સંવાદ, ચંદનમલયાગિરિ અને વગરવિચાર્યું કામ ન કરવા વિષેના પ્રબન્ધો અતિ ચમત્કારિક અને વિનોદમય છે, તથા દાંપત્ય ધર્મ અને ઝેરી જમાનો પણ અતિ વાંચવાલાયક છે. એકંદર આ સંસાર ચિત્ર ઘણું રસમય, બોધદાયક અને નીતિને પોષણ કરનારૂં છે.

તે પછી ત્રીજા વિભાગમાં વિવિધ વિષયો ગોઠવ્યા છે. તેમાં કેટલાં

એક સ્તવનો, અનુવાદો અને વૈરાગ્યનાં પદો મૂકી અંત્ય મંગળ કરી ઉપસંહારથી આ ગ્રન્થ સમાપ્ત કરવામાં આવ્યો છે.

આ ગ્રન્થની મદદમાં શા. ડાહ્યાભાઇ સાંકળચંદે રૂ. ૧૦૦) તથા શા. વાડીલાલ મગનલાલે રૂ. ૧૦૦)ની રકમ આપીછે. ને બીજા સંભાવીત ગ્રહસ્થોએ પણ યોગ્ય મદદ કરી છે. પણ તેમણે પોતાના નામ જાહેરમાં નહિ મૂકવા કહ્યાથી આ સ્થળે આપ્યાં નથી. પણ તે સખી ગ્રહસ્થોનો આભાર માનવામાં આવે છે. આ ગ્રન્થ આદ્યંત યોગનિષ્ઠ મુનિરાજ શ્રી કર્પૂરવિજયજીએ તપાસ્યો છે ને ઉપદેશ લબ્ધિવાન મુનિરાજ શ્રી રામવિજયજીએ તેના પ્રુફ તપાસ્યા છે. તેથી આ સ્થળે તે બન્ને ગુરૂ મહારાજાને અંતઃકરણપૂર્વક અભિવંદન કરી આભાર માનવામાં આવે છે.

શ્રી સરસ્વતી દેવીનો વરદાઇ હસ્ત જેના મસ્તક ઉપર છે, અને જે કવિતારૂપી ભાષાસુંદરીની મારફતે જગત્‌રૂપ રંગભૂમિ ઉપર નાના પ્રકારના વેષ ભજવી જનસમાજને આનંદ આપે છે, એવા મહા કવિઓને હું નમન કરૂં છું. હું કાંઇ કવિ નથી, પણ સમાજસેવાને અંગે જે કાંઇ રહેજ પ્રયાસ કર્યો છે. તે સફળ કરવાનું કામ સજ્જનોના હસ્તકમળમાં છે, તેથી આ ગ્રન્થમાં મતિમાંદ્યાદિ યોગે જે કાંઇ સ્ખલના થઇ હોય તે સજ્જનોને સુધારી વાંચવા વિનંતી કરી વિરમુંછું. અસ્તુ.

સ્થળ રાયપુર,
સામળાની પોળ.
અમદાવાદ.

સાંકળચંદ પીતાંબરદાસ શાહ.
લેખક.



# અનુક્રમણિકા.

## અર્થ વર્ગ.

## કામ વર્ગ.

## મોક્ષ વર્ગ.

## સંસારચિત્ર.



## દાંપત્યધર્મ.



## વિવિધ વિષય.



॥ श्री ॥

# ॥पुरूषार्थसिद्धि॥

## મંગળાચરણ.

### શાર્દૂલવિક્રીડિતછંદ.

શ્રી સંખેશ્વરપાસ આશ પુરજો યાચું સુદાતા ગણી,
સ્વામી કામ સુકુંભ કલ્પતરૂ છો સાક્ષાત્ ચિંતામણી,
આ ગ્રન્થાદિ સુપંથમાં વિષમતા ટાળી હરો આપદા,
શ્રોતાને પુરૂષાર્થસિદ્ધિ પઢતાં આપો સદા સંપદા. ૧

સંસારે સુખસંપદા શુભ મળે સારે પ્રભુ ભક્તિને,
પારાવાર સમુદ્ર પાર કરતાં પીડે ન કો વ્યક્તિને,
તત્ત્વાતત્ત્વ વિચાર સાર મનમાં જાણે બધી જુક્તિને,
દે ઋદ્ધિ પુરૂષાર્થસિદ્ધિ જગમાં પ્રાંતે વરે મુક્તિને. ૨

## હરિગીતછંદ.

શાસનપતિ **મહાવીર** મંગલ મંગલમ્ **ગૌતમ** ગુણી,
**જિનધર્મ** મંગલ **બ્રાહ્મિ** મંગલ વાણી જિનમુખ મંડની,
જસ નામથી આધિ ઉપાધિ વ્યાધિ વિઘ્ન બધાં હરે,
**પુરૂષાર્થસિદ્ધિ** પ્રયોગ સાધી સિદ્ધિમાં ભવિ સંચરે. ૧

શિવશ્રેણી ચઢવા અસંખ્યાતા યોગ જિનરાજે કહ્યા,
**પુરૂષાર્થસિદ્ધિમાં** સમાયા યોગ બહુ એમાં રહ્યા,
નર સુર ભવે સુખસંપદા લઈ પરમપદ અંતે વરે, પુરૂષાર્થ. ૨

પુરૂષાર્થના ચૌવર્ગમાં ધર્માર્થ કામ ને મોક્ષ છે,
ત્રણ વર્ગ શુદ્ધ સધાય ધર્મથી ધર્મ મોક્ષનું વૃક્ષ છે,
તે ધર્મ સાધી અર્થ કામ ને મોક્ષ લઈ ભવિ ભવતરે. પુરૂષાર્થ. ૩

કવિ પુષ્પ ને ગાયક ભ્રમર લઈ વાસ ગુંજારવ કરે,
કવિ જડ અને ચૈતન્ય ગાયક કહ્યા તેથી કવિવરે,
નીર ક્ષીરથી ક્ષીર હંસ લે તેમ ગુણી ગુણને ઉદ્ધરે. પુરૂષાર્થ. ૪

ધાર્મિક વ્યવહારિક નૈતિક ગ્રન્થ આ શિવપંથ છે,
કરી મનન લ્યો આનંદકંદ અમંદ એ આદ્યંત છે,
શુભ છંદ **સાંકળચંદ** પાઠક પુનિત જયકમળા વરે. પુરૂષાર્થ. ૫

# અથ શ્રી ધર્મવર્ગ પ્રારંભ.

## હરિગીતછંદ.

આ ધર્મ વર્ગે દેવ ગુરૂ ને ધર્મ જ્ઞાન મનુષપણું,
સજ્જન ગુણો વળી ન્યાય ને શુભ પ્રતિજ્ઞા ઉપશમ ભણું,
પછી શુદ્ધત્રીકરણ કુળ વિવેક વિનય અને વિદ્યા તથા,
ઉપકાર ઉદ્યમ દાન શીલ તપ ભાવ ક્રોધાદિ યથા. ૧
પછી દયા સત્ય કુશીલ ચોરી પરિગ્રહ સંતોષ છે,
વળી વિષય ઇંદ્રિ પ્રમાદ સાધુ શ્રાદ્ધ ગુણનો પોષ છે,
એ સર્વની સામાન્ય વાખ્યા ગદ્ય પદ્યાત્મક બની,
શુભ રસ કવ્વાલી છંદ સાંકળચંદ વર્ગ પ્રથમ ભણી. ૨

## શ્રી દેવતત્ત્વ વિષે—કવ્વાલી.

કર્મના મર્મથી ખંતે, કર્યો રણરંગ ભવ અંતે,
વિજય કરી મુક્તિના પંથે, વહ્યા જિનરાજ તે વંદો. ૧
ત્રિભુવનનાથ ઉપકારી, દેવ એ તત્ત્વ છે ભારી,
ભવિજન ભાવથી સેવો, ખરો એ મોક્ષનો મેવો. ૨
ભજંતાં દેવ એ ભાવે, સદા સુખ સંપદા આવે,
દુરિત અઘઓઘ ભય જાવે, ભલા ભવિ ભોગ તે પાવે. ૩
પર્ષદા બારમાં ત્રિગડે, દેશના દે ચતુર મુખડે,
કરે ભવિ પાન અમિઘુંટડે, દયાળું દેવ તે સેવો. ૪

વિચરી વસુધા વિષે ભારી, પ્રબોધ્યાં ભવ્ય નરનારી,
ભ્રાત જગતાત ઉપકારી, મુક્તિપુરી શ્રેષ્ઠ શણગારી. ૫
**ઋષભસ્વામી** તણી ભક્તિ, કરી **નમિ વિનમી** જુક્તિ,
વધી વિદ્યા વડઈ મુક્તિ, ભજો ભગવાન એ ભાવે. ૬



## શ્રી નમિ અને વિનમીની કથા.

યુગાદિદેવ **શ્રી ઋષભદેવ** સ્વામીને ભરત પ્રમુખ સો પુત્ર હતા. જ્યારે ભગવાને દીક્ષા લીધી ત્યારે **ભરતને** અયોધ્યાનું અને **બાહુબળી**ને તક્ષશિલાનું રાજ્ય આપ્યું. અને બીજા અઠ્ઠાણું પુત્રોને પણ જુદાં જુદાં રાજ્ય આપ્યાં, તે વખતે ભગવાને પુત્રની જેમ પાળેલા **નમિ અને વિનમી** દેશાંતરે ગયેલા હોવાથી તેમને રાજ્યભાગ મળ્યો નહોતો. અનુક્રમે ભરતે છ ખંડ પૃથ્વી સાધી અને ચક્રવર્તી થયો. તેનો મહોત્સવ કરતી વખતે કોણ કોણ આવ્યું છે ને કોણ કોણ નથી આવ્યું ? તેનો તપાસ કરતાં ભરતના અઠ્ઠાણું ભાઈઓ આવ્યા નહોતા, તેમને દૂતો મારફતે કહેવરાવ્યું કે–" તમો આવીને મ્હોટા ભાઈની સેવા કરો." ભાઈઓએ કહ્યું કે– ' અમને ભરતે રાજ્ય આપ્યું નથી. પિતાએ આપ્યું છે, માટે પિતાને પુછીને યોગ્ય લાગશે તેમ કરીશું." પછી અઠ્ઠાણું ભાઈઓ સુવર્ણગિરિ ઉપર ભગવંતની પાસે ગયા, ને પ્રણામ કરીને કહ્યું કે–" ભરત છ ખંડ પૃથ્વી સાધી ચક્રવર્તી થયો છે, છતાં સંતોષ નહિ રાખતાં પિતાશ્રીએ આપેલું રાજ્ય છિનવી લેવા માગે છે. માટે જો પિતાજીનો હુકમ હોય તો અમો સઘળા મળીને ભરતનું રાજ્ય લેઈ લઈએ," એ પ્રમાણે ભગવાનને પુછ્યું.

ભગવાને કહ્યું કે–" રાજ્યને અંતે નર્ક છે. ને મનુષ્ય જન્મ મળવો દશ દ્દષ્ટાંતે દુર્લભ છે, માટે ઉભય લોકમાં દુઃખદાઇ રાજ્યની ઇચ્છા નહિ રાખતાં પરમાનંદમય મુક્તિશ્રીને પ્રાપ્ત કરવા સારૂં સંયમ ગ્રહણ કરો." ઈ-

ત્યાદિક ઘણો બોધ આપવાથી અઠ્ઠાણું ભાઇઓએ ભગવંતની પાસે દીક્ષા લીધી. હવે દેશાવર ગએલા **નમિ અને વિનમિ** જ્યારે અયોધ્યામાં આવ્યા ત્યારે ભગવાને તો દીક્ષા લીધી છે, અને બધા ભાઇઓને રાજ્યભાગ વહેંચી આપ્યો છે. એમ સાંભળ્યું, તેથી ભગવાનની પાસે ગયા, અને ઘણા વિનયથી માનપૂર્વક ભક્તિ સહીત કહેવા લાગ્યા કે—" દાદાજી અમને રાજ્ય ભાગ આપો " ભગવાનતો કાઉસગ્ગ ધ્યાને મૌન રહેલા હોવાથી કાંઇ બોલતા નથી. તેથી આ બન્ને ભાઇઓ રાત દિવસ ભગવાનની હજુરમાં બન્ને બાજુ ઉભા રહી ચોકી કરવા લાગ્યા, તથા પ્રભુ પાસે પુષ્પના ઢગ કરવા લાગ્યા, તથા જળથી છંટકાવ કરવા લાગ્યા. વળી અનેક પ્રકારે ભક્તિ સ્તુતિ કરતા અહોરાત્રી પ્રભુની વૈયાવચ્ચ કરવા લાગ્યા. આ પ્રમાણે ભગવાનની અનન્ય પ્રકારે ત્રિકરણશુધ્ધે ભક્તિ કરતા જોઈ પ્રસન્ન થએલા ઈંદ્રે આવીને તેમનો આદરસત્કાર કર્યો, અને બન્ને ભાઇઓને કેટલીક વિદ્યાઓ સાથે વૈતાઢ્ય પર્વતની ઉત્તરશ્રેણી અને દક્ષિણશ્રેણીનું રાજ્ય આપ્યું, તેથી તેઓ બન્ને વિદ્યાધર થઇ સુખી થયા.

આ પ્રમાણે જે શ્રી **જિનેશ્વર દેવની** ભક્તિ સ્તુતિ અને વૈયાવચ્ચાદિ કરે, ત્હેને આ ભવ અને પરભવને વિષે ઋદ્ધિ સિદ્ધિ પ્રાપ્ત થઈ અંતે મોક્ષ શ્રી પ્રાપ્ત થાય છે. ઇતિ—શમ્



## અથ શ્રી ગુરૂતત્ત્વ વિષે કવ્વાલી.

સ્વ,પર જે સમયને દાખે, તત્ત્વ નવ દ્રવ્ય ષટ્ આખે,
વસ્તુ વસ્તુગતે ભાખે, નમું નિત્ય પાદ ગુરૂરાયા. ૧
ભવિક કજ બોધવા ભાનુ, હૃદય તમ જ્યોત મુનિ માનું,
પરમ નિગ્રન્થ ગુરૂ જાણું, નમું નિત્ય પાદ ગુરૂરાયા. ૨
ધુરંધર ધર્મના ધોરી, નહિ જસ પાસ એક કોરી,
દિવાની દુનીયા છોડી, નમું નિત્ય પાદ ગુરૂરાયા. ૩

ગીતારથ જ્ઞાનના દરિયા, સદા સમતા જળે ભરીયા,
કદાગ્રહ કલેશથી ડરીયા, નમું નિત્ય પાદ ગુરૂરાયા. ૪
કષાયોની રશમ કાપી, તિલાંજલી શત્રુને આપી,
તજી કુમતિ સુમતિ સ્થાપી, નમું નિત્ય પાદ ગુરૂરાયા. ૫
સુગુરૂ સંગે રહે રંગે, બને ભવિ નિર્મળા અંગે,
નદી જેમ ગંગના સંગે, નમું નિત્ય પાદ ગુરૂરાયા. ૬
સુણી ગુરૂ કેશીની વાણી, રાય **પરદેશીએ** માની,
દેવ નર મુક્તિ પટ્ટરાણી, નમું નિત્ય પાદ ગુરૂરાયા. ૭



## શ્રી કેશીગણધર અને પરદેશી રાજાની કથા.

એકદા આમલકલ્પ ઉદ્યાનમાં શ્રી વીરભગવાન સમોસર્યા. તે સમયે નવા ઉત્પન્ન થએલા **સૂર્યાભદેવે** સ્વર્ગમાંથી આવી પ્રભુને નમી વિનંતી કરી કે—"હે પ્રભો! ગૌત્તમ પ્રમુખને નવિન નાટક દેખાડવા મને આજ્ઞા આપો." એ પ્રમાણે ત્રણ વાર વિનંતી કરી. તથાપિ સ્વામી મૌન રહ્યા. એટલે તેણે તે કાર્યમાં સમ્મત્તિ માની લીધી, કારણ કે **અનિષેધે અનુજ્ઞા** એ ન્યાયે તેણે ઇશાન દિશામાં જઇ પોતાની બે ભુજામાંથી ૧૦૮ દેવતા- અને ૧૦૮ દેવીઓ વિકુર્વી બત્રીસબદ્ધ નાટક દેખાડયું, પછી તે મહાન્ ઋદ્ધિવાળો સૂર્યાભદેવ વિદ્યુતની જેમ પોતાને સ્થાને ચાલ્યો ગયો.

તે વખતે બીજા લોકોને પ્રતિબોધ પમાડવાની ખાતર શ્રી ગૌતમસ્વામીએ પ્રભુને પુછયું કે—"આ દેવતા કોણ હતો, અને ત્હેને આટલી બધી સ્મૃદ્ધિ શાથી પ્રાપ્ત થઇ?" ભગવાન્ બોલ્યા—"હે ગૌતમ શ્વેતાંબી નગરીમાં **પ્રદેશી** નામે નાસ્તિક રાજા હતો. ત્હેને **સૂર્યકાન્તા** નામે રાણી અને **સૂર્યકાન્ત** નામે પુત્ર હતો. તથા **ચિત્ર** નામે પ્રધાન હતો. એકદા તે મંત્રી રાજકાર્ય માટે શ્રાવસ્તી નગરીમાં જિતશત્રુ રાજા પાસે ગયો.

ત્યાં કેશી નામે ગણધર પધારેલા હોવાથી તે તેમને વાંદવા ગયો; અને તે ચતુર્જ્ઞાની મુનિ પાસેથી ગ્રહસ્થ ધર્મ ( બાર વ્રત ) અંગીકાર કરી ગુરૂને શ્વેતાંબી નગરીએ પધારવાની વિનંતી કરી તે પાછો શ્વેતાંબીમાં આવ્યો.

કેશીગણધર વિહાર કરતા કરતા અનુક્રમે શ્વેતાંબીના ઉદ્યાનમાં પધાર્યા. ઉદ્યાનપાલક પાસેથી ગુરૂનું આગમન જાણી મંત્રીએ વિચાર્યું કે-"હું મંત્રી છતાં મારા સ્વામી ( રાજા ) નરકે જાય તે યોગ્ય ન કહેવાય, માટે આજે કાંઈ મિષ કરીને રાજાને ગુરૂની વાણી સંભળાવું, અને તેમ કરીને હું રાજાનો અનૃણી થાઉં." આવો વિચાર કરી ચિત્ર મંત્રી ઘોડા ખેલાવવાનો મિષ કરી પ્રદેશી રાજાને, જ્યાં સૂરિ હતા તે પ્રદેશમાં લેઇ ગયો રાજા શાન્ત થઇ વૃક્ષની છાયા નીચે બેઠો. એટલે દૂરથી ગુરૂની દેશના સાંભળવામાં આવી. તે સાંભળી રાજાએ ઉદ્વેગ પામી મુખ મરડી મંત્રી પ્રત્યે કહ્યું કે-"ઉન્મત્ત મનુષ્યની માફક આ સાધુ શું આરડે છે ?" મંત્રી બોલ્યો-"રાજન્ ! ત્યાં જવાથી ત્હેનો નિશ્ચય થશે." પછી રાજાને તેમની સમીપે લેઇ ગયો. એટલે રાજાએ આ પ્રમાણે દેશના સાંભળી.

मूढास्तत्त्वमजानाना, नानायुक्त्यर्थपेशलं ।
असद्वासनया जन्म, हारयंति मुधाहहा ॥

"નાના પ્રકારની યુક્તિયોવાળા અને અર્થથી સરસ એવા તત્ત્વને નહિ જાણનારા પ્રાણીઓ ખોટી વાસનાઓ વડે પોતાનો મનુષ્ય જન્મ વ્યર્થપણે ગુમાવે છે, એ મોટા ખેદની વાત છે." ઇત્યાદિ વાક્યો સાંભળી રાજાએ સૂરિવર્યને કહ્યું કે-"હે વ્રતધારી પરલોક, પાપ, પુણ્ય, અને જીવ છેજ નહિ. કારણ કે મારા પિતા ઘણા પાપી હતા, તે પાપ કરીને નરકે ગયા હોય તો ત્હેને હું ઘણો વહાલો હતો, તેથી ત્યાંથી આવીને મને કેમ કહે નહિ કે 'પુત્ર ! તારે પાપ કરવું નહિ, પાપથી નરકમાં દુઃખ ખમવું પડે છે.' તેથી પરલોકને પાપ છેજ નહિ એમ સિદ્ધ થાય છે. (૧) વળી મારી માતા ઘણાં દયાળુ હતાં, તે સ્વર્ગે ગયાં હોવાં જોઇએ; તો તે આ-

વીને મ્હને સ્વર્ગનું સુખ કેમ કહેતાં નથી કે-" હે પુત્ર! તારે પુણ્ય કરવું" એવી શિખામણ પણ કેમ દેતાં નથી? એ ઉપરથી સિદ્ધ થાય છે કે પરલોક નથી અને પુણ્ય પણ નથી. ( ૨ ) વળી કોઇ એક ચોરને મ્હેં લોઢાની કોઠીમાં ઘાલ્યો હતો, તે ત્હેમાં મુંઝાઇને મરી ગયો. પછી કોઠી જોતાં ત્હેમાં કોઇ ઠેકાણે છિદ્ર જોવામાં આવ્યું નહિ, તો તેનો જીવ ક્યાંથી નિકળી ગયો? ( ૩ ) વળી ત્હેના મૃત શરીરમાં કીડા પડેલા જોવામાં આવ્યા, અને તેમને પેસવાનું છિદ્ર જોવામાં આવ્યું નહિ, તેથી પ્રવેશ કરનાર કે નિકળનાર કોઇ જીવ છેજ નહિ. ( ૪ ) વળી બધા જીવ સરખા નથી તેનું શું કારણ? એમ તમે કહેશો. પણ કોઇનું બાણ દૂર જાય છે ને કોઇનું બાણ નજીક પડે છે; તેવી રીતે બધા જીવ સરખા નથી પણ તેમાં કંઈ કર્મનું કારણ નથી. ( ૫ ) વળી હે આચાર્ય! મ્હેં એક ચોરને જીવતો તુલાએ ચઢાવ્યો, અને મરણ પામ્યા પછી પણ ચઢાવ્યો, તો ભાર સરખો થયો, તેથી જો જીવ હોયતો જીવતાં ભારે અને મૂવા પછી હલકો કેમ ન થયો? તેથી જીવ સંબંધી ચિંતા કરવી વૃથા છે. ( ૬ ) વળી હે આચાર્ય! મ્હેં એક ચોરને કકડે કકડા કરી જોયો તથાપિ તેના શરીરના કોઇ પ્રદેશમાં જીવ જોવામાં આવ્યો નહિ. ( ૭ ) વળી હે પ્રભુ! જેમ ઘટપટાદિ વિગેરે પદાર્થો પ્રત્યક્ષ જોવામાં આવે છે. તેમ જીવ હોય તો તે કેમ જોવામાં આવતો નથી? ( ૮ ) વળી કુંથુવાના અને હાથીના શરીરમાં સરખો જીવ હોય તો કુંથુવાનું શરીર નાનું કેમ? અને હાથીનું શરીર મ્હોટું કેમ? ( ૯ ) વળી હે સૂરિરાજ! અમારા કુલક્રમથી જે નાસ્તિક મત ચાલ્યો આવે છે. તે મ્હારાથી કેમ છોડી દેવાય?"

આ પ્રમાણે પ્રદેશી રાજાના પ્રશ્નો સાંભળી ગુરૂ મહારાજાએ ઉત્તર આપ્યો કે-" હે રાજન્! ત્હેં ત્હારી સ્ત્રીને પરપુરૂષ સાથે રમતી જોઈ હોય અને તે પુરૂષને બાંધીને કોટવાલને મારવા સોંપ્યો હોય તે વખતે તે પુરૂષ કહે કે-" હે રાજન્! મ્હને મ્હારા પુત્રને મળવા માટે ઘેર જવા દ્યો? તો તમો તેનું વચન માનશો?" રાજા બોલ્યો-" હે આચાર્ય એવા અપરાધીનું

વચન કેમ મનાય?" ગુરૂ બોલ્યા—"ત્યારે નરકમાં રહેલા પરમાધામીઓ ત્હને મળવા માટે ત્હારા પિતાને શી રીતે છોડે?" વળી સાંભળ—"હે રાજન્! સંડાસમાં રહેલો અંત્યજ (ચંડાળ) સભામાં બેસીને નાયકાઓનું ગાયન સાંભળતા અને પુષ્પમાળાઓ ધારણ કરતા, એવા ત્હને બોલાવે તો તું શું ત્હેની પાસે જાય?" રાજાએ કહ્યું—"આચાર્ય મહારાજ! તેવે વખતે એવો આનંદ છોડીને ત્હેની પાસે શી રીતે જવાય?" ગુરૂ કહે કે—ત્યારે સભા સમાન સ્વર્ગ લોકમાં રહેલી ત્હારી માતા જે પ્રબળ સુખ ભોગવતાં હોય તે સંડાસ જેવા આ મનુષ્ય લોકમાં ત્હને મળવાને કે સમજાવવાને શી રીતે આવે? (૨) વળી સાંભળ—'ભોંયરામાં શંખ વગાડે તેનો નાદ બહાર સંભળાય છે, પણ તે સ્વરને નિકળવાનું છિદ્ર જોવામાં આવતું નથી; તેવી રીતે લોઢાની કોઠીમાંના જીવની ગતિ પણ જાણી લેવી' [૩] વળી લોઢાનો ગોળો અગ્નિમાં મૂકવાથી તે અગ્નિમય થઇ જાય છે, પણ તેમાં અગ્નિને પેસવાનું છિદ્ર જોવામાં આવતું નથી, તેવી રીતે તે ચોરના શરીરમાં કીડાઓના પ્રવેશ વિષે પણ જાણી લેવું. (૪) કોમળ બાળક અને કઠીન યુવાન તેઓ બન્ને અનુક્રમે બાણ છોડે તો, તે નજીક અને દૂર જાય તો ત્હેના કોમળ અને કઠીન દેહનો તફાવત સમજવો—કે જે દેહપૂર્વ કર્મ વડેજ પ્રાપ્ત થાય છે. (૫) જેમ વાયુથી ભરેલી ધમ્મણ ભારે થતી નથી; અને વાયુથી રહિત ધમ્મણ તોલમાં હલકી થતી નથી, તેમ તુલા ઉપર આરૂઢ કરેલા ચોરના જીવસહિત અને જીવરહિત દેહ માટે સમજવું. [૬] હે રાજન્! જેમ અરણીના કાષ્ઠમાં અગ્નિ રહેલો છે, પણ તેના ખંડ ખંડ કરીને જોતાં તે અગ્નિ જોવામાં આવતો નથી, તેમ આ શરીરની અંદર પણ જીવ રહેલો છે, પણ તે શરીરના ખંડ ખંડ કરવાથી જોવામાં આવતો નથી. ત્હેને સર્વજ્ઞજ જોઇ શકે છે. [૭] જેમ વાયુથી પાંદડાં હાલે છે, પણ વાયુ પ્રત્યક્ષ જોવામાં આવતો નથી; તેમ જીવ પ્રદેશના યોગે શરીર હાલે છે, પણ જીવ પ્રત્યક્ષ જોવામાં આવતો નથી. [૮] જેમ મોટા ઘરમાં મૂકેલો દીપક આખા ઘરમાં પ્રકાશ કરે છે, અને તેજ દીવો

નાની હાંડલીમાં મૂકયો હોય તો, તે તેટલામાંજ પ્રકાશ કરે છે; એવી રીતે જીવ પણ જેવું નાનું મોટું શરીર પામે છે, તેવો ન્હાનો મ્હોટા થઇને રહે છે. [ ૯ ] વળી તું કહે છે કે કુલક્રમથી આવેલો નાસ્તિક મત કેમ છોડું? પણ હે રાજન્! જે પરંપરાએ આવેલી અધર્મ બુદ્ધિને છોડે નહિ, તે લોહને વહન કરનાર વેપારીની જેમ વિપત્તિનું સ્થાન થાય છે. તે કથા આ પ્રમાણે છે—કોઇ ચાર મિત્રો લાભ મેળવવાને માટે દેશાંતરે જતા હતા. ત્યાં માર્ગમાં પ્રથમ લોઢાની ખાણ આવી, તેમાંથી તેઓએ લોઢું લઇ લીધું. ત્યાંથી આગળ ચાલ્યા એટલે રૂપાની ખાણ આવી, તેથી ત્રણ જણાએ તો લોઢું ફેંકી દેઇ રૂપું લીધું; પણ ચોથા મિત્રે કદાગ્રહથી લોઢું છોડયું નહિં. આગળ જતાં સોનાની ખાણ આવી, એટલે પેલા ત્રણ મિત્રોએ તો રૂપું છોડી સોનું લીધું તથાપિ પેલા ચોથા મિત્રે તો લોઢું છોડયુંજ નહિ. આગળ ચાલતાં રત્નોની ખાણ આવી, એટલે ત્રણ મિત્રોએ તો સુવર્ણ ફેંકી દેઈ રત્નો લીધાં; પણ ચોથાએ તો પોતાની હઠ કાયમ રાખી લોઢું છોડયુંજ નહિ. પરિણામે ત્રણ મિત્રો સુખી થયા, ને ચોથો દુરાગ્રહી મિત્ર જન્મ પર્યન્ત દરિદ્રી રહેવાથી દુ:ખી થયો. આ પ્રમાણે લોઢાના ભારને વહન કરનાર દુરાગ્રહીની જેમ પરંપરાએ ચાલ્યા આવતા મિથ્યાત્વને નહિ છોડનાર પુરૂષો દુ:ખી થાય છે. (૧૦)"

આ પ્રમાણે પોતાના પ્રશ્નોના ઉત્તર અશ્વ ઉપર બેઠા બેઠા સાંભળી પ્રદેશી રાજા ધર્મ પામ્યો. પછી અશ્વથી ઉતરી ગુરૂને વિનયપૂર્વક નમીને કહ્યું કે "હે મહારાજ! પ્રભાતે આપને નમીને હું મ્હારો અપરાધ ખમાવીશ"

બીજે દિવસે પ્રાતઃકાળે કોણિક રાજાની જેમ પ્રદેશી રાજાએ મ્હોટા ઉત્સવથી આવી ગુરૂને વંદના કરી, અને તેમની પાસે શ્રાવકના બાર વ્રત ગ્રહણ કર્યાં, પછી ગુરૂએ કહ્યું કે—"હે રાજન્! પુષ્પ ફળ વાળા બગીચાની જેમ પ્રથમ બીજાઓને દાન દેનારા દાતાર થઇ હમણાં ધન પ્રાપ્ત કરીને તમારે અદાતા થવું નહિ, એટલે કે સુકાઇ ગએલા વનની જેવા અરમણીય થવું નહિ. કેમ કે તેમ થવાથી અમને અંતરાય લાગે, અને ધર્મની નિંદા

થાય" પ્રદેશી રાજા બોલ્યો—"હે સ્વામી! હું મારા સાત હજાર ગામના ચાર વિભાગ કરીશ; તેમાંથી એક ભાગ વડે મારા રાજ્યના સૈન્ય તથા વાહનનું પોષણ કરીશ, બીજા ભાગ વડે અંતઃપુરનો નિર્વાહ કરીશ, ત્રીજા ભાગ વડે ભંડારની પુષ્ટિ કરીશ, અને ચોથા ભાગ વડે દાનશાળા વિગેરે ધર્મ કાર્ય કરીશ" આ પ્રમાણે ધર્મને સ્વિકારી પ્રદેશી રાજા ઘેર આવ્યો અને તે શ્રમણોપાસક થયો.

કામ ભોગમાં અનાસક્ત એવા રાજાને જાણી તેની રાણી સૂર્યકાંતા તેને મારી નાંખવાનો ઉપાય ચિંતવવા લાગી. તેણીએ પોતાના પુત્ર સૂર્યકાંતને કહ્યું કે—"તારો પિતા દેશ–મુલ્ક અને રાજ્યની બિલ્કુલ ચિંતા કરતો નથી, ને શ્રાવક થઇને ફરતો ફરે છે; તેથી શસ્ત્ર, મંત્ર, વિષ કે અગ્નિના પ્રયોગથી તું ત્હેને મારી નાંખીને રાજ્ય લેઇ લે. કોહેલા પાનને કાઢી નાંખવું એ ન્યાય છે." આ પ્રમાણેના પોતાની માતાનાં વચન સાંભળી કુમાર મૌન ધરી રહ્યો. તે જોઇ રાણીએ વિચાર્યું કે 'આ પુત્ર નમાલો છે. આને મ્હેં ગુપ્ત ભેદ [ વિચાર ] કહી નાંખ્યો, પણ આ જરૂર મંત્ર ભેદ કરશે' એવું ચિંતવી તેણીએ છળ શોધી ભોજનમાં વિષ નાંખીને પ્રદેશી રાજાને ભોજન કરાવ્યું, તેનાથી રાજાને અસહ્ય વેદના ઉત્પન્ન થઇ. એ કૃત્ય પોતાની રાણીનું છે, એમ તેના જાણવામાં આવ્યું, તથાપિ તેણે ત્હેના ઉપર કોપ કર્યો નહિ. સ્વયમેવ પૌષધાગારમાં જઇ દર્ભના સંથારા ઉપર પૂર્વાભિમુખે બેસી શક્રસ્તવ ( નમુથ્થુણં ) ભણી મનમાં પોતાના ધર્માચાર્યને સંભારી જાવજીવ સુધી સર્વ પાપસ્થાનોને વોસિરાવી સમાધિવડે કાળધર્મ પામી પેહેલા દેવલોકમાં સૂર્યાભ વિમાનને વિષે ચાર પલ્યોપમના આયુષ્ય વાળો દેવ થયો.

માત્ર ઓગણચાલીસ દિવસ શ્રાવક વ્રત પાળવાથી સાડા બાર લાખ યોજનના વિસ્તારવાળા વિમાનને વિષે મહર્દ્ધિક દેવ થયો. તેણે પ્રદેશી રાજાના ભવમાં માત્ર તેર છઠ્ઠ કરી તેરમા છઠ્ઠને પારણે સંથારો કર્યો હતો.

"દેવપણે ઉત્પન્ન થયા પછી અવધિજ્ઞાને કરી પોતાને સમકિત પ્રાપ્ત

થયાના પૂર્વ વૃત્તાંતને જાણીને સૂર્યાભદેવ પૃથ્વીપર આવ્યો, અને ભગવંત પાસે નાટક કર્યું. અનુક્રમે દેવગતિમાં ચાર પલ્યોપમનું આયુષ્ય ભોગવી ત્યાંથી ચ્યવી મહાવિદેહ ક્ષેત્રમાં ઉત્પન્ન થઇને મોક્ષે જશે." ઇતિશમ્

## અથ ધર્મતત્વ વિષે–કવ્વાલી.

શશીથી સિંધુમાં ભરતી, ધર્મથી થાય એમ ચઢતી,
વિમલ લક્ષ્મિ લીલા વધતી, ધર્મ વીતરાગનો સેવો. ૧
ધર્મથી તત્ત્વને જાણે, કર્મના મર્મ પિછાણે,
વસ્તુ વસ્તુગતે માને, ધર્મ વીતરાગનો સેવો. ૨
મનુષ્યના જન્મનો લ્હાવો, ધર્મ રૂપ વૃક્ષને વાવો,
મોક્ષફળ મેળવો ચાવો, ધર્મ વીતરાગનો સેવો. ૩
ધર્મ છે સ્વર્ગ સંસારે, ધર્મ ભવસિંધુથી તારે,
અધર્મે જાય યમદ્વારે, ધર્મ વીતરાગનો સેવો. ૪
ધર્મ શુભ વિક્રમે સાધ્યો, કીર્તિનો કોટ જગ બાંધ્યો,
સદા શક સત્યથી વાધ્યો, ધર્મ વીતરાગનો સેવો. ૫
વળી શક શાલિનો મહીમાં, વિસ્તર્યો ધર્મથી નિયમા,
ગાય જગ અદ્યપિ મહિમા, ધર્મ વીતરાગનો સેવો. ૬
સજીવન માટીના વાજી, રહ્યા નર હસ્તી સૌ ગાજી,
જીત્યો રણ સૌ સરી બાજી, ધર્મ વીતરાગનો સેવો. ૭
વાંસના દંડથી વાધ્યું, રાજ્ય કરકંડુએ સાંધ્યું,
ધર્મથી સુખ સૌ સાધ્યું, ધર્મ વીતરાગનો સેવો. ૮

પરદુઃખભંજન શ્રી વિક્રમરાજાના નામ અને તેના પરમાર્થના કામથી કોઇ અજાણ્યું નથી. સેંકડો વર્ષ થયાં તે દેવરૂપે માણસોના મન મંદિરમાં બિરાજી રહેલા છે. હાલ તેમનોજ સંવત ચાલે છે, "વિક્રમ સંવત" એ નામ જગતની જત્રીશીએ અદ્યાપિ પર્યંત ચાલુ છે, એવા મહા પ્રતાપી રાજા જો કે દ્રષ્ટિગોચર આ બાહ્ય જગતમાં નથી, તથાપિ તે જીવતાજ નર છે.

ધર્મના પ્રતાપથીજ તેમણે ન્યાય રાજ્ય ચલાવ્યું, અને ધર્મના પ્રતાપથીજ તે અનેક પ્રકારની સામગ્રી અને ઋદ્ધિ સિદ્ધિ પામ્યા હતા. તેણે શ્રી વીતરાગ પ્રણીત ધર્મ કવિચક્રચૂડામણી સૂરિશ્વર મહાત્મા શ્રી સિદ્ધસેન દિવાકરજીના ઉપદેશથી અંગીકાર કર્યો હતો. અને તેની સેવનાથીજ ઉભય લોકને વિષે તેમની કીર્તિ અમર રહી છે. એમનું ચરિત્ર અતિ વિસ્તારવાળું હોવાથી અત્રે સંક્ષિપ્ત વાત લખી છે.

શાલિવાહન પણ પ્રતાપી રાજા થયો. તે પ્રતિષ્ઠાનપૂર ( પેઠણ ) માં રાજ્ય કરતો હતો. તેનો શક હાલ હિંદુસ્તાનના કેટલાક પ્રદેશમાં ચાલે છે. મહાત્મા કાલિકાચાર્ય સૂરિશ્વરનો તે ભક્ત હતો. અને તેણે શ્રાવક ધર્મ અંગીકાર કર્યો હતો. યુદ્ધના પ્રસંગે માટીના વાહનો અને હાથી ઘોડા તથા માણસો વડે તેણે ઘણો પ્રદેશ સર કર્યો હતો. પછી માર્ગમાં નદી ઉતરતાં માટીનાં પુતળાં વિલય થઇ જવાથી ત્યાંથી તે આગળ વધી શકયો નહિ.

## કરકંડુ રાજાની કથા.

પૂર્વે ચંપાપુરીમાં દધિવાહન નામે રાજા હતો. તેને પદ્માવતી નામે રાણી હતી. તે ગર્ભિણી થઇ, ત્યારે ગર્ભના પ્રભાવથી ત્હેને એવો દોહદ થયો કે હું રાજાનો વેષ ધારણ કરીને રાજાએ જેને માથે છત્ર ધારણ કર્યું છે, એવી રીતે પટ્ટ હસ્તીપર બેસીને ઉદ્યાનાદિકમાં વિચરૂં. તે દોહદ પૂર્ણ નહિ થવાથી કૃષ્ણ પક્ષના ચંદ્રની જેમ તે પ્રતિદિન કૃશ થવા લાગી. રાજા-

એ તેનું કારણ પુછ્યું. ત્યારે રાણીએ દોહદની વાત કહી. તેથી રાજાએ તેના દોહદ પૂર્ણ કરવા માટે તેની સાથેજ હાથીપર બેસી રાણીને માથે છત્ર ધારણ કર્યું, અને તેવી રીતે રાજા વનમાં ગયો. તે વખતે અકસ્માત્ જળ વૃષ્ટિ થઇ. તે વૃષ્ટિ પ્રથમ હોવાથી પૃથ્વિમાંથી ગંધ પ્રગટ થયો, તે ગન્ધ સુંઘવાથી મદોન્મત્ત થયેલો હાથી વન તરફ દોડયો. રાજાએ તેને અંકુશ વિગેરેથી ઘણો નિવાર્યો, પણ તે અટકયો નહિ; તેથી કાયર થઇને રાજાએ રાણીને કહ્યું કે "હે પ્રિયા! દૂર પેલો વટવૃક્ષ દેખાય છે, તેની નીચે થઈ આ હાથી નીકળશે, તે વખતે તું તે વડની શાખા મજબુત રીતે પકડી લેજે, હું પણ પકડી લઇશ. પછી હાથીને જવા દઇને આપણે નગરે તરફ જઇશું." પછી જ્યારે તે હાથી વડની નીચે થઇને નીકળ્યો, ત્યારે રાજાએ તો તત્કાળ તેની શાખા પકડી લીધી, પણ રાણી તે શાખા પકડી શકી નહીં; તેથી પ્રિયાનો વિયોગ થવાથી રાજા વિલાપ કરતો પાછો વળીને તે હાથીનાંજ પગલાંને અનુસારે ચંપા નગરીમાં ગયો. અહીં હાથી ચાલતાં ચાલતાં અતિ તૃષાતુર થયો; તેથી તે મોટા અરણ્યમાં એક તળાવ આવ્યું તેમાં પેઠો. તે અવસર જાણીને રાણી તેના પરથી ઉતરી તળાવના પાણીને તરીને કાંઠે આવી. પછી તેણે વિચાર્યું કે પૂર્વના અશુભ કર્મને લીધે મારે અકસ્માત્ આપત્તિ આવી પડી છે; પરંતુ હવે રૂદન કરવાથી તો ઉલ્ટો સાત કર્મનો દૃઢ બંધ થશે, માટે હમણાં તો આ અરણ્યનું ઉલ્લંઘન કરૂં ત્યાં સુધીને માટે સાગારી[1] અનશનજ[2] અંગીકાર કરૂં.

પછી એ પ્રમાણે અભિગ્રહ લઇને તે કોઇક દિશામાં ચાલી. માર્ગમાં એક તાપસે ત્હેને દીઠી-એટલે પુછ્યું કે "અરે તું વનદેવી છે કે કિન્નરી છે?" ત્યારે તે બોલી કે-"હું જૈન ધર્મી ચેટક રાજાની પુત્રી મનુષ્યણી છું." એમ કહીને પોતાનું સર્વ વૃત્તાંત તાપસને કહી સંભળાવ્યું. તે સાંભળીને તાપસ બોલ્યો કે "હું તારા પિતાનો ભાઇ છું માટે ભય રાખીશ

૧ આગાર-છૂટવાળું. ૨ ખાન પાનનો ત્યાગ કરવારૂપ પ્રતિજ્ઞા વિશેષ.

નહિ." એમ કહીને તે તાપસે તેને આશ્વાસન આપી વન ફળાદિક વડે તેનો સત્કાર કર્યો. પછી ત્હેને નજીકના કોઇ નગરમાં તે તાપસે પહોંચાડી તે રાણી કામભોગથી નિર્વેદ પામીને સાધવીઓની પાસે જઇ તેમને વાંદીને બેઠી. ત્યારે સાધ્વીએ ત્હેને પુછ્યું કે "હે શ્રાવિકા ! તું ક્યાંથી આવી છે" ત્યારે રાણીએ દીક્ષા લેવાની ઈચ્છાથી એક ગર્ભ વિના બીજી સર્વ વાત કહી સંભળાવી. તે સાંભળીને સાધ્વી બોલ્યાં કે "હે ઉત્તમ આશયવાળી ! વિદ્યુત્ જેવા ચપળ સાંસારિક સુખની આશા છોડીને ચારિત્ર ગ્રહણ કર." તે સાંભળીને વિરક્ત થયેલી રાણીએ દીક્ષા ગ્રહણ કરી. પછી અનુક્રમે તેના ગર્ભની વૃદ્ધિ થઇ. તે જોઇને સાધ્વીઓએ પુછ્યું. ત્યારે તેણે સત્ય વાત કહી. પછી સાધ્વીઓએ તેને ગુપ્તસ્થાને રાખી. ગર્ભ સમય પૂર્ણ થતાં તેણીએ શય્યાતરને ઘેર એક પુત્રને જન્મ આપ્યો. પછી તે પુત્રને તેના પિતાના નામવાળી મુદ્રિકા પહેરાવી રત્નકંબળમાં વીંટીને તેણીએ સ્મશાનમાં મૂકી દીધો, અને ત્હેને કોણ લઇ જાય છે, તે જોવા માટે સંતાઇને ઉભી રહી. તેવામાં તે સ્મશાનનો ધણી ત્યાં આવ્યો. ત્હેણે તે પુત્રને જોઈ ઉપાડી લઇને પોતાની સ્રીને આપ્યો. તે ચાંડાળની પાછળ જઈ ત્હેનું ઘર જોઇને સાધ્વી ઉપાશ્રયે પાછી આવી. પછી હમેશાં તે સાધ્વી ત્હેને ઘેર જઇને મોદક વિગેરે આપી મોહથી ત્હેને લાડ લડાવવા લાગી. તે પુત્રના શરીરમાં જન્મથીજ કંડુ એટલે ખરજનો વ્યાધી થયો. એકદા તે પુત્ર બીજા બાળકો સાથે ક્રીડા કરતાં બોલ્યો કે "હું તમારો રાજા છું, માટે તમે મ્હને કર આપો" બાળકો બોલ્યા કે "શું આપીએ ?" તેણે કહ્યું કે "તમે તમારા કરથી [ હાથેથી ] મ્હને ખુબ ખજવાળો, તેથી હું પ્રસન્ન થઇશ." પછી બાળકો ત્હેને ખજવાળતા સતા કરકંડુના નામથી બોલાવવા લાગ્યા. અનુક્રમે તે પુત્ર યુવાવસ્થા પામ્યો, ત્યારે તે સ્મશાનની રક્ષા કરવા લાગ્યો.

એકદા બે મુનિ વિહાર કરતા કરતા ત્યાં આવ્યા. તેમાં એક મુનિ લક્ષણશાસ્ત્રના જાણ હતા. તેણે વાંસની જાળમાં એક દંડ જોઇને બીજા મુનિને કહ્યું કે "આ દંડ હજુ ચાર આંગળ મ્હોટો થાય ત્યાં સુધી રાહ

જોયા પછી તેને જે માણસ ગ્રહણ કરે તે રાજા થાય” તે વાક્ય કરકંડુએ અને એક બ્રાહ્મણે સાંભળ્યું. પછી તે દંડ જ્યારે ચાર આંગળ વધ્યો ત્યારે તે બ્રાહ્મણે તેને ખોદીને કાઢયો. તે જોઈને કરકંડુએ તેની સાથે મોટા કજીઓ કરીને તે દંડ લઈ લીધો. લોકોએ હસીને ત્હેને પુછ્યું કે “તું આ દંડને શું કરીશ?” ત્યારે તે બોલ્યો કે “આના પ્રતાપથી હું રાજા થઈશ લોકોએ કહ્યું કે “તું રાજા થાય ત્યારે આ બ્રાહ્મણને એક ગામ આપજે” તે વચન અંગીકાર કરીને કરકંડુ પોતાને ઘેર ગયો. પેલા બ્રાહ્મણે વિચાર્યું કે “કરકંડુને હણીને પણ દંડ લઉં.” ત્હેનો આવો અભિપ્રાય જાણીને ભય પામેલો કરકંડુ ત્યાંથી નાસીને કાંચનપૂરે ગયો. ત્યાં થાકી જવાથી ગામ બહાર ઉદ્યાનમાં તે સુતો. તેજ દિવસે તે ગામનો રાજા પુત્ર વિના મરી જવાથી પ્રધાનોએ પાંચ દિવ્ય પ્રગટ કર્યા. તે દિવ્યોથી કરકંડુને રાજ્ય મળ્યું; એટલે તે હસ્તીપર આરૂઢ થઈને નગર પ્રવેશ કરતો હતો, તેવામાં પેલા બ્રાહ્મણે આવીને ત્હેને અટકાવ્યો, અને તે બોલ્યો કે “અરે ચાંડાલ! ત્હને રાજ્ય ઘટે નહીં.” તે સાંભળીને કરકંડુએ પેલો દંડ હાથમાં લઈને ભમાડયો, એટલે ભય પામીને તે બ્રાહ્મણ નાસી ગયો. પછી પ્રધાનોએ તેનો રાજ્યાભિષેક કર્યો. અને કરકંડુ રાજાએ સર્વ ચાંડાળોને બ્રાહ્મણો કર્યા. કહ્યું છે કે—

**दधिवाहनपुत्रेण, राज्ञा च करकंडुना ।**
**वाटधानकवास्तव्या, श्चांडाला ब्राह्मणीकृताः ॥**

ભાવાર્થ—“દધિવાહન રાજાના પુત્ર કરકંડુ રાજાએ વાટધાનકના રહીશ ચાંડાળોને બ્રાહ્મણ કર્યા” એકદા પેલા બ્રાહ્મણે આવીને કરકંડુને કહ્યું કે હે રાજા! તમે મ્હને પૂર્વે એક ગામ આપવાનું વચન આપ્યું છે તે આપો.” રાજાએ કહ્યું કે “બોલ્ય ત્હને કયું ગામ આપું?” ત્યારે તે બોલ્યો કે “મને ચંપાનગરીની નજીકમાં એક ગામ આપો” તે સાંભળીને કરકંડુ રાજાએ ચંપાપુરીના રાજા દધિવાહન ઉપર લેખ લખી આપ્યો કે “આ બ્રાહ્-

મુને એક ગામ આપજો." તે બ્રાહ્મણે ચંપાપુરી જઇને દધિવાહન રાજાને તે કાગળ આપ્યો. તે વાંચીને ક્રોધથી રાતાં નેત્રવાળો દધિવાહન રાજા બોલ્યો કે "અરે બ્રાહ્મણ! ચાંડાળના હાથે લખેલા કાગળનો સ્પર્શ કરવાથી હું મલીન થયો છું; માટે તું સત્વર ચાલ્યો જા, નહિ તો તું પણ હમણાં મારા કોપાગ્નિમાં પતંગ રૂપ થઇ જઇશ." તે સાંભળીને બ્રાહ્મણે ત્યાંથી શીઘ્રપણે કરકંડુ પાસે જઇને તે વૃત્તાંત કહ્યું; તેથી ક્રોધ પામેલા કરકંડુએ મોટું સૈન્ય લઇને ચંપાપુરી ઘેરી લીધી. બન્ને રાજાના સૈન્યોને પરસ્પર યુદ્ધ થયું. તે વાત દધિવાહનની રાણી સાધ્વી થએલાંએ સાંભળી, તેથી તે પ્રથમ કરકંડુ પાસે આવ્યાં. એટલે કરકંડુ ઉઠીને સામો જઇ તેમને નમ્યો. પછી સાધ્વીએ ત્હેને એકાંતમાં લેઈ જઇને પૂર્વની સર્વ હકીકત કહીને કહ્યું કે "હે પુત્ર! પોતાના પિતા સાથે યુદ્ધ કરવું તે યોગ્ય નથી. કદાચ ત્હને આ વાતનો વિશ્વાસ ન આવતો હોય તો, જન્મ વખતે તારા હાથમાં મ્હેં પહેરાવેલી તારા પિતાના નામવાળી મુદ્રિકા જો." કરકંડુ તે જોઇને શંકારહિત થયો અને બોલ્યો કે "હે માતા! તમે મારા પિતાની પાસે જઇ આ વાતનો બોધ કરો." એટલે તે સાધ્વી ત્યાંથી દધિવાહન પાસે ગયાં, અને ત્હેને પણ પૂર્વનું સર્વ વૃત્તાંત કહ્યું. રાજાએ પુછ્યું કે "તે ગર્ભ ક્યાં ગયો?" સાધ્વી બોલ્યાં કે—"હે રાજન્! જેણે તમારૂં નગર ઘેર્યું છે, તેજ તે ગર્ભ છે." ઇત્યાદિ સર્વ વૃત્તાંત સાંભળીને આનંદ પામેલો રાજા પુત્રને મળવા ઉત્કંઠિત થઇ તેની સામો ચાલ્યો. તેમને આવતા જોઈ કરકંડુ પણ પગે ચાલતો સન્મુખ ગયો, અને પિતાના ચરણમાં પડયો. પિતાએ તેને બે હાથે પકડી લઇને આલિંગન કર્યું. પછી અનુક્રમે દધિવાહન રાજાએ ત્હેને રાજ્ય સોંપીને દીક્ષા ગ્રહણ કરી. કરકંડુ રાજા ન્યાયથી બન્ને રાજ્ય ચલાવવા લાગ્યો.

એકદા કરકંડુ રાજા ગોકુળ (ગાયોનો વાડો) જોવા ગયો. ત્યાં તેણે રૂપા જેવો અતિ શ્વેત એક વાછડો જોયો. ત્હેને જોતાંજ ત્હેના ઉપર અતિ પ્રેમ આવવાથી તેણે ગાયો દોનારને કહ્યું કે "આ વાછરડાને માત્ર ત્હેની

માનુંજ દૂધ પાવું એમ નહીં, પણ બીજી ગાયોનું દૂધ પણ ત્હેને પેટપુરતું હમેશાં પાવું." તે સાંભળીને તે ગોપાલકો પણ તે પ્રમાણે કરવા લાગ્યા. એટલે તે વાછડો ચંદ્રની કાંતિ સાથે પણ સ્પર્ધા કરે તેવો અને અત્યંત પુષ્ટ થયો. રાજા ત્હેને બીજા વૃષભો સાથે યુદ્ધ કરાવતો, પણ કોઈ સાંઢ ત્હેને જીતી શકતો નહી. પછી કેટલોક કાળ વ્યતીત થયા પછી એકદા રાજા ગોકુળ જોવા ગયો. ત્યાં નાના વાછરડાઓ જેને લાત પ્રહાર કરે છે." એવો એક વૃદ્ધ વૃષભ જોઇને રાજાએ ગોપાળને પુછયું કે "પેલો મહા વીર્યવાળો પુષ્ટ વૃષભ કયાં છે?" ગોપાળે કહ્યું કે "હે દેવ! તેજ આ વૃષભ છે, પણ તે વૃદ્ધાવસ્થાથી વ્યાપ્ત થયેલો છે," તે સાંભળીને રાજાએ વિચાર્યું કે "અહો! સર્વ પદાર્થો અનિત્ય છે. પ્રત્યંચાના ટંકાર શબ્દથી પક્ષીઓની જેમ જેના ભંભારવથી [ ધડુકવાથી ] બળવાન વૃષભો પણ નાસી જતા હતા. તે આજે નાના વાછરડાઓની લાતોના પ્રહારને સહન કરે છે. જેનું સ્વરૂપ જોઇને ચંદ્રના દર્શનની પણ ઇચ્છા થતી નહીં, તે આજે ત્હેની સામે જોવાથી દુર્ગન્ધની જેમ જુગુપ્સા ઉત્પન્ન કરે છે; તેથી આ પરાક્રમ, આ વય, આ રૂપ, આ રાજ્ય અને આ વૈભવ વિગેરે સર્વ ધ્વજાના છેડાની જેવાં ચંચળ છે એમ પ્રત્યક્ષ ભાસ થાય છે; તેમ છતાં પણ માણસો અજ્ઞાનને લીધે તે વાતને સમજતા નથી. માટે હુંતો આત્મ તત્ત્વને પ્રાપ્ત કરનાર સ્વભાવ ધર્માનુયાયી ધર્મનું સેવન કરી જન્મ સાફલ્ય કરૂં." એ પ્રમાણે વિચાર કરીને પોતેજ પોતાના હાથવડે મસ્તક પરના કેશનો લોચ કરીને દેવતાએ આપેલા મુનિવેષને ધારણ કરી આત્મ ધર્મમાં રાગી થયેલા તે પ્રત્યેકબુદ્ધ કરકંડુ મુનિ પૃથ્વીપર વિહાર કરવા લાગ્યા. ઇતિ—શમ.

---

## અથ જ્ઞાન વિષે—કવ્વાલી.

સંપદા હોય કદી ભાગ્યે, વિના જ્ઞાને દુખી લાગે;
દાહિણું જ્ઞાન ઘટ જાગે, જ્ઞાન ભવસિંધુથી તારે. ૧

સ્વ, પર હિત હેત શ્રુત ભણીએ, ભણાવીને અધિક લણીએ;
પાજ પાણી પ્રથમ ચણીએ, જ્ઞાન ભવસિંધુથી તારે. ૨
જ્ઞાન તરણી જ્યોત દ્વારે, મોહ અજ્ઞાન તમ વારે;
નમું તે જ્ઞાન સંસારે, જ્ઞાન ભવસિંધુથી તારે. ૩
હર્યો ભય શ્લોક એક બોધે, રૂષિ યવ જ્ઞાનના શોધે;
ચિલાતીપુત્ર પદ બોધે, તરી સંસારને રોધે. ૪
ભણી શ્રુત માસતુષાદિ, થયા જ્ઞાની ટળી વ્યાધી;
પ્રભુ મુખ વાણી શ્રુત સાધી, રોહણીએ અભયને વંચ્યો. ૫

## યવ રૂષિની કથા.

વિશાલા નામની નગરીમાં યવ નામે રાજા હતો. તેને ગર્દભિલ્લ નામનો પુત્ર, અણુલ્લિકા નામની પુત્રી અને દીર્ઘપુષ્ટ નામનો પ્રધાન હતો. એક દિવસ રાત્રીના પાછલા ભાગમાં જાગેલા રાજાએ વિચાર્યું કે— "મ્હેં પૂર્વભવમાં કાંઇ પણ અદ્‌ભુત સુકૃત કર્યું હશે કે જેથી તે સુકૃતના પ્રભાવે સમુદ્ર પર્યંત સમગ્ર પૃથ્વીને સ્વતંત્રતાથી ભોગવું છું. માટે આ ભવમાં પણ હવે એવું સુકૃત કરૂં કે જેથી આવતો ભવ પણ સુધરે." આ પ્રમાણે વિચારીને પ્રાતઃકાલે પોતાના પુત્રને રાજ્યપર બેસાડી તથા તેને કેટલીક હિતશિક્ષા આપીને ઉપવનમાં આવેલા ગુરૂને વાંદી તેમની પાસે ચારિત્ર ગ્રહણ કર્યું પછી વૈયાવચ્ચમાં તત્પર રહ્યા સતા તેમણે તીવ્ર તપ કરવા માંડ્યું, અને ગુરૂ મહારાજની સાથે વિહાર કરવા લાગ્યા. ગુરૂએ શાસ્ત્રનો અભ્યાસ કરવા માટે બહુ કહ્યું, તો પણ તે કાંઇ શિખ્યા નહિ; અને "હું વૃદ્ધ છું તેથી મને પાઠ આવડશે નહીં" એમ કહેવા લાગ્યા. એકદા લાભનું કારણ જોઇને ગુરૂમહારાજે તે યવમુનિને તેના પુત્રને પ્રતિબોધ કરવા માટે વિશાલા નગરીએ મોકલ્યા. ગુરૂનાં વચનને પુષ્પમાળાની જેમ મસ્તક પર ચઢાવીને તે ચાલ્યા. રસ્તામાં તેણે વિચાર્યું કે—" મને કિંચિત્ પણ શાસ્ત્રનું જ્ઞાન નથી, તો હું પુત્રને તથા બીજાઓને શું ઉપદેશ આપીશ." ?

આ પ્રમાણે વિચાર કરે છે. તેવામાં નજીકના કોઇ ખેતરમાં જવ ખાવાની ઇચ્છાથી આવતા પણ ભય વડે ચોતરફ જોતા એક ગધેડાને તે ખેતરના રક્ષકે નીચે પ્રમાણે ગાથા કહી.

**ओहावसी पहावसि ममं चेव नि[illegible] ।**
**[illegible] ते अभिप्पायो जवं भखेसी गद्दहा ॥**

**ભાવાર્થ**—" હે ગર્દભ ! તું ઉતાવળો આવે છે, અને મને જુવે છે. પણ મેં તારો અભિપ્રાય જાણ્યો છે કે તારે જવનું ભક્ષણ કરવાની ઇચ્છા છે."

આ પ્રમાણેની ગાથા સાંભળીને યવ મુનિએ જાણે અમોઘ શસ્ત્ર માર્યું હોય, તેવી તે ગાથા માની; અને તેને મહા વિદ્યાની જેમ સંભારતા સંભારતા આગળ ચાલ્યા. કેટલેક દૂર જતાં કોઇ એક ગામની નજીકમાં કેટલાએક છોકરા રમતા હતા તેમાં એક છોકરાએ લાકડાના કડકાની અણુલિકા (મોઇ) ફેંકી તે બીજા બાળકોએ શોધી, પણ જડી નહીં. ત્યારે કોઇ છોકરાએ નીચે પ્રમાણે ગાથા કહી—

**अओ गया तओ गया, जोइज्जंति न दीसई ।**
**अम्हे न दीट्ठा तुम्हे न दीट्ठा, अगडे बूडा अणुल्लिया ॥**

**ભાવાર્થ**—અહીંથી ગઇ ત્યાંથી ગઇ શોધ કરતાં પણ મળી નહીં અમે જોઇ નથી. તેમ તમે પણ જોઇ નથી. પણ તે અણુલિકા (મોઇ) ખાડામાં પડી છે."

આ ગાથા પણ યવમુનિને તત્કાળ કંઠે થઇ ગઇ પછી તેનું વારંવાર સ્મરણ કરતાં આગળ ચાલ્યા. કેટલેક દિવસે તે વિશાલા નગરી સમીપે આવ્યા ત્યાં એક કુંભારને ઘેર રાત્રી વાસો રહ્યા. તે કુંભારના ઘરમાં એક ઉંદર આમતેમ ભમતો હતો, તેને કુંભારે નીચે પ્રમાણે ગાથા કહી.

**सुकुमालसुकोमल भद्दलया, तुम्हे रत्ति हिंडणसीलणया ।**
**अम्हपासा न ते भयं, दिहपीठाउ ते भयं ॥**

ભાવાર્થ—કોમળ અંગવાળા હે ભદ્ર ! તારો રાત્રે ચાલવાનો સ્વભાવ છે. પણ તારે અમારા તરફનો ભય નથી દીર્ઘપૃષ્ટ (સર્પ)થી તારે ભય છે."

આ ગાથા પણ યવમુનિએ કંઠે કરી પછી એ ત્રણ ગાથાને કલ્પ વૃક્ષ, ચિંતામણિરત્ન અને કામધેનુ સમાન માનીને તેનું વારંવાર આ વર્તન કરવા લાગ્યા. હવે તે વિશાલા નગરીમાં દીર્ઘપૃષ્ટ મંત્રીએ "ગર્દભિલ્લ રાજાને કોઇ પણ ઉપાયથી મારીને તેના રાજ્યપર મારા પુત્રને બેસાડીને તેને ગર્દભિલ્લની બેન અણુલ્લિકા પરણાવીશ" એમ ધારીને તે રાજાની બ્હેન અણુલ્લિકાને પોતાના ઘરના ભોંયરામાં ગુપ્ત રીતે સંતાડી છે. રાજાના સુભટોએ ત્હેની ઘણી શોધ કરી પણ ત્હેનો પત્તો લાગ્યો નહિ તેવામાં મંત્રીએ યવમુનિને આવેલા સાંભળીને વિચાર્યું કે—આ યવમુનિને તપના પ્રભાવથી જ્ઞાન પ્રાપ્ત થયું હશે; અને તેથી મારૂં સર્વ કપટ જાણીને તે જો રાજાને કહેશે, તો રાજા મ્હને મારા કુટુંબ સહિત હણી નાંખશે, માટે હું કાંઈ પણ આગળથી ત્હેનો ઉપાય કરૂં, એમ વિચારીને તે રાત્રીને વખતેજ ગર્દભિલ્લ રાજા પાસે ગયો. રાજાએ ત્હેને અવસર વિના આવવાનું કારણ પુછ્યું, એટલે તે બોલ્યો કે—ચારિત્રથી ભ્રષ્ટ થયેલા આપના પિતા અહીં આવ્યા છે ને કુંભારને ઘેર રાત રહ્યા છે; તે પ્રાતઃકાળે આવીને આપનું રાજ્ય લઇ લેશે." આ પ્રમાણે સાંભળીને રાજા બોલ્યો કે. "જો પિતાશ્રી રાજ્ય લેશે તો હું મારૂં મ્હોટું ભાગ્ય માનીશ." મંત્રીએ કહ્યું કે પોતાને મળેલું રાજ્ય ગુમાવવું યોગ્ય નથી. કોણિક રાજાની જેમ એવા પિતાને તો હણી નાંખવા તેજ યોગ્ય છે" આ પ્રમાણે કહી વિવિધ પ્રકારની યુક્તિથી કપટી મંત્રીએ રાજાને સમજાવ્યો. એટલે રાત્રિમાંજ પિતાનો વધ કરવા માટે ગર્દભિલ્લ રાજા હાથમાં ખડ્ગ લઇ તે કુંભારને ઘેર ગયો, અને બારણાની સાંધમાંથી પિતાને જોવા લાગ્યો, તેટલામાં યવમુનિ સહજ બુદ્ધિથી પહેલી ગાથા બોલ્યા. તે સાંભળીને રાજાએ વિચાર્યું કે "અહો ! મારા પિતાએ મારો અભિપ્રાય જાણ્યો—કેમ કે તે કહે છે કે—હે ગધા ! એટલે હે ગર્દભિલ્લ તું યવં એટલે યવ રૂષિને ભક્ષણ કરવા

ઇચ્છે છે." આ પ્રમાણે રાજાએ પોતાની બુદ્ધિથી તે ગાથાનો અર્થ કર્યો, અને પાછો વિચારવા લાગ્યો કે-" આમ તેમ જોતાં મને મારા પિતાએ જ્ઞાન વડે જાણ્યો, પણ જો તે ખરેખરા જ્ઞાની હશે તો મારી બ્હેનના સમાચાર કહેશે " આ પ્રમાણે વિચારે છે, તેવામાં તેજ વખતે યવમુનિ બીજી ગાથા બોલ્યા. તે સાંભળી તેણે તે ગાથાનો એવો અર્થ કર્યો કે-" મ્હેં મારી બહેન અણલ્લિકાની સર્વત્ર શોધ કરી, પણ ત્હેને કોઇએ ભોંયરામાં સંતાડી છે." આ પ્રમાણે અર્થ ચિંતવીને વળી વિચારવા લાગ્યો કે " જો હવે મ્હારી બ્હેનને જેણે સંતાડી હોય ત્હેનું નામ પ્રકાશ કરે તો સારૂં." તેવામાં મુનિ ત્રીજી ગાથા બોલ્યા તે સાંભળી તેનો અર્થ તેણે એવો ધાર્યો કે " તું કોમળ છે. રાત્રીએ ચાલવાનો તારો સ્વભાવ છે. તું અમારાથી બીહે છે; પણ અમારાથી ત્હને ભય નથી. દીર્ઘપૃષ્ટ નામના મંત્રીથી ત્હારે ભય રાખવાનો છે." આવો અર્થ ધારી તમામ શંકા દૂર થવાથી તે બારણું ઉઘાડી અંદર આવ્યો; અને પોતાના જ્ઞાની પિતાને મારવાની ઈચ્છા કરનારા એવા પોતાના આત્માની નિંદા કરતો સતો ગદ્‌ગદિત અશ્રુપાત સહિત પિતા મુનિને વાંદીને પોતાનો અપરાધ નિવેદન કરવા પૂર્વક ખમાવ્યો. તે સર્વ સાંભળી મુનિતો મૌન રહ્યા, કેમકે "મૌનં સર્વાર્થસાધકમ્"

પછી રાજા પોતાને ઘેર આવ્યો. રાત્રી ગયા પછી પ્રાતઃકાળે ત્હેણે પોતાના સીપાઇઓ પાસે મંત્રીના ઘરની તપાસ કરાવીને ભોંયરામાંથી પોતાની બ્હેનને મેળવી. મંત્રીને તેના કુટુંબ સહીત દેશમાંથી કાઢી મૂક્યો, અને જ્ઞાની મુનિની પ્રશંસા કરી તેમને નમીને તેમણે કહેલો ધર્મ અંગીકાર કર્યો.

આ પ્રમાણે પુરના લોક સહિત પોતાના કુટુંબને પ્રતિબોધ કરીને યવરાજર્ષિ ગુરૂમહારાજ પાસે આવ્યા. ગુરૂમહારાજ પણ સર્વ વૃત્તાંત સાંભળીને વિસ્મય પામ્યા. પછી યવમુનિ પણ આળસ છોડીને વિનય સહિત શ્રુતનો અભ્યાસ કરવા લાગ્યા. જ્ઞાનનું ફળ પ્રત્યક્ષ જોવાથી જ્ઞાનાભ્યાસ કરી તપ તપીને અનુક્રમે મોક્ષે ગયા.

---

## મનુષ્ય જન્મની સાફલ્યતા વિષે–કવ્વાલી.

મનુષ્ય ભવ પામવો દોહિલો, કહ્યાં દ્રષ્ટાંત દશ જોઈલ્યો,
ક્ષેત્ર જિનધર્મ ક્યાં સોહિલો ? મળ્યાં પુણ્ય યોગ ના ખોઇલ્યો. ૧
મનુષ્યભવ મોક્ષનો હેતુ, મનુષ્યભવ સિંધુમાં સેતુ,
ગુમાવે વ્યર્થ ધૂમકેતુ, સફળ આત્મા કરે તે તું. ૨
મનુષ્યભવ સ્વર્ગ નિસરણી, હોય શુભ રહેણીને કહેણી,
સ્વધર્મે સાધીએ શ્રેણી, ધર્મ છે ઘોત જગ તરણી. ૩
નૃભવ ચિંતામણી પાયો, રાગ વશ કાગ ઉડાયો,
ગયો લઈ ચાંચ પસ્તાયો, પ્રમાદે જીવ મુંઝાયો, ૪
મનુષ્યભવ હારી પસ્તાયો, શશિનૃપ શોચ મન પાયો,
આત્મબળ ફોરવી ફાવો, સફળ કર જન્મ સુખદાયો. ૫
દિવ્ય ચાણુાકયના પાસા, રમ્યા તે સર્વ નિરાશા,
કદી કોઇ તે જીતે પાસા, મનુષ્યભવની ન ફરી આશા. ૬

## પાસાનું દ્દષ્ટાંત–ચાણુાકયની કથા.

ગોલદેશમાં ચણુક નામનો એક જૈન બ્રાહ્મણુ રહેતો હતો. તેને ચણેશ્વરી નામની પત્નિ હતી. તે સ્ત્રીથી ચાણુાકય નામનો જન્મથીજ દાંત વાળો પુત્ર થયો. એકદા તેને ઘેર કોઈ જ્ઞાની મુનિ આહાર માટે આવ્યા. તે વખતે મુનિને નમીને તે દંપતીએ પુંછ્યું કે “ હે પૂજ્ય ! આ પુત્ર દાંત સહીત જન્મ્યો છે. તેનું શું ફળ ?” મુનિ બોલ્યા કે “ એ રાજા થશે ” તે સાંભળી ચણુકને ખેદ થયો, અને ” મારો પુત્ર રાજ્યના આરંભથી અધોગતિ ન પામો ” એમ વિચારીને તેણે તે બાળકના દાંત ઘસી નાખ્યા પછી તે વાત ચણુકે ફરીને પાછી તેજ મુનિને કહી, ત્યારે તે મુનિ બોલ્યા કે “હવે તે બાળક પ્રધાન શ્રેષ્ઠ થશે. ”

અનુક્રમે વૃદ્ધિ પામતો ચાણુાક્ય સકળ કળામાં કુશળ થયો. તે યુવાન

થયો ત્યારે એક બ્રાહ્મણની કન્યા સાથે પરણ્યો તે નિર્ધન હતો, તોપણ સંતોષી હોવાથી ધનને માટે બહુ પ્રયત્ન કરતો નહીં. અન્યદા તેની સ્ત્રી પોતાના ભાઇનાં લગ્ન હોવાથી પિતાને ઘેર ગઈ; પણ નિર્ધનતાને લીધે તેના ભાઇઓની સ્ત્રીઓ વિગેરેએ તેને આદરમાન આપ્યું નહીં, અને ભોજનાદિકમાં પણ પંક્તિભેદ કર્યો. તે જોઇ પોતાના અતિ દુર્ભાગ્યથી લજ્જા પામીને તે પતિને ઘેર આવી. તેને અત્યંત શોકાતુર જોઇને ચાણાકયે આગ્રહથી શોકનું કારણ પૂછ્યું, ત્યારે અશ્રુની વૃષ્ટિ કરતી તેણે પોતાના પરાભવની વાત કહી સંભળાવી. તે સાંભળીને ચાણાકયે વિચાર્યું કે—

कलावान् कुलवान् दाता, यशस्वी रुपवान पे ।
विना श्रियं भवेन्मर्त्यो, निस्तेजाः क्षीणचंद्रवत् ॥

માટે નન્દરાજા બ્રાહ્મણોને ઘણું ધન આપે છે. તેથી ત્યાં જાઉં એમ વિચારીને ચાણાકય તરતજ પાટલીપુર ગયો. ત્યાં રાજ્યસભામાં જઇને રાજાનાજ સિંહાસનપર ચઢી બેઠો. થોડીવારે એક નિમિત્ત જાણનાર સિદ્ધપુત્રની સાથે નન્દરાજા સભામાં આવ્યા. ત્યાં સિંહાસનપર બેઠેલા ચાણાકયને જોઇને તે સિદ્ધપુત્ર બોલ્યો કે "આ બ્રાહ્મણ નન્દવંશની છાયા (મર્યાદાનું) ઉલ્લંઘન કરીને સિંહાસનપર બેઠો છે." તે સાંભળીને રાજાની દાસીએ ચાણાકયને કહ્યું કે "હે પૂજ્ય! આ બીજા સિંહાસનપર બેસો." તે બોલ્યો કે "આ બીજા આસનપર મારૂં કમંડળ રહેશે" એમ કહી ત્યાં કમંડળ મૂકયું. પણ પોતે મૂળ સિંહાસન પરથી ઉઠયો નહીં. ત્યારે દાસી ત્રીજું સિંહાસન લાવી. તેનાપર ચાણાકયે દંડ મૂકયો. દાસી ચોથું આસન લાવી. તેનાપર તેણે અક્ષમાળા મૂકી. અને પાંચમા આસનપર તેણે બ્રહ્મસૂત્ર મૂકયું. ત્યારે દાસી બોલી કે "અહો! આ બ્રાહ્મણ કેવો ધૃષ્ટ અને મૂર્ખ છે!" તે સાંભળીને ક્રોધ પામેલો ચાણાકય દાસીને પગથી લાત મારીને સર્વ લોક સાંભળતાં બોલ્યો—"ભંડાર અને સેવકો વડે જેનું મૂળ મજબુત થયેલું છે, અને પુત્રો તથા મિત્રો વડે જેની શાખાઓ વૃદ્ધિ પામેલી છે, એવા નન્દરૂપી

મહા વૃક્ષને ઉગ્ર વેગવાળા વાયુની જેમ હું મૂળથી ઉખેડીને ભમાવીશ."

તે સાંભળીને "આ ભિક્ષુક બ્રાહ્મણથી શું થવાનું છે?" એમ ધારી રાજાએ પણ તેની ઉપેક્ષા કરી. એટલે તે ચાણાક્ય ત્યાંથી નિકળીને ભમતો ભમતો નન્દરાજાના મયૂરપોષકના ગામમાં આવ્યો. ત્યાં તે પરિવ્રાજકનો વેષ ધારણ કરીને રહ્યો. તે ગામના ગામેતીની પુત્રીને ચંદ્ર પીવાનો દોહદ થયો હતો. તે દોહદને પૂર્ણ કરવા કોઇ સમર્થ થયું નહીં. તેથી તેના પિતાએ ચાણાકયને કહ્યું. ત્યારે તે બોલ્યો કે–"જો તે પુત્રીના ગર્ભમાં રહેલો પુત્ર મ્હને આપવાનું કબુલ કરોતો હું ત્હેનો દોહદ પૂર્ણ કરૂં." તે સાંભળીને "ગર્ભવંતી પુત્રી દોહદ પૂર્ણ ન થવાથી મરી ન જાઓ" એમ ધારી તેણે ચાણાક્યનું વચન કબુલ કર્યું પછી ચાણાક્યે એક છિદ્રવાળો વસ્ત્રનો મંડપ કરાવ્યો, તે મંડપની ઉપર છાની રીતે એક ગુપ્ત માણસને રાખ્યો ને તે છિદ્રની નીચે મંડપમાં દૂધથી ભરેલો એક થાળ મુક્યો. કાર્તિકી પુર્ણિમાની રાત્રે ચંદ્રનું પ્રતિબિંબ તે થાળમાં પડ્યું. તે પ્રતિબિંબ તે ગર્ભિણીને બતાવીને ચાણાકય બોલ્યો કે "આ ચંદ્રનું પાન કર" પછી પ્રસન્ન થયેલી તે સ્ત્રીએ ચંદ્રપાનની બુદ્ધિથી થાળમાંનું દૂધ પીવાનો આરંભ કર્યો જેમ જેમ તે સ્ત્રી થાળમાંથી દૂધ પીતી ગઇ, તેમ તેમ મંડપ ઉપર રહેલા ગુપ્ત માણસે ધીરે ધીરે તે છિદ્ર ઢાંકવા માંડ્યું. એવી રીતે બધું દૂધ પૂર્ણ થયું, ત્યારે તે આખું છિદ્ર ઢાંકી દીધું. એ પ્રમાણે તેનો દોહદ ચાણાકયે પૂર્ણ કર્યો. પૂર્ણ સમયે તે સ્ત્રીએ પુત્રને જન્મ આપ્યો તેનું ચંદ્રગુપ્ત નામ પાડ્યું.

ચાણાકય અનેક પ્રયત્નો વડે દ્રવ્ય ઉપાર્જન કરવા લાગ્યો. અહીં ચંદ્રગુપ્ત પ્રૌઢ વયનો થયો, એટલે સમાનવયવાળા બાળકોની સાથે રાજાની જેમ ક્રિડા કરવા લાગ્યો. તેમાં દેશ, પુર, ગોકુળ, હાથી, ઘોડા અને અમાત્ય વિગેરેની સ્થાપના કરતો હતો. અને તેમાંથી અનેક પ્રકારનું દાન આપતો હતો. તેવામાં ભમતો ભમતો ચાણાકય ત્યાં આવ્યો. તે બોલ્યો કે "હે બાળક મ્હને પણ કાંઇક આપ" ચંદ્રગુપ્તે કહ્યું કે "આ ગાયો લઇ

લે" ચાણાકયે કહ્યું કે–"એ ગાયો લેતાં મને બ્હીક લાગે છે." ત્યારે ચંદ્રગુપ્ત બોલ્યો કે–બ્હીશ નહીં, આ પૃથ્વી વીરપુરૂષનેજ ભોગવવા લાયક છે." તે સાંભળીને હર્ષ પામેલા ચાણાકયે બીજા બાળકથી ત્હેનું નામ ગોત્રાદિક જાણીને એ પોતાનોજ બાળક છે, એમ નિશ્ચય કરીને ત્હેને કહ્યું કે હે વત્સ ચાલ્ય, હું ત્હને સાચું રાજ્ય આપું" તે સાંભળીને તરતજ તે ત્હેની સાથે જવા તૈયાર થયો. એટલે ત્હેને લઇને ચાણાકય નાસી ગયો.

પછી ત્હેણે સૈન્ય તૈયાર કરીને પ્રથમ પાટલીપુરનેજ ઘેરો ઘાલ્યો. નન્દરાજાએ ક્ષણવારમાં ત્હેના થોડા સૈન્યને જીતી લીધું. એટલે ચાણાકય ચંદ્રગુપ્તને લઇ નાસી ગયો. તેની પાછળ નન્દરાજાના સ્વારો દોડયા, તે-માંથી એક સ્વાર દૂરથી ચાણાકય અને ચંદ્રગુપ્તના જોવામાં આવ્યો. તેથી ચાણાકયે ચંદ્રગુપ્તને પાસેના સરોવરમાં સંતાડીને પોતે ધોબીનું કામ કરવા લાગ્યો. તેવામાં તે ઘોડેસ્વારે પાસે આવીને ત્હેને પુછ્યું કે "ચંદ્રગુપ્ત અહીંથી જતો હતો, ત્હેને ત્હેં જોયો છે?" તે બોલ્યો કે "તે આ સરોવરમાં પેઠો છે" તે સાંભળીને તે સ્વાર માત્ર લંગોટી મારીને તે સરો-વરના જળમાં પેઠો, એટલે ચાણાકયે ત્હેનું ખડ્ગ લઇને ત્હેનું માથું છેદી નાંખ્યું. પછી તેના ઘોડા ઉપર ચંદ્રગુપ્તને બેસાડીને ચાણાકય આગળ ચાલ્યો. ત્હેણે ચંદ્રગુપ્તને પુછ્યું કે "હે વત્સ! જ્યારે મ્હેં તે ઘોડેસ્વારને સરોવરમાં મોકલ્યો, ત્યારે ત્હેં શું ધાર્યું?" તે બોલ્યો કે–"જે ઉત્તમ પુરૂષો કરે છે તે ઉત્તમજ હોય છે, એમ મેં ધાર્યું હતું" આ પ્રમાણેનાં ત્હેનાં વિનય યુક્ત વાકયોથી ચાણાકય ઘણો ખુશી થયો. થોડે દૂર જતાં ચંદ્રગુપ્તને ક્ષુધિત જાણીને ચાણાકયે ભોજનને માટે જોવા જતાં, માર્ગમાં કોઇ બ્રાહ્મણને તરતનોજ કરંબો ખાઇને આવતો જોઇ ત્હેનું પેટ ચીરી તેમાંથી તે ભોજન લઇ ચંદ્રગુપ્તને જમાડયો. ચંદ્રગુપ્ત ભૂખ્યો હોવાથી ભોજનનારસનો વિપર્યય જાણી શકયો નહીં.

પછી તે મૌર્યવંશી ચંદ્રગુપ્તની સાથે સંધ્યા સમયે એક ગામમાં આવ્યો. ત્યાં ભિક્ષાને માટે ભમતાં તે એક દરિદ્રીને ઘેર ગયો. તે વખતે એક ડોશીએ પોતાનાં બાળકોને ઉની ઉની રાબ પીરસી હતી. તેમાંથી

એક વધારે ભૂખ્યા બાળકે વચમાં હાથ નાંખ્યો, તેથી ત્હેની આંગળીઓ દાઝી એટલે તે રોવા લાગ્યો. ત્હેને પેલી ડોશીએ કહ્યું કે "અરે મૂઢ! તું પણ ચાણાક્યની પેડે જડ જણાય છે." તે સાંભળીને ભિક્ષુ રૂપ ચાણાક્યે ડોશીને પુછ્યું કે "હે માતા! તમે અહીં ચાણાક્યનું દૃષ્ટાંત કેમ આપ્યું?" ડોશી બોલી કે "જેમ ચાણાક્યે આજુબાજુનો દેશ સાધ્યા વિના પહેલાંજ પાટનગરને ઘેર્યું, તેથી તે મૂર્ખ નિંદાને પાત્ર થયો, તેમ આ બાળકે પણ પ્રથમ ધીમે ધીમે અડખે પડખેથી રાબ ચાટયા વિના વચમાંજ હાથ નાંખ્યો તેથી તે ચાણાક્યની ઉપમાને પામ્યો." તે સાંભળીને ચાણાક્યે ડોશીની શિક્ષા સત્ય માની.

પછી અનુક્રમે ચાણાક્યે પર્વત નામના એક રાજાની સાથે ગાઢ મિત્રાઇ બાંધી એકદા ત્હેણે પર્વતરાજાને કહ્યું કે "જો તમારી ઇચ્છા હોય તો નંદરાજાનું ઉન્મૂલન કરીને ત્હેનું રાજ્ય આપણે વહેંચી લઇએ." તે વાત કબુલ કરીને પોતાના સૈન્ય સહીત પર્વતરાજા ચંદ્રગુપ્તને સાથે રાખીને નન્દરાજાનો દેશ સાધવા લાગ્યો. છેવટ નન્દની રાજધાની પાટલીપુત્રને ઘેરો ઘાલ્યો. પણ તે નગરી બળથી લઇ શકાય તેવું નથી, એમ ધારીને ભિક્ષુનો વેષ લઇ ચાણાક્ય તે પુરમાં પેઠો ત્યાં વાસ્તુ શાસ્ત્રને અનુસારે સર્વ મકાનો જોવા લાગ્યો. તેવામાં એક સ્થાને મહા પ્રતાપી સાત દેવીઓ—ઇન્દ્રની કુમારીકાઓની મૂર્તિઓ તેણે જોઇ. પછી તેમના પ્રભાવથીજ આ પુરનો ભંગ થતો નથી, એમ જાણીને તે દેવીઓને ઉખેડી નાંખવાનો ઉપાય વિચારવા લાગ્યો. તેવામાં પુરના રોધથી કાયર થયેલા નાગરિકોએ તે ભિક્ષુને પૂછ્યું કે હે પૂજ્ય! આ પૂરનો રોધ ક્યારે મટશે?" ચાણાક્યે જવાબ આપ્યો કે—"જ્યાં સુધી આ સાત દેવીઓની પ્રતિમાઓ અહીં પ્રતિષ્ઠિત છે, ત્યાં સુધી પૂરનો રોધ શી રીતે મટે? આ પ્રમાણેના તે ધૂર્તના કહેવાથી છેતરાએલા લોકોએ તે દેવીઓને તેના સ્થાનથી તરતજ ઉખેડી નાખી, તેજ વખતે ચંદ્રગુપ્તે તથા પર્વતે તે પૂર જીતી લીધું. આ પ્રમાણે ત્હેણે પ્રથમ નંદરાજાનો દેશ સાધીને પછી પાટનગર પાટલીપૂર લીધું તે વખતે નંદનું પુણ્ય ક્ષીણ થયેલું હોવાથી ત્હેણે ચાણાક્ય પાસે

ધર્મદ્વાર માગ્યું. ત્યારે તે બોલ્યો કે "હે નન્દ ! તું એક રથમાં જેટલું લઈ જવાય તેટલું લઇને નિર્ભયતાથી પૂર બહાર ચાલ્યો જા." નન્દ પણ પોતાની બે સ્ત્રીઓ એક કન્યા અને સારભૂત દ્રવ્ય રથમાં લઇને નગર બહાર નિકળ્યો. તેજ વખતે ચંદ્રગુપ્ત વિગેરે સૌ નગરમાં પેઠા, સામસામે મળતાં નંદની કન્યા અનુરાગથી ચંદ્રગુપ્તની સામું જોઇ રહી ! તે જોઇને નંદરાજાએ પુત્રીને કહ્યું કે "હે પુત્રી ! જો આ પતિ ત્હને પસંદ હોય તો ખુશીથી ત્હેને અંગીકાર કર પિતાની આજ્ઞા થવાથી તે કન્યા પોતાના રથમાંથી ઉતરીને ચંદ્રગુપ્તના રથમાં ચઢવા લાગી તેના ચઢતાંજ ચંદ્રગુપ્તના રથના ચક્રના નવ આરા ભાંગી ગયા. તેથી "આ સ્ત્રી અમંગળ કરનારી છે." એમ ધારીને ચંદ્રગુપ્તે ત્હેને અટકાવી. એટલે ચાણાક્ય બોલ્યો કે "હે વત્સ ! તે સ્ત્રીનો તું નિષેધ ન કર, આ આરાના ભંગ રૂપ શુકનથી ત્હારી નવ પેઢી સુધી ત્હારો વંશ રહેશે." તે સાંભળીને ચંદ્રગુપ્તે તે કન્યાને પોતાના રથમાં બેસાડી અને નન્દના રાજ્યમહેલમાં આવ્યા. રાજ્યમહેલમાં એક કન્યા બહુ રૂપવંતી હતી. તેને જન્મથીજ નંદરાજાએ ધીમે ધીમે મહા ઉગ્ર વિષ ખવડાવવા માંડયું હતું, એટલે તે વિષ કન્યા થઇ ગઇ હતી. તે વિષ કન્યાને જોઇને પર્વત રાજાએ વિષયાંધ થઇ ત્હેનો સંગ કર્યો. તેથી તે કન્યાનું વિષ તત્કાળ પર્વતને ચઢયું. ત્હેણે ચંદ્રગુપ્તને કહ્યું કે "મ્હને વિષ વ્યાપ્યું છે. માટે તેનો જલદીથી કાંઇ ઉપાય કર." તે સાંભળીને ચંદ્રગુપ્ત તેનો ઉપાય કરવા ઉત્સુક થયો તે વખતે ચાણાક્યે નેત્રની સંજ્ઞાથી ચંદ્રગુપ્તને નિષેધ કર્યો, અને શિખામણ આપી કે "તુલ્ય સંપત્તિવાળો, સમાન સામર્થ્યવાળો, ગુપ્ત વાત જાણનારો, સરખો વ્યાપાર કરનારો અને અર્ધા રાજ્યનો ભાગીદાર એવા મિત્રને પણ જે હણતો નથી, તે પોતેજ હણાય છે."

ચંદ્રગુપ્તે ચાણાક્યની શિક્ષા માન્ય કરી, પર્વતની ઉપેક્ષા કરી તે. પર્વત વિષ વ્યાપવાથી તરતજ મૃત્યુ પામ્યો, એટલે ત્હેનું રાજ્ય પણ ચંદ્રગુપ્તને આધીન થયું. પછી ચંદ્રગુપ્તના રાજ્યમાં નંદના માણસો ચોરી કરવા લાગ્યા. તેથી ચાણાક્યે બીજા કોટવાળની શોધ કરવા માંડી. તે

વલદ નામના તંતુવાયને ઘેર ગયો. તે વખતે તે મકોડાના બિલમાં અગ્નિ નાખતો હતો. તે જોઇને ચાણુાક્યે ત્હેને પુછ્યું કે "આ તું શું કરે છે?" ત્હેણે જવાબ આપ્યો કે "આ દુષ્ટ મકોડા મ્હારા પુત્રને ડંખે છે. માટે સર્વ મકોડાનો ઉચ્છેદ કરવા ત્હેના બિલમાં હું અગ્નિ મૂકું છું." આ પ્રમાણે ત્હેને ઉદ્યમી જાણીને ચંદ્રગુપ્ત પાસે તેને પૂરના અધ્યક્ષની જગા અપાવી. એટલે મૌર્યવંશનું સામ્રાજ્ય નીષ્કંટક થયું.

એકદા ચંદ્રગુપ્ત પાસે ધન નથી. એમ જાણીને ચાણુાક્યે પૂરના લોકોની સાથે મદ્યપાનની ગોષ્ઠિ કરી. મદિરાના આવેશથી પૂરના લોકો ઉન્મત થઇને નાચ કરવા લાગ્યા, તે વખતે અવસરને જાણુનાર ચાણુાક્ય પણ ગાંડો બનીને બોલ્યો કે "મારે ધાતુનાં રંગેલાં બે વસ્ત્રો છે, ત્રીદંડ છે, અને સુવર્ણુની કુંડી છે, તેમજ રાજા મ્હારે આધિન છે, માટે મ્હારા નામની ઝાંઝ પખાજ વગાડો." તે સાંભળીને ઝાંઝ વગાડનારાઓએ ચાણુાક્ય મંત્રીના નામની ઝાંઝ વગાડી. તે સાંભળીને એક ગ્રહસ્થે મદિરાના કેફથી હાથ ઉંચો કરીને કોઇને પણુ કદી નહીં કહેલી એવી પોતાની લક્ષ્મિનું વર્ણુન કરતાં કહ્યું કે "અરે! એક હજાર યોજન સુધી કોઈ શેઠ ચાલે ત્હેને પગલે પગલે લાખ લાખ દ્રવ્ય આપું, તેટલા ધનનો હું સ્વામી છું, માટે મારા નામનું ઢોલકું વગાડો." તે સાંભળીને હું પહેલો બોલું, હું પહેલો બોલું. એવી ચડસાચડસીથી બીજાએ કહ્યું કે "એક તલ વાવતાં તેમાંથી જેટલા તલ નિપજે તેટલા લાખ દીનાર મ્હારી પાસે છે. માટે મ્હારા નામનું ઢાલકું વગાડો."

ત્રીજાએ કહ્યું કે "પહેલી વૃષ્ટિથી નદીમાં જેટલું પૂર આવે, ત્હેને એક દિવસના માંખણુથી પાળ બાંધીને રોકી શકું તેટલું માંખણુ દરરોજ મારે ત્યાં થાય છે. માટે મારા નામનું ઢાલકું વગાડો." ચોથો બોલ્યો કે "મારે ઘેર એટલા ઘોડા છે કે એક દિવસેજ ઉત્પન્ન થયેલા વછેરાની કેશવાળીથી આખું નગર વિંટાઇ જાય; માટે મારા નામનું ઢાલકું વગાડો." પાંચમો બોલ્યો કે "મારા ઘરમાં શાલી (ડાંગર) નો એક દાણો એવો છે

કે તે જૂદી જૂદી જાતના શાલીના બીજોને ઉત્પન્ન કરે છે, અને બીજો શાલીનો દાણો એવો છે કે ત્હેને વારંવાર લણીએ છતાં વારંવાર ઉગ્યાજ કરે છે. આ બે રત્નો મારે ઘેર છે; માટે મારા નામનું ઢોલકું વગાડો."

આ પ્રમાણે મદિરાના આવેશથી સર્વે જણાએ પોતપોતાની લક્ષ્મી અને સમૃદ્ધિ પ્રગટ કરી. ચાણાકયે સર્વની વાત લક્ષમાં રાખી. પછી જ્યારે કેફ ઉતરવાથી સર્વ સ્વસ્થ થયા, ત્યારે ચાણાકયે તેમની પાસેથી યોગ્યતા પ્રમાણે થોડું થોડું ધન લીધું. ત્યાર પછી ફરીથી લોકોનું ધન લેવા માટે તેણે દિવ્ય પાસા બનાવ્યા. પછી સોનામહોરોનો થાળ ભરીને તે ચૌટામાં લઇ જઈ માણસો પ્રત્યે બોલ્યો કે "જે માણસ મને દ્યુતમાં જીતે ત્હેને આ સર્વ મહોરો આપી દઉં, અને જો હું જીતું તો માત્ર એકજ મહોર લઉં." તે સાંભળીને લોભને આધીન થયેલા લોકો ત્હેની સાથે રમવા લાગ્યા, પરંતુ દ્યુતક્રીડામાં હુશીયાર એવો કોઇ પણ માણસ તે મંત્રીને જીતી શક્યો નહીં. સંપત્તિના પાસ રૂપ અને પોતાની ઇચ્છાનુસાર પડનારા તે પાસાના પ્રભાવથી લોકોને જીતીને ચાણાકય મંત્રીએ ચંદ્રગુપ્તનો ભંડાર સુવર્ણથી ભરી દીધો.

"કદાચ દિવ્ય પ્રભાવ વિગેરે બળથી કોઇ માણસ આ ચાણાક્ય જેવા મંત્રીને પણ જીતી શકે, પરંતુ જે માણસ પ્રમાદથી મનુષ્ય જન્મને હારી જાય છે; તે ફરીથી મનુષ્ય ભવને પામી શકતો નથી." ઇતિ–શમ્

## મનુષ્ય ભવ એળે ગુમાવવા ઉપર શશિરાજાની કથા.

આ ભરતક્ષેત્રમાં શુક્તિમતી નગરીમાં શશિરાજા રાજ્ય કરતો હતો. ત્હેને લઘુ બાંધવ સૂર નામે હતો. તે બન્ને ભાઇઓ એકદા સ્વારીએ ચડયા. વનમાં વૃક્ષના નીચે એક મુનિને બેઠેલા દીઠા, અશ્વથી ઉતરી બેઉ ભાઈઓએ ગુરૂને વાંદ્યા, ગુરૂએ પણ ધર્મલાભ પૂર્વક બોધ આપ્યો કે. "તમે સત્પુરૂષ છો માટે ધર્મને વિષે પ્રમાદ ન કરો." ઇત્યાદિ ઉપદેશથી સૂર રાજા દિક્ષા લેઇ દુષ્કર તપ કરવા લાગ્યો; અને શશિ રાજા

પ્રત્યે બંધુ બુદ્ધિથી કહેવા લાગ્યો કે "આ જીવે જન્મોજન્મ ભોગ ભોગવ્યા, સમુદ્ર જેટલું પાણી પીધું અને મેરૂ જેટલું ધાન્ય આરોગ્યું તોપણ તૃપ્તિ ન થઈ" ત્હેને શશિ કહેવા લાગ્યો કે "એવા કોણ મૂર્ખ હોય કે જે છતા રાજ્યભોગ, લલીતલોચના સ્ત્રી, પાનફળ તંબોળાદિ ઉત્તમ પ્રકારના ભોગ સામગ્રિનાં સુખ ત્યાગીને અછતા પરલોકના ભાવી સુખને અર્થે ઉપવાસાદિક કષ્ટ કરે, વળી પરલોક છે કે નહીં તે કોણે જોયો છે! માટે તમે ડાહ્યા હોતો, આ છતા ભોગ ભોગવો, ને પોતાના જીવને શાતા આપો, અંતરાય મ કરો, યોવન ફોકટ ન ગુમાવો." ઇત્યાદિ ભાઇના વચન સાંભળીને સૂરમુનિ ખીન્ન થયા તેણે મોન ધારણ કર્યું અને સર્વ પરિગ્રહનો ત્યાગ કરી ઉત્તમ પ્રકારે ચારિત્ર પાળી અંત્યાવસ્થાએ અનશન કરી સ્વર્ગે ગયા. અહીં શશિ રાજા વિષયાસક્ત થયો થકો મરણ પામી નરકે ગયો.

સૂરરાજાએ દેવલોકને વિષે અવધિજ્ઞાનથી પોતાના ભાઇને નરકનાં દુઃખ ભોગવતો દીઠો, તે વારે દેવલોકથી નીકળી નરકમાં જઇ પોતાનું રૂપ, તેજ, શક્તિ બતાવ્યાં તે દેખી શશિ બોલ્યો કે "હે બંધુ! અદ્યાપિ ત્યાં મ્હારો દેહ પડયો છે, ત્યાં તું જઇને તે દેહની રક્ષા કર કે જેથી હું નરકમાંથી નીકળી સુખી થાઉં" તે સાંભળી સૂર બોલ્યો કે, "અરે મૂર્ખ! જીવ રહિત દેહ પડ્યો છે, તે શું સુકૃત કરશે; પ્રથમથીજ ત્હેં ધર્મ સેવ્યો હોત તો આ નરકમાં તું પડત નહીં. હવે તું તારૂં, મન ઠામ રાખી કર્મ ખપાવ, કરેલાં કર્મનો પશ્ચાતાપ કર કે જેથી આવતો ભવ સુધરે." એવું કહી સૂર પોતાને સ્થાનકે ગયો.

---

## સજ્જન વિષે—કવ્વાલી.

સજ્જન મન છે સદા સારૂં, દુઃખીને સાહ્ય દેનારૂં,
કરે ઉપકાર પર ચારૂ, વદે વાણી મીઠી વારૂ. ૧
સમુદ્ર સમાન જે ગહેરો, ભલી સમતા તણી લહેરો,
ધીર ગિરિરાજ સમ ચહેરો, રહે સાદાઇથી પ્રેર્યો. ૨

બિલાડી દૂધ જેમ તાકે, દૂર્જનો છિદ્ર તેમ દાખે,
દોષ અછતા મુખે ભાખે, છતાં મન મેલું નવ રાખે. ૩
પીએ સરિતા ન નિજ વારી, તરૂ ફલ ખાય નહિ ભારી,
પરાયાં કાજ હિતકારી, સજ્જન પર કાજ વપુ ધારી. ૪
નમે તરૂ ફલ તણા ભારે, નમે શાલી ભરી જ્યારે,
સજ્જન મન નમ્રતા ધારે, છકે નહિ ગર્વથી ક્યારે ? ૫
સીતા ને અંજના સાચી, દુર્જને દુહવ્યાં રાચી,
તથાપિ ન શીલથી વંચી, શરાણે [1]તેગ રહી સાચી. ૬

## અથ સીતા તથા અંજનાની ટુંક કથા.

જનક રાજાની પુત્રી જાનકી (સીતા) તે રઘુકુળ ભાણ શ્રી રામચંદ્રજીની સુપત્નિ થાય. ઓરમાન મા કૈકયીના અતિ દૂરાગ્રહથી પિતાએ પોતાની મરજી ઉપરાંત દીલગીરીથી, જે દિવસે રામચંદ્રજીને રાજ્યાભિષેક કરવાનો હતો તેજ દિવસે વનવાસ જવાનો હુકમ કર્યો. આ સુપુત્રે હુકમ માથે ચઢાવી તરતજ પોતાની સગી અને અપર માતા કૈકયીને તથા પીતાશ્રીને નમન કરી ચાલવા માંડયું, તે વખતે સીતા સતીને ઘણી રીતે સમજાવતાં છતાં "પતિની છાંયા ત્યાં મારી કાયા" કહી સહગમન કર્યું, અને લઘુ ભ્રાતા શ્રી લક્ષ્મણજીએ સાથે જવાનું કહ્યું. તેને તો શ્રી રામે હાજ કહી. માર્ગમાં અભિમાની રાવણે રામ લક્ષ્મણની ગેરહાજરીમાં સીતાનું હરણ કર્યું. અને ત્હેને લંકામાં લઇ ગયો. ત્યાં જઇ અનેક પ્રકારે કષ્ટ આપી તેના શીલનો ભંગ કરવા પાપી રાવણે પ્રયત્નો કર્યા. પણ મહા સતીના તપ તેજ અને શીલના અખંડ મહિમાથી તેના સઘળા પ્રયત્નો નિષ્ફળ ગયા. પ્રતિ મહા જંગી યુદ્ધ થયું. અને અંતે રાવણનો પરાજય થઇ તેનાં દસે માથાં રણમાં રોળાયાં. અને મહા સતી અખંડ શીલ સહીત રામની સાથે અયોધ્યામાં આવ્યાં. અન્યદા એક દુર્મુખ નીચ ધણી-

[1] તરવાર.

ધણીઆણીના કલેશમાં ધણીએ ધણીઆણીને કહ્યું કે, "હું નહી રામલો કે જે સીતાને રાવણ હરી ગયો ને ત્યાં ઘણો કાળ રહી છતાં તેની પરિક્ષા કર્યા વિના ઘરમાં ઘાલી." આ વચન રામના સાંભળવામાં આવ્યું તેથી ન્યાયી રાજાએ પેલા માણસ ઉપર કોપ નહિ કરતાં ગર્ભવતી સતી સીતાનો ત્યાગ કર્યો. પણ "અંતે ધર્મે જય ને પાપે ક્ષય" એ કહેવત મુજબ સત્ય અજવાળામાં આવ્યું, અને સતી સીતાએ અગ્નિમાં પ્રવેશ કર્યો તે અગ્નિ શીતળ જળ થઇ ગયો. પછી સીતાજી સંસારથી ઉદ્વેગ પામી દીક્ષા અંગીકાર કરી સ્વર્ગે ગયાં.



## અંજના સતીની કથા.

જંબુદ્વિપના પ્રલ્હાદનનગરના રાજા પ્રલ્હાદનનો પુત્ર પવનજય નામે હતો. તે વૈતાઢયગિરિના અંજનકેતુ રાજાની પુત્રી અંજના સાથે પરણ્યો, પરણ્યા પછી તરતજ ભવિતવ્યતાના યોગથી અંજનાનો તેણે ત્યાગ કર્યો. અને બાર વરસ સુધી તેના સામું પણ જોયું નહિ, પછી રાવણની આજ્ઞાથી વરૂણવિદ્યાધરને સાધવા સારૂં પ્રલ્હાદન રાજાને હુકમ થયો પવનજય પિતાને નિષેધ કરી પોતે જવા તૈયાર થયો, અને ત્યાંથી ચાલ્યો થોડે દૂર ગયા પછી રાત્રીએ વનમાં વિશ્રામ કર્યો; ત્યાં એક ચકવી પોતાના પ્રિય પતિના વિયોગથી ઘણી આકુળવ્યાકુળ થઇ આમ તેમ લડથડીયાં ખાઇ પડતી ને આરડતી જોઇ, પવનજયે વિચાર કર્યો કે "અરે આ તિર્યંચ કેવું પ્રેમી જનાવર છે, એના કરતાં પણ હું નીચ થયો કે મ્હેં બાર વરસથી પરણીને પ્રિયાનું મુખ સરખું જોયું નથી. તો એની શી વલે થતી હશે!" આવો વિચાર કરી તેજ વખતે શીઘ્રપણે અંજનાના મહેલમાં ગયો. તે દિવસે અંજનાએ ઋતુસ્નાન કર્યું હતું. પ્રિયાએ પતિને ઘણા સત્કાર સાથે વધાવી લીધો અને દંપતી સંસાર સુખમાં મગ્ન થયાં, આથી અંજનાને ગર્ભ રહ્યો પછી રાણીને પોતાની એંધાણીની મૂદ્રિકા આપી પવનજય ઇચ્છિત કામ સફળ કરવા ગયો. ગર્ભના વધવાથી આ સતીને કલંક બેઠું અને અનેક

પ્રકારે સમજાવતાં તથા મુદ્રિકાની એંધાણી બતાવતાં છતાં પણ તેના સાસુ સસરાએ કોઇ વાત સાચી માની નહીં. ને ઘરની બહાર કહાઢી ત્યાંથી પોતાના પિતાને ઘેર ગઇ ત્યાં પણ કલંકની વાત જાણીને સંઘરી નહિ. તેથી ત્હેણે માત્ર એક દાસી સાથે વનમાં ભટકવા માંડયું ત્યાં ત્હેણે એક પુત્રરત્ન પ્રસવ્યો માર્ગમાં એક મુનિ દીઠા. ત્હેમને ત્હેણે વાંદ્યા ગુરૂએ ધર્મ લાભ આપ્યો. પછી અંજનાએ પોતાને પડેલા કષ્ટનું કારણ પુછયું. મુનિએ અવધિ જ્ઞાનના બળથી કહ્યું કે "પૂર્વ ભવમાં ત્હારી સપત્નિ જે જૈનધર્મી હતી, તે પ્રતિમાની પૂજા કર્યા સિવાય ભોજન લેતી નહિ. ત્હેની જિન પ્રતિમા ત્હેં ધૂળમાં બાર મુહુર્ત સુધી સંતાડી અને પછી ત્હને દયા આવ્યાથી કહાઢી આપી તેથી તારા પતિનો ત્હને બાર વર્ષ સુધી વિયોગ થયો. હવે તે કર્મ ક્ષીણ થવાથી ત્હારો મામો અહીં આવશે અને પોતાને ઘેર લઇ જશે. ત્યાં ત્હને ત્હારો સ્વામી પણ મળશે." આ પ્રમાણે મુનિ કહે છે તેવામાં ત્હેનો મામો વિદ્યાધર વિમાનમાં બેસીને આવ્યો તે દાસી સહીત પોતાની ભાણેજ અને તેના પુત્રને વિમાનમાં બેસાડી આકાશમાર્ગે ચાલ્યો.

અંજનાનો બાળક ઘણો ચપળ હોવાથી વિમાનના ઘુઘરા લેવા ગયો તેથી વિમાનમાંથી નીચે પડયો. તે એક શીલા ઉપર પડવાથી તે શીલાના ચૂરેચૂરા થઇ ગયા. ને બાળક પથ્થરની રેતમાં રમવા લાગ્યો. ત્હેની પાછળ ત્હેનો મામો જમીનપર ઉતરી પડયો. ને બાળકને લઇ તેની માતાને આપ્યો અને અંજનાને પોતાને ઘેર લઇ ગયો. અહીં પવનજય વરૂણવિદ્યાધરને સાધી ઘેર આવ્યો. માતા પિતાને નમન કરી તે વાસગ્રહમાં ગયો, ત્યાં પોતાની પત્નિને જોઇ નહીં ત્હેણે માતાપિતાને પૂછયું. ત્યારે ત્હેમણે કલંક લાગવાથી કાઢી મૂકવાની વાત કહી. તે સાંભળી વિરહથી વ્યાકુળ થઇ મરણોન્મુખ થયો ચંદનની ચય સળગાવી પ્રવેશ કરવા લાગ્યો. તે વખતે ત્હેના મિત્ર ઋષભદત્તે, કહ્યું. "જો હું અંજનાને ત્રણ દિવસમાં ન લાવું તો પછી ત્હારે ચિતામાં બળવું" પછી ઋષભદત્ત આકાશ માર્ગે સૂર્યપુર આવ્યો. ત્યાં બાળકોના મુખથી અંજનાની ભાળ મળી, તેથી ત્હેના મામાને કહી અંજનાને તથા ત્હેના પુત્રને લેઇને પવનજયના નગરમાં આવ્યો.

પવનજય હર્ષ પામ્યો. અને મ્હોટા ઉત્સવથી શ્રી પુત્રને નગર પ્રવેશ કરાવ્યો, પછી પુત્રનું નામ હનુમાન પાડયું તે અતુલ્ય બળવાન થયો. પવનજય અને અંજનાએ દીક્ષા લીધી, ને હનુમાનને રાજ્યાભિષેક કર્યો. તે રામચંદ્રજીના સૈન્યનો અધ્યક્ષ અને મહા બળવાન થયો. અને અંજના તથા પવનજય નિરતિચાર ચારિત્ર પાળી સ્વર્ગે ગયા.

આ બન્ને સતીઓએ ઘણું કષ્ટ સહન કર્યાં છતાં પોતાનું સજ્જનપણું છોડયું નહિં. અને રાવણ જેવા પાપીના પંઝામાં આવ્યા છતાં નિર્લેપ રહી સજ્જનતા દાખવી શીયળ ધર્મનું રક્ષણ કર્યું એટલે સજ્જન અને દુર્જન તેમજ સતી અને અસતીની કસોટીએ ચઢયા વિના ( સાચા સુવર્ણની ) પરીક્ષા થતી નથી સોનાને છેદે, તપાવે, કસે અને જતરડામાં ઘાલીને તાણે તથાપિ તે પોતાના વાનમાં ઉલટું વધતું જાય છે, તેમ સજ્જનને અતિ કષ્ટ પડયા છતાં તે સજ્જનતા છોડતા નથી.



## અથ ગુણ વિષે કવ્વાલી

વપુ શોભે ન શણગારે, ગુણે શોભે સદાચારે,
સુરભિ ગુણ જોઇ સત્કારે, નૃપતિ શિર પુષ્પને ધારે. ૧.
ગુણે લઘુ બીજશશિ માને, પૂર્ણ શશિને ન તેમ માને;
કનકને સૌ ગુણે માને, પિત્તળપર પ્રીત નવ આણે. ૨
ગુણી સંગે ગુણો આવે, અસર સોબત સમી થાવે,
મલયગિરિ લિંબડો વાવે, મલયથી બાવના થાવે. ૩
ગુણીની ગોષ્ટિ કર રંગે, ભલા ગુણ આવશે અંગે,
ગજેંદ્ર શિરે ચઢી રંગે, અજા જેમ કેસરી સંગે. ૪
સગા બે ભાઇ શુકબચ્ચાં, એક જુઠા બીજા સાચા,
રૂડા સંગે રૂડી વાચા, ભૂંડા સંગે ભૂંડી ભાષા. ૫

## અથ બે પોપટની કથા

કોઇક સ્થળે એક સૂડીએ બે બચ્ચાં જણ્યાં. એકનું નામ ગિરિશુક ને બીજાનું નામ પુષ્પશુક હતું. તે બન્ને મ્હોટા થયા. એક વખતે ત્હેમને મૂકીને સૂડી ચારો ચૂનવા ગઇ. એટલે તે બચ્ચાંઓને પારધીએ પકડયાં. ગિરિશુકને ભિલ્લ પાસે વેચ્યો, અને પુષ્પશુકને ઋષિ પાસે વેચ્યો. અન્યદા એક રાજા ઘોડેસ્વાર થઈ આવ્યો. તે ભિલ્લના ઘર આગળ થઇને નીકળ્યો, ત્યારે ગિરિશુક બોલ્યો કે—"હે ભિલ્લ, આ માલદાર માણુસ જાય છે, ત્હેને લૂંટી લ્યો." તે સાંભળી રાજા ભયભ્રાંત થયો થકો એકદમ ઘોડાને દોડાવી નાસતો નાસતો પેલા ઋષીના આશ્રમ પાસે આવ્યો. તેને દેખીને પુષ્પ શુક બોલ્યો કે "હે ઋષી ! આ રાજા પધાર્યા છે ત્હેમની ભક્તિ કરો." તેથી તાપસે રાજાની યથાયોગ્ય ભક્તિ કરી. પછી રાજાએ સૂડાને હાથમાં બેસાડીને પૂછયું કે–"હે શુક ! મ્હેં તારી વાણી પણ સાંભળી, અને ભિલ્લના સૂડાની પણ સાંભળી, પણ તારામાં ને તેનામાં ઘણો અંતર છે. ત્હેનું શું કારણ"? શુક બોલ્યો–"મહારાજ અમે બન્ને એક માતાથી ઉત્પન્ન થએલા સગા ભાઇ છીએ, પરંતુ ત્હેને ભિલ્લને ત્યાં વેચ્યો. ને મ્હને આ ઋષિને ત્યાં વેચ્યો. ભિલ્લની સંગતથી તે કૂડી અને કઠોર ભાષા શિખ્યો ને મહાત્મા ઋષીના સંગથી હું મધુર વાણી બોલતાં શિખ્યો. એ સંગતીના ગુણ દોષ છે." એ સાંભળી રાજાને ઘણો આનંદ થયો. પછી ત્હેનું સર્વ સૈન્ય ભેગું થયું ત્હેની સાથે પોતાના નગરમાં આવ્યો, અને ત્યારથી તે સત્સંગ કરવા લાગ્યો.

આનો તાત્પર્ય એ છે કે ગુણવાનની સોબતથી ગુણ પ્રગટે છે. અને દુર્જનની સોબતથી દુર્જન થાય છે. જેમ લસણની ગંધથી કસ્તુરીનો વાસ જાય છે, ને મલયગિરિના સંગથી કડવો લીંબડો પણ બાવનાચંદન રૂપ બને છે. માટે ગુણીનો સંગ કરવો.



## અથ ન્યાય વિષે–કવ્વાલી.

લક્ષ્મી જો મેળવે ન્યાયે, સુજસ સુવાસ જગ થાયે,
ન્યાયથી વિશ્વ વશ થાયે, નમે સૂર ન્યાયીને પાયે. ૧
વિચારી ન્યાયને ધારે, અનયનું મૂળ પરિહારે,
ચૂકે નહિ ન્યાયથી ક્યારે ? પશુ અહી સેવના સારે. ૨
ન્યાયથી **રામની** સેવા, કરી કપિકુળ મળી હેવા,
અનયથી લંકપતિ જેવા, તજ્યા નિજ બંધુએ કેવા ? ૩
યુદ્ધ પણ હોય અન્યાઈ, ન ગજ દળ વાજી રહે સહાઇ,
ન્યાયથી થાય જય સ્થાઈ, વધાઈ યુદ્ધ જો ન્યાયી. ૪
ન્યાયયુદ્ધ પાંડવો જીત્યા, અનયથી કૌરવો ખુત્યા,
**યશોવર્મા** ન્યાય વેત્તા, પુત્ર વધ તત્પરા હોતા. ૫

## મહા ન્યાયી યશોવર્મા રાજાની કથા.

કલ્યાણકટકના રાજા યશોવર્માએ લોકોને ન્યાય આપવા માટે રાજ્યદ્વાર આગળ એક ન્યાયઘંટા બાંધી હતી. તે ઘણો ન્યાયી રાજા હતો. જેને પોતાના અધિકારી વર્ગ બરોબર ન્યાય ન આપે તો તે માણસ આ ન્યાયઘંટા વગાડી ગમે તે વખતે રાજાને મળી શકતો. રાજા તેની બધી વાત સાંભળી પૂર્ણ તપાસ કરી યોગ્ય ન્યાય આપતો.

એકદા રાજાના એકના એક કુંવરની ગાડી વેગમાં દોડી જતી હતી, તેના પૈડાં નીચે એક ગાયનો ન્હાનો વાછરડો ચગદાઈ મૂવો. ગરિબ ગાયની દાદ કોણ સાંભળે ? પરમાત્મા કે–રાજા–તેથી રાજાને ફરીયાદ કરવાના હેતુથી પેલી ગાયે ન્યાયઘંટાને પોતાનું શરીર ખજ્વાળવાથી તે ઘંટા વાગી રાજા તે વખતે ભોજન કરવા બેઠો હતો. તેણે સેવકોને કહ્યું કે જેણે ઘંટા વગાડી ત્હેને મારી હજુર લાવો. સેવકો ગયા ત્યાં ગાય દીઠી. ત્હેમણે આવીને રાજાને કહ્યું કે "મહારાજ સુખે ભોજન કરો ત્યાંતો કોઇ નથી" રાજા

બોલ્યો–" જ્યાં સુધી નિર્ણય થયો નથી ત્યાંસુધી ભોજન કેમ થાય ? " પછી રાજા બહાર આવી જૂવે છે તો ગાય દીઠી, તે ગાય રાજાને જોઇને આગળ ચાલવા લાગી, તેની પાછળ પાછળ રાજા ગયો, તો ચોકમાં ત્યાં મરેલો વાછડો પડયો હતો. ત્યાં ગાય થોભી, રાજાએ આના ગુન્હેગારની લોકોથી તપાસ કરી પણ કોઇએ કાંઇ જવાબ આપ્યો નહીં. રાજાએ કહ્યું કે " જ્યાં સુધી આના ગુન્હેગારનો પત્તો લાગ્યો નથી, ત્યાં સુધી ભોજન કરવું હરામ છે. " રાજાને એક લંઘન થઇ એટલે બીજે દિવસે કુંવરે આવીને કહ્યું કે " મહારાજ એનો અપરાધી હું છું. તેથી યોગ્ય લાગે તે દંડ કરો. " રાજાએ નીતિશાસ્ત્ર જાણનારાઓને બોલાવી પૂછ્યું કે "આનો ન્યાય શો કરવો" ન્યાયશાસ્ત્રીઓએ કહ્યું કે " મહારાજ ! રાજ્યને યોગ્ય એકજ પુત્ર છે ત્હેનો ન્યાય શો હોય ? " રાજા બોલ્યો–"પુત્ર કોણ ને મિત્ર કોણ ન્યાય એજ ખરો મિત્ર છે. " માટે યોગ્ય હોય તે કહો, ત્યારે એક વિદ્વાન બોલ્યો કે " નીતિમાં એમ કહ્યું છે કે જે જેને જેવી વ્યથા કરે ત્હેને તેવી વ્યથા કરવી. " તે સાંભળી રાજાએ પોતાની ગાડી મંગાવી. અને પુત્રને કહ્યું " તું અહીં સુઇ જા.' વિનીત પુત્ર તત્કાળ ત્યાં સુઈ ગયો. રાજાએ કહ્યું કે–આ કુમાર ઉપર થઇને ગાડી વેગ વડે પસાર કરો " પણ કોઇ તેમ કરી શકયું નહીં. તેથી રાજાએ પોતે ગાડી ઉપર બેસીને પુત્રના પગ ઉપર થઇને જેવી ગાડી પસાર કરવા જાય છે. તેવામાં તત્કાળ રાજ્યની અધિષ્ઠાત્રી દેવીએ પ્રકટ થઇ રાજાના ઉપર પુષ્પની વૃષ્ટિ કરી. અને ગાય કે વાછડો કાંઈ જોવામાં આવ્યો નહિ. દેવી બોલી કે–" હે રાજન્ ! મ્હેં તારી પરીક્ષા કરવા આ બધી રચના કરી હતી. અહા ! પ્રાણપ્રિય એકના એક પુત્ર કરતાં પણ તને ન્યાય વધારે વહાલો છે. માટે તને ધન્ય છે.

આ પ્રમાણેનું દૃષ્ટાંત એ સિદ્ધાંત બતાવે છે કે, ન્યાયથી વર્તી વહેપાર રોજગાર અને સાંસારિક કોઇ પણ કાર્યમાં અન્યાય કરવો નહીં.

## ૬૯ પ્રતિજ્ઞા વિષે—કવ્વાલી.

સુજન શુભ આદર્યું પાળે, પ્રતિજ્ઞા કરી ન તે ટાળે,
પ્રભાતે વ્યોમ અજવાળે, રવી પણ મુખ તસ ભાળે. ૧
કર્યું પણ સુખ દુઃખ દાવે, કષ્ટ પ્રાણાંત જો આવે,
ન ચૂકે સત્પુરૂષ ભાવે, સફલ કરી સત્યથી ફાવે. ૨
સદા આશ્રિત સમભાવે, નભાવે ભાગ્યનિધિ ભાવે,
તજે નહિરત્નનર શૂરા, પ્રતિજ્ઞા ભંગ ખર પૂરા. ૩
વિષમ વિષ સિંધુથી સાંધ્યું, તજ્યું ન શીવે પીધું બાધું,
દળિદ્ર કળી નરે વાંધ્યું, તજ્યો નહિ વિક્રમે ઠાણું. ૪
કર્યું પણ ગુરૂથકી પાળે, કમળ કુંભકાર શિર ભાળે,
જમે જબ ટાલ તસ ન્યાળે, થયો ધર્મિ વ્યસન ટાળે. ૫

## કમળશેઠનું દૃષ્ટાંત.

શ્રીપુરમાં શ્રીપતિ નામના શેઠને કમળ નામે દીકરો હતો. તે ધર્મથી વિમુખ અને સાતે વ્યસન સેવનારો હતો. એકદા પિતાએ કમળને ઉપદેશ કર્યો કે ધર્મ વિનાની બધી કળાઓ વ્યર્થ છે. તે બોલ્યો કે—" હે પિતા ! જીવ, સ્વર્ગ અને મોક્ષ કયાં છે ? તે સર્વ આકાશને આલિંગન કરવારૂપ ઘોડાના શીંગડા જેવું છે. તપ, સંયમ વિગેરે ક્રિયાઓ અજ્ઞાનીને છેતરવા રૂપ છે. '' ઇત્યાદિ કહીને કમળ ગામમાં ફરવા ચાલ્યો ગયો.

એકદા તે શેઠના નગરમાં શંકરસૂરિ આવ્યા, તેમની પાસે કમળને લઇ શેઠ ગયા. અને કમળને બોધ આપવા કહ્યું. ત્યારે ગુરૂએ કમળને કહ્યું—" અમે ધર્મોપદેશ આપીએ તેમાં ત્હારે વચે બોલવું નહિ. આડું અવળું જોવું નહીં, ને એક ચિત્તે શ્રવણ કરવું." એમ કહીને ગુરૂએ ધર્મોપદેશ કર્યો. પ્રતિ કમળને પૂછ્યું કે " હે વત્સ ! તું કાંઇ સમજ્યો ? " તે બોલ્યો " હે પૂજ્ય ! મ્હેં કાંઇક જાણ્યું, અને કાંઇક ન પણ જાણ્યું. કેમકે તમે બોલતા હતા, તે વખતે તમારા કંઠની ઘંટડી ઉંચી નીચી થતી હતી,

તે મ્હેં એકસો ને આઠ વાર તો ગણી; પણ કેટલાએક ગરબડવાળા શબ્દો તમે શિઘ્રતાથી બોલ્યા, તે વખતે તે ઘંટડી કેટલીવાર ઊંચી નીચી થઇ ત્હેની સંખ્યા હું ગણી શકયો નથી." તે સાંભળીને સર્વ સભા જનો હસવા લાગ્યા કે-" અહો! આ શ્રોતા બહુ રૂડો જણાય છે" ગુરૂએ ત્હેને અયોગ્ય ધારીને તેની ઉપેક્ષા કરી.

વળી કોઈ એક દિવસે ત્યાં બીજા સૂરિ આવ્યા. તેમની પાસે શેઠે કમળનું વૃત્તાંત કહી, ત્હેને ધર્મ પમાડવા વિનંતિ કરી. ત્યારે સૂરિએ કમળને બોલાવીને કહ્યું કે-" હે વત્સ! તું નીચે દૃષ્ટિ રાખીને અમારો ઉપદેશ એક ચિત્તથી શ્રવણ કરજે." એમ કહી વ્યાખ્યાન શરૂ કર્યું. પ્રાંતે કમળને "શું સમજ્યો!" એમ પુછયું ત્યારે તે બોલ્યો કે "હે પૂજ્ય! આ વિવરમાંથી કીડીઓ જતી આવતી ત્હેની સંખ્યા મ્હેં એકસોને આઠ સુધી ગણી." એ રીતે હાસ્યવાળું વચન સાંભળી બીજા શ્રાવકોએ ત્હેને કાઢી મૂકયો.

અન્યદા ઉપદેશની લબ્ધિવાળા સર્વજ્ઞસૂરિ નામે ગુરૂ તે નગરમાં પધાર્યા તેમને પણ શેઠે કમળનું વૃત્તાંત કહી ત્હેને પ્રતિબોધ કરવા વિનંતી કરી. તે સાંભળીને સૂરીએ કમળને બોલાવ્યો. એટલે તે આવીને સૂરિ પાસે બેઠો. ગુરૂએ વિચાર્યું કે "આને સામ ( મીઠા લાગે તેવા ) વચનથી બોધ કરવો જોઇએ." એમ વિચારી ગુરૂએ ત્હેને પુછયું કે હે વત્સ! તું કાંઇ કામશાસ્ત્ર જાણે છે?" કમળે કહ્યું કે-" હું શું જાણું? આપ તેનો કાંઇ સાર હોય, તો તે કહો" ગુરૂ બોલ્યા કે-" હે કમળ! સ્ત્રીઓ ચાર પ્રકારની હોય છે. પદ્મિની હસ્તિની, ચિત્રણી અને શંખિની. તેમાં પદ્મિની સૌથી ઉત્તમ કહેવાય છે. અને પછી બીજી તેથી ઉતરતી ઉતરતી છેવટે શંખિની સર્વથી કનીષ્ટ છે પછી ગુરૂએ તેમના લક્ષણો શાસ્ત્રોક્ત કહી સંભળાવ્યાં.

આ પ્રમાણે ગુરૂના મુખથી સાંભળી " આ સૂરિ મહા પંડિત જણાય છે" એમ વિચારતો કમળ પોતાને ઘેર ગયો. પછી બીજે દિવસે તે પોતાની મેળેજ ગુરૂ પાસે આવીને બેઠો. ગુરૂએ વળી કામશાસ્ત્રની અનેક વાતોથી ત્હેને રંજન કર્યો. તેથી તે રાજી થઇને ઘેર ગયો. પછી ત્રીજે

દિવસે પણ વગર બોલાવે આવ્યો. ત્યારે પણ ગુરૂએ ઉપકાર બુદ્ધિથી શ્રૃંગારિક કથા કહી. અને સ્રીને અમુક અમુક તિથિએ અમુક અમુક સ્થાને કામ રહે છે. તે સ્થાનને મર્દન કરવાથી સ્રી વશ થાય છે. ઇત્યાદિક સાંભળી બહુ રાજી થએલો કમળ ઘેર ગયો. વળી ચોથે દિવસે આવ્યો. સૂરિએ તે દિવસે વશ થએલી સ્રી કેવા ચાળા કરે છે? ઇત્યાદિ કહી બહુ ખુશી કર્યો, તેથી નવી નવી જાણવા જોગ વાતોમાં રસ પડવાથી કમળ હમેશાં સૂરિ પાસે આવવા લાગ્યો. અને કોઈ વખત શૃંગારનું તો કોઇ કોઈ વખત ઇન્દ્રજાળનું અને કોઇ વાર બીજું વૃત્તાંત સાંભળીને ગુરૂપર રાગી થયો. એમ કરતાં માસકલ્પ પૂરો થયો, ત્યારે વિહાર કરતી વેળા સૂરિએ ત્હેને કહ્યું કે હે કમળ! હવે અમે વિહાર કરીએ છીએ તેથી અમારા સમાગમના સ્મરણની ખાતર તું કાંઇક નિયમ ગ્રહણ કર" તે સાંભળીને હાસ્યપર પ્રીતીવાળો કમળ હાંસી કરતો બોલ્યો કે "હે પૂજ્ય! મારે ઘણા નિયમો છે આપ સાંભળો, મારી ઇચ્છાથી કોઇ વખત મરવું નહિ, પકવાન્નમાં નળીયાં ઈંટ વગેરે ખાવું નહિ, દૂધમાં થોરનું દૂધ પીવું નહિ, આખું નાળીયેર મુખમાં નાંખવું નહિ, પારકું ધન લઈને પાછું આપવું નહિ, સ્વયંભુરમણ સમુદ્રને પેલે પાર જવું નહિ, તથા ચાંડાળની સ્રી સાથે વિષયભોગ કરવો નહિ વિગેરે ઘણા નિયમો મ્હારે છે" તે સાંભળીને ગુરૂ બોલ્યા કે" અરે કમળ! અમારી સાથે પણ હાસ્ય કરવાથી અનેક પાપ ઉપાર્જન થાય છે, માટે અત્યારે હાસ્યનો વખત નથી, તેથી કાંઇપણ નિયમ લે" તે સાંભળીને કમળ જરા લજ્જા પામીને બોલ્યો કે-" મારા પડોશમાં એક વૃદ્ધ કુંભાર રહે છે, તેના માથાની ટાલ જોયા પછી મ્હારે હમેશાં ખાવું, તે વિના મ્હારે ખાવું નહિ, એ નિયમ આપો" ગુરૂએ તેવા નિયમથી પણ ત્હેને લાભ થવાનો જાણીને ત્હેને તે નિયમ આપ્યો તે ત્હેને બરોબર પાળવાનું કહીને ગુરૂએ અન્યત્ર વિહાર કર્યો કમળ લોક લજ્જાથી પણ લીધેલા નિયમનું પાલન કરવા લાગ્યો.

એકદા કમળ રાજ્યદ્વારે ગયો હતો, ત્યાં કામને પ્રસંગે રાજદ્વારે રોકાવું પડવાથી મધ્યાન્હ થઇ ગયો, જમવાનું ઘણું મોડું થયું. પછી ઘેર આવીને

તે જમવા બેસે છે, તેટલામાં ત્હેની માતાએ ત્હેને નિયમ યાદ આપ્યો એટલે તે દિવસે તેણે કુંભારની ટાલ જોઇ નહોતી, તેથી જમ્યા વિના એકદમ ત્હેને ઘેર જઇ ખબર કાઢી તો તે કુંભાર ગામ બહાર માટી લેવા ગયો હતો. તેથી કમળ ગામ બહાર ગયો. અને દૂરથી એક ખાડામાં વાંકા રહીને માટી ખોદતા તે કુંભારના માથાની ટાલ જોઇને "જોઇ, જોઇ," એમ બોલતો કમળ મુઠ્ઠી વાળીને ઘર તરફ દોડયો. તે વખતે તે કુંભારને માટી ખોદતાં સોના મ્હોરનો નિધિ પ્રાપ્ત થયો હતો. તેથી કમળના "જોઇ જોઇ" શબ્દો સાંભળીને તે આ નિધિ જોઇ ગયો છે. તેથી જો તે રાજાને કહેશે, તો રાજા સર્વ નિધિ લઇ જશે." એવી શંકા થવાથી કુંભારે કમળને બુમ મારીને કહ્યું કે "અલ્યા કમળ અહીં આવ, અર્ધો ભાગ ત્હારો" તે સાંભળતાં છતાં પણ કમળ તો 'જોઇ જોઇ' એમ બોલવા લાગ્યો. છેવટે કુંભારે કહ્યું કે "અલ્યા ! આમ આવ, આ બધું તુંજ લઇ જા. પણ તાણીને બોલ બોલ ન કર" તે સાંભળીને કમળને કાંઇક શંકા થવાથી તે ત્હેની પાસે ગયો તો નિધિ જોયો. એટલે કમળે તે લઇ થોડું ધન કુંભારને આપી રાજી કર્યો. પછી તે સર્વ ધન ઘેર લાવીને તેણે વિચાર કર્યો કે "અહો ! પૃથ્વીપર જૈન ધર્મજ શ્રેષ્ઠ છે કે જે ધર્મના હાંસીથી રાખેલા અલ્પ નિયમ વડે પણ મ્હને આવો મ્હોટો લાભ મળ્યો. માટે જો દૃઢ શ્રદ્ધાથી તે ધર્મ પાળ્યો હોય તો કેટલો બધો લાભ થાય ?" એમ વિચારીને તેણે શુદ્ધ હૃદયથી ગુરૂ મહારાજને આમંત્રણ કરી શ્રાવકનાં બાર વ્રત તેમની પાસે ગ્રહણ કર્યાં. અને તે વ્રતોનું આરાધન કરીને સ્વર્ગે ગયો.

તાત્પર્ય કે એ હાંશીમાં કરેલી પ્રતિજ્ઞાને પણ દૃઢ રીતે પાળવાથી કમળને કેટલો લાભ થયો તો પછી ત્રિકરણ યોગે કરેલી પ્રતિજ્ઞા દૃઢ રીતે પાળવાથી કેટલો બધો લાભ થાય, તે અવર્ણનીય છે.

---

## અથ ઉપશમ વિષે—કવ્વાલી.

સદા શાન્તિ સૌમ્ય કાન્તિ, સ્વ, પર હિતકારી વિખ્યાતિ.
ટળે ઉપશમ થકી ભ્રાન્તિ, ધરો મસભાવ શુભ શાન્તિ. ૧

કરે તપ જાપ સુર સેવા, વિના સમ નષ્ટ સ્વયમેવા,
વિના શાન્તિ નરો કેવા, વ્યર્થ વા'રી મથે તેવા. ૨
લીલા સમતા તણી ઘટમાં, ન નાચે તેહુ ભવ નટમાં,
જીતે ભવજંગ અરિ ભટમાં, તરી ઝટ જાય ભવ તટમાં ૩
ઉપશમે ચિત્ત રહે રાજી, ઋદ્ધિ સુરની ગણે પાજી,
મુનિગજ ધન્ય જગ કાજી, જીત્યા સમ ભાવ થી (ભવ) બાજી. ૪

## અથ ગજસુકુમાળની કથા.

સૌરાષ્ટ્ર દેશમાં દ્વારિકા નગરીને વિષે કૃષ્ણ વાસુદેવ રાજ્ય કરતા હતા. એકદા તેમની માતુશ્રી દેવકીજીએ ગોખમાં બેઠા બેઠા કોઇક સ્ત્રીને પોતાના બાળકને રમાડતી દીઠી, તે જોઇને મનમાં વિચાર કર્યો કે–"મ્હને પુત્ર હોય તો હું પણ હુલરાવું." એમ ધારી ચિંતાતુર થયાં. કૃષ્ણે ચિંતાનું કારણ પુછ્યું. દેવકીજીએ બલાત્કારે પોતાની ઈચ્છા જણાવી. પછી માતાને સંતોષી પૌષધશાળાએ આવી અઠ્ઠમ તપ કરી હરિણગમેષી દેવતાને આરાધ્યો. તે પ્રસન્ન થઇને કહેવા લાગ્યો કે તમારી માતાને પુત્ર થશે, પણ તે યૌવનાવસ્થામાં દીક્ષા લેશે. પછી દેવ પ્રભાવે નવ માસે દેવકીજીને પુત્ર થયો. ત્હેનું ગજસુકુમાળ નામ પાડયું. અનુક્રમે તે સકળ કળા ભણ્યો. યૌવનાવસ્થા પામ્યો. તે સોમીલ બ્રાહ્મણની પુત્રી પરણ્યો, તેવામાં શ્રી નેમિનાથ ભગવાન સમોસર્યા. તેમનો ઉપદેશ સાંભળી માતાને સમજાવી દીક્ષા લીધી. તેણે પ્રભુને કહ્યું કે" મહારાજ! શીઘ્ર મોક્ષ આપો " પ્રભુ બોલ્યા કે–" સ્મશાનમાં કાઉસ્સગ કરીને ક્ષમાથી ઉપસર્ગ સહન કરવાથી તરત મોક્ષ પ્રાપ્તિ થશે ! " તે સાભળી પ્રભુની આજ્ઞા માગી મશાણમાં જઇ કાઉસ્સગ કર્યો, ત્યારે બહારગામથી આવતા સોમિલ બ્રાહ્મણે જમાઇને દીઠો. તે ક્રોધથી ધમધમ્યો. ત્હેણે વિચાર કર્યો કે–" આણે મારી પુત્રીને દુઃખી કરી તો હું પણ એને દુઃખી કરૂં " એમ વિચારી રોષથી મસ્તક ઉપર માટીની પાળ બાંધી, તેમાં ખેરના અંગારા ભર્યા.

આવી ભયંકર મહા વિપત્તિમાં ગજસુકુમાળે ચિંતવ્યું કે–" એ મ્હારો

ઉપકારી થયો છે, એના ઉપસર્ગથી મ્હારાં કર્મ ક્ષય થશે ?" એમ નિશ્ચળ રહી ધ્યાન ધરી કેવળજ્ઞાન પામી મોક્ષે ગયો. પ્રભાતે શ્રીકૃષ્ણે, ભગવાનને પૂછ્યું કે "મ્હારો લઘુબાંધવ ક્યાં છે ?" ભગવાને સર્વ વૃત્તાંત કહ્યો. તેવારે કૃષ્ણે પૂછ્યું કે તેને મારનાર કોણ છે ? ભગવાને કહ્યું કે "હમણાં માર્ગે જતાં ત્હને દેખશે કે તરતજ ત્હેનું હૃદય ફાટી મરણ પામશે" પછી કૃષ્ણ ત્યાંથી ભગવાનને વાંદી પાછા વળ્યા તો માર્ગમાં તેમજ થયું, તેથી મનમાં ખેદ પામ્યા.

આ પ્રમાણે ઉપશમથી ક્રોધને જીતી શ્રીગજસુકુમાળ મોક્ષે ગયા. ને સોમિલ ક્રોધથી મુનિની હત્યા કરી નરકે ગયો. તેથી સદા શાન્તિ પકડવી શ્રેષ્ઠ છે.

---

## અથ ત્રિકરણ શુદ્ધિ વિષે—કવ્વાલી.

સ્વ, પરને ચિત્ત સુખદાઈ, સત્ય વાચા મધુરતાઈ,
વપુ પરહિત હિતદાઈ, શુદ્ધ એ ત્રઈણ સરસાઈ. ૧
નિયમ તપ જાપ વ્રત સેવા, તીર્થ સૌ તેહુને મેવા,
સત્ય બાહ્યાંતરે જેવા, કરે તસ શુદ્ધ સૂર સેવા. ૨
વચન મન ને વપુ ત્રઈણે, નિર્મળાં ગંગ સમ જેને,
વસંતા નિજ ગૃહે એને, નિર્જરા ધર્મ શુભ ત્હેને. ૩
શુદ્ધ ત્રિક યોગથી વાળ્યો, ફળ્યો સહકાર મન ભાવ્યો,
યોગત્રિક ધર્મ દીપાવ્યો, દ્રુપદીએ શીલ સોભાવ્યો. ૪

## અથ દ્રૌપદીની કથા.

હસ્તિનાપુરના રાજા યુધિષ્ઠિરના ઉદ્યાનમાં માઘમાસમાં એક વખતે અઠ્યાશી હજાર ઋષિઓ આવ્યા. રાજાએ તેમને ભોજનને માટે નિમંત્રણ કર્યું. ત્યારે તેઓ બોલ્યા કે—"હે રાજા! જો તમે આંબાના રસથી ભોજન કરાવો તોજ અમે જમીશું, નહિ તો નહિ જમીએ." એ સાંભળી યુધિષ્ઠિર ચિંતામાં પડયા કે, હાલ આંબાની ઋતુ નથી, તો અકાળે આમ્રફળ શી

રીતે મળી શકે ? તેવામાં ત્યાં નારદજી આવી ચઢયા. ત્હેણે રાજાની ચિંતા જાણીને કહ્યું કે–" જો તમારાં પટ્ટરાણી દ્રૌપદી સભા સમક્ષ પાંચ બાબતોના પ્રશ્નોના સાચા ઉત્તરો આપે તો, અકાળે પણ આમ્રવૃક્ષ ફળે." રાજાએ તે વાત અંગીકાર કરી, અને દ્રૌપદી સભામાં આવ્યાં, નારદે પાંચ બાબતોના પ્રશ્ન પૂછ્યા. તેના ઉત્તરો જો કે જગતની દૃષ્ટિએ અરૂચિકર જણાય તથાપિ દ્રૌપદીએ સભા સમક્ષ ત્હેના ઉત્તરો સાચા અને યથાર્થ આપ્યા. તેથી અકાળે પણ આંબો ફળ્યો. ત્હેમાં પ્રથમ ઉત્તરે આંબાને અંકુર થયાં. બીજે ઉત્તરે પલ્લવ આવ્યાં, ત્રીજે ટીશીઓ આવી, ચોથે મંજરી થઇ, અને પાંચમે ઉત્તરે પાકાં મધુર ફળ થઇ ગયાં. તે જોઇ સર્વ સભાસદો પ્રશંસા કરવા લાગ્યા. પછી તે આમ્રરસના ભોજન વડે યુધિષ્ઠિરે સર્વ ઋષિઓને પારણું કરાવ્યું.

આ પ્રમાણે ત્રિકરણ શુધ્ધે સત્ય ભાષણ કરવાથી અકાળે મનસિદ્ધિ થાય છે. માટે ઉત્તમ પુરૂષોએ કદી અસત્યવક્તા થવું નહિ.



## અથ સુકુળ વિષે–કવ્વાલી.

ન નીચને શીંગડાં માથે, નરોત્તમ પદ્મ નહીં હાથે,  
મિષ્ટ કટુ વાણી પર્માર્થે, જાતિ પરખાય કુળ સાથે. ૧  
શ્વેત ગુણ શંખમાં શોભે, મધુરતા અમૃતે થોભે,  
શીતળ ગુણ ચંદ્રમાં શોભે, સુરભિથી પુષ્પે મન લોભે. ૨  
ઈક્ષુમાં સહેજ મિઠ્ઠાઇ, ભલાઈ સુકુળમાં ભાઈ,  
જીહાં ગાંઠો ન રસ ત્યાંઇ, જીહાં રસ ત્યાં ન ગાંઠાઈ. ૩  
ન લક્ષ્મી જ્યાં વસે વિદ્યા, વસે બે ત્યાં ન અપત્તા,  
સુકુળ, શ્રી, પુત્ર વર વિદ્યા, મળે સૌ પૂર્વ પુણ્યબદ્ધા, ૪  
અભયને સર્વ ઠકુરાઈ, બુદ્ધિ કુલ જન્મ સુખદાઇ,  
નૃભવમાં કીધ સ્થિરતાઈ, કરો ભવિ તેમ કુળ પાઇ. ૫

## શ્રી અભયકુમારની સંક્ષિપ્ત કથા.

રાજ્યગ્રહી નગરીના શ્રેણીકરાજા બેનાતટના ભદ્ર નામના શેઠની પુત્રી સુનંદાને પરણ્યા, કેટલોક કાળ ત્હેને ઘેર મેમાન તરીકે રહ્યા, સુનંદાને ગર્ભ રહ્યો, બાદ પિતાનું આમંત્રણ થવાથી તેણે સુનંદાની રજા માગી સુનંદાએ કહ્યું કે મારે પુત્ર થાય, ને તે પોતાના પિતાનું નામ ઠામ માગે તો મારે શું જવાબ દેવો ? તે ઉપરથી શ્રેણીકે ભારવટ ઉપર અક્ષર લખ્યા કે—

॥ राजग्रहे [illegible] गोवाळि धवले टोडे घर कहीया ॥

એ પ્રમાણે લખી પ્રિયાને સમજાવી શ્રેણીક રાજગ્રહીમાં આવ્યો. પિતાએ ત્હેને રાજ્યાભિષેક કરી તપશ્ચર્યા અંગીકાર કરી. શ્રેણીક રાજા થયા પછી ચારસેં નવાણું મંત્રીઓ કર્યા. પણ તે સર્વનો ઉપરી ઇંગીતાકારે પારકા મનની વાત જાણનાર એક મંત્રીની શોધમાં તે હતો. એકદા ત્હેણે પરીક્ષા કરવા સારૂં પોતાની વીંટી એક જળ વિનાના ઉંડા કુવામાં નાંખીને ઉદ્‌ઘોષણા કરાવી કે "જે પુરૂષ કુવાને કાંઠે રહીને આ વીંટી પોતાના હાથવડે લઇ લેશે તે સર્વ મંત્રીમાં મુખ્ય મંત્રી થશે" તે સાંભળીને બધા મંત્રીઓ અને બીજા વિચક્ષણ માણસોએ ઘણો પ્રયાસ કર્યો. પણ તેમાં બધા નિષ્ફળ થયા.

અહીં બેનાતટમાં સુનંદાએ પુત્રને જન્મ આપ્યો. ત્હેનું અભયકુમાર નામ પાડયું. તે મ્હોટો થયો. ત્હેને નિશાળે મૂક્યો, ભણીને સર્વ કળાઓમાં નિપુણ થયો. એકદા નિશાળના છોકરાઓએ હાંસીમાં ત્હેને નબાપો કહ્યો. અભયે ખેદયુક્ત થઇ માતાને પૂછ્યું કે "હે માતા ! મારો પિતા કોણ અને ક્યાં છે ?" સુનંદાએ કહ્યું કે "તે હું જાણતી નથી. કોઇ પરદેશી પુરૂષ મ્હને પરણીને થોડી મુદત અહીં રહીને ગયેલ છે. પરંતુ જતી વખતે ત્હેણે આ ભારવટ ઉપર કાંઇક લખ્યું છે." તે સાંભળીને અભયકુમારે તે અક્ષરો વાંચી માતાને કહ્યું કે "મારા પિતા તો રાજગ્રહી નગરીના રાજા છે. માટે હવે આપણે ત્યાં જઇએ" પછી અભયકુમાર પોતાની માતાને સાથે લઇને રાજગ્રહીના ઉદ્યાનમાં આવ્યો, ત્યાં માતાને બેસાડી અભય

ગામમાં આવ્યો પેલા કુવા પાસે આવતાં ઘણા લોકોને એકઠા થયેલા જોયા. લોકોને પૂછતાં વીંટીનું વૃત્તાંત સાંભળ્યું. કુમારે કહ્યું કે "આ વાત કાંઈ દુષ્કર નથી" એમ કહીને ત્હેણે કાંઠા ઉપર રહીને એક છાણનો પીંડા પેલી વીંટી ઉપર ફેંક્યો. તે છાણમાં વીંટી ચોંટી ગઇ, પછી તે છાણું સુકાઈ ગયું, એટલે તે જળ વિનાનો કુવો જળથી ભરી દીધો. તેથી તે સુકાયેલું છાણું તરીને ઉપર આવ્યું, અભયકુમારે તે પોતાને હાથે લઇ લીધું. અને ત્હેમાં ચોંટી રહેલી વીંટી લઇને રાજાને મોકલી, રાજાએ કુવા પાસે આવી કુમારને જોઈ અત્યંત ખુશી થયો. રાજાએ કહ્યું "હે વત્સ! તું કએ ગામથી આવ્યો છે? અથવા આજ ગામમાં રહે છે." કુમારે પ્રણામ કરીને જવાબ આપ્યો કે "હે સ્વામી હું બેનાતટથી આજેજ અહીં આવ્યો છું." રાજાએ કહ્યું. "તે ગામમાં એક ભદ્ર નામે શેઠ રહે છે ત્હેને સુનંદા નામની પુત્રી છે. તેનું વૃત્તાંત તું કાંઇ જાણે છે?" કુમારે કહ્યું કે "હાજી તેણીએ એક પુત્ર પ્રસવ્યો છે. તેનું નામ અભય છે. તે કુમાર રૂપ ગુણ અને ઉમ્મર વડે મ્હારી જેવોજ છે. હે સ્વામી! મ્હને જેયાથી ત્હેનેજ જોયો એમ જાણો. ત્હેની સાથે મારે ગાઢો સ્નેહ છે. તેના વિના હું ક્ષણ રહી શકતો નથી?" રાજાએ પુછયું કે—"ત્યારે તેને મૂકી તું અહીં કેમ આવ્યો!" કુમાર બોલ્યો—"ત્હેને અને ત્હેની માને અહીં સમીપના ઉદ્યાનમાંજ મૂકીને હું અત્રે આવ્યો છું." તે સાંભળીને રાજા ત્હેની સાથે ઉદ્યાનમાં ગયો, અને પોતાની પ્રિયા સુનંદાને મળ્યો. રાજાએ પૂછયું કે "તે વખતે ત્હને જે ગર્ભ હતો, તે પુત્ર કયાં છે?"

સુનંદા બોલી કે "પ્રાણનાથ! આ આપની સાથે આવ્યો, તેજ આપનો પુત્ર છે" તે સાંભળીને રાજાએ કુમારને કહ્યું કે "હે વત્સ! તું મ્હારી પાસે જુઠું કેમ બોલ્યો?" તેણે જવાબ દીધો કે "હું નિરંતર મ્હારી માતાના હૃદયમાં રહું છું. તેથી મ્હેં તેવો જવાબ આપ્યો હતો." તે સાંભળી રાજાએ આનંદ પામી કુમારને પોતાના ખોળામાં બેસાર્યો. પછી રાજાએ, આનંદ સહિત તેમને પુરપ્રવેશ કરાવ્યો. અને અભયકુમારને ચારસેં

નવાણું મંત્રી પંડિતો ઉપર મુખ્ય મંત્રીનું પદ આપ્યું. પછી તે કુમારના બુદ્ધિબળથી શ્રેણીકરાજાએ ઘણા દેશો સાધ્યા.

એકદા શ્રી મહાવીરસ્વામી રાજગ્રહીના ઉપવનમાં સમોસર્યા. તેમને વાંદવા અભયકુમાર ગયો. પ્રભુનો ધર્મોપદેશ સાંભળીને વૈરાગ્ય પામેલા કુમારે ઘેર આવીને શ્રેણીકને કહ્યું કે " હે સ્વામી ! આપની ઇચ્છાથી હું દીક્ષા લેવા ઇચ્છું છું. માટે મ્હને રજા આપો." રાજાએ ત્હેને છાતી સરસો ચાંપીને કહ્યું કે " હે વત્સ ! તારો વિરહ મને ઘણો દુઃખકર છે. માટે હાલ તો હું ત્હને રજા નહીં આપી શકું ? પણ જે વારે હું ક્રોધથી ત્હને ' અરે પાપી ! મારી પાસેથી દૂર જા ! મ્હને મુખ બતાવીશ નહીં. એવાં વાકય કહું ત્યારે તું વ્રત ગ્રહણ કરજે " પિતાના આ વચનને વિનયવાન કુમારે અંગીકાર કર્યું અને ભક્તિપૂર્વક તેમની સેવા કરવા લાગ્યો.

એકદા રાજા રાણી ભગવાનને વાંદી પાછા વળતાં માર્ગમાં કાયોત્સર્ગે રહેલા કોઇ સાધુને જોયા. તેમને વંદના કરીને રાજા રાણી ઘેર આવ્યા. રાત્રે રાજા અને ચેલણા રાણી સજ્યામાં સુતાં હતાં, રાણીનો હાથ ઓઢેલા વસ્ત્રથી બહાર નીકળી ગયો, તેથી ટાઢને લીધે મુખથી સીત્કાર શબ્દ કરતી તે હાથ તરતજ સોડમાં લઇ લીધો, તે વખતે પેલા વસ્ત્ર રહિત મુનિનું તેને સ્મરણ આવવાથી તે બોલી કે–' અહો ! પ્રાણનો પણ નાશ કરે એવી ઉગ્ર ટાઢમાં તેની શી ગતિ થતી હશે ? " આ તેનું વાકય અકસ્માત્ જાગેલા રાજાના સાંભળવામાં આવ્યું, તેણે વિચાર્યું કે " અહો આ રાણી દુરાચરણી જણાય છે, આને મારા કરતાં બીજો કોઇ પુરૂષ વધારે પ્રિય જણાય છે, તેથી ખરેખર આ વ્યભિચારિણી છે, તો પછી બીજી સર્વે રાણીઓ પણ વ્યભિચારિણી હોય તેમાં શું આશ્ચર્ય ?" આ પ્રમાણે વિચારમાંને વિચારમાં નિંદ્રા રહિત રાત્રી નિર્ગમન કરી.

પ્રાતઃકાળે રાજાએ અભયકુમારને બોલાવીને આજ્ઞા કરી કે " મારૂં સમગ્ર અંતઃપુર દુરાચારી છે, તેથી હમણાંજ આખા અન્તઃપુરને સળગાવી મૂક." તે સાંભળી અભય બોલ્યો કે–" પિતાનું વાકય પ્રમાણ છે. " પછી શ્રેણીક ભગવાનને વાંદવા ગયા. પ્રભુના મુખથી ધર્મોપદેશ સાંભળી રાજાએ

પુછ્યું કે "હે સ્વામી! ચેલ્લણાને એકજ પતિ છે કે અનેક?" સ્વામીએ ઉત્તર આપ્યો કે "ત્હારી સર્વ સ્ત્રીઓ ધર્મપત્નિ (પતિવૃતા) છે. ગઇકાલે અહીંથી જતાં ત્હેં તથા ચેલ્લણાએ નદી તીરે જે મુનિને જોયા હતા, ત્હેનું સ્મરણ કરીને મધ્ય રાત્રે ચેલ્લણાએ કહ્યું હતું કે "આવી ટાઢમાં ત્હેની શી ગતિ થઈ હશે?" એ બોલવાનો ત્હેનો એજ આશય હતો. ભગવાનના એવાં વચન સાંભળીને શ્રેણીક રાજા પોતાના ઘર તરફ ઉતાવળો ચાલ્યો.

અહીં અભયકુમારે રાજાની આજ્ઞા થયા પછી વિચાર્યું કે "રાજાએ મ્હને આજ્ઞા તો આપી છે પણ તે કામ સહસા કરવાથી પરિણામે અત્યંત દુ:ખદાઇ થશે. એમ વિચારીને "ત્હેણે અન્ત:પુરનો પાસે રહેલાં ઘાસના ઘરો ખાલી કરી જીવજંતુ રહિત શોધાવીને સળગાવી મૂકયાં. અને પોતે ભગવાનના સમવસરણ તરફ ચાલ્યો, માર્ગમાં રાજા સામા મળ્યા, તેણે અભયને પૂછ્યું કે—" ત્હેં શું કર્યું," અભય બોલ્યો કે—" આપની આજ્ઞા પ્રમાણે કર્યું છે." તે સાંભળીને રાજાએ ક્રોધથી કહ્યું કે—" મારી દષ્ટિથી દૂર જા, મ્હને ત્હારૂં મુખ દેખાડીશ નહીં; આવું સાહસ કામ તારા વિના બીજો કયો મૂર્ખ કરે?" તે સાંભળી પિતાનું વાકય પ્રમાણ છે" એમ કહીને અભયકુમારે સમવસરણમાં જઇ પ્રભુ પાસે દીક્ષા લીધી.

અહીં રાજાએ ગામમાં આવીને જોયું તો માત્ર ઘાસના ઘરોજ સળગાવેલાં દીઠાં એટલે ત્હેણે વિચાર્યું કે—" અહો! અભયે મ્હને કપટ કરીને છેતર્યો, જરૂર ત્હેણે દીક્ષા લીધી હશે." એમ વિચારીને તે મુઠ્ઠી વાળીને દોડતા સમવસરણમાં આવ્યા, ત્યાંતો અભયને વ્રત લઇને બેઠેલા દીઠા." એટલે ત્હેં મને છેતર્યો. એમ કહીને રાજાએ કુમારને વંદના કરી. અને ક્ષમા માંગીને ઘેર આવ્યા અભયમુનિ પ્રભુ પાસે રહી ચારિત્ર પાળી તપસ્યા કરી કાળ ધર્મ પામીને સર્વાર્થસિદ્ધ વિમાનમાં દેવતા થયા.

આ પ્રમાણે ગુણના સ્થાનરૂપ મહા બુદ્ધિનિધાન અભય મંત્રીએ ઉત્તમ કુળમાં જન્મીને જન્મ સફળ કર્યો, અને પર્માર્થસંસ્તવ નામની પ્રથમ શ્રદ્ધાને પાળી, તેથી તે પ્રમાણે ભવ્ય પુરૂષોએ પણ વર્તવું જોઇએ. ઇતી શમ્.



## વિવેક વિષે-કવ્વાલી.

સુજન મન મંદિરે વાસે, ભલો વિવેક દીપ ભાસે,
દુરિત સંસારથી ત્રાસે, મોહ તમ ઘોર દુઃખ નાસે. ૧
કર્મના મર્મને કાટે, પરમ જિન ધર્મની વાટે,
વિવેકી તત્વને જાણે, વસ્તુ વસ્તુગતે માને. ૨
પતંગા કર્મ રૂપ અંગા, પડે અવિવેક દીપ ચંગા,
વિવેકી વીર નર તુંગા, વિવેક રહિત નર પંગા. ૩
શ્રમણભદ્રે વિવેકેથી, કપિલ મુનિરાજ પણ એથી,
કાજ નિજ સાધ્યું શુભ તેથી, હૃદય વિવેક દીપ જ્યોતી. ૪

## અથ શ્રી શ્રમણભદ્રની કથા.

ચંપાનગરીમાં જિતશત્રુ રાજાને શ્રમણભદ્ર નામે પુત્ર હતો. તે ઘણો વિવેકી હતો. ત્હેણે એકદા ધર્મઘોષ મુનિનો ઉપદેશ સાંભળ્યો કે— "જેમ સુભટોએ કરેલું યુદ્ધ રાજાને વિષે ઉપચાર કરાય છે. એટલે જય પરાજય રૂપ ફળ રાજામાં આરોપણ થાય છે, તેમ અવિવેક અને અસંયમે કરીને બંધાએલાં કર્મ સ્કંધોનાં સામ્રાજ્યનો આરોપ પણ શુદ્ધ આત્માને વિષેજ કરાય છે." ઇત્યાદિ ધર્મોપદેશ સાંભળીને વિરક્ત થયેલા તે મહાત્માએ દીક્ષા લીધી. ગુરૂની કૃપાથી તે શ્રમણભદ્ર મુનિ શ્રુતસાગરનો પાર પામ્યા; અને ગુરૂની આજ્ઞાથી એકલવિહાર પ્રતિમા અંગીકાર કરી; અન્યદા તે મુનિ શરદઋતુને સમયે કોઈ મહા અરણ્યમાં રાત્રિને વિષે પ્રતિમા ધારણ કરીને રહ્યા. ત્યાં સોયની જેવા તીક્ષણ મુખવાળા હજારો ડાંસો તે મુનિના કોમળ શરીર ઉપર લાગીને ત્હેમનું લોહી પીવા લાગ્યા. તે ડાંસોના કરડવાથી સુવર્ણના વર્ણ જેવા તે મુનિ જાણે લોહનો વર્ણ હોય તેમ શ્યામ થઇ ગયા. ડાંસોના ડંખથી મુનિને મહા વેદના થતી હતી. તોપણ ક્ષમાધારી તે મુનિ સહન કરતા હતા, અને તે ડાંસોને તે ઉડાડતા પણ નહોતા. ઉલટા તે એવો વિચાર કરતા હતા કે "આ વ્યથા મ્હારે શી અ-

છુત્રીમાં છે ? આથી અનન્ત ગણી વેદના નારકીપણે મ્હેં અનન્તીવાર સહન કરી છે, વળી આ શરીર જીવથી ભિન્ન છે. અને આ જીવ શરીરથી જુદો છે, એ પ્રમાણે જાણતાં છતાં પણ કયો ડાહ્યો માણસ શરીરપર મમતા કરે ? ”

“ દેહ એ પુદ્‌ગળનો પિંડ છે, તે અનિત્ય છે. જીવ અમૂર્ત અને અચળ છે. તે અનન્ત જ્ઞાન, દર્શન અને ચારિત્ર ધર્મવાળો છે, ચૈતન્ય સ્વરૂપ છે. તે પોતાના રૂપનો કર્તા અને ભોક્તા છે, સ્વરૂપમાંજ રમણ કરી રહ્યો છે, ભવ ભ્રમણથી શ્રાન્ત થયેલો છે, અને પુદ્‌ગળિક પરભાવના કર્તૃત્વાદિ ધર્મથી રહિત છે. ”

ઇત્યાદિક વિવેકે કરીને શુભ ભાવના ભાવતા સતા તે ડાંસોની વ્યથાથી ત્હેમના શરીરનું સઘળું લોહી શોષાઇ ગયું; તેથી તેજ રાત્રિએ તે મુનિ કાળ કરીને સ્વર્ગે ગયા. ઇતી શમ્.



## અથ વિનય વિષે-કવ્વાલી.

વિના જીવ દેહ ધૂળધાણી, વિના શશી તેમ નિશિ રાણી,
વિના નૃપ સુન્ય રાજ્યધાની, વિના વિનયે ઘણી હાની. ૧
નેત્ર ત્રિજું વિનય જાણો, અંધ એ નેત્ર વિણ માનો,
વિનય કરીએ વડા ના'નો, વિનય સંસારમાં દાનો. ૨
બાળ, રાજા, ગુરૂ, જ્ઞાની, વિનય વશ થાય અભિમાની,
વિનય મૂળ ધર્મનું જાણી, વિનય કરીએ સુખદ ખાણી. ૩
વડાઇ વિદ્યા ન કાંઇ શોભે, વિનય નહીં ત્યાં ન કોઈ થોભે,
પશુ મૃદુતા થકી લોભે, વિનય વપુ મહેલનો મોભે. ૪
વિદ્યા પરપેશની વાધી, વિનયથી વિક્રમે સાધી,
ઉપાધિ ને વળી આધિ, વિનય કરતાં ટળે વ્યાધી. ૫

## પરદુઃખભંજન વિક્રમ રાજાની કથા.

ઉજ્જયણી નગરીમાં વિક્રમાદિત્ય રાજા રાજ્ય કરતો હતો. ત્હેને કમલાવતી નામે શીલના અલંકાર રૂપ રાણી હતી. એકદા રાજા રાજ્યસભામાં કહેવા લાગ્યો કે—"સંસારમાં એવું કોઇ જ્ઞાન વર્તમાનમાં છે, કે જે મ્હારા રાજ્યમાં નજ હોય?" તે સાંભળી એક કલાવંત મુસાફર બોલ્યો કે—"હે રાજન્! તમારા રાજ્યમાં લક્ષ્મીવાન, વિદ્વાન અને ગુણવાન અનેક પુરૂષો છે "વળી તમે પોતે પણ લક્ષ્મી વિદ્યા અને ગુણે સહિત છો પરંતુ તમારી પાસે "પરકાય પ્રવેશ" વિદ્યા નથી તે સાંભળી રાજા બોલ્યો કે—"તે વિદ્યા ક્યાં છે?" તે બોલ્યો કે "હે સ્વામી! ગિરનાર પર્વત ઉપર એક સિધ્ધેશ્વર છે ત્હેની પાસે એ વિદ્યા છે." તે સાંભળી રાજા પ્રધાનને રાજ્ય ભળાવી એકાકી તે પર્વત તરફ ગયો. અનુક્રમે ઘણા કષ્ટે પર્વતપર ચઢયો અને યોગીને દેખી મનમાં હર્ષ પામ્યો. ત્હેને નમસ્કાર કરી સેવા ભક્તિ કરવા લાગ્યો. યોગી પણ રાજાની શુદ્ધ મનથી સેવા ભક્તિ જોઇ તુષ્ટમાન થયો. તે યોગીની પાસે એક બીજો બ્રાહ્મણ ઘણા દિવસથી તેજ વિદ્યાને માટે ભલી તરેહથી વિનય ભક્તિ કરતો હતો. પણ ત્હેને કુપાત્ર જાણી યોગી વિદ્યા આપતો નહોતો, યોગ્ય પાત્ર જોઈ વિક્રમાદિત્ય ઉપર યોગી તત્કાળ પ્રસન્ન થયો. યોગી બોલ્યો—"હે વત્સ! તું ગુણજ્ઞ છે, રાજા જેવો દેખાય છે, દૂર દેશથી આવ્યો જણાવ છે. હું ત્હારી કરેલી ભક્તિ અને વિનયથી સંતોષ પામ્યો છું. માટે પરકાય પ્રવેશની વિદ્યા આપું છું, તે તું લે" તે સાંભળી રાજા બે હાથ જોડી બોલ્યો કે—"હે સ્વામી! આ બ્રાહ્મણને પણ આપની સેવા કરતાં ઘણા દિવસ થયા, માટે એની ઉપર પણ પ્રસન્ન થઇ વિદ્યા આપો" તે સાંભળી સિધ્ધેશ્વર બોલ્યા કે—"હે પરદુઃખભંજક સત્પુરૂષ! સર્પને દૂધ પાવાથી પ્રકોપ થાય" તથાપિ રાજાએ ઘણી પ્રાર્થના કરી તે બ્રાહ્મણને પણ વિદ્યા અપાવી, બન્ને જણાએ ગુરૂ સમક્ષ વિધિપૂર્વક વિદ્યા સાધી. પછી ગુરૂની આજ્ઞા માગી રાજા અને બ્રાહ્મણ બન્ને ઉજ્જયણીના ઉદ્યાનમાં આવ્યા. રાજાએ બ્રાહ્મણને ત્યાં

બેસાડયો, ને રાજ્યની શી વ્યવસ્થા છે ? તે જોવા સારૂં તે નગરમાં ગયો. ત્યાં પ્રથમ પ્રજાના સમાચાર જાણી રાજ્ય મંદિરમાં ગયો, ત્યાં પટ્ટહાથીનાં મરણુથી જનસમુદાય વ્યાકુળ થયેલો દીઠો, પછી રાજા પાછો બ્રાહ્મણ પાસે આવ્યો.

વિદ્યાની પરીક્ષાને માટે પોતાના શરીરમાંથી જીવ કહાઢી નિર્જીવ કલેવર બ્રાહ્મણને સોંપી પોતાનો જીવ હાથીના ખોળીયામાં ઘાલ્યો, તેથી હાથી તત્કાળ ઉભો થયો. તે જોઇ રાજ્યવર્ગ હર્ષ પામ્યો. અહીં પેલો દુષ્ટબુદ્ધિ બ્રાહ્મણ વિચારવા લાગ્યો કે–" જો હું હમણાં મ્હારો જીવ રાજાના શરીરમાં ઘાલું તો રાજા બની રાજ્ય કરૂં ? " એમ વિચારી તત્કાળ રાજાના શરીરમાં પોતાનો જીવ ઘાલ્યો, અને પોતાની કાયા ગુપ્ત ઠેકાણે મૂકીને તે નગરમાં આવ્યો. લોકોએ રાજા આવ્યો જાણી વધામણાં કર્યાં. પછી તે રાજ્યમંદિરમાં જઈ સભામાં બેઠો. પણ પોતે જાતનો બ્રાહ્મણ હોવાથી રાજ્યનીતિ વિગેરે કાંઇ જાણતો નહોતો, ત્હેને રોઝં જેવો દેખી પ્રધાન મંડળ વિચારવા લાગ્યું કે " શું રાજાનું ચિત્ત વિપરીત થયું છે ? અથવા તો કોઈ વ્યંતરાદિક રાજાનું રૂપ કરીને આવ્યો છે કે કેમ ? " એમ વિચારવા લાગ્યા. પછી તે બ્રાહ્મણ અંતઃપુરમાં ગયો, ત્યાં પટરાણી તો ત્હેને દેખતાંજ મુર્છા પામી. ત્હેને ઘણા ઉપચાર કરી દાસીએ ઉઠાડી. કૃત્રિમ રાજા બોલ્યો કે–" અહો દેવી ! મ્હને દેખીને તમે મુર્છા કેમ પામ્યાં ? " રાણીને તત્કાળ બુદ્ધિ સુઝી, તેથી તે બોલી કે " મહારાજ ! તમે દેશાવર ગયા, ત્યારે મ્હેં ગોત્રદેવીની બાધા રાખી હતી કે, જ્યારે રાજા કુશળક્ષેમે ઘેર આવશે, ત્યારે દેવીની પુજા કરીને નેત્ર વડે રાજાના સામું જોઇશ, છતાં મ્હેં હમણાં તમારી સામું જોયું તેથી દેવીનો કોપ થયો, માટે હવે પુજા કર્યા વિના તમારૂં મુખ જોઇશ નહીં" એમ સાંભળી તે સભામાં ગયો.

હાથીમાં રહેલો ખરો રાજા ચિંતવવા લાગ્યો કે " આ પાપીએ વિશ્વાસઘાત કર્યો, અહા ! મ્હને ગુરૂઆજ્ઞા ઉલ્લંઘનનું પાપ લાગ્યું, ગુરૂએ મ્હને ના કહી છતાં મ્હેં એ કુપાત્રને વિદ્યા અપાવી, ત્હેનું ફળ મ્હને પ્રત્યક્ષ મળ્યું, હું પંડિત મુર્ખ બન્યો, અથવા દૈવ વક્ર થવાથી મ્હને કુબુદ્ધિ ઉપજી;

અને ભલું કરતાં ભૂંડું થયું." એમ વિચારી આલાન સ્તંભને ઉખેડીને હાથી ઉપવન ભણી નિકળ્યો, લોક ત્હેની પાછળ ગયા, ઘણા ઉપાય કર્યા પણ તે પાછો વળ્યો નહીં, અંતે લોકો થાકીને ઘેર આવ્યા, હાથી વગડામાં જઇ એક વડના વૃક્ષ નીચે જઇ ઉભો રહ્યો, ત્યાં એક પારાધિ ગોળીથી સૂડાને મારતો હતો, તે દેખી પોતાનો જીવ સૂડાના શરીરમાં ઘાલીને બોલ્યો કે–"અરે બાપડા રાંક નિરાપરાધીને મારવાથી ત્હને શું લાભ થવાનો છે ? તારી ઇચ્છા હોય તો મ્હને ઉજ્જયણીમાં લેઇ જા. અને બજારમાં જઈ મ્હને હજાર સોનૈયાનું મૂલ્ય કરી વેચજે" એવું સાંભળી આહેડી ખુશી થયો, પછી તે સૂડાને લઇ ઉજ્જયણીના રાજમાર્ગમાં ઉભો રહ્યો; ને મુલ્ય પૂછે તો સહસ્ર ટકા સુવર્ણ માગે, એવા અવસરને વિષે કમળાવતી રાણીની દાસી ત્યાં આવી, ત્હેણે તે સૂડો દીઠો. ત્હેણે કેટલાએક શ્લોક પૂછ્યા, સૂડાએ ત્હેના જવાબ શ્લોકમાં આપ્યા, તે વાત દાસીએ જઈ રાણીને કહી. રાણીએ તત્કાળ હજાર સુવર્ણ ટકા આપી સૂડો મંગાવી લીધો, વધક પૈસા લઇ પોતાને ઘેર ગયો; રાણી સૂડાને દેખી અત્યંત હર્ષ પામી. ત્હેને સોનાના પાંજરામાં રાખી પોતાને હાથે સ્નાન ભોજનાદિક કરાવવા લાગી, આ વિદ્વાન સૂડો અનેક પ્રકારના પ્રશ્નોત્તરાદિક શ્લોકોથી રાણીનું મન અતિ રંજન કરવા લાગ્યો. તેથી ત્હેને તે સૂડો પોતાના પ્રાણથી પણ અધિક વહાલો થયો. એકદા સૂડે રાણીને પૂછ્યું કે–" તમે એ રાજાની સાથે બોલ્યાંજ નહીં તે શા માટે ?" રાણી બોલી કે "હે શુકરાજ ! એને જોવાથી મ્હારૂં મન ઉલ્લાસ પામતું નથી. કોઈ રૂપ પરાવર્તન કરી આવ્યો છે કે કેમ, ત્હેની સમજ પડતી નથી ! માટે જ્યાં સુધી મ્હારૂં મન સાક્ષી પૂરતું નથી ત્યાં સુધી હું ત્હેની સાથે સંભાષણ માત્ર પણ નહીં કરૂં" રાણીનું આવું દૃઢ મન જાણી સૂડો હર્ષ પામ્યો.

એકદા કોઇ ઘરોળીને મૂએલી દેખી સૂડાએ ત્હેના શરીરમાં પોતાનો જીવ ઘાલ્યો, એટલે સૂડો મરણ પામ્યો, તે જોઈ રાણી મુર્છા પામી, ત્હેને દાસીએ સાવધાન કરી. રાણી બોલી કે–" એ સૂડાની સાથે હું પણ બળી મરીશ "। કૃત્રિમ રાજાએ તે વાત સાંભળીને રાણીને આશ્વાસન આપ્યું અને

કહ્યું કે-" હું પોપટને સચેતન કરૂં છું " એમ કહી પોતે પર્યંકમાં સુતો અને રાણીને ખુશી રાખવા પોતાનો જીવ કહાઢી શુકના શરીરમાં ઘાલ્યો અને પોતે સૂડો થયો " તે જોઈ વિક્રમે તત્કાળ પોતાનો જીવ ધરોળીના શરીરમાંથી કહાઢીને પોતાના મૂળ શરીરમાં પ્રક્ષેપ્યો. અને પોતાના દેહમાં આવી પોતે રાજા થયો. પછી તે રાણી પાસે ગયો. રાણી પણ રાજાનું મૂળ શરીર દેખી હર્ષ પામી, રાણીએ રાજાને બધું વૃત્તાંત પૂછ્યું. રાજાએ કહ્યું કે એ સઘળું વૃત્તાંત આ સૂડો કહેશે; એટલે સૂડે મૂળથી સર્વ વૃત્તાંત સંભળાવીને કહ્યું કે-" જે મિત્રદ્રોહ કરશે તે મ્હારી પેઠે દુ:ખી થશે, અને જે પરોપકાર કરશે તે આ રાજાની પેઠે સુખ પામશે " તે સર્વ વૃત્તાંત સાંભળી રાણી ઘણી હર્ષ પામી. અને પોતાના મનની ભ્રાન્તિ ટળી ગઇ. એટલામાં એક વ્યવહારીઓ મરણ પામ્યો. ત્યારે તે સૂડાનો જીવ વ્યવહારીયાના ખોળીયામાં મૂકી બ્રાહ્મણને સુખી કર્યો.

આ દૃષ્ટાંતથી એ સિદ્ધાંત થાય છે કે વિનય એ સર્વ ધર્મનું મૂળ છે, અને તે વિનયના પ્રભાવથી સજ્જન એવા વિક્રમ રાજાએ પરકાય પ્રવેશની વિદ્યા પ્રાપ્ત કરી. અને તે સજ્જન મહાત્માએ 'સ્વભાવથીજ દુર્જન એવા બ્રાહ્મણને ફરી ફરીને ઉપકાર બુદ્ધિએ સુખી કર્યો. ઇતિ શમ્.

---

## અથ વિદ્યા વિષે-કવ્વાલી.

ન નૃપ વિદ્વાન બેઉ તુલ્યે, પરીક્ષા થાય નહીં મૂલ્યે,
સ્વદેશે પુજ્ય નૃપ કુલે, વિબુધ પુજ્ય વિશ્વમાં ઝુલે. ૧
ન લુંટે ચોર વન જાતાં, ન બોજો પંથમાં વહેતાં,
વધે વિદ્યા દાન દેતાં, બધા ભય "શ્રી" વિષે રહેતા. ૨
રહે નહીં લક્ષ્મી ચિર સ્થાઈ, ટકે વિદ્યા સદા ભાઇ,
અગમમતિ માન બિરૂદાઈ, વિબુધ મનમોદ પ્રભુતાઈ. ૩
અખુટ વિદ્યા શ્રીને ગંજે, વિબુધ વિપદે ન મન મુંઝે,

રિપુદળ વિઘ્ન એ ભંજે, વિદ્યા સૌ વિશ્વને રંજે. ૪
ગુરૂગમથી ભણે શાસ્ત્રો, થાય વિપરીત તો શસ્ત્રો,
મરે પોતે મરે છાત્રો, જઠરને મૂર્ખ હોય પાત્રો. ૫
વિદ્યાએ ભોજ રાજીંદો, મયૂર બાણે કર્યો બંદો,
વિદ્યાએ હેમસૂરિ ચંદો, પ્રબોધ્યો રાય કુમરિંદો. ૬

## વિદ્યા પ્રભાવક શ્રી હેમચંદ્રસૂરિની કથા.

ધંધુકા ગામમાં મોઢ જ્ઞાતીમાં ઉત્પન્ન થયેલા **ચાંગદેવે** દેવચંદ્રસૂરિ પાસે દીક્ષા લીધી. ગુરૂએ ત્હેનું **હેમચંદ્રસૂરિ** નામ પાડ્યું. પાટણના રાજા **કુમારપાળને** રાજા થતાં પહેલાં, **સિદ્ધરાજના** ભયથી નાસભાગની પૂર્વા વસ્થામાં, શ્રી હેમચંદ્રસૂરિએ પ્રાણનું અભયદાન આપી અનેક ઉપકાર કર્યા હતા. અનુક્રમે પાટણનો રાજા **કુમારપાળ** થયો. તે સમયે શ્રી **હેમચંદ્રસૂરિએ** ત્યાં જઇને ઉદયન મંત્રીને પૃછ્યું કે–“ રાજા અમને કોઇવાર યાદ કરે છે? ” ઉદયને કહ્યું કે–“ સંભારતા નથી ” સૂરિએ કહ્યું–“ હે મંત્રી! આજે તું રાજાને એકાન્તમાં કહેજે કે–‘ આજે તમારે નવી રાણીને મહેલે સુવા જવું નહીં, ” મંત્રીએ તેજ પ્રમાણે કહ્યું. તે રાત્રે નવી રાણીના મહેલપર વીજળી પડી, તેથી તે મહેલ બળી ગયો, ને રાણી પણ મૃત્યુ પામી તે જોઈ આશ્ચર્ય પામેલા રાજાએ મંત્રીને પૂછ્યું કે, ત્હમને આવી ખબર પ્રથમ ક્યાંથી પડી? આવું ઉત્કૃષ્ટ જ્ઞાન કોનું છે? ” ત્યારે મંત્રીએ કહ્યું– ‘ હેમસૂરિએ તે વાત કહી હતી. ’ તે સાંભળી રાજા તરતજ સૂરિ પાસે જઇ પ્રણામ કરીને બોલ્યો કે–“ હે પૂજ્ય! આપનો મ્હારાપર પરમ ઉપકાર છે, માટે આ રાજ્ય લઇ મ્હારાપર કૃપા કરો. ” સૂરિ બોલ્યા–“ હે રાજન્! અમારે રાજ્યનો ખપ નથી, પરંતુ જો તું કૃતજ્ઞપણાએ કરીને પ્રત્યુપકાર કરવા ઇચ્છતો હો, તો આત્માને હિતકારક જૈનધર્મનો સ્વીકાર કર.

તે સાંભળી રાજા બોલ્યો “ હે સ્વામી! આપ જેમ કહેશો તેમ હું કરીશ. ” એકદા રાજા સૂરિને સાથે લઇને સોમેશ્વરની યાત્રાએ ગયો. ત્યાં રાજાએ મહાદેવને વંદના કરી, તે વખતે રાજાને બ્રાહ્મણોએ કહ્યું કે–“જૈન

ધર્મીઓ ત્હેમના તીર્થંકર શિવાય બીજા દેવને નમતા નથી. તે સાંભળીને રાજાએ સૂરિને કહ્યું કે–" હે પુજ્ય ! આપ શિવને વંદના કરો. " ત્યારે સૂરિ બોલ્યા કે–" જેના ભવબીજના અંકુરને ઉત્પન્ન કરનારા રાગાદિક ક્ષય પામેલા છે, એવા બ્રહ્મા, વિષ્ણુ, શિવ કે જિન જે હોય ! ત્હેને મ્હારો નમસ્કાર હો. જે તે સમયે, જે તે પ્રકારે, જે તે નામ વડે, જે છે તે તુંજ છે, સર્વ દોષ અને પાપ રહિત જો કોઇ હોય તો તું એકજ છે, માટે હે ભગવાન્ ! ત્હમને મારો નમસ્કાર હો. "

આવી સ્તુતિ સાંભળીને રાજા આશ્ચર્ય પામ્યો. પછી ત્હેણે ગુરૂને કહ્યું કે " હે પુજ્ય ! મત મતાંત્તરનો આગ્રહ મૂકીને ખરૂં તત્વ શું છે ? તે મ્હને કહો " સૂરિ બોલ્યા " હે રાજા ! શાસ્ત્રનો સંવાદ દૂર રહો, પણ આ શિવજ તમારી પાસે તત્વનું નિરૂપણ કરશે, તે તમે આદરજો." પછી મધ્યરાત્રીએ સૂરિના ધ્યાનથી પ્રસન્ન થઇને શિવે રાજાને કહ્યુ કે, " હે રાજન્ ! શ્રીતીર્થંકરોએ પ્રરૂપિત કરેલા સ્યાદ્વાદ તત્વનું આચરણ કરવાથી તું વાંછીત ફળને પામીશ. " તે સાંભળીને રાજા સમકિતની સન્મુખ થયો.

એકદા વાયુને સ્તંભન કરવાની ક્રિયામાં એટલે શરીરમાં ચાલતા વાયુને રોકી શરીરને હલકું બનાવવાની ક્રિયામાં નિપુણ એવો દેવબોધિ નામનો બ્રાહ્મણ કમળના નાળના દાંડા કરી કેળના પાંદડાંની પાલખી બનાવી કાચા સુતરના તાંતણાથી તે નાળ અને પાંદડાં બાંધી તે પાલખી ત્હેના શિષ્યોના સ્કંધપર ઊપડાવી, પોતે ત્હેમાં બેશીને રાજસભામાં આવ્યો તે જોઈ વિસ્મય પામેલા રાજાએ ત્હેને સન્માન આપ્યું. પછી પૂજાને સમયે જિનેશ્વરની પૂજા કરતા રાજાને જોઇને દેવબોધિએ કહ્યું કે, " હે રાજન્ ત્હારા કુળધર્મનું ઉલ્લંઘન કરવું ત્હને યુક્ત નથી. માટે કુળ પરંપરાનો ચાલતો આવેલો શિવધર્મ ત્હારે પાળવો. " તે સાંભળી રાજા બોલ્યો કે–" સર્વજ્ઞે કહેલો હોવાથી જૈનધર્મજ સત્ય છે. " એમ રાજાના કહેવાથી ત્હેણે પોતાની વિદ્યાશક્તિથી મહેશ્વરાદિક ત્રણે દેવોને તથા કુમારપાળના પૂર્વજોને પ્રત્યક્ષ દેખાડયા. તે દેવો અને પૂર્વજો બોલ્યા કે–" હે વત્સ ! ત્હારે દેવબોધિના કહેવા પ્રમાણે કરવું. " તેથી રાજા વિસ્મય પામીને

જડ જેવો બની ગયો. ત્યારે ઉદયન મંત્રીએ કહ્યું: 'રાજાધિરાજ! હેમ-સૂરિ પણ અનેક વિદ્યામાં કુશળ છે? તે સાંભળીને રાજા પ્રાતઃકાળે દેવબોધિ વિગેરે ને લેઇને સૂરિપાસે વંદના કરવા આવ્યા, તે વખતે સૂરિ શરીરની અંદરના પાંચે (પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન અને સમાન) વાયુને રૂંધીને આસનથી કાંઇક ઉંચા રહી વ્યાખ્યાન આપવા લાગ્યા. તે વખતે પૂર્વથી સંકેત કરી રાખેલા શિષ્યોએ સૂરિની નીચેથી આસન (પાટ વિગેરે) ખેંચી લીધું. એટલે સૂરિ જમીનથી ઘણા ઉંચા રહી વ્યાખ્યાન આપવા લાગ્યા, તે જોઇ રાજા વિગેરે સર્વે મહા આશ્ચર્ય પામ્યા. પછી સૂરિએ "અમારા દેવોને જો.' એમ કહી કુમારપાળ રાજાને એક ઓરડામાં લઇ ગયા. ત્યાં સમવસરણમાં રહેલા ચોવીસ તીર્થંકરોની પૂજા કરતા ત્હેના એકવીશ પેઢીના પૂર્વજોને ત્હેણે જોયા. તેઓ (તીર્થંકરો) પણ બોલ્યા કે–' દયાધર્મ પાળવાથી તુંજ વિવેકી છે, આ હેમસૂરિ ત્હારા ગુરૂ છે, તે જેમ કહે તેમ કરજે ' તથા ત્હેના પૂર્વજો પણ બોલ્યા કે–" હે વત્સ! ત્હેં જૈનધર્મનો આદર કર્યો. તેથી અમે સુગતિના ભાજન થઇ આવી મહા ઋદ્ધિ પામ્યા છીએ " એમ કહીને સર્વે અન્તર્ધ્યાન થયા. તે જોઇ ચકડોળે ચઢેલા મનવાળા રાજાએ સૂરિને તત્ત્વ પૂછ્યું કે–" મહા-રાજ! દેવબોધિએ બતાવ્યું તે સત્ય કે આ સત્ય ? આ બાબતમાં મ્હારૂં મન ડહોળાય છે." ત્યારે સૂરિ બોલ્યા કે–" હે રાજન્! ત્હેણે અને મ્હેં આ બતાવ્યું તે બન્ને ઇન્દ્રજાળ છે. આકાશ પુષ્પની જેમ અસત્યજ છે; પરંતુ તત્ત્વ તો જે ત્હને સોમેશ્વર મહાદેવે કહ્યું હતું તેજ છે. " તે સાંભળીને રાજાએ મિથ્યાત્વનો ત્યાગ કર્યો, અને અનુક્રમે તે બાર વ્રતધારી શ્રાવક થયો.

અન્યદા આશ્વિન માસ આવ્યો, ત્યારે નવરાત્રિના દિવસે દેવીના પૂજારીએ આવી રાજાને કહ્યું કે:—" મહારાજ કુળદેવીની પાસે બળિદાન માટે સાતમને દિવસે સાતસો પાડાનો ને આઠમને દિવસે આઠસોનો અને નોમને દિવસે નવસો પાડાનો વધ કરવામાં આવે છે, આવો તમારા વંશ પરંપરાનો નિયમ છે. તે પ્રમાણે ન થાય તો દેવી વિઘ્ન કરે છે." તે

સાંભળીને રાજાએ સૂરિને તે વાત કરી. સૂરિએ કહ્યું કે " જે દિવસે જેટલાં પ્રાણીઓ હણાય છે, તે દિવસે તેટલાં દેવીની પાસે ધરીને કહેવું કે, હે દેવી આ શરણ રહિત પ્રાણીઓ તમારી પાસે મૂકયાં છે, હવે જેમ તમને યોગ્ય લાગે તેમ કરજો. " પછી રાજાએ સૂરિના કહેવા પ્રમાણે કર્યું. એટલે દેવીએ એક પ્રાણીનું પણ ભક્ષણ કર્યું નહી. પરંતુ નવમીની રાત્રિએ હાથમાં ત્રિશૂળને ધારણ કરનારી કંટેશ્વરી દેવીએ પ્રત્યક્ષ થઇ રાજા પાસે આવીને કહ્યું કે ' હે રાજન્ ! ત્હેં પરંપરાથી ચાલી આવતી રીતને કેમ મૂકી દીધી?" રાજાએ જવાબ આપ્યો કે " હે દેવી ! હું જીવું છું ત્યાં સુધીતો એક કીડીનો પણ વધ કરીશ નહી. " તે સાંભળીને ક્રોધ પામેલી દેવી રાજાના મસ્તકમાં ત્રિશુળ મારીને અદૃષ્ટ થઈ. તે દેવીના પ્રહારથી રાજાના શરીરમાં તત્કાળ કુષ્ટ વ્યાધી ઉત્પન્ન થયો, અને ત્હેની અસહ્ય પીડા થવા લાગી. તેથી રાજાએ અગ્નિમાં પ્રવેશ કરવાનો વિચાર કર્યો. ત્હેનો નિષેધ કરીને ઉદાયનમંત્રીએ તે વૃત્તાન્ત સૂરિને જણાવ્યો, ત્યારે સૂરિએ જળ મંત્રીને ઉદાયનને આપ્યું. તે જળ રાજા પર છાંટવાથી રાજાનો દેહ સુવર્ણની કાન્તિ જેવો થઈ ગયો. પછી પ્રાતઃકાળે રાજા ગુરૂને વાંદવા ગયો. ઉપાશ્રયમાં પેસતાંજ એક સ્ત્રીનું કરૂણાજનક રૂદન ત્હેણે સાંભળ્યું. એટલે રાજાએ તે સ્ત્રીની સન્મુખ જોયું તો રાત્રે જોયેલી દેવીને ત્યાં રૂદન કરતી દીઠી. પછી ગુરૂ પાસે જઇ રાજાએ કહ્યું કે " હે પુજ્ય થાંભલે બાંધેલી આ સ્ત્રીને મૂકી દ્યો. સૂરિ બોલ્યા. હે રાજન્ ! ત્હેણીની પાસેથી કાંઇ માગી લ્યો ? ત્યારે રાજાએ પોતાના અઢાર દેશોમાં જીવરક્ષા માટે રખવાળપણું કરવાનું માગ્યું. તે વાત દેવીએ સ્વિકારી, એટલે તે બન્ધનથી મુક્ત થઈ અને રાજભવનના દ્વારે જઇને રહી.

એકદા રાજસભામાં સૂરિએ સ્થુળીભદ્રમુનિની પ્રશંસા કરી કે— વેશ્યા પોતાનાપર રાગવાળી અને નિરંતર ત્હેમને અનુસરનારી હતી, હમેશાં ૭ રસ યુક્ત ભોજન જમવાનું હતું, કામશાસ્ત્રના ચિત્રવાળી શાળામાં વસવાનું હતું, શરીર પણ મનોહર હતું, અવસ્થા પણ યુવાન હતી. અને કાળ પણ વર્ષાઋતુનો હતો; તો પણ જેણે આદર પૂર્વક કામદેવને જીત્યો, વળી

કોશ્યા જેવી સ્ત્રીઓને પ્રતિબોધ પમાડવામાં કુશળ એવા શ્રી **સ્થુળીભદ્ર-મુનિને** હું વંદના કરૂં છું. ”

આ પ્રમાણે સાંભળીને રાજાની પાસે બેઠેલા દ્વેશી બ્રાહ્મણો બોલ્યા કેઃ—

**विश्वामित्रपराशरप्रभृतयो ये चाम्बपत्राशिन.–**
**स्तेऽपि स्त्रीमुखपंकजं सुललितं दृष्टयैवं मोहंगताः ।**
**आहारं सघृतं पयोदधियुतं भुंजन्ति ये मानवा**
**स्तेषामिन्द्रियनिग्रहः कथमहो दम्भः समालोक्यताम् ॥**

**ભાવાર્થ**—વિશ્વામિત્ર અને પરાશર વિગેરે ઋષિયો કે જેઓ જળ અને પાંદડાં માત્રનોજ અહાર કરતા હતા, તેઓ પણ સ્ત્રીનું મુખકમળ જોઇને મોહ પામી ગયા, તો જે લોકો ઘી, દૂધ અને દહીં વાળો આહાર કરે, તેઓથી ઇન્દ્રિયોનો નિગ્રહ શી રીતે થાય ? અહો ! જુઓ ! કેવો દંભ છે ? ”

તે સાંભળી સૂરિએ ત્હેનો જવાબ આપ્યો કે “ હે રાજન્ ! શીલનું પાલન કરવામાં આહાર કે નિહાર કારણ ભૂત નથી. પરંતુ મનોવૃત્તિજ કારણ છે. કેમકે.

**सिंहोबली द्विरदसुकरमांसभोजी,**
**संवत्सरेण रतिमेति किलैक वारम् ।**
**पारापतः खरशिला कणमात्रभोजी,**
**कामी भवत्यनुदिनं ननुकोऽत्रहेतुः ॥**

**ભાવાર્થ**—બલવાન સિંહ, હાથી અને સુકરનું માંસ ખાય છે, તો પણ તે એક વરસમાં એકજવાર કામક્રીડા કરે છે, અને પારેવા મરડીયા કાંકરા અને જુવારના દાણા ખાય છે. તે છતાં તેઓ હમેશાં કામીજ **રહે છે.** તો તેનું શું કારણ ? ”

તે સાંભળીને કુવાદીઓનાં મુખ શ્યામ થઈ ગયાં. આ વિગેરે વિનોદના અનેક પ્રબંધો કુમારપાળ ચરિત્રથી જાણી લેવા, પછી સૂરિ **પણ**

અનેક ભવ્ય જીવોને પ્રતિબોધી જૈનધર્મની પ્રભાવના કરી સ્વર્ગે ગયા.

આ પ્રમાણે વિદ્યાપ્રભાવક શ્રી હેમચંદ્રસૂરિ મહારાજે વિદ્યાના પ્રભાવથી અઢાર દેશના મહારાજા શ્રી કુમારપાળને પ્રતિબોધી પરમ જૈન ધર્મી બનાવી જગતમાં દયાધર્મનો વિજયવાવટો રોપ્યો, તે અદ્યાપિ પર્યન્ત ચાલે છે, એટલે કે જ્યારે પૂર્વે યજ્ઞ નિમિત્ત ચકલે ચકલે અને ભર બજારમાં નિશંકપણે નિરાપરાધી પ્રાણીઓનો વધ થતો હતો. ત્હેને બદલે કળ, બળ, અને યુક્તિથી રાજ્યની મદત વડે યજ્ઞમાં કોળાંદિકને કાપવાનો રિવાજ પ્રવર્તાવ્યો, એવા કળીકાળ સર્વજ્ઞ બિરૂદધારક શ્રી હેમચંદ્ર સૂરિશ્વર શ્રી સંઘને કલ્યાણને અર્થે થાઓ ઇતિ શમ્!



## અથ શ્રી ઉપકાર વિષે–કવ્વાલી

વપુ વય વિત્ત ઘટ કાચો, અથિર આયુથી શું રાચો?
કરી ઉપકાર પર માચો, સમય છે તાહરો સાચો. ૧
ત્રીદોષે કંઠ રૂંધાશે, પછી ઉપકાર શો થાશે?
સ્વજન પંખી ઉડી જાશે, ખરે તું પૂર્ણ પસ્તાશે! ૨
તરૂ ફળ મિષ્ટ નવ ખાવે, નદી નિજ નીર નવ પીવે,
સ્વલ્પ પર્માર્થ જે સેવે, ગયા નર તે હજી જીવે. ૩
કુરણુ નળ વિક્રમા જેવા, કરી રામે પ્રજા સેવા,
કર્યાં હિત પારકાં કેવાં? ઉદ્યમી તે નરો દેવા. ૪
પીતાં નૃપ વિષમય વા'રી, ઢોળી નાંખ્યું ઝપટ મારી,
બચાવ્યો ભૂપ જીવ હારી, પંખી મહાભાગ્ય ઉપકારી. ૫

### પરોપકાર વિષે રાજા અને પક્ષીનું દ્રષ્ટાંત.

આ ભરતક્ષેત્રમાં શત્રુંજય નામે રાજા હતો. ત્હેની પાસે એક ઉત્તમ અશ્વ કોઇએ ભેટ મૂકયો ત્હેને જોઇને રાજાએ વિચાર્યું કે "આ અશ્વ શરીરની શોભાથી પ્રશંસનીય છે. પરંતુ ત્હેની ગતિ જોવી જોઇએ." એમ

વિચારી તે ઘોડા પર બેશીને દોડાવવા લાગ્યો; તે પવનવેગી ઘોડો એવો દોડ્યો કે ત્હેનું સર્વ સૈન્ય પાછળ રહી ગયું. રાજા જેમ જેમ તેનો વેગ રોકવા ચોકડું ખેંચે, તેમ તેમ તે વધારે વધારે દોડવા લાગ્યો. પછી રાજાએ થાકીને લગામ ઢીલી મૂકી કે તરત તે અશ્વ ઉભો રહ્યો. રાજા સમજ્યો કે આ ઘોડાની વક્ર ગતિ છે. પછી રાજાએ અશ્વ પરથી ઉતરીને પલાણ ઉતાર્યું, એટલે તે ઘોડો સંધીઓ ત્રુટી જવાથી પૃથ્વીપર પડીને મરણ પામ્યો. રાજા ક્ષુધા અને તૃષાથી પીડાતો એકલો તે ભયંકર વનમાં ભમવા લાગ્યો. ભમતાં ભમતાં એક મ્હોટો વડ જોઇને તે થાકેલો હોવાથી ત્હેની છાયામાં જઇને બેઠો. પછી તે આમતેમ જુએ છે, તેવામાં તેજ વૃક્ષની એક શાખામાંથી પાણીનાં ટીંપાં પડતાં ત્હેણે જોયાં. રાજાએ વિચાર્યું કે— " વર્ષા કાળમાં પડેલું જળ શાખાના વિવરમાં ભરાઇ રહ્યું હશે. તે હાલમાં પડે છે. એમ ધારીને પોતે તરસ્યો હોવાથી ખાખરાના પાંદડાનો પડીયો બનાવીને ત્હેની નીચે મૂક્યો. થોડીવારે તે કાળાં અને મેલાં પાણીથી ભરાઇ ગયો. તે લઇને રાજા જેવામાં પીવા જાય છે, તેટલામાં કોઇ પક્ષી વૃક્ષની શાખામાંથી ઉતરી જળનું પાત્ર રાજાના હાથમાંથી પાડી નાંખીને પાછો વૃક્ષની શાખા ઉપર જઇને બેઠો. રાજાએ નિરાશ થઇને ફરીથી પડીયો મૂક્યો. તે ભરાઇ ગયો. ત્હેને પીવા જાય છે કે ફરીથી પણ તેજ પક્ષીએ પાડી નાંખ્યો, ત્યારે રાજાએ ક્રોધ કરીને વિચાર્યું કે—" જો આ દુષ્ટ પક્ષી હવે ત્રીજી વાર આવશે તો હું ત્હેને જરૂર મારી નાંખીશ " એમ ધારીને એક હાથમાં ચાબુક રાખીને બીજા હાથે જળ ભરવા માંડયું, તે વખતે પક્ષીએ વિચાર્યું કે—"આ રાજા કોપાયમાન થયો છે, તેથી જો હું પડીયો પાડી નાંખીશ તો જરૂર તે, મ્હને મારી નાંખશે. ને જો નહી પાડું તો આ ઝેરી પાણી પીવાથી રાજા અવશ્ય મરણ પામશે. તેથી મ્હારે મરવું શ્રેષ્ઠ છે. પણ આ રાજા જીવે તો સારૂં " એમ વિચારીને ત્હેણે ત્રીજીવાર પણ પડીયો પાડી નાંખ્યો, એટલે કોપ પામેલા રાજાએ ચાબુકના પ્રહારથી તરતજ તે પક્ષીને મારી નાંખ્યો. પછી રાજાએ ફરીથી પડીયો મૂક્યો. તે વખતે ઉપરથી પડતું જળ આંકું અવળું પડવા માંડયું. એટલે—રાજા આશ્ચર્ય સહીત

ઉડીને વૃક્ષની શાખા ઉપર ચઢી જુએ છે, તો તે વૃક્ષના કોટરમાં એક અજગરને પડેલો જોયો. ત્હેને જોઇને રાજાએ ધાર્યું કે–"તે જળ નથી, પણ આ સુતેલા અજગરના મુખમાંથી ગરલ પડે છે. જો મ્હેં તે પીધું હોત તો અવશ્ય મ્હારૂં મરણ થાત, અહો એ પક્ષીએ મ્હને વારંવાર ઝેર પીતાં અટકાવ્યો, ને મ્હને જીવીત દાન આપ્યું, પણ મ્હેં મૂર્ખાએ તે જાણ્યું નહીં. અરેરે! પરમોપકારી પક્ષીને મ્હેં ફોકટ મારી નાંખ્યો."

એવા પશ્ચાત્તાપની દરમીઆન ત્હેનું સૈન્ય આવી પહોંચ્યું. પછી તે પક્ષીને પોતાના માણુસો પાસે ઉપડાવી નગરમાં લાવીને ચંદનના કાષ્ટ વડે ત્હેને અગ્નિ સંસ્કાર કરાવ્યો, અને ત્હેને જલાંજલી આપીને રાજા પોતાના મહેલમાં ગયો, ત્યાં શોકાતુર થઇને બેઠો, એટલે મંત્રી સામંતાદિકે પૂછ્યું કે "હે નાથ! આ પક્ષીનું આપે પ્રેતકાર્ય કર્યું ત્હેનું શું કારણ?" ત્યારે રાજાએ ત્હેણે કરેલો મહા ઉપકાર અને ઉપકારના બદલામાં પોતે ત્હેનો કરેલો અપકાર કહી બતાવ્યો, અને કહ્યું કે "તે પક્ષીને જીવન પર્યંત હું ભૂલી શકીશ નહીં."–આ ઉપરથી એ સાર લેવાનો છે કે વિચાર્યા વિના કોઇપણ કામ કરવાથી જેમ તે રાજાને પશ્ચાતાપ થયો, તેમ સહસા કાર્ય કરવાથી પાછળથી પસ્તાવો થાય છે. ઉપકારનો પ્રત્યુપકાર કરવો એતો ફરજીયાત છે, પણ ઉપકારને બદલે અપકાર કરવો એ તો અધમાધમ છે. સજ્જન તો અપરાધીનો પણ ઉપકાર કરે છે. ઇતિ શમ.

---

## અથ ઉદ્યમ વિષે–કવ્વાલી.

જળધિ માર્ગે તરી વહાણે, લક્ષ્મિ ઉદ્યોગથી આણે,
ગુરૂ ભકતે ભણી જ્ઞાને, ઉદયમી શાસ્ત્ર સૌ જાણે. ૧
વિપતમાં છે ઉદ્યમ ભાઈ, અહા! ઉદ્યોગ જગ સહાઈ,
તજી પરમાદ સુ કમાઇ, કરી કર સુકૃતિ ન્યાયી. ૨
પડતી વીજ નૃપ ભાળે, સુબુદ્ધિ ઉદયમે ખાળે,
પુત્રની દુર્દશા ભાળે, જ્ઞાનગર્ભો સચીવ ટાળે. ૩

## ઉદ્યમ વિષે-જ્ઞાન ગર્ભ મંત્રીની કથા.

ભવિતવ્યતા પ્રબળ છે. એ વાત ખરી છે, પણ તેથી ઉદ્યમ ન કરવો એમ શાસ્ત્રકાર કહેતા નથી, કપાળે હાથ મૂકીને બેસી રહેવું, ને કોઈ પણ જાતનો ઉદ્યમ કરવો નહીં. તેથી ભાગ્ય ફળતું નથી. પણ ભાગ્યનો ભાઈ અને ખરો સહાય ઉદ્યમજ છે. કોઇ પણ કામ એકલા ઉદ્યમથી કે એકલા ભાગ્યથી બનતું નથી પણ ત્હેમાં પાંચ કારણોની મહત્વતા છે. એટલે કે કાળ, સ્વભાવ, નિર્યતિ, પુર્વકર્મ અને પુરૂષાર્થ એ પાચેની સહાયતાથી દરેક કામ થઇ શકે છે. પણ આ સ્થળે ઉદ્યમનો સંબંધ છે. તેથી તે વિષે વિચાર કરવાનો છે કે ઉદ્યમ શું નથી કરી શકતો? તે ઉપર એક લૌકિક દ્રષ્ટાંત નીચે પ્રમાણે છે.

કોઇ એક રાજાનો જ્ઞાનગર્ભ નામે પ્રધાન હતો. ત્હેને ત્યાં કુંવરનો પ્રસવ થયો. છટ્ટીને દિવસે વિધાત્રી લેખ લખવા આવી, જેવી તે લેખ લખી ને જાય છે. તેવીજ ત્હેને પ્રધાને પકડી, અને પૂછ્યું કે "અરે દેવી! ત્હેં શા લેખ લખ્યા" દેવી (વિધાત્રી) બોલી "ત્હારો કુંવર મ્હોટો થશે, ત્યારે દરરોજ એક કાષ્ટનો ભારો વેચશે. તોજ એનું પેટ ભરાશે" આ ઉપરથી પ્રધાને કોપ કરીને કહ્યું કે "હે વિધાત્રી! હું ત્હારૂં વચન અન્યથા કરૂં તોજ મ્હારૂં નામ જ્ઞાનગર્ભ, નહીં તો મને મૂર્ખ શિરોમણી કહે જે." પછી દેવી અન્તરધાન થઇને પ્રધાન પોતાને કામે લાગ્યો.

કુંવર મ્હોટો થયો-એકદા રાજ્ય ઉપર દૂશ્મન રાજા ચઢી આવવાથી એ નગરનો રાજા પરાભવ પામ્યો. રાજા, પ્રધાન અને પ્રધાનનો પુત્ર જુદી જુદી દિશાએ નાસી ગયા. હવે પ્રધાનનો પુત્ર દરરોજ લાકડાં કાપી લાવી ત્હેનો ભારો બજારમાં વેચી ત્હેના પૈસા ઉપજે તેથી પોતાનો નિર્વાહ ચલાવવા લાગ્યો. એમ કેટલાક દિવસ વહી ગયા. ભમતાં ભમતાં પ્રધાન પોતાના પુત્રને મળ્યો. પુત્રની દૂર્દશા જોઇ પ્રધાને વિચાર્યું કે અરેરે! વિધાત્રીએ વૈર વાળ્યું તો ખરૂં પણ ગમે તે પ્રકારે ત્હેનો લેખ તો મિથ્યા કરવોજ, એમ વિચારી ત્હેણે પોતાના પુત્રને કહ્યું "હે વત્સ! આજથી તું ભૂખે

મરી જાય તો ભલે, પણ બાવનાચંદનના કાષ્ટનો ભારો મળે તો ત્હારે લાવવો, અન્યથા લાવવો નહીં. કારણ કે એની ફીકર તો વિધાત્રીનેજ છે, વિધાત્રીએ એમ તો લેખ લખ્યોજ છે ને કે, ભારો વેચશે તો પેટ ભરાશે, પેટ નહીં ભરાય એમ તો નથીજ લખ્યું ને, બસ ત્યારે પેટ ભરાવવું હશે તો ત્હને બાવનાચંદનનો ભારો મેળવી આપશે." આ પ્રમાણે કહેવાથી કુંવર પણ તેમ કરવા લાગ્યો. એક કડાકો થયો, બે થયા, અને ત્રણ લાંઘણો થઇ, પણ બાવનાચંદન તો કયાં રસ્તામાં પડયું છે ? હવે વિધાત્રીને ફિકર થઈ તેથી ત્હેણે બાવનાચંદનનું વન બતાવ્યું, પણ ત્હેમાં તો જુજ લાકડાં હોય ને ભારો પૂરો ન થાય એટલે કુંવર ભારો લેઇને જાય નહિ એ પ્રમાણે કરવાથી વિધાત્રી થાકી, અને પુનઃ તે રાજાનું રાજ્ય અને પ્રધાનને પ્રધાનપદ મળ્યું, અને પ્રધાનના ઉદ્યમ અને બુદ્ધિબળથી પુત્રની દુર્દશા ટળીને તે સુખી થયો.

આ લૌકિક દ્રષ્ટાંત છે. વિધાત્રીના લેખ એ માત્ર કલ્પના છે, લેખ હોય તો તે મિથ્યા થાયજ નહીં. પ્રાણીને સુખ દુઃખ કેવળ પૂર્વ કર્મથીજ ઉત્પન્ન થાય છે. તે કર્મોને કોઈ ટાળી શકતું નથી—માત્ર પોતાનો આત્માજ પોતાનો ઉદ્ધાર કરી શકે છે, અને કર્મથી મુક્ત થાય છે, માટે આત્માર્થીએ પ્રમાદ નહીં કરતાં ઉદ્યમનું સેવન કરવું. ઇતિશમ્.



## અથ દાન વિષે—કવ્વાલી.

દાન ઉપભોગ ને નાસ્તી, ગતિ ત્રીક લક્ષ્મિની અસ્તી;
દાન ઉપભોગ કર હસ્તે, રહે અહીં "શ્રી" પડી રસ્તે. ૧
નહીં રહે લક્ષ્મી ચિર સ્થાઈ, વાવરી ના ખૂટે ભાઈ;
જતાં વધતાં દુઃખદદાઈ, દાન શ્રીમાન દ્યો ન્યાયી. ૨
અભય સુપાત્ર અનુકંપા, ત્રઇણ એ પાંચમાં મૂખ્યા;
દુઃખી ને હોય જે ભૂખ્યા, શક્તિ અનુસાર દ્યો સુખ્યા. ૩

કરણ બળી ભોજ હરિચંદા, દાન દઈ જે સદાનંદા;
પ્રભાતે ગાય ગુણુ કંદા, મુખે જન વૃંદ શુભ છંદા. ૪
સફળ કર જન્મ ગુણુ દાને, દાન દઈ ના ફુલે માને;
યથા મૂળદેવ મુનિ દાને, રાજ્ય પામ્યો વધ્યો વાને. ૫

## અથ શ્રી મૂળદેવની કથા.

કૌશલ્યા નગરીમાં ધનદેવ અને ધનશ્રીનો પુત્ર મૂળદેવ નામે હતો. તે કળાપાત્ર હતો, પણ વ્યસનથી દૂષિત હતો, તેથી ત્હેના પિતાએ ત્હેને ઘર બહાર કાઢી મૂક્યો હતો. અનેક દેશોમાં રટન કરતો એકદા તે કોઈ શહેરની નજીક આવેલા દેવાલયમાં કોઈ કાપડીની સાથે સૂતો—તે બન્નેને રાત્રે સંપૂર્ણ ચન્દ્રમંડળનું પાન કર્યાનું સ્વપ્ન આવ્યું—પ્રાતઃકાળે પેલા કાપડીએ પોતાના ગુરૂ પાસે જઈ તે સ્વપ્નની વાત કહી. ગુરૂએ ત્હેનું ફળ કહ્યું કે—'હે શિષ્ય! આજે કોઇ ત્હને ઘી ગોળથી પરિપૂર્ણ એવો માંડો આપશે.'

મૂળદેવ તે કાપડીના ગુરૂને અજ્ઞ જાણી શહેરમાં કોઇ પ્રવીણ સ્વપ્ન પાઠકની પાસે ગયો, અને વિનયપૂર્વક સ્વપ્નનું ફળ પૂછ્યું. સ્વપ્નપાઠકે કહ્યું—"મૂળદેવ! ત્હને આજથી સાત દિવસની અંદર રાજ્ય મળશે." આ પ્રમાણે કહીને ત્હેણે પોતાની પુત્રી ત્હેની સાથે પરણાવી. મૂળદેવે કહ્યું કે—"મ્હને જ્યારે રાજ્ય મળશે ત્યારે હું તમારી પુત્રીને તેડીશ." પછી નગરમાં ભમતાં ત્હેને કોઇ ગ્રહસ્થને ઘેરથી અડદ મળ્યા, તે લઇ જંગલમાં ભોજન કરવા બેઠો; તેવામાં કોઇ માસોપવાસી મુનિ અચાનક ત્યાં આવી ચઢ્યા. મૂળદેવે ઘણા હર્ષથી મુનિને અડદ વહોરાવ્યા, ત્હેના મહિમાથી આકાશવાણી થઈ કે—"તું અર્ધા શ્લોકમાં જે માગીશ તે ત્હને મળશે "તેણે—

**गणियं च देवदत्तं, दंति सहस्सं च रज्जं च ।**

આ પ્રમાણેના અરધા શ્લોકથી દેવદત્તા ગણિકા, એક હજાર હાથી અને રાજ્ય માગ્યું દેવે "તથાસ્તુ" કહ્યું.

અનુક્રમે સાતમો દિવસ આવતાં કોઇ અપુત્ર રાજા મૃત્યુ પામ્યો, એટલે ત્હેના મંત્રીઓએ પાંચ દિવ્ય કર્યાં, અને તે પ્રકારે મૂળદેવ રાજ્ય

પામ્યો. આ ખબર પેલા કાપડીને પડી, એટલે તે વારંવાર પેલા દેવાલયમાં જઈને તેવા સ્વપ્નને માટે સુવા લાગ્યો, પણ ત્હેવું સ્વપ્ન ફરીને ક્યાંથી પામે? અહીં મૂળદેવે રાજ્ય મેળવી દાનાદિક ધર્મ કરી આત્મધર્મને સંપૂર્ણ રીતે સાધ્યો. ઇતિ–શમ્.

---

## અથ શીલ વિષે–કવ્વાલી.

કર્મના મર્મને ગાળે, શીલ સૌભાગ્યતા આલે;
વ્યાઘ્ર તટિ રોગં ભય ટાળે, આત્મગુણ શીલ અજુવાળે. ૧
શીલ જે નિર્મળું પાળે, નમે તસ દેવતા ભાળે;
સુખ નર સુર ભવે પામે, મુક્તિ મંદિરમાં મહાલે. ૨
શીલે **જિનદાસ** સોહાયો, શીલે **ગાંગેય** જગ ગાયો;
**સુદર્શન શેઠ** સુખ પાયો, **વિજયવિજયા** સુજશ નાહ્યો. ૩
**સીતા** ને **દ્રૌપદી** સાચી, સતી શીલે રહી રાચી;
કસોટીમાં ન રહી કાચી, સુવર્ણે તેજ રહ્યું માચી. ૪

## શીલ ઉપર જિનદાસ શેઠની કથા.

**વસંતપુરમાં શિવશંકર** નામનો વ્રતધારી શ્રાવક રહેતો હતો, એક **ધર્મદાસ** નામના સૂરિ પધાર્યા. ત્હેમને વાંદવામાટે શિવશંકર ગયો. વાંદીને હર્ષપૂર્વક બોલ્યો કે “ હે ભગવન્ ! મ્હારા મનમાં લાખ સાધર્મિભાઇઓને ભોજન કરાવવાનો મનોરથ છે, પરંતુ તેટલું ધન મારી પાસે નથી; માટે હું શું કરૂં ? કે જેથી મારો તે મનોરથ પૂરો થાય ? ” ગુરૂએ કહ્યું કે–‘ તું મુનિસુવ્રતસ્વામીને વાંદવા ભરૂચ જા, ત્યાં જિનદાસનામનો શ્રાવક રહે છે, તેની ભાર્યા **સૌભાગ્યદેવી** નામે છે તેઓને ત્હારી સર્વ શક્તિથી ભોજન અલંકાર વિગેરે આપીને પ્રસન્ન કર. ત્હેના વાત્સલ્યથી ત્હને લાખ સાધર્મિ ભાઇઓને ભોજન આપ્યા જેટલું પુણ્ય થશે.” આ પ્રમાણે ગુરૂનું વચન સાંભળીને ત્હેણે તે પ્રમાણે કર્યું. ભોજનાદિક ભક્તિવડે જિનદાસની સેવા કરી

ત્યાર પછી તે શિવશંકરે ગામમાં જઇને લોકોને પૂછયું કે– “ આ જિનદાસ કેવો છે ! સત્ય છે કે દાંભિક છે ? ” લોકોએ કહ્યું કે “હે ભાઈ ! સાંભળ, આ જિનદાસ સાત વર્ષનો હતો, ત્યારે એક દિવસ ઉપાશ્રયે ગયો હતો–ત્યાં ગુરૂના મુખથી શીલોપદેશમાળાનું વ્યાખ્યાન સાંભળીને ત્હેણે એકાંતરે બ્રહ્મચર્ય પાળવાનો નિયમ ગ્રહણ કર્યો. એજ પ્રમાણે સૌભાગ્ય દેવીએ પણ બાલ્યાવસ્થામાં સાંધ્વી પાસે એકાંતરે શીલ પાળવાનું અંગીકાર કર્યું. દૈવયોગે તે બન્નેનુંજ પાણીગ્રહણ થયું. પરંતુ શીલ પાળવાના ક્રમમાં જે દિવસ જિનદાસને છૂટો હતો. તે દિવસ સાભાગ્યદેવીને નિયમ હતો, અને સૌભાગ્યદેવીને છૂટો હતો. તે દિવસે જિનદાસને નિયમ હતો–આવી હકીકત બનવાથી સૌભાગ્ય દેવીએ કહ્યું કે–“ હે સ્વામી ! હું તો નિરંતર શીલ પાળીશ, તમે ખુશીથી બીજી સ્ત્રી કરો” ત્હેણે કહ્યું કે—“ મ્હારે તો ફરી લગ્ન કરવાં નથી. પરંતુ હું તો યોગ્ય અવસરે દિક્ષા લેઇશ. ” પછી તે દંપતીએ ગુરૂ પાસે જઇ જીવનપર્યન્ત હમેશને માટે બ્રહ્મચર્ય અંગીકાર કર્યું; અને પહેરામણી વિગેરે કરીને શ્રી સંઘનો પણ સત્કાર કર્યો. માટે તે દંપતીના જેવા બાળબ્રહ્મચારી અમે તો કોઇપણ સાંભળ્યાં નથી. ” આ પ્રમાણેનું વૃત્તાંત સાંભળીને શિવશંકર તે જિનદાસની વિશેષ પ્રકારે સેવા ભક્તિ કરીને પોતાને ગામ ગયો–ઇતિ–શમ્.

---

## અથ તપ વિષે–કવ્વાલી.

વન્હિ જેમ કાષ્ટ પરજાળે, તપસ્યા કર્મ ક્રુર બાળે;  
રવિ ઉદયે તિમીર ટાળે, તપી તપ તેજ અજુઆળે. ૧

મલિન વપુ કર્મ કાદવથી, વિમળ તપ સ્વર્ણ શુદ્ધ નીરથી;  
કરે તપ જો ક્ષમા લવથી, હઠે સંમોહ આશ્રવથી. ૨

વિના તપ નાશ નહીં કર્મો, જન્મ મરણાદિના મર્મો;  
ટળે ન અનાદિના ભર્મો, ન જાગે આત્મના ધર્મો. ૩

લબ્ધિ સિદ્ધિ સકલ સાધી, તપસ્યા ગોયમેડરાધી;
લબ્ધિવૈક્રિય તપ સાધી, વિષ્ણુકુમારને વાધી. ૪

## અથ વિષ્ણુકુમારની કથા.

પૂર્વે **અવંતી** નગરીના ધર્મરાજાનો **નમુચી** નામનો પ્રધાન હતો. એકદા તે નગરીમાં **મુનિસુવ્રતસ્વામી**ના શિષ્ય **સુવ્રતસૂરિ** પધાર્યા. તેમના શિષ્યે નાસ્તિક એવા નમુચીને વાદમાં જીતી લીધો. તેથી તથા બીજા કારણોથી રાજા પ્રજાએ ત્હેનો અનાદર કર્યો. તેથી તે લજ્જા પામીને ત્યાંથી નીકળી ગયો, અને ભમતો ભમતો હસ્તિનાપૂર ગયો. ત્યાંના **પદ્મોત્તરરાજાને જ્વાળાદેવી** નામની પટ્ટરાણીથી **વિષ્ણુકુમાર** અને **મહાપદ્મ** નામે બે કુંવર થયા. રાજાએ વિષ્ણુકુમારને રાજ્ય આપ્યું, ને ન્હાના પુત્રને યુવરાજ્ય પદ આપ્યું. અન્યદા નમુચિ પ્રધાને પોતાનું કળા કૌશલ્ય બતાવ્યું, તેથી યુવરાજે ત્હેને પોતાનું પ્રધાનપદ આપ્યું. એક વખત તે નમુચિએ **સિંહ**-રથ નામના મ્હોટા યોદ્ધાને જીત્યો. તેથી સંતોષ પામેલા યુવરાજે ત્હેને વરદાન આપ્યું. નમુચિએ તે વરદાનને થાપણ રૂપ રખાવ્યું, એક દિવસે **જ્વાળાદેવી**એ રથયાત્રાની ઇચ્છાથી રત્નમય જૈનરથ કરાવ્યો. તે વખતે તેની શોકયે ઇર્ષાથી બ્રહ્મરથ કરાવ્યો. પછી રથયાત્રા સમયે બન્ને રથો સામ સામા મળ્યા–તે એક બીજાને માર્ગ આપે નહીં, તેથી કલેશની નિવૃત્તિને માટે રાજાએ બન્ને રથને પાછા વળાવ્યા. પોતાની માતાનું આ પ્રમાણે અપમાન જોઇ, મહાપદ્મ પરદેશ ચાલ્યો ગયો. તે ચક્રવર્ત્તિની સ્મૃદ્ધિ મેળવીને પાછો જન્મભૂમિમાં આવ્યો. ત્હેના પિતાએ મ્હોટા ઉત્સવથી તેને પૂરપ્રવેશ કરાવ્યો ત્યાર પછી બત્રીસ હજાર રાજાઓએ બાર વર્ષ સુધી મહાપદ્મનો રાજ્યાભિષેક કર્યો.

ત્યારપછી **વિષ્ણુકુમાર** સહીત **પદ્મોત્તર** રાજાએ સુવ્રતાચાર્ય પાસે દીક્ષા લીધી, અને પદ્મોત્તર સ્વર્ગે ગયા. વિષ્ણુકુમારને ૭ હજાર વર્ષ સુધી તીવ્ર તપ કરવાથી વૈક્રિયાદિક અનેક લબ્ધિઓ પ્રાપ્ત થઈ.

એકદા સુવ્રતાચાર્ય ઘણા સાધુ સહિત હસ્તિનાપુરમાં ચાતુર્માસ રહ્યા-

તે વખતે પૂર્વનું વૈર સંભારીને નમુચિએ ચક્રી પાસે પોતાનું વરદાન માગ્યું કે—"હે રાજેન્દ્ર! કાર્ત્તિક માસની પૂર્ણિમા સુધી મ્હને છ ખંડનું રાજ્ય આપો." રાજાએ તે પ્રમાણે ત્હેને સોંપી દીધું. ને પોતે અંતઃપુરમાં ગયો.

પછી નમુચિએ જીવહિંસાનો યજ્ઞ આરંભ્યો, તે વખતે ત્હેણે સુવ્રતાચાર્યને બોલાવીને કહ્યું કે—"તમે મુંડાઓ વિના સર્વ મ્હને (ચક્રવર્તીને) નમે છે. તેમ તમે કરતા નથી, તો શું તમે મ્હારાથી પણ મ્હોટા છો? માટે મ્હારી પૃથ્વિમાં કોઇ પણ સાધુએ રહેવું નહીં. જો સાત દિવસથી વધારે કોઇ રહેશે, તો હું ત્હેને મારી નાંખીશ." આ પ્રમાણે સાંભળીને નાગરિક લોકોએ ત્હેને સામ વાક્યોથી સમજાવ્યો પણ ત્હેણે પોતાનો આગ્રહ છોડયો નહીં, ત્યારે આચાર્ય મહારાજે વિચાર્યું કે "આનું રાજ્ય તો સર્વ સ્થળે છે. તેથી સાત દિવસમાં ચોમાસાના સમયમાં કયાં જઇએ?": એ પ્રમાણે વિચારીને ત્હેમણે બીજા સાધુઓને પૂછ્યું કે "આમાં કોઇ ગગનગામિની લબ્ધિવાળો છે, કે જે મેરૂના શિખરપર રહેલા વિષ્ણુકુમાર મુનિને અહીં લાવી શકે?" એક શિષ્યે પોતાની તેવી શક્તિ જણાવી, અને ગુરૂની આજ્ઞાથી તે મેરૂ પર્વતપર ગયા. વિષ્ણુકુમારે ત્હેને ચોમાસામાં અકસ્માત્ આવવાનું કારણ પૂછ્યું. એટલે ત્હેણે યથાર્થ વાત કહી. પછી વિષ્ણુકુમાર મુનિ તે સાધુની સાથે નમુચિની સભામાં આવ્યા. ત્યાં એક નમુચિ વિના સર્વ રાજાઓએ ત્હેમને વંદના કરી. પછી વિષ્ણુમુનિએ નમુચિને કહ્યું કે "હે રાજા! એક સ્થાને ચોમાસું રહેલા મુનિઓ હમણાં કયાં જશે? માટે ત્હેમને રહેવા સારૂં કેટલીક પૃથ્વિ આપો." નમુચિએ ત્રણ પગલાં પૃથ્વિ આપવા કહ્યું, તે સાંભળી ક્રોધાતુર થયેલા તે મુનિએ વૈક્રિય લબ્ધિથી લાખ યોજન પ્રમાણ શરીર વિકુર્વીને એક પગ પૂર્વ દિશાની જંબુદ્વીપની જગતી ઉપર અને બીજો પગ પશ્ચિમ દિશાની જગતી ઉપર મૂકીને કહ્યું કે—"હે પાપી! હવે ત્રીજો પગ મૂકવાની જગા કયાં આપે છે?" તે સાંભળીને ભયભ્રાંત થયેલો નમુચિ મૌન રહ્યો, એટલે વિષ્ણુમુનિએ ત્રીજું પગલું નમુચિના પૃષ્ટ ઉપર મૂકયું તેથી નમુચિનું શરીર દ્રવ્યથી પાતાલમાં પેસી ગયું ને ભાવથી સાતમી નરકે ગયો. તે સમયે પર્વતો કંપવા લાગ્યા, અહો ભય-

ભીત થયા, અને ઇંદ્રાદિક દેવો પણ "આ શું!" એમ સંભ્રાંત થઇ ગયા. પછી અવધિ જ્ઞાનવડે ત્હેનું કારણ જાણીને ઇન્દ્રે વિષ્ણુમુનિના ક્રોધને શાંત કરવા માટે સંગીત જાણનારા ગંધર્વોને મોકલ્યા. તેઓએ મુનિના કર્ણદ્વારમાં શાંતતારૂપ અમૃતમય ગીત નૃત્યનો આરંભ કર્યો. તેથી મુનિનો ક્રોધાગ્નિ શાંત થયો. અને તેઓ મૂળ સ્વરૂપે સ્થિત થયા. મહાપદ્મ ચક્રી પણ લજ્જા સહિત આવીને નમ્યો. ત્હેને મુનિએ ઠપકો દીધો કે—"તું રાજ્ય પાળતાં છતાં શાસનની આવી હિલના થાય, તો પછી બીજા ક્ષુદ્ર રાજાઓના રાજ્યમાં તેમ થાય તો ત્હેનો દોષ શો?" ઇત્યાદિક ઉપદેશ આપીને આચાર્ય પાસે આવી યથાર્થ કહેવા વડે આલોચના કરી, અને પ્રાયશ્ચિત લઇને પ્રતિક્રમણ કર્યું. આ ત્હેમણે શાસનની ભક્તિ માટે કર્યું છે; તેથી ત્હેમને કાંઇ દોષ નથી; તોપણ સજ્ઝાય ધ્યાનાદિકમાં કિંચિત વિભાવ થવાથી તે ગુરૂની સમક્ષ ઇર્યાપથિકિ પડિકમવા વડે આલોચ્યું. પ્રાંતે તે વિષ્ણુમુનિ મોક્ષે ગયા.

આ પ્રમાણે મહા ઉત્પાત શાંત થવાથી જાણે ફરીથી જન્મ પામ્યા હોય તેમ સર્વ મનુષ્યોએ શુભ વસ્ત્ર અન્ન પાન વિગેરે ગ્રહણ કર્યા અને પરસ્પર જુહાર કર્યા. તે ઉપરથી મનુષ્યો દર વર્ષે પડવાને બેસતા વર્ષને દિવસે ઉત્તમ વસ્ત્ર, અન્નપાન, જુહાર અને ઘરની શોભા વિગેરે મહોત્સવ કરે છે. ઇતિ—શમ્.



## અથ ભાવ વિષે—કવ્વાલી.

વિના ગુરૂ જ્ઞાન જેમ લુખો, વિના લુણ અન્ન જેમ ફીકો;
દંત વિણ ચાવવો સૂકો, વિના મન શું મળો મૂકો. ૧
વિના યશ જીવવું રાચી, ભાવ વિણ ભક્તિ નહીં સાચી;
ત્રિદોષે આશ જેમ કાચી, ક્રિયા વિણ ભાવના વંચી. ૨
ભરત ભૂપ ભાવના ભાવે, ઇલાચી જિર્ણ (શેઠ) એ દાવે;
વળી વલ્કલચિરી પાવે, મુક્તિ શ્રી ભાવના ભાવે. ૩

હરણુ બલદેવ શુભ ભાવે, પાંચમા સ્વર્ગમાં જાવે.
ભાવના ભાવતાં ભાવે, સ્વર્ગ અપવર્ગ સુખ પાવે. ૪

## ઇલાયચી કુમારની સંક્ષેપથી કથા.

પૂર્વે વસંતપુરમાં **અગ્નિશર્મા** બ્રાહ્મણને **પ્રીતિમતી** નામે સ્ત્રી હતી. દંપતીએ જિનોક્ત દીક્ષા ગ્રહણ કરી પરંતુ વિવિધ જાતના મુનિઓને જાણી શૌચાચારમાં રહી જાતિ મદ કરવા લાગ્યા. પ્રાંતે આલોચના કર્યા વિના મૃત્યુ પામી તે બન્ને વૈમાનિક દેવતા થયા.

ત્યાંથી ચ્યવી એલાવર્ધન નગરમાં ઇભ્ય શેઠની **ધારણી** નામે સ્ત્રીને પેટે અગ્નિશર્માનો જીવ પુત્રપણે થયો, તે **ઇલાયચી પુત્ર**ના નામથી પ્રખ્યાત થયો અને ભણી ગણીને યૌવન વયમાં આવ્યો. ત્હેના પૂર્વભવની સ્ત્રી સ્વર્ગથી ચ્યવી નટ કુળમાં ઉત્પન્ન થઇ, એક વખતે નૃત્ય કરતી મૃગાક્ષી **ઇલાપુત્રના** જોવામાં આવી ત્હેણીને જોઇ પૂર્વ ભવના સ્નેહ અને ત્હેના રૂપ કળા કૌશલ્યથી મોહાંધ થઈ તે માતાપિતા અને કુળની લજ્જા તજી ત્હેને દામ આપી સંતોષી નટીની માગણી કરી, ત્હેનો બાપ નટ્ટ બોલ્યો કે– "આ કન્યા તો અમારો અક્ષય ભંડાર છે. તેથી જો તમારી ઇચ્છા એની ઉપર હોય તો નટ્ટ થઇને અમારી સાથે ચાલો" એલાપુત્ર લજ્જા તજી ત્હેની સાથે ગયા. થોડા દિવસમાં ત્હેમની પાસેથી નૃત્ય પણ શીખી ગયો. નટ્ટે કહ્યું કે–"હે પુરૂષ ! હવે નૃત્ય કરી ધન ઉપાર્જન કરી આપો કે જેથી તમારો વિવાહ કરીએ" એલાકુમારે તે વાત કબુલ કરીને તેઓની સાથે કમાવા નીકળ્યો. નટ્ટ ફરતા ફરતા **વેણાતટે** પહોચ્યા ત્યાંના રાજા પાસે નાટક કરવા ગયા એક ઉંચો વાંસ રોપી પાદુકા પહેરી તે ઉપર એલાપુત્ર ચઢ્યો, એક હાથમાં તિક્ષણ ચક્ર ને બીજા હાથમાં ત્રિશૂલ લઇ તે વાંસપર રમવા લાગ્યો. ત્હેનું અદ્ભુત નૃત્ય જોઇ સર્વ લોકો બહુ ખુશી થયા, પણ રાજાની પહેલાં કોઇએ દાન આપ્યું નહીં. રાજાની દૃષ્ટિ પેલી નટી ઉપર પડી, તેથી તે ત્હેનામાં લુબ્ધ થયો. અને ચિંતવવા લાગ્યો કે–" જો આ નટ્ટ વાંસ ઉપરથી પડે તો હું નટીને સ્વાધીન કરૂં."

હવે નાટક કરીને વાંસ ઉપરથી ઉતરેલા એલાપુત્રને ત્હેણે ફરીથી ખેલ કરવા કહ્યું. એ પ્રમાણે ફરી ફરીને ત્રણ વાર કહ્યું. અને ત્હેણે એ પ્રમાણે કર્યું રાજાએ જ્યારે ચોથો વાર ચઢવા કહ્યું, ત્યારે લોકો રાજાની દુષ્ટ મતલબ ધારી ત્હેની નિંદા કરવા લાગ્યા. એલાપુત્ર પણ રાજાની બૂરી મતલબ સમજી ગયો. ત્હેણે વિચાર કર્યો કે–" અહો ! આ કામ અવસ્થાને, મ્હને, અને આ રાજાને ધિક્કાર છે. અરે મ્હે મારા ઉત્તમ કુળને મલીન કર્યું " આ પ્રમાણે ત્હેના મનમાં વૈરાગ્ય થયો, ત્હેની પુષ્ટિમાં વાંસ ઉપર રહેલા એલાપુત્રે કોઇ ધનાઢ્યને ઘેર ઇંદ્રિયોને જિતનારા મુનિને ગોચરી ફરતા અને સુંદર સ્ત્રીથી પ્રતિલાભિત થતા અને વંદાતા જોયા, તે જોઈ એલાપુત્રે વિચાર્યું કે " અહો ! સ્ત્રી ભોગથી પરાઙ્મુખ, અને જેને પોતાના દેહની પણ દરકાર નથી, એવા કેવળ મોક્ષાભિલાષી આ મુનિને ધન્ય છે. કે જેમને આ સુંદર નવ યૌવના અને મ્હારી નટીથી પણ અસંખ્ય ગુણા રૂપવાળી સ્ત્રી મોદક વગેરે આપવાને વિનંતી કરે છે. તથાપિ તે મહા મુનિ કાષ્ટ મૈથુનની જેમ ત્હેના સામું પણ જોતા નથી. અને હું કેવો રાગાંધ છું કે જે આ નીચ કન્યા ઉપર આસક્ત થઇ પડયો છું. અહો ! મ્હને ધિક્કાર છે. તેમજ આ સંસારના સ્વરૂપને પણ ધિક્કાર છે." આ પ્રમાણે વિષયમાં તદ્દન વિરક્ત થઇ શુભ ધ્યાન ધ્યાતાં એલાપુત્રને સામાયિક ચારિત્રથી માંડીને યથાખ્યાત ચારિત્ર પર્યંત ફરસ્યું. ત્હેના પ્રભાવથી ત્હેના ઘાટા ઘાતીકર્મનો ક્ષય થઇ કેવલજ્ઞાન ઉત્પન્ન થયું.

વાંસ ઉપરથી નીચે આવતાં દેવતાઓએ સાધુનો વેષ આપ્યો. અને ત્હેણે ધર્મ દેશના આપી અને પોતાના પૂર્વ ભવનું સ્વરૂપ સભા સમક્ષ સંભળાવ્યું, અને કહ્યું કે–" બ્રાહ્મણના ભવમાં મ્હેં સ્ત્રી સાથે દીક્ષા લીધી હતી. પણ અમે બન્ને એ જાતિ મદ કર્યો હતો. તે પાપની આલોચના કર્યા વગર મૃત્યુ પામીને દેવ ગતિથી ચ્યવી હું વણિક છતાં નટીથી પૂર્વના રાગથી રાગાંધ થયો " આ પ્રમાણે પોતાનો પૂર્વભવ સાંભળી નટીને જાતિ સ્મરણ જ્ઞાન થયું. તે પોતાના રૂપને ધિકાર હો કે જે રૂપ દીપકમાં પતંગિયાની જેમ આવા ઉત્તમ વણીક પુત્ર અને રાજા જેવા ભષ્મ થવા પ્રયત્ન

કરવા લાગ્યા. તેથી હવે મારે વિષય સુખથી સર્યું, એવી ભાવના ભાવતાં તે નટીને કેવલજ્ઞાન થયું. અને રાજા રાણીને પણ ઉત્તમ પ્રકારની ભાવના ભાવતાં કેવલજ્ઞાન ઉત્પન્ન થયું. આ પ્રમાણે મહાત્મા એલાપુત્રે ઘણા જીવોને તાર્યા.

જે એલાપુત્ર ઉત્તમ વંશમાં ઉત્પન્ન થઇ શુભ વંશ (વાંસ) નો આશ્રય કરતા કુવંશ (નઠારા કુળના) આચરણ રૂપ સંસાર નૃત્યને તજી દેઇ મુનિનું આચરણ જોઇ ચિદાત્મરૂપે તદ્રૂપ થઇ ગયા. ઇતિ શમ્.

## અથ ક્રોધ વિષે કવ્વાલી.

ઇંધન તૃણ વસ્તુને બાળે, વન્હિ સૌભક્ષી પરજાળે,
ક્રોધ ગુણ વાડીને બાળે, રયણ ભરી કાય કુળ ટાળે. ૧
પ્રશમ રસ મેઘ જળ ધારા, સમાવે ક્રોધની જ્વાળા,
નિયમ તપ વ્રત જપમાળા, ફળે સૌ જો ક્ષમા ઢાલા, ૨
નિઃક્ષત્રી મહી કરી ક્રોધે, ફરશુરામે વિના બોધે,
સૂભૂમ નવ ક્રોધને રોધે, નીઃબ્રહ્મી મહી કરી ક્રોધે. ૩
નરક ગતિ ક્રોધથી પાઇ, ક્રોધ મહા અગ્નિ દુઃખ દાઇ,
સ્વ,પર ઘર ક્રોધ દવ દાઇ, ક્ષમા જળ જો ન તો ભાઇ. ૪

## પરશુરામ અને સુભૂમ ચક્રિની કથા.

એકદા સ્વર્ગમાં વિશ્વાનર અને ધન્વંતરિ નામના બે દેવો પરસ્પર મિત્રો હતા. એક જૈની ને બીજો શિવમતી હતો. તેઓ પોતપોતાના ધર્મની પ્રશંસા કરવા લાગ્યા, અને પરિક્ષા કરવા મૃત્યુલોકમાં આવ્યા. તે વખતે પદ્મરથ રાજા દિક્ષા લઇને માર્ગે ચાલ્યા જતા હતા, ત્હેની પરિક્ષા કરવા સારૂ અનેક પ્રકારના સ્વાદિષ્ટ અન્ન વિકુર્વિને આપવા માંડયાં. પરંતુ પોતે ભૂખથી પીડાતા છતાં દેવપિંડ જાણીને લીધાં નહિ. આગળ જતાં બે માર્ગ આવ્યા—ત્હેમાં એક રસ્તા ઉપર તિક્ષ્ણ કાંટા વિકુર્વ્યા ને બીજા માર્ગમાં સુક્ષ્મ

દેડકાં વિકુર્વ્યાં–ત્રીજો માર્ગ ન હોવાથી તે રાજર્ષિ ઇર્યાસમિતી પાળવા માટે કાંટાવાળા માર્ગે ચાલ્યા. પગમાંથી રૂધિરની ધારા વહેવા લાગી. તોપણ તે રસ્તો છોડયો નહિ. ત્યાર પછી દેવો અનેક સ્ત્રીઓનાં રૂપ વિકુર્વિને ગીત નૃત્યાદિ કરવા લાગ્યા. તોપણ ક્ષોભ પામ્યા નહિં. છેવટ નૈમિત્તિકનું રૂપ ધારણ કરીને તેઓએ કહ્યું કે–" હે મુનિ ! અમે ત્રિકાલ જ્ઞાની છીએ, તેથી અમે જાણીએ છીએ કે–તમારૂં આયુષ્ય હજુ ઘણું છે. માટે યુવાવસ્થાના ભોગવિલાસ ભોગવીને પછી વૃદ્ધાવસ્થામાં તપ કરજો." ત્યારે મુનિ બોલ્યા કે–જો આયુષ્ય ઘણું હશે તો લાંબા કાળ સુધી ચારિત્ર પળાશે; વિષયભોગ તો પૂર્વે અનન્ત વાર ભોગવ્યાં છે, હવે તેની સ્પૃહા નથી " તે સાંભળી તે દેવોએ જૈન શાસનની પ્રશંસા કરી.

પછી એક અરણ્યમાં **જમદગ્નિ** નામનો વૃદ્ધ તાપસ ચિરકાળથી તપસ્યા કરતો હતો, ત્યાં જઇ ચકલા ચકલીનુ રૂપ વિકૂર્વિને ત્હેની દાઢીમાં માળો ઘાલીને રહ્યા. ચકલાએ મનુષ્ય વાણીથી ચકલીને કહ્યું કે–"હે પ્રિયા! હું હિમવંત પર્વત ઉપર જાઉં છું, થોડા દિવસમાં પાછો આવીશ." ચકલી બોલી કે–" ત્યાં ત્હમને બીજી ચકલીપર આસક્તિ થાય, તો પછી હું પતિ વિનાની શું કરૂં ?" તે સાંભળીને ચકલાએ પાછા આવવા માટે ગૌહત્યાદિક ના સોગન ખાધા, ત્યારે ચકલી બોલી કે–" જો તમે પાછા ન આવો તો આ ઋષિના પાપથી લેપાઓ, એવા સોગન ખાઓ તો જવા દઊં." તે સાંભળીને તાપસ ક્રોધાયમાન થયો, અને તે પક્ષિયોને પકડવા માટે દાઢીમાં હાથ નાંખી ત્હેને પકડીને કહ્યું કે–" અરે પક્ષિઓ ! હું પાપી શી રીતે ? તે કહો." ત્યારે પક્ષિઓ બોલ્યા કે–" હે તપોનિધિ ! ક્રોધ કરશો નહિ. તમારૂં શાસ્ત્ર જુઓ. કહ્યું છે કે–"**અપુત્રસ્ય ગતિર્નાસ્તિ**" ઇત્યાદિક વચનોથી તમે પુત્ર રહિત છો, તેથી તમારી સદ્ગતિ કેમ થશે ?"

આ પ્રમાણે સાંભળીને તે તાપસનું મન ક્ષોભ પામ્યું: તેથી તપસ્યા છોડીને કોષ્ટક નામના નગરમાં જિતશત્રુ નામે રાજા પાસે ગયો, અને ત્યાં કન્યાની યાચના કરી. રાજાએ કહ્યું કે–"મારે સો કન્યાઓછે, ત્હેમાંથી જે કન્યા તમારી ઇચ્છા કરે ત્હેને ગ્રહણ કરો." તે અંતઃપુરમાં ગયો. ત્યાં

બધી કન્યાઓએ ત્હેને વૃદ્ધ તથા હીન અંગવાળો અને કદરૂપો જાણીને થૂ થૂ કરી ત્હેની અવગણના કરી. તેથી તાપસે ક્રોધથી તે સર્વ કન્યાઓને કુબડી કરી દીધી. ત્યાંથી પાછા વળતાં રાજભુવનના આંગણામાં એક મુગ્ધ કન્યાને ધૂળમાં રમતી જોઇને તાપસે એક બીજોરૂં ત્હેને દેખાડયું. તે લેવા માટે ત્હેણે લાંબો હાથ કર્યો. એટલે "આ કન્યા મ્હને ઇચ્છે છે. એમ કહીને ત્હેને ઉપાડી લીધી, રાજાએ શ્રાપના ભયથી હજાર ગાયો તથા દાસી સહીત તે કન્યાને આપી, ત્યાર પછી રાજાની પ્રાર્થનાથી પેલી સર્વ કન્યાઓને તાપસે સારી કરી.

હવે તે રેણુકા કન્યાને લઇને વનમાં આશ્રમ કરી તાપસ તેનું લાલન પાલન કરવા લાગ્યો. અનુક્રમે તે યુવાવસ્થા પામી ત્યારે ત્હેને પરણ્યો. ત્હેને ઋતુકાળ આવતાં ત્હેની પ્રાર્થનાથી **જમદગ્નિએ** બ્રાહ્મણ તથા ક્ષત્રિય પુત્ર ઉત્પન્ન થાય એવા બે ચરૂ મંત્રીને આપ્યા. ત્હેમાંથી રેણુકાએ બ્રાહ્મણ ચરૂ નહીં ખાતાં ક્ષત્રિય ચરૂ ખાધો, અને બ્રહ્મ ચરૂ પોતાની બ્હેન કે જે હસ્તીનાપુરના રાજા **અનંતવીર્યની** પટરાણી હતી, ત્હેને મોકલ્યો. તે ત્હેણે ખાધો સમય આવતાં રેણુકાને **રામ** નામનો અને તેની બ્હેનને **કૃતવીર્ય** નામનો પુત્ર થયો અન્યદા તે આશ્રમમાં એક વિદ્યાધર આવ્યો, ત્હેને અતિસારનો વ્યાધી થયો હતો. રામે ત્હેની સેવા કરીને સાજો કર્યો. તેથી વિદ્યાધરે ત્હેને પરશુ વિદ્યા આપી. રામ તે વિદ્યા સાધીને **પરશુરામ** નામે પ્રસિદ્ધ થયો. અને દેવાધિષ્ઠિત પરશુ લઇને ચોતરફ ફરવા લાગ્યો.

એકદા રેણુકા પોતાની બ્હેનને મળવા હસ્તિનાપુર ગઇ. ત્યાં પોતાના બ્હનેવીની સાથે ત્હેને આડો વ્યવહાર થયો, તેનાથી તેને એક પુત્ર થયો. રામે પોતાની માતાને દુરાચરણી જાણીને પુત્ર સહિત મારી નાંખી. તેથી ક્રોધ પામેલા **અનંતવીર્યે** ત્હેનો આશ્રમ ભાંગી નાખ્યો. તે જાણીને રામે ત્હેને પરશુ વડે મારી નાખ્યો. પછી ત્હેના રાજ્ય ઉપર પ્રધાનોએ ત્હેના પુત્ર **કૃતવીર્યને** બેસાડયો. તે **કૃતવીર્ય** રાજાએ પિતાનું વેર લેવા **જમદગ્નિને** માર્યો. તેથી ક્રોધાયમાન થયેલા રામે કૃત્યવીર્યને મારીને ત્હેનું રાજ્ય લઈ લીધું. તે વખતે કૃતવીર્યની એક સગર્ભા સ્ત્રી નાશીને તાપસોના

આશ્રમમાં ગઈ. તે તાપસોએ ત્હેને રાજાની રાણી જાણીને ભોંયરામાં ગુપ્ત રાખી–રામને ક્ષત્રિય જાતીપર ક્રોધ થવાથી ત્હેણે સાત વાર ન ક્ષત્રિ પૃથ્વિ કરી, અને મારેલા રાજાઓની દાઢો કઢાવી ત્હેનો થાળ ભરીને સભામાં પોતાની પાસે રાખ્યો.

એકદા કોઇ એક નિમિત્તિઓ આવ્યો. ત્હેણે પરશુરામના પૂછવાથી કહ્યું કે–જે માણસની દષ્ટિથી આ દાઢો ખીર રૂપ થઇ જશે અને જે માણસ તે ખીર ખાશે, ત્હેના હાથથી તમારૂં મૃત્યુ થશે" તે સાંભળીને રામે શત્રુની ખબર પડવા માટે એક દાનશાળા કરાવી. તેમાં એક સિંહાસન રાખી ત્હેના પર તે થાળ મૂક્યો. પછી તે ક્ષત્રીઓનો વધ કરવા માટે ચોતરફ ભમવા લાગ્યો. જ્યાં જ્યાં ક્ષત્રી હોય ત્યાં ત્યાં ત્હેની પરશુ ( કુહાર ) માંથી અગ્નિની જ્વાળા નીકળતી, એટલે ત્હેને તે મારી નાંખતો, ફરતાં ફરતાં એક દિવસ તે પેલા તાપસોના આશ્રમમાં ગયો. ત્યાં કૃતવીર્યની રાણીને ભોંયરામાં પુત્ર પ્રસવ્યો હતો. ત્હેનું નામ સુભૂમ રાખેલું હતું. તે ક્ષત્રિય પુત્ર હોવાથી રામના પરશુમાંથી જ્વાળા નીકળી. એટલે રામે તાપસોને કહ્યું કે–" આ આશ્રમમાં કોઇ પણ ક્ષત્રી હોવો જોઇએ. તાપસો બોલ્યા કે–" અમે સર્વે મૂળ ક્ષત્રીઓજ છીએ." એ પ્રમાણે સાંભળીને સંદેહ રહિત થયેલો પરશુરામ પોતાને સ્થાને જઇ રાજ્ય કરવા લાગ્યો.

એકદા વૈતાઢ્ય પર્વતના સ્વામી મેઘનાદ વિદ્યાધરે પોતાની પુત્રીનો વર સુભૂમ થશે, એમ નૈમિત્તિકના વચનથી જાણી પોતાની પુત્રીને ભોંયરામાં રહેલા શુભૂમને પરણાવી. એક દિવસે સુભૂમે પોતાની માતાને પૂછ્યું કે–" હે માતા ! શું પૃથ્વી આટલીજ છે ?" ત્હેણે કહ્યું કે–" પુત્ર ! પૃથ્વી તો ઘણી છે, પણ તારા પિતાને પરશુરામે મારી નાંખ્યા, અને હમણું હસ્તિનાપૂરનું રાજ્ય તે કરે છે; ત્હેના ભયથી આપણે આ ભોંયરામાં આવી રહ્યા છીએ.." આ સાંભળીને સુભૂમને બહુ ક્રોધ ચઢ્યો. તેથી તત્કાળ બહાર નીકળી મેઘનાદને સાથે લઇને તે હસ્તિનાપુરમાં આવ્યો. ત્યાં પ્રથમ તે દાનશાળામાં ગયો. એટલે પેલી ડાઢો ત્હેની દષ્ટિ પડતાંજ ખીરરૂપ થઈ

ગઇ, તેથી તે ખાવા લાગ્યો. તે પ્રમાણે જોઇને રામે રાખેલા રક્ષકો ત્હેને મારવા દોડ્યા, તેમને મેઘનાદે હરાવ્યા. તે વૃત્તાંત જાણીને પરશુરામ પોતે હાથમાં પરશુ લઇને ત્હેને મારવા ચાલ્યો. સુભૂમે તેનાપર થાળને ભમાવીને મૂક્યો, કે તેજ થાળ હજાર દેવોથી અધિષ્ટિત ચક્ર બની ગયું. ત્હેનાથી રામ મૃત્યુ પામ્યો, તે વખતે દેવતાઓએ સુભૂમનાઉપર પુષ્પની વૃષ્ટિ કરી.

પૂર્વના વૈરને લીધે સુભુમે એકત્રીશ વાર બ્રાહ્મણ રહિત પૃથ્વી કરી. અનુક્રમે તે છ ખંડનું ચક્રવર્તીપણું પામ્યો. તોપણ લોભને લીધે તેને ધાતકી ખંડમાં આવેલા ભરતક્ષેત્રના છ ખંડ સાધવાની ઇચ્છા થઈ. તે વખતે દેવ, દાનવ અને વિદ્યાધરોએ ત્હેને કહ્યું કે–" હે રાજન્ ! પૂર્વે ભરત ચક્રવર્તી વિગેરેએ માત્ર આ ભરતક્ષેત્રના છ ખંડનેજ પોતાની આજ્ઞામાં રાખ્યા હતા. અનંત કાળમાં અનંતા ચક્રીઓ થઇ ગયા, અનંતા થવાના છે, તે સર્વની એવીજ મર્યાદા છે." ઇત્યાદિ દેવાદિકોના ઉપદેશની અવગણના કરીને સુભૂમચક્રી પોતાના સૈન્ય સહિત લવણસમુદ્રને કાંઠે આવ્યો, અને પોતાના ચર્મરત્નને હાથનો સ્પર્શ કરીને વિસ્તાર્યું ત્હેની ઉપર સર્વ સૈન્યને બેસાડીને લવણસમુદ્રને પેલે પાર જવા માટે ચાલ્યો. તે વારે સર્વ દેવોએ પૃથક્ પૃથક્ પોતપોતાના મનમાં વિચાર કર્યો કે–"આ રાજાના ઘણા દેવો સેવક છે, તેથી મ્હારી એકલાની શક્તિ શું કામની છે? હું જઇશ તો કાંઇ અટકી પડશે નહીં." એમ વિચારીને એકી વખતે સર્વ દેવોએ ત્હેને તજી દીધો. એટલે તે સર્વ સેના સહિત બે લાખ યોજન વિસ્તારવાળા લવણ સમુદ્રમાં ડુબી ગયો, અને તે મરીને સાતમી નરકે ગયો.

અતિ લોભ અને ક્રોધરૂપી પિશાચે જેનું ચિત્ત ગ્રસ્ત કર્યું છે. એવા ક્યા પુરૂષો વિપત્તિ નથી પામતા ? અર્થાત્ પામે છે. માટે ક્રોધ, લોભ ઇત્યાદિક મહા કષાયોથી વિરમી શાન્ત અને સંતોષ વૃત્તિ ધરવી. ઇતિ–શમ.

## અથ માન વિષે–કવ્વાલી.

વિનયરૂપ વૃક્ષની શાખા, ઉખેડે માની મૂઢ આખા,
સજ્જન મુખ નમ્ર શુભ ભાખા, માની મુખ તોછડી વાચા. ૧
મૃદુતા સ્તંભને ત્રોડે, માન મહા હસ્તી વન દોડે;
વિનય અંકુશ જો જોડે, કરે વશ માન તો મોડે. ૨
માન મહા સર્પ વિકાળો, ડંખતાં હોય નર કાળો;
ગુણી અભિમાનને ટાળો, નમ્રતા માનસર મહાલો. ૩
કરી બહુ માન પસ્તાયો, કર્યું ક્ષય કુળ દુઃખ પાયો;
જગત્માં મૂર્ખ કહેવાયો, અયશ દુર્યોધને ઠાયો. ૪
બાહુબળી માનમાં મહાલ્યો, નં વાંદું હું બંધુ લઘુ ઠાલો;
ભગનિ બોધે માન ટાળ્યો, હાથ કેવળશ્રીએ ઝાલ્યો. ૫

## માન તજવા વિષે બાહુબળીની કથા.

યુગાદિ દેવ **શ્રીઋષભદેવ** સ્વામીને સો પુત્રમાં **ભરત ચક્રવર્તી** થયા અને **બાહુબળી** મહા બળવાન થયા. ભરત રાજાનું ચક્ર રત્ન આયુધ શાળામાં નહીં પેસવાથી કારણ પુછતાં જણાયું કે તમારો લઘુ બાંધવ બાહુબળી મહા બળવાન યોદ્ધો છે. તે નમ્યો નથી ત્યાં સુધી ચક્ર આયુધ શાળામાં પેસશે નહીં. તે ઉપરથી ચક્રીએ **બાહુબળીની તક્ષશિલા** નગરી ઉપર ચઢાઇ કરી. બાર વર્ષ પર્યન્ત યુદ્ધ ચાલ્યું પણ બેમાંથી એક પક્ષનો જય પરાજય થયો નહીં. નાહક બિચારા લશ્કરનો સંહાર થઇ ગયો. તેથી દેવોએ કહ્યું કે "તમે જગત્‌ના પિતા ઋષભદેવસ્વામીના પુત્ર છો છતાં આમ સૃષ્ટિનો સંહાર કરો છો તે ઠીક નથી, માટે તમે બન્ને દ્વંદ્વ યુદ્ધ કરો." બન્ને પક્ષે તે વાત સ્વિકારી.

દ્વંદ્વ યુદ્ધના પાંચે ભેદોમાં ભરત ચક્રી હાર્યા, તેથી ક્રોધ કરીને ભરતે બાહુબળી ઉપર ચક્ર મૂક્યું. પણ ગોત્રનો ધ્વંસ ચક્ર કરે નહીં, તેથી બાહુબળીની પ્રદક્ષીણા કરીને પાછું આવ્યું. બાહુબળી અતિ ક્રોધે ભરાયા, અને

જ્યાં મૂષ્ટિ ઉપાડીને "આ હજાર યક્ષ સહિત ચક્રને અથવા ત્હેના અધિપતિ ચક્રીને ચૂર્ણ કરી નાંખું." એમ વિચાર કરી ચક્રી ભણી દોડયા એટલામાં વિચાર થયો કે "અવસ્ય આ મુષ્ટિથી ત્હેનો નાશ થશે ! તેથી સમગ્ર વિશ્વના લોકો મ્હને ૭ ખંડના નાથને હણનાર કહેશે, માટે માન વડે આ ઘોર પાપ કરનાર મ્હને ધિક્કાર છે." ઇત્યાદિક વિચારીને બાહુબળીએ તેજ ઉંચી કરેલી મુષ્ટિવડે મસ્તકના કેશનો લોચ કર્યો. તેજ વખતે દેવોએ સાધુ, સાધુ એમ બોલી તેમના ઉપર પુષ્પવૃષ્ટિ કરી.

ત્હેમને નિઃસ્પૃહી થયેલા જોઇને લજ્જાથી નમ્ર મુખવાળો ચક્રી પોતાની નિંદા અને તેમની પ્રશંસા કરવા લાગ્યો. બાહુબળી મુનિ ત્યાંજ મુનિપણે સ્થીત રહ્યા ત્હેમણે વિચાર્યું કે "હું આમ છદ્મસ્થપણે પિતા પાસે જઇશ, તો પ્રથમથી દીક્ષિત થયેલા લઘુ બંધુઓને મ્હારે વંદના કરવી પડશે. તેથી મ્હારૂં લઘુપણું થશે. માટે કેવળજ્ઞાન પામ્યા પછીજ જઈશ" એમ વિચારીને તે ત્યાંજ કાયોત્સર્ગે રહ્યા—તે મહા મુનિ નિદ્રા અને આહાર વિગેરે નો ત્યાગ કરીને રહ્યા છે. ત્યાં ત્હેમના મસ્તકના કેશમાં, કર્ણમાં અને દાઢી વિગેરેમાં પક્ષીઓએ માળા કર્યા, વર્ષા ઋતુમાં દર્ભના અંકુરા પગના તળીયાંને વિંધીને બહાર નીકળ્યા, લતાઓ તેમના શરીરને વિંટાઇ ગઇ, અને ત્હેમના તપોબળથી વાઘ વિગેરે હિંસક પ્રાણી પણ શાંત ભાવને પામી ગયા. એવી રીતે એક વર્ષ વીતી ગયું. ત્યારે ત્હેમનો કેવળજ્ઞાનનો સમય જાણીને ત્હેમનું માન છોડાવવાને માટે ઋષભદેવ ભગવાને બ્રાહ્મી અને સુંદરી નામની બે સાધ્વીઓ, કે જે બાહુબળીની બહેનો થતી હતી ત્હેમને મોકલી, તે સાધ્વીઓ ત્યાં આવીને લત્તાના સમૂહ મધ્યે રહેલા ત્હેમને જેમ તેમ શોધી કાઢીને બોલી "હે બંધુ ! બાહુબળી ! અમારી પાસે પિતાશ્રી ત્હમને કહેવરાવે છે કે—મદોન્મત્ત હાથી પર ચઢવાથી કેવળજ્ઞાન શી રીતે મળશે ? તેથી આ મત્ત હસ્તીપરથી નીચે ઉતરો, જો તમારે મત્તગજ ઉપર ચઢીને જ્ઞાનની વાંચ્છા હતી, તો તક્ષશિલાનું રાજ્ય શા માટે મૂકી દીધું ?" આ પ્રમાણે સાંભળીને બાહુબળીએ વિચાર્યું કે—"અહો !

આ મ્હારી બ્હેનો આમ કેમ બોલે છે? હું સર્વથા પરિગ્રહ રહિત છતાં મારૂં હસ્તીપર ચઢવું શી રીતે સંભવે?" પછી જરા વધારે વિચાર કરતાં "અહો! જાણ્યું, જાણ્યું, માનરૂપી મતંગજ ઉપર હું ચઢેલો છું. આટલો બધો કાળ મ્હેં ફોકટ કષ્ટમાં ગુમાવ્યો; કેમકે માન છતાં શીરીતે કેવળની પ્રાપ્તિ થાય? માટે ગુણથી અધિક એવા મ્હારા પુજ્ય લઘુ બંધુઓને જઇને નમસ્કાર કરૂં." ઇત્યાદિ વિચાર કરીને જેવો પોતાનો પગ ઉપાડે છે, તેવું જ ત્હેમને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું, પછી દેવતાએ આપેલા યતિલિંગને ધારણ કરી ભગવાનના સમવસરણમાં ગયા. ત્યાં "નમોસ્તીર્થાય" એમ કહી જિનેશ્વરની પ્રદક્ષિણા કરીને કેવળીની સભામાં બેઠા.

"ખરેખર **બાહુબળીનેજ** મહાબળવાન જાણવા કે જેણે પ્રથમ ૭ ખંડના નાથને જીતી લીધા. અને પછી વિશ્વમાં કંટકરૂપ માનરૂપી મહામલ્લને હણીને પરમાનંદ પદ પ્રાપ્ત કર્યું." ઇતિ-શમ્.

---

## અથ માયા વિષે-કવ્વાલી.

વિષમ વિષ વાવીએ વેલી, વિષમ ફલ થાય તસ કેરી;
કપટ માયા છળો ખેલી, રમો નહિ લાજ કુળ મે'લી. ૧
મયૂર ભાષા મધુર ભાખે, અહિ વિશ્વાસ નવ રાખે;
ગરલ ભુજંગ મુખ નાંખે, દંભીને લોક એમ દાખે. ૨
અરે! જીવ મૂક તું માયા, કપટ વિષ વૃક્ષની છાયા;
નરક તિર્યંચની કાયા, પમાડે એ કુડી માયા. ૩
ધર્મબુદ્ધિ છળ્યો દુષ્ટે, પાપબુદ્ધિ નરા કિલષ્ટે;
નિધિ કપટે લીધો ભ્રષ્ટે, ધર્મ જય પાપ ક્ષય દષ્ટે. ૪
છળે બળિ છેતર્યો છાનો, વિષ્ણુ લઘુ વામનો શાણો;
પ્રભુતા કેમ મન માનો? ડાઘ છળનો ન લે દાનો. ૫

## ધર્મબુદ્ધિ તથા પાપબુદ્ધિની કથા.

**ભીમપુરથી પાપબુદ્ધિ** અને **ધર્મબુદ્ધિ** નામે બે મિત્ર દ્રવ્ય કમાવાને દેશાંતર ગયા, ત્યાં દ્રવ્ય મેળવી પાછા પોતાને ઘેર આવવા લાગ્યા. તેઓ પોતાના ગામ નજીક આવ્યા, એટલે બોજો વધારે હોવાથી તેઓ કેટલુંક દ્રવ્ય ગામની બહાર દાટીને ઘેર આવ્યા, એક વખતે પેલો **પાપબુદ્ધિ** રાત્રે જઈ દાટેલું દ્રવ્ય કાઢી લઇ તે ખાડો કાંકરાથી પૂરી ઘેર આવ્યો. અન્યદા **ધર્મબુદ્ધિએ પાપબુદ્ધિને** કહ્યું કે "હું દ્રવ્યવિના દુઃખી થાઉં છું; માટે ચાલો પેલું દ્રવ્ય કાઢી લાવીએ, પાપબુદ્ધિ બોલ્યો "ચાલો જઇએ." પછી બન્ને દ્રવ્ય લેવા ગયા. ત્યાં ખાડો ખોદીને જોતાં દ્રવ્ય નહીં દેખવાથી પેલો માયાવી **પાપબુદ્ધિ** કપટથી માથું કુટવા લાગ્યો, અને બોલ્યો કે "અરે! **ધર્મબુદ્ધિ** આમાંથી તુંજ ધન કાઢી ગયો છે." **ધર્મબુદ્ધિએ** કહ્યું કે– મ્હેં લીધું નથી, પણ ત્હેંજ લીધું છે, અને આ ખોટી માયા ખેલે છે; મેં તો દંભવૃત્તિ કરવાના પચ્ચખાણ કીધાં છે." આ પ્રમાણે વાદવિવાદ કરતાં કરતાં બન્ને દરબારમાં ફરીયાદ કરવા ગયા. બન્ને પરસ્પર એક બીજાના દુષણ બોલવા લાગ્યા, તેથી ન્યાયાધિકારીએ કહ્યું કે તમે બન્ને દિવ્ય કરી બતાવો." **પાપબુદ્ધિએ** કહ્યું કે "તમે અમારો બરાબર ન્યાય કર્યો નહીં, કારણકે વાદ–વિવાદથી ન્યાય આપવો, અને તેમ ના બને તો સાક્ષીઓ લેવા, તેમાં પણ અગવડ પડે તો છેવટે દિવ્ય કરાવવું એમ વિદ્વાનો કહે છે." આ વાતમાં તો જ્યાં દ્રવ્ય હતું, તે વનની દેવી સાક્ષી છે. તે જે ચોર હશે. ત્હેનું નામ આપશે." અધિકારીઓએ તે વાત માન્ય કરીને ઠરાવ્યું કે–"કાલે સ્હવારે ત્યાં જઈ દેવતાને પૂછવું."

પાપબુદ્ધિ ઘેર આવ્યો અને રાત્રે પોતાના પિતાને કોઈ ખીજડીના વૃક્ષના કોટરમાં ગોપવ્યો. પછી તે વૃક્ષની આસપાસ સિંદુર ને તેલ લગાવ્યું. ત્હેણે પોતાના પિતાને શિખવાડયું કે, "અહીં જ્યારે વનદેવને પૂછવામાં આવે, ત્યારે તમારે સ્વર બદલીને કહેવું કે–"**ધર્મબુદ્ધિ** ગોમુખો 'વાઘ છે, ત્હેણે આવીને ધન કાઢી લીધું છે' આમ શિખવીને તે ચાલ્યો

ગયો. બીજે દિવસે ધર્મબુદ્ધિ, પાપબુદ્ધિ, રાજા અને અધિકારી પ્રમુખ લોકો વનમાં ગયા. પછી વનદેવીની પૂજા કરીને પૂછ્યું કે–" હે વનદેવતા ! આ દ્રવ્ય કોને લીધું છે, તે કહો ? " એટલે ખીજડીના કોટરમાંથી એવો શબ્દ નીકળ્યો કે, " ગોમુખો વાઘ ધર્મબુદ્ધિ દ્રવ્ય લઈ ગયો છે. " પછી અધિકારીઓ ધર્મબુદ્ધિને કહેવા લાગ્યા કે–" આ દ્રવ્ય ત્હેં લીધું છે. " તેવામાં ધર્મબુદ્ધિએ સર્વજન સમક્ષ તે વૃક્ષને અગ્નિ લગાડયો, જેથી તે વૃક્ષ બળવા માંડયું. એટલે તેમાંથી જેનું અર્ધું અંગ દગ્ધ થયેલું છે, અને જેની આંખો ફૂટી ગઇ છે તેવો, પાપબુદ્ધિનો પિતા નીકળ્યો. તે જોઇ સૌ આશ્ચર્ય પામીને બોલ્યા કે–" અરે ! શેઠ ? આ શું ! ત્હેં વૃદ્ધાવસ્થામાં આવું પાપ કેમ કર્યું ? " શેઠ બોલ્યા–" આ પાપબુદ્ધિએ મ્હને પાપ કરાવ્યું. " ત્યારથી લોકમાં તેઓ ધર્મબુદ્ધિ અને પાપબુદ્ધિ એવા નામથી પ્રસિદ્ધ થયા. રાજાએ માયાવી પાપબુદ્ધિનું સર્વસ્વ લુંટી લઇને ત્હેને પોતાના દેશમાંથી કાઢી મૂક્યો, અને શુદ્ધ ધર્મી ધર્મબુદ્ધિના ઘણાં વખાણ કર્યાં.

આ દૃષ્ટાંતથી દરેક ભવ્ય પ્રાણીઓએ દંભવૃત્તિ છોડી સરલપણું આદરવું, અને વહેપાર, રોજગાર તથા વ્યાવહારિક દરેક કામમાં માયાથી રહિત થઇ સરલતાથી દરેક કામ કરવું. કે જેથી સૌભાગ્ય અને લક્ષ્મિ પ્રાપ્ત થાય. ઇતિ–શમ્.

---

## અથ લોભ વિષે–કવ્વાલી.

સકળ આ વિશ્વની રિદ્ધી, મળે નવનિધિ ને સિદ્ધી;
છતાં લાભે લોભ વૃદ્ધિ, મટે તૃષ્ણા ન મહા જલધિ. ૧
લોભ મહા દુરગતિ દાતા, લોભ વ્યસનો તણો ત્રાતા,
ધરો સંતોષ સૌ ભ્રાતા, મળ્યું ભાગ્યે લહો શાતા. ૨
કનકગિરિ લોભથી કીધા, ન સાથે નંદનૃપે લીધા;
સ્વાર્થ પર્માર્થ નત્ર સીદ્ધા, હુર્યા દેવેજ પરસિદ્ધા. ૩
કાષ્ટ સરિતા થકી ખેંચી, મમ્મણ ગેહે ઇંધન વેચી;
કનક મણીના વૃષભ લોભે, કર્યા પણ તે ન સ્થીર શોભે. ૪

## અથ નવનંદની કથા.

પાટલીપુરના ઉદાયી રાજાને કોઇ શત્રુએ સાધુને વેષે આવી મારી નાંખ્યો.ત્હેને કોઈ સંતાન નહોતું; તેથી ત્હેનું રાજ્ય શૂન્ય થયું. આ અવસરમાં તેજ નગરમાં એક નાપિત અને વેશ્યાથી ઉત્પન્ન થયેલો નંદ નામે છોકરો હતો, ત્હેને સ્વપ્ન આવ્યું કે—તેણે પોતાના આંતરડાથી પાટલીપુરને વીંટી લીધું; પ્રાતઃકાળે ત્હેણે પોતાના ઉપાધ્યાયને તે સ્વપ્નનું ફળ પુછયું. ઉપાધ્યાએ કહ્યું કે—" આ સ્વપ્નથી ત્હને આ નગરનું રાજ્ય મળશે." એમ કહી ત્હેણે પોતાની પુત્રી ત્હેને પરણાવી. નંદ કન્યાનું પાણિગ્રહણ કરી મ્હોટા મહોત્સવથી પોતાને ઘેર જતાં રાજમાર્ગ આવ્યો, તેવામાં રાજ્યના મંત્રીઓએ મંત્રવડે અધિવાસિત કરેલા હાથીએ નંદની ઉપર કળસ ઢોળ્યો, એટલે તત્કાળ ત્હેને રાજ્ય ઉપર બેસાડવામાં આવ્યો—કેટલાક સામંતો નંદની આજ્ઞા માનવા ન લાગ્યા, એટલે નંદે મહેલની ભીંત ઉપર ચીતરેલા સુભટોની સામું જોયું. તેથી તત્કાળ તેઓએ ભીંતથી ભૂમિપર ઉતરીને તેમાંથી કેટલાકને મારી નાંખ્યા. પછી સર્વે ત્હેની આજ્ઞા માનવા લાગ્યા. નંદ ઘણા આકરા ને અણઘટતા કર લઈ ઘણું દ્રવ્ય એકઠું કર્યું, અને સમુદ્રને કાંઠે ત્હેણે સોનાની નવ ડુંગરીઓ કરાવી, ત્યારથી તેનું નવનંદ એવું નામ પ્રખ્યાત થયું. પ્રજા ઉપર જૂલમ કરવાથી તે અપકીર્તિનું ને પાપનું ભાજન થઇને નરકે ગયો. માટે લોભ એ નર્કનું મૂળછે એમ જાણી ત્હેને તજવો જોઇએ. ઇતિ—શમ્.

## અથ મમ્મણ શેઠની કથા.

રાજગ્રહ નગરમાં શ્રેણિક રાજા અને ચિલ્લણા નામે રાણી હતાં. એક વખતે અર્ધ રાત્રે ચિલ્લણા ગોખમાં બેઠી હતી, તેવામાં નદીના પૂરમાં તણાઇ આવતા કાષ્ટને બહાર ખેંચી કાઢતો એક પુરૂષ વીજળીના ઝબકારામાં ત્હેના જોવામાં આવ્યો. તેણીએ રાજાને કહ્યું કે—" હે સ્વામી! તમે પણ મેઘની જેમ ભરેલાનેજ ભરો છો, તમારા નગરમાં આવો ગરીબ સ્થિતિનો માણસ છે, ત્હેની તો તમે ચિંતા પણ નથી કરતા," આવા પ્રિયાના

ાચન સાંભળી શ્રેણિકે માણસ મોકલી તે ગરીબ માણસને બોલાવીને પૂછ્યું –" અરે ! તું કોણ છું ને શા માટે અત્યારે નદીમાંથી કાષ્ટ કાઢે છે ?" તે ાલ્યો કે–" હું મમ્મણ નામે વણિક છું. મ્હારે ઘેર બે બળદ છે, તેમાં ીજા બળદનું એક શીંગડું ઓછુંછે, તે પુરૂં કરવા માટેજ આ પ્રયાસછે!" ા પ્રમાણે સાંભળી રાજા આશ્ચર્ય પામ્યો. અને કૌતુકથી દેવી સાથે તે ણિકને ઘેર ગયો. ઘરને ત્રીજે માળે સુવર્ણના બે મોટા વૃષભ ત્હેણે જાને બતાવ્યા. તેનાં શીંગડાં રત્નજડીત હતાં, તે જોઈ વિસ્મય પામેલા ાજાએ દેવીને કહ્યું, પ્રિયા ! આપણે ઘેર આવું એક પણ રત્ન નથી. તો ાને શું આપવું ? મમ્મણ બોલ્યો–" સ્વામી ! આ શીંગડાંને માટે મ્હારા ત્રો વહાણવટીનો વ્યાપાર કરેછે. મ્હારે ઘેર કોઇ ચોળા અને તેલ વિના ીજું કાંઇ ખાતું નથી. ને હું બીજો વહેપાર કરૂં તો, મ્હારે દુકાન વિગેરે ાવી પડે, અને ત્હેમાં ખર્ચ થઇ જાય, તેથી આ વર્ષા સમયમાં નદીમાંથી ાષ્ટ કાઢી, ત્હેને વેચી દ્રવ્ય ઉપાર્જન કરૂં છું. આ પ્રમાણેની ત્હેની બેહદ પણુતા જોઇ રાજા માથું ધુણાવતો પોતાને ઘેર ગયો અને મમ્મણ શેઠ ાવટ સુધી અપૂર્ણ મનોરથવાળો રહી મૃત્યુ પામીને નરકે ગયો. આ દ્રષ્ટાંતથી ાતિ લોભ પાપનું મૂળ અને પાપનો બાપજ લોભ જાણી ત્હેનો ુજ્ઞ માણસોએ જેમ બને તેમ રોધ કરવો ઉચિત છે. ઇતિ–શમ્.



## અથ દયા વિષે–કવ્વાલી.

સુકૃત તરૂ કલ્પની વેલી, વિદ્યા, શ્રી,ની સખી બેલી;
દયા વિરતી રમણુ કેલી, શાન્તિસામ્રાજ્યની ચેલી. ૧
સકળ ગુણુથી ભરી ગહેરી, દયા પર ને સ્વ જીવ કેરી;
સદા જો પાળીએ પ્રેરી, સાધીએ મુક્તિની શેરી. ૨
પારેવો સેનથી ત્રાસી, પ્રભુ શરણે ગયો નાસી;
બચાવ્યો માંસ નિજ આપી, દયા દીલ શાન્તિજિન વાસી. ૩

હૃદય વિવેક જો ધારે, દયા સૌ પ્રાણીની સારે;
સંત અપરાધિને ઠારે, દુષ્ટ અપરાધ વણુ મારે. ૪

## શ્રી શાન્તિનાથજીની કથા.

જંબુદ્વીપના પૂર્વમહાવિદેહ ક્ષેત્રની મંગલાવતી વિજયમાં રત્નસંચય નામના નગરમાં શ્રી શાન્તિનાથજીનો જીવ પૂર્વે વજ્રાયુદ્ધ નામે રાજા હતો એક વખતે એક પારેવું ભય પામી રાજાને શરણે આવ્યું. રાજાએ કહ્યું કે, ભય પામીશ નહીં. ત્હેની પછવાડે તરતજ એક સિંચાણો પક્ષી આવ્યો, ત્હેણે કહ્યું કે "હે રાજન્! મ્હને ઘણી ક્ષુધા લાગી છે, તેથી આ પક્ષી મ્હને આપો." રાજાએ કહ્યું, "ત્હેને બદલે તું ઉત્તમ અન્ન લે." સીંચાણે કહ્યું કે,–"મ્હને તો માંસ ઉપરજ રૂચિ છે. રાજા બોલ્યો–"ત્યારે હું મ્હારા દેહનું માંસ આપું." સીંચાણો બોલ્યો કે–"તો આ પારેવા જેટલું આપો," પછી રાજાએ તાજવું મંગાવી એક તરફ પોતાની જંઘામાંથી છેદીને માંસનો પિંડ મૂક્યો, ને બીજી તરફ પારેવાને રાખ્યું, પારેવામાં એટલો ભાર થયો કે છેવટે રાજા પોતે તુલા પર ચઢી બેઠો. આવી વજ્રાયુદ્ધ રાજાની દયા અને હિંમત જોઇ, બે દેવ પ્રત્યક્ષ થઇ બોલ્યા કે–"હે મહાનુભાવ! ઈંદ્રે સભામાં તમારી પ્રશંસા કરી, તે નહીં માનીને અમે બન્ને તમારી પરીક્ષા કરવા આવાં રૂપ કરી આવ્યા હતા. પછી તેઓ રાજા ઉપર પુષ્પવૃષ્ટિ કરી સ્વર્ગે ચાલ્યા ગયા. રાજા વજ્રાયુદ્ધ ચારિત્ર લઇ નવમા ગ્રૈવેયકમાં એકત્રિશ સાગરોપમના આયુષ્યવાળા દેવ થયા.

આ દૃષ્ટાંતથી સર્વ ગુણની વેલ્લી સમાન અનુકંપાવડે પરપ્રાણીની અને આત્માર્થે સ્વ, દયા પાળી કૃતજ્ઞ થવું, એ વિબુધોનું કર્ત્તવ્ય છે. ઇતિ–શમ

---

## અથ સત્ય વિષે–કવ્વાલી.

સુધા સત્ જુઠ વિષ વાણી, સત્યથી અગ્નિ હોય પાણી;
સત્ય વિશ્વાસની ખાણી, જુઠાને થાય બહુ હાની. ૧
સત્ય પણ તોછડું બોલે, અપ્રિય તે થાય જન ટોળે;

સજ્જન વાચા મધુર બોલે, સત્ય બોલે સુધા તોલે. ૨
પ્રસન્ન સુર સત્યથી થાવે, વળી જનવૃંદ ગુણ ગાવે;
અલિકની છાય નવ જાવે, સત્યથી સ્વર્ગસુખ પાવે. ૩
વસુરાજા કૂડી શાખે, ગયો કુગતિ કૂડું ભાખે;
અદ્ધર આસન ચૂરી નાંખે. પછાડી દેવ ભૂમિ નાંખે, ૪
વિચારીને અલિક વાણી, તજી વદ સત્ય ભવિ પ્રાણી;
મધુર પ્રિય કુમળી વાણી, વદો શુભ સાચ ગુણખાણી. ૫

## અસત્યવક્તા વસુરાજાની કથા.

શુક્તિમતિ નગરીમાં ક્ષીરકદંબક નામે ઉપાધ્યાય રહેતો હતો. તેની પાસે તે ઉપાધ્યાયનો પુત્ર પર્વત, રાજાનો પુત્ર વસુ અને એક બ્રાહ્મણ પુત્ર નારદ એ ત્રણ સાથે ભણતા હતા. એક વખતે તેઓ ઘરની અગાશી ઉપર ભણતાં ભણતાં થાકીને સુઇ રહ્યા હતા, તેવામાં કોઇ બે ચારણ મુનિ આકાશે જતા ત્હેમને દેખીને બોલ્યા કે–" આ ત્રણમાં એક સ્વર્ગગામી છે, અને બે નરકગામી છે." આ વચન ઉપાધ્યાયના સાંભળવામાં આવ્યું. તેથી પાઠકે ત્હેમની પરીક્ષાને માટે પ્રાતઃકાળે એક એક પિષ્ટનો કુકડો તે ત્રણેને આપીને કહ્યું કે–" હે વત્સો! જ્યાં કોઇ જૂવે નહીં, ત્યાં જઇને આ કુકડાને મારી નાંખજો, આ પ્રમાણે સાંભળી વસુ અને પર્વત તો કોઇ શુન્ય સ્થાનમાં જઇ ત્હેને હણીને પાછા આવ્યા, પણ જે બ્રાહ્મણ પુત્ર નારદ હતો, ત્હેણે એકાંતે જઇને વિચાર કર્યો કે–" ગુરૂએ કહ્યું છે કે, જ્યાં કોઇ જૂવે નહીં ત્યાં જઇને હણજો, તો તેવું સ્થાન તો ત્રણે જગત્માં એક પણ નથી, કેમ કે સર્વજ્ઞ અને સિદ્ધ પુરૂષોને શું અગમ્ય છે? વળી આ કૂકડો મ્હને જૂવે છે, અને હું ત્હેને જોઉં છું, તેથી ગુરૂએ જરૂર અમારી પરીક્ષા કરવાને માટે આ કામ બતાવ્યું છે." એમ વિચારી કુકડાને હણ્યા વગર અક્ષત લઇને ઘેર પાછો આવ્યો. ગુરૂએ કહ્યું કે, " વત્સ! ત્હેં મ્હારી આજ્ઞા પ્રમાણે કેમ ન કર્યું?" તે બોલ્યો, " ભગવન્! હૃદયમાં વિચારો.

મ્હેં આપના વચન પ્રમાણેજ કર્યું છે. આમ કહીને પછી પોતાનો અભિપ્રાય કહી જણાવ્યો." તે સાંભળી ગુરૂએ નિશ્ચય કર્યો કે, આ નારદ દયાને લીધે સ્વર્ગે જવાનો. અને પેલા બે નરકગામી થવાના, તો હવે જેઓ નરકમાં જવાના ત્હેમને ભણાવીને શું કરવું? ઇત્યાદિ વૈરાગ્ય ધારણ કરી ઉપાધ્યાયે દીક્ષા લીધી. પછી લોકોએ ઉપાધ્યાયને સ્થાને ત્હેના પુત્ર પર્વતને સ્થાપિત કર્યો. અને **અભિચંદ્ર** રાજાના પદ ઉપર **વસુકુમાર** થયો.

એક વખતે કોઈ પારધિએ મૃગ ઉપર બાણ માર્યું. તે બાણ વચમાં સ્ખલિત થઇ ગયું, તેથી પારધીએ પાસે આવી હસ્તસ્પર્શ કર્યો, એટલે ત્યાં સ્ફૂટિકની એક શિલા જોવામાં આવી. પછી ત્હેણે રાજાની પાસે તે વાત કહી. રાજાએ તે શિલા મંગાવીને પોતાના સિંહાસન નીચે મૂકી તેથી તે સિંહાસન જમીનથી અદ્ધર રહ્યું હોય તેમ જણાવા લાગ્યું. તે જોઇ લોકોએ જાણ્યું કે, આ રાજા સત્યવાદી છે. તેથી ત્હેનું આસન અદ્ધર રહે છે. અનુક્રમે તેવી પ્રસિદ્ધી લોકમાં પણ સર્વત્ર ફેલાઇ.

એકદા **નારદ, પર્વતને** મળવા આવ્યો, તે વખતે પર્વત વિદ્યાર્થિને ભણાવતો હતો, ત્હેમાં એમ આવ્યું કે "**અજ** વડે યજ્ઞ કરવો" ત્હેનો અર્થ પર્વતે એવો કહ્યો કે–" **અજ** એટલે બકરો, ત્હેના વડે હોમ કરવો" તે સાંભળી નારદે કહ્યું કે. "હે પર્વત! તું એ પદનો અર્થ ખોટો કરે છે. ત્હેનો ખરો અર્થ તો એવો છે કે, **અજ** એટલે જે જન્મે નહીં અર્થાત્ જેને વાવવાથી ઉગે નહિં એવું ત્રણ વર્ષનું **વરી** (ડાંગર) તે વડે હોમ કરવો" ગુરૂએ પણ આપણને એમજ શીખવ્યું છે. માટે અરે બાંધવ! તું કેમ ભૂલી ગયો? તે સાંભળી પર્વતે ગર્વથી કહ્યું કે–" હું કહું છું તેજ ખરૂં છે, તેથી જ્હેનું ખોટું પડે ત્હેની જિવ્હા છેદી નાંખવી." એવી પરસ્પર પ્રતિજ્ઞા કરી, અને તે વિષે **વસુરાજાને** પૂછવું. ને જે તે કહે, તે સત્ય માની લેવું એમ ઠરાવ્યું. આ ખબર પર્વતની માતાને પડી, એટલે તે પુત્રના મૃત્યુથી કંપતી વસુરાજા પાસે ગઇ. અને સર્વ વૃત્તાંત જણાવીને બોલી કે, "મહારાજ! મ્હને પુત્ર દાન આપો." વસુરાજાએ કહ્યું કે. "માતા!

સુખે જાઓ હું તમારા પુત્રનો પક્ષ કરીશ" બીજે દિવસે પર્વત અને **નારદ વસુરાજાની** પાસે પરિવાર સાથે આવ્યા, રાજાએ પર્વતની તરફમાં ફૂડી શાક્ષી પૂરી એટલે સમીપ રહેલા દેવતાએ અદ્ધર દેખાતું તે સિંહાસન ચૂર્ણ કરી નાંખ્યું. વસુરાજાને ભૂમિપર પાડી નાંખ્યો. તત્કાલ મૃત્યુ પામીને તે નરકે ગયો, ને ત્હેના આઠ પુત્રોને પણ દેવતાએ મારી નાંખ્યા. નારદની દેવતાઓએ સ્તુતિ કરી અને અનુક્રમે તે સત્યથી સ્વર્ગે ગયો. પર્વતને નાગરિકોએ ધિક્કારીને કાઢી મૂક્યો. તે **મહાકાળ** નામના અસુરને મળ્યો તે બન્ને પિપ્પલાદને મળ્યા, અને ત્હેણે નવા હિંસકવેદ રચ્યા પછી મહાકાળ અસુરની મદદથી પેલા પર્વત અને પિપ્પલાદે હિંસક ધર્મ પ્રવર્તાવ્યો. અને અંતે મરીને પર્વત, પિપ્પલાદ ને વસુ ત્રણે નરકમાં અધમગતિને પામ્યા આવું જાણીને કોઇએ અસત્ય ભાષણ કરવું નહીં. ઇતિ શમ્.

---

## અથ ચોરી વિષે-કવ્વાલી.

કુળે મશિ કૂચડો ધારે, ચોર પર માલ અપહારે,
સ્વાર્થ પર્માર્થ તે હારે, જાય ઘરબાર દરબારે. ૧

ઘાત બંધાદિ દુઃખ પામે, ઠરી બેસે ન કોઈ ઠામે,
ન રહે વિશ્વાસ કોઈ કામે, હરામી ઓળખે નામે. ૨

ચોર ઘર ઓરનું ફોડી, ભોગવે દુઃખની કોડી,
પ્રતિદિન ચિત્ત રહે દોડી, ફરે ભયભ્રાન્ત કરી ચોરી. ૩

સર્પથી જેમ દૂર રહીએ, તિલાંજલી ચોરને દઇએ,
ભલે કદી દ્રવ્ય દુઃખ સહીએ, છતાં સંતોષથી રહીએ. ૪

વિભવ પરનો હરી રંગે, રોહણીયો ચોર ઉછરંગે,
અભય કર બુદ્ધિબળ સંગે, ગયો પકડાઈ મન ભંગે. ૫

---

## અથ રોહિણીયા ચોરની કથા.

વૈભાર પર્વતની ગુફામાં લોહખૂર નામે એક ચોર રહેતો હતો. ત્હેણે એક વખત પોતાના પુત્ર રોહિણીયા ચોરને શિખામણ આપી કે, ત્હારે કદી પણ શ્રી વીરની વાણી સાંભળવી નહીં. અન્યદા તે રોહિણીયો રાજગૃહ નગરમાં ચોરી કરવા ગયો. ચોરી કરીને પોતાના સ્થાન તરફ જતો હતો. ત્યાં માર્ગમાં ભગવાનનું સમવસરણ ત્હેના જોવામાં આવ્યું. તે વખતે 'વીરની વાણી સાંભળવી નહીં' એવી પોતાના પિતાની આજ્ઞાનો ભંગ ન થાય, એટલા માટે તે કાનમાં આંગળી રાખીને ચાલ્યો. તેમ ચાલતાં ત્હેને પગમાં કાંટો વાગ્યો. તે કાંટો કાઢ્યા શિવાય ચાલી શકાય તેમ ન હોવાથી ત્હેણે કાંટો કાઢવા એક હાથ નીચે કર્યો, તે વખતે ભગવંત બોલ્યા કે—" જેના નેત્રમાં નિમેષ ( મટકા ) થાય નહીં, જે મનની ઇચ્છા પ્રમાણે કરી શકે, જેની પુષ્પમાળા કરમાય નહીં. અને જે પૃથ્વિથી ચાર આંગળ ઊંચા રહે, તે દેવતા કહેવાય." આ પ્રમાણે ભગવંતની વાણી પેલા રોહણીયાએ કાનમાંથી આંગળી કાંટો કાઢવા સારૂં કાઢી નાંખેલી હોવાથી સાંભળી, ત્હેણે ચિંતવ્યું કે "અરે ! ધિક્કાર મ્હેં આ વીરની વાણી સાંભળી" એમ વિચારતો તે આગળ ચાલ્યો, તેવામાં ચોતરફ ફરતા રાજપુરૂષો તે રોહિણેયને પકડીને રાજા પાસે લઇ ગયા. રાજાએ ત્હેનો વધ કરવાની આજ્ઞા કરી, એટલે અભયકુમાર મંત્રી બોલ્યો કે—સ્વામી, એને બધી હકીકત પૂછ્યા સિવાય અને મુદ્દામાલ વિના તેમજ તેની કબુલત વિના ત્હેને કેમ મારી શકાય ? રાજાએ કહ્યું કે, ત્યારે પૂછો. એટલે રોહિણીયો બોલ્યો કે— "હું શાલીપૂર નિવાસી દુર્ગચંદ્ર નામે કુટુંબી ( કણબી ) છું. આજે કામ પ્રસંગે અહીં આવ્યો હતો. બહાર નીકળતી વખતે દરવાજા બંધ હતા, તેથી ભય પામી કીલ્લો ઉલ્લંઘીને હું મ્હારે ગામ જતો હતો, તેવામાં પૂરરક્ષકોએ મ્હને પકડ્યો છે, તેથી હું ચોર નથી." આ પ્રમાણે ત્હેણે કહ્યું. ત્હેને કારાગૃહમાં પૂર્યો ને ત્હેની તપાસ કરાવી તો શાલિગામમાં પ્રથમ રોહિણીએ ગોઠવણ કરી રાખેલી હોવાથી તે ગામના માણસોએ રોહિણીયાના

કહેવા મુજબજ કહ્યું પછી ત્હેની પાસે કબુલાત કરાવવા માટે અભયકુમાર ત્હેને મદિરાપાન કરાવી બેશુદ્ધ કરીને પોતાના મ્હેલમાં લઇ ગયા, ત્યાં દોગુંદક દેવની જેમ અપ્સરા જેવી રમણીયોથી વિંટાયલા પલંગમાં ત્હેને શયન કરાવ્યું, અને ચીનાઇ વસ્ત્રનો પોશાક પહેરાવ્યો. પછી જ્યારે ત્હેનો કેફ ઉતરી ગયો, ત્યારે ચોતરફ દીવ્ય સમૃદ્ધિ જોઇને તે વિસ્મય પામી ગયો. તે સમય અભયની આજ્ઞાથી ત્યાં રહેલા પુરૂષો "જય પામો—આનંદ પામો" એવા માંગલ્ય વચન ઉચ્ચારવા લાગ્યા. અને કહેવા લાગ્યા કે–' હે દેવ ! તમે આ વિમાનમાં સ્વામીપણે ઉત્પન્ન થયા છો, અમે તમારા સેવકો છીએ, આ અપ્સરાઓ તમારી પત્નિઓ છે, ત્હેમની સાથે આનંદથી ક્રીડા કરો, અને તમારા પુણ્ય યોગે મળેલી સંપત્તિ ભોગવો " આ પ્રમાણે કહીને તેઓ સંગીત કરવા લાગ્યા. તેવામાં એક સોનાની છડીવાળા દ્વારપાળે આવીને કહ્યું કે–હે દેવ ! તમારે પ્રથમ અહીં સ્વર્ગની સ્થિતી વિષે સર્વ માહીતી મેળવવી, અહીં જે નવો દેવ ઉત્પન્ન થાય છે. તે પોતાના પૂર્વભવનાં કરેલાં પુણ્ય પાપને જણાવે છે. માટે તે આપ જણાવો, એમ સાંભળી ત્હેણે વિચાર્યું કે, હું લોહખુરનો પુત્ર રોહીણીયો છું, હું મૃત્યુ પામ્યો નથી, આ સર્વ કપટ જાળ છે. એ પ્રમાણે વિચારી પ્રથમ સાંભળેલી વીરપ્રભુની વાણીને યાદ કરી કે–જેના ચરણ પૃથ્વિ ઉપર અડતા હોય, જેના શરીર ઉપર પશીનો તથા મેલ થતો હોય, અને જેનાં નેત્ર ઉઘડતાં મીંચાતા હોય, તે દેવતા હોય નહીં માટે જરૂર આ કોઇ દેવ નથી, અને હું પણ દેવ નથી. આ પ્રમાણે ખાત્રી કરીને તે બોલ્યો કે–" મ્હેં પૂર્વજન્મમાં સાત ક્ષેત્રમાં ધન વાવર્યું હતું, કોઈ વાર ચોરી વીગેરે અકૃત્યો કર્યા ન્હોતાં, અને દાનાદિ ધર્મ આચર્યો હતો, તેથી મ્હને આવું સ્વર્ગનું સુખ પ્રાપ્ત થયું છે." આ પ્રમાણેનો ઉત્તર સાંભળીને અભયકુમારે વિચાર્યું કે–જે આવા દંડથી પણ છેતરાયો નહિ, તો તે અવધ્ય છે. પછી ત્હેને રાજાની આજ્ઞાથી છોડી મૂકયો.

પછી રોહણીએ વિચાર્યું કે–" મ્હને ધિક્કાર છે કે, જે હું પિતાની મિથ્યા આજ્ઞાથી આટલા સમય સુધી ઠગાયો. અરે ! મ્હેં ઇચ્છા વગર પણ

શ્રી વીરપ્રભુનું એક વાક્ય સાંભળ્યું હતું, તો તેથી મ્હને આજ ભવમાં પ્રત્યક્ષ લાભ થયો, અને તેવો પરભવે પણ થશે."

પછી ત્હેણે વીરપ્રભુની પાસે જઇને દેશના સાંભળી શ્રાવકનાં બાર વ્રત સ્વીકાર્યાં. પછી રાજાની પાસે જઇ પોતાના જાતિ કુળ અને નામ તથા કર્મ જણાવી, પર્વતની ગુફામાં ચોરીથી એકઠું કરેલું ધન જ્હેનું ત્હેને પાછું સોંપી દઇ દીક્ષા લઇને સ્વર્ગે ગયો.

આ દૃષ્ટાંતથી પ્રાણાંત કષ્ટ છતાં પણ ચોરી કરવી નહી. ચોરી કરવાથી રાજ્યભય અને લોકાપવાદ થઇ અંતે પ્રાણઘાત થાય છે. અને આ લોકમાં મહા દુઃખ ભોગવી મરીને નરકે જાય છે. ઇતિ—શમ્.



## અથ કુશીલ વિષે—કવ્વાલી.

ઢોલ અપકીર્તિનો વાગે, વિના વૈરે રિપુ જાગે,
કુશીલીયો લોક કહે ત્રાગે, ડાઘ કાળો કૂળે લાગે. ૧
ચોર સમ પેશી પરદ્વારે, પ્રિયાપર ભોગવે જ્યારે,
જાર કહી માર સૌ મારે, દોરી લઈ જાય દરબારે. ૨
પ્રિયાપર રાગી પસ્તાયો, નાશ લંકેશ નિજ પાયો,
સ્વ, પરત્રિય ત્યાગી સુખ પાયો, શીલ ગંગેયનો ગાયો. ૩
શીલે શીલવંતી ગુણખાણી, ઠગાણી ન જારથી શાણી,
ઋિકયા ખાડે મંત્રી માની, સુજશ શીલ શુદ્ધ પંકાણી. ૪

## અથ શીલવતીની કથા.

જંબુદ્વીપના નંદન નગરમાં રત્નાકર શેઠને અજિતસેન નામે પુત્ર હતો. તે શીલવતી નામની કન્યાને પરણ્યો, તે શકુન શાસ્ત્રાદિ ભણેલી હોવાથી અનેક વખતે દ્રવ્ય બતાવી આપવાથી ઘરની માલિક થઈ. ત્હેનો સ્વામી અજીતસેન બુદ્ધિના પ્રભાવથી રાજાનો મંત્રી થયો. એક વખતે

રાજાએ કોઇ શીમાડાના રાજા ઉપર ચઢાઈ કરવા જતાં એ મંત્રીને સાથે લઇ જવા હુકમ કર્યો, મંત્રીએ શીલવતીને પૂછ્યું કે–" પ્રિયા ! મ્હારે રાજાની સાથે જવું પડશે, તેથી જે સ્ત્રી પ્રોષિત ભર્તૃકા ( જ્હેનો પતિ પરદેશ ગયો હોય તેવી) હોય છે. તે ઉન્મત્ત ગજેંદ્રની જેમ ઘણી વાર સ્વેચ્છાથી ક્રીડા કરે છે. " પતિનાં આવાં વચનોથી નેત્રમાં જળ લાવીને ત્હેણીએ શીલની પરીક્ષા બતાવનારી એક પુષ્પની માળા પોતાના હાથે ગુંથી પતિના કંઠમાં નાંખી, અને બોલી કે–" હે નાથ ! જ્યાં સુધી આ માળા કરમાય નહીં, ત્યાં સુધી મારૂં શીલ અખંડ અને નિર્મળ છે, એમ સમજવું. પછી મંત્રી નિશ્ચિંતપણે રાજાની સાથે ગયો.

એક વખતે રાજા મંત્રીના કંઠમાં વગર કરમાયલી માળા જોઇ વિસ્મય પામ્યો. તે વિષે પાસેના માણસોને પૂછતાં ત્હેની સ્ત્રીનું સતીપણું વર્ણવી બતાવ્યું. પછી કૌતુકી રાજાએ બીજા મંત્રીઓને કહ્યું કે–" આપણા અજિતસેન મંત્રીની સ્ત્રીનું સતીપણું ખરેખરૂં છે. " તે સાંભળી અશોક નામના મંત્રીએ કહ્યું કે–" મહારાજ ! જ્યાં સુધી એકાંત પ્રાપ્ત નથી થઇ, ત્યાં સુધીજ સ્ત્રીનું સતીપણું છે. " માટે પરીક્ષા કરવી હોય તો મ્હને મોકલો તેથી ત્હેને અર્ધો લાખ દ્રવ્ય આપી શીલવતી પાસે મોકલ્યો.

અશોક ગામમાં જઈ એક માલણને મળ્યો, ત્હેને પોતાની સંકેતીક વાત કહી, ને અર્ધલાખ દ્રવ્ય આપ્યું. માલણ શીળવતી પાસે ગઈ, ને ત્હેને અશોકની વાત નિવેદન કરી, શીળવતીએ મનમાં વિચાર્યું કે " પરસ્ત્રી લંપટ પાપી પુરૂષો ત્હેના પાપનું ફળ ભોગવો. " એમ વિચારી આકાર ગોપવી માલણની વાતનો સ્વીકાર કર્યો. તેથી માલણે ત્હેને અર્ધલાખ દ્રવ્ય આપ્યું પછી દિવસ નક્કી કરી તે પ્રમાણે શીલવતીએ અશોકને કહેવરાવ્યું. પછી શીલવતીએ ઘરના એક અંધારા ઓરડામાં ઊંડો ખાડો ખોદાવ્યો, ને ત્હેની ઉપર પાટી વગરનો માંચો મૂકયો. અને ત્હેની ઉપર પોચો પોચો ઓછાડ બાંધી લીધો.

મળવાનો સમય થતાં પોતાને ધન્યવાદ માનતો અશોક ત્યાં આવ્યો. પ્રથમ શીખવી રાખેલી દાસીએ કહ્યું કે–" આપ પેલા ઓરડામાં માંચા ઊ-

પર બેસો, મ્હારી બાઇ શણગાર સજીને આવે છે." અશોક ઉતાવળો તે ઓરડામાં જઇ માંચા ઊપર બેઠો, તેવોજ સંસારમાં બહુકર્મી પ્રાણી ભવ-સમુદ્રમાં પડે તેમ તે ખાડામાં પડયો. જ્યારે તે ભૂખ્યો થયો, ત્યારે ઊપ-રથી શીલવતી ખપ્પર પાત્રમાં અન્ન આપતી હતી. એવી રીતે બહુ દિવસ ત્હેમાં રહેવાથી "અ" ઉડી જવાથી અશોક મંત્રી શોક રૂપ થઇને રહ્યો.

એક માસ વીત્યા છતાં અશોક પાછો નહીં આવવાથી કામાંકુર નામે બીજો મંત્રી તેવીજ પ્રતિજ્ઞા લઇને આવ્યો. ત્હેની પાસેથી પણ અર્ધલાખ દ્રવ્ય લઇ ત્હેને પણ તેજ ખાડામાં હોમી દીધો. પછી એક માસે લલિ-તાંગ મંત્રી આવ્યો. ત્હેની પણ તેજ વ્હલે થઇ. ચોથે માસે રતીકેળી આવ્યો ત્હેની પાસેથી પણ અર્ધલાખ દ્રવ્ય લઈ ત્હેને તેજ ખાડામાં ઝીકયો. આ પ્રમાણે તે ચારે મંત્રીઓ ચતુર્ગતિરૂપ સંસારમાં દુઃખનો અનુભવ કરતા જીવોની જેમ તે પાતાળ જેવા ખાડામાં દુઃખનો અનુભવ કરવા લાગ્યા.

અનુક્રમે સિંહરાજા શત્રુનો જય કરી પાછો આવ્યો. તે સમયે પેલા મંત્રીઓએ શીલવતીને કહ્યું, "હે ભગવતી અમે તમારૂં માહાત્મ્ય જોયું. તેમજ અમારા કૃત્યનું ફળ પણ ભોગવ્યું, માટે હવે અમને બહાર કાઢો" શીલવતીએ કહ્યું કે જ્યારે હું "ભવંતુ (થાઓ)" એમ કહું, ત્યારે તમો બધાએ સાથે "ભવંતુ" એમ કહેવું. મંત્રીઓએ તે કબુલ કર્યું પછી શીલવતીએ પોતાના પતિ દ્વારાએ રાજાને ભોજનનું આમંત્રણ કર્યું. આગલે દિવસે રસવતી તૈયાર કરી તે ખાડાવાળા ઓરડામાં ગુપ્ત રીતે રખાવી.

. પછી ભોજન કરવા આવવાને દિવસે રસોડામાં અગ્નિ સળગાવ્યો નહીં તેમ જળને સ્થળે જળ પણ જોયું નહીં, તેમ કોઇ જાતની સામગ્રી ન દીઠી તેથી રાજા ચમત્કાર પામી ભોજન કરવા બેઠા. પછી શીલવતી સ્નાન કરી પેલા ઓરડામાં જઇ પુષ્પમાળા હાથમાં રાખી ધૂપ દીપ કરી બેઠી, અને અંદરથી બોલી કે—રાજા ભોજન કરવાને આવ્યા છે. માટે નાના પ્રકારના પક્વાન્ન "ભવંતુ" (થઇ જાઓ) એટલે ખાડાની અંદરથી ચારે મંત્રી-ઓએ ઊંચે સ્વરે કહ્યું કે "ભવંતુ" પછી મોદક વિગેરે તમામ સામગ્રિ

બહાર લાવવામાં આવી, અને તે વડે રાજાને જમાડી સંતોષ પમાડયો, પછી તાંબુલ વિગેરે આપીને મંત્રી અજિતસેન રાજાના ચરણમાં પડયો, એટલે રાજાએ પૂછયું કે, મંત્રી આ પ્રમાણે રસોઇ વિગેરે શાથી તૈયાર થઇ ! મંત્રીએ કહ્યું કે–તે ઓરડામાં મ્હને પ્રસન્ન થયેલા ચાર યક્ષો છે. તે જે માગીએ તે આપે છે. રાજાએ કહ્યું કે તે અમને આપો, મંત્રીએ કાંઇક આનાકાની કરી, પણ પછી રાજાના અતિ આગ્રહથી આપવાનું કબુલ કર્યું, પછી ગુપ્ત રીતે ત્હેમને ખાડામાંથી કાઢી તે બધાને સારા મ્હોટા કંડીયામાં રાખ્યા, અને સારા વસ્ત્રથી ત્હેને ઢાંકી આ યક્ષોનું સ્વરૂપ કોઇને બતાવવું નહીં, એમ કહી રાજાને અર્પણ કર્યા. રાજા તે કંડીયાને દરબારમાં લાવ્યો, અને બીજે દિવસે રસોઇ કરવાની રસોઇયાને ના પાડી, પ્રભાતે ભોજન સમયે પવિત્રપણે તે યક્ષોની પૂજા કરી, રાજાએ વિજ્ઞપ્તિ કરી કે, "સ્વામી પકવાન્ન તથા દાળભાત શાકાદિ આપો " એટલે તે ચારે જણે " ભવન્તુ " એમ કહ્યું, પણ કાંઇ થયું નહીં, એટલે રાજાએ કંડીયો ઊઘાડયો, ત્યાં તેઓ ત્હેમાં ચાર પિશાચના જેવા મનુષ્યો જોવામાં આવ્યા; દાઢી, મુછ અને માથાના કેશ વધ્યા હતા, ડાચાં મળી ગયાં હતાં, ક્ષુધાથી કૃષ થઇ ગયા હતા, અને નેત્ર ઉંડાં ગયાં હતાં. રાજાએ તેઓને ઓળખ્યા, એટલે તે હાસ્ય મંત્રીઓ કાગડાની જેમ ઉપહાસ્યને પાત્ર થયા. રાજાએ હકીકત પૂછી એટલે ત્હેમણે સર્વ વૃત્તાંત જણાવ્યો. તેથી રાજા આશ્ચર્ય પામી મસ્તક ધુણાવવા લાગ્યો. અને શીલવતીનું શીલ, તેની બુદ્ધિનો પ્રકાશ અને પુષ્પમાળા મ્લાનિ ન પામી, ત્હેનું કારણ રાજાના જાણવામાં આવ્યું. આથી લોકમાં શીલવતીની મ્હોટી પ્રતિષ્ઠા થઇ, પછી તે દંપતી અનુક્રમે દીક્ષા લઇ.પાંચમે દેવલોકે ગયા. અને અનુક્રમે મોક્ષે પણ જશે; ઇતિ–શમ્.

---

## અથ પરિગ્રહ વિષે–કવ્વાલી.

શશિ ઉદયે સિંધુ ભરતી, વધે ધન આશ રહે વધતી,
ન તૃપ્તિ અર્થથી સરતી, તોષ વિણ દોષની વૃત્તિ. ૧

પ્રીત વિપરીત "શ્રી" કેરી, દુરિત નગરી તણી શેરી,
કરે પરિમાણુ વ્રત લહેરી, ફરે ન નિદાન ભવ ફેરી. ૨
સદા સંતોષી ઘર રમતા, અસંતોષી ભૂમિ ભ્રમતા,
પરિગ્રહની તજો મમતા, સજો સંતોષને સમતા. ૩
સાધવા ધાતકી ખંડે, ગયો ચક્રી સુભૂમ પંડે,
ગયો મરીને નરક કુંડે, મૂર્ખ અતિ લોભમાં મંડે. ૪

જુવો–પાછળ પૃષ્ઠ ૭૪ માં ક્રોધના વિષયમાં સુભૂમ ચક્રીનું દષ્ટાંત છે.

## અથ સંતોષ વિષે–કવ્વાલી.

સકળ ગુણુ તોષથી આવે, જગત્ વશ્ય તોષથી થાવે,
જળધિનો પાર જો પાવે, અંત આશા તણો આવે. ૧
રહે નહીં આપદા તોષે, નડે નહિં વ્યાધિ સંતોષે,
સ્વાર્થ પરમાર્થ તે પોષે, સંતોષી શ્રી વરે હોંશે. ૨
સુખી સંતોષ વ્રત ધારે, દુઃખી તૃષ્ણા થકી હારે,
સદા સંતોષ જે ધારે, કનક રમણિજ પરિહારે. ૩
કપિલ નિશિ બંધને થોભે, લોભના થોભથી શોભે,
કમળની ગંધમાં લોભે, ભ્રમર પડી પ્રાણુ નિજ છંડે. ૪

## અથ કપિલ મુનિની કથા.

કોશંબી નગરીના જિતશત્રુ રાજાના કાશ્યપ નામના પુરોહિતને કપિલ નામે પુત્ર હતો; ત્હેની બાલ્યાવસ્થામાંજ ત્હેનો પિતા મરણુ પામવાથી રાજાએ પુરોહિતને સ્થાને બીજા બ્રાહ્મણુને નિમ્યો, તે રાજ્યસભામાં સાહ્યબી સાથે જતો જોઇને કપિલની માતા રૂદન કરતી હતી. કપિલે ત્હેનું કારણુ પૂછ્યું, ત્યારે ત્હેની માતાએ કહ્યું કે, અત્યારે જેવી સાહ્યબીથી આ પુરોહિત શોભે છે, તેવાજ ત્હારા બાપ શોભતા હતા. ત્હેને જોઇને ત્હારા

બાપનું સ્મરણ થવાથી મ્હને ઓછું આવવાથી રડું છું. તું અભણ હોવાથી આ ત્હારા પિતાની શ્રી ભોગવે છે. કપિલ બોલ્યો કે–" હે માતા ! મ્હારા પિતાનું સ્થાન મ્હને શી રીતે મળે ?" તે બોલી કે તું વિદ્યાભ્યાસ કર, તો પછી રાજા ત્હને ત્હારા પિતાને સ્થાને સ્થાપન કરશે." પછી તેણીએ શ્રાવસ્તી નગરીમાં ત્હેના પિતાનો મિત્ર ઇંદ્રદત્ત નામનો પણ્ડિત રહેતો હતો, ત્હેને બતાવ્યો. કપિલ શ્રાવસ્તીમાં ગયો, ને તે બ્રાહ્મણના ચરણમાં માથું મૂકયું. ત્હેણે પુત્રની જેમ ખોળામાં બેસાર્યો, પછી ત્હેને જમાડીને કહ્યું કે "હું ત્હને વિદ્યાભ્યાસ કરાવીશ પણ ત્હારા ભોજનને માટે શું થશે ? કેમકે મ્હારી સ્થિતિ એવી નથી કે હું ત્હને જમાડી શકું." ત્યારે કપિલ બોલ્યો કે, હું ભિક્ષાવૃત્તિ કરીને નિર્વાહ ચલાવીશ." ઇંદ્રદત્તે કહ્યું કે–" ભિક્ષા માટે ભમવાથી વિદ્યાભ્યાસ થઇ શકે નહીં. તેમ ભોજનવિના પણ થઇ શકે નહીં, માટે ત્હેનો પ્રથમ વિચાર કરીએ." એમ કહી તે કપિલને લેઇને તે બ્રાહ્મણ કોઇ શાલિભદ્ર નામના શેઠને ઘેર ગયો, ત્યાં ભોજનની યાચના કરી શેઠે ત્હેને હમેશાં ભોજન કરાવવાનું કબુલ કર્યું. ને વિદ્યા ભણાવવાનું ઇંદ્રદત્તે કબુલ કર્યું, પછી તે દિવસથી કપિલ, ઇંદ્રદત્તની પાસે ભણવા લાગ્યો. ને શાલિભદ્રને ત્યાં જમવા લાગ્યો.

શાલિભદ્રને ઘેર જમતાં શેઠની દાસી ઉપર તે આસક્ત થયો, અને દાસી પણ ત્હેના ઉપર આસકત થઇ. પછી તે બન્ને ધણીધણીઆણીની જેમ ક્રીડા કરવા લાગ્યા. એક દિવસે તે નગરમાં સર્વ દાસીઓનો કાંઇક ઉત્સવ હતો, ત્યારે તે દાસી પાસે પુષ્પની માળા વિગેરે લેવાને માટે કાંઇ પણ દ્રવ્ય નહીં હોવાથી ઉદાશીમાં પડી, કપિલે પૂછયું કે–" હે પ્રિયા ! તું આજ ઉદાસ કેમ જણાય છે ?" ત્હેણે પોતાનો વૃત્તાંત કહી જણાવ્યો. તે સાંભળી કપિલ પણ ઉદાસી થઇ ગયો. ત્હેને તેવી રીતે ખેદ પામેલો જોઇને દાસી બોલી કે "હે નાથ ! તમે ખેદ ના કરો, આ નગરમાં ધન્નો કરીને એક શેઠ છે, ત્હેને પ્રાતઃકાળે જે જાગૃત કરે, ત્હેને તે બે માસા સુવર્ણ આપે છે. માટે તમને તેમ કરવાથી સોનું મળી શકશે ? તે મ્હને આપજો કે જેથી મ્હારૂં ને તમારૂં કામ થશે !" કપિલે તે વાત અંગીકાર કરી !

પછી કપિલ તે દિવસની રાત્રે ભ્રમથી સૌથી વ્હેલો જઇને જગાડું એવા વિચારથી ચંદની રાતમાં મધ્યરાત્રીએ ચાલ્યો. રસ્તામાં જતાં મધ્ય રાત્રી હોવાથી કોટવાળે પકડયો, અને ચોર ધારીને બાંધ્યો. " પછી સવારમાં ત્હેને **પ્રસેનજિત** રાજા પાસે લઈ ગયા, રાજાએ પૂછયું. " તું કોણ છે ? ને કયાં રહે છે ? અને શા માટે આ ગામમાં આવ્યો છે ?" ત્યારે કપિલે પાછલી સર્વ વાત સાચે સાચી કહી, તે સાંભળીને રાજાને દયા આવવાથી ત્હેને કહ્યું કે-" હે મહાત્મા ! ત્હારી જે ઇચ્છા હોય તે માગ " કપિલ બોલ્યો કે-" મહારાજા ! હું વિચાર કરીને માગું " એમ કહી તે અશોક વનમાં ગયો, ને વિચારવા લાગ્યો કે-" બે માસા સોનાથી તો કાંઇ વસ્ત્ર વિગેરે થાય નહીં. માટે સો મહોર માગું, સો મહોરથી પણ ઘર ઘરેણા થાય નહીં. તેથી હજાર માગું ? હજારથી પણ પુત્રના વિવાહ વિગેરે ઉત્સવો થાય નહીં, માટે લાખ માગું ? લાખથી પણ દાન, અને માનપૂર્વક મિત્ર, બાંધવ, ગરીબ વિગેરેનો ઉદ્ધાર થઇ શકે નહીં માટે કરોડ માગું ? સો કરોડ માગું ? હજાર કરોડ માગું ?" આ પ્રમાણે વિચાર કરતાં ત્હેને શુભ કર્મનો ઉદય થવાથી ત્હેને બુદ્ધિ ઉત્પન્ન થઇ કે-" જેમ જેમ લાભ થાય, તેમ તેમ લોભ વધતો જાય છે, કેમકે બે માસા સોનાનું કામ હતું ત્હેને બદલે કરોડ સોના મહોરથી પણ તૃપ્તિ થતી નથી. "

"અહો ! લોભ રૂપી સાગર મહા દુર્ધર છે. હું વિદ્યા માટે અહીં આવ્યો. ઇંદ્રદત્ત મ્હને ધર્માર્થે વિદ્યા આપે છે, શાલિભદ્ર ભોજન આપે છે, છતાં પણ મ્હેં કુમતિએ યૌવનના મદથી મ્હારા નિર્મળ કુળને કલંક લગાડી દાસીની સાથે ગમન કર્યું. માટે વિષયોને ધિક્કાર છે કે, જેથી જીવો મ્હારા જેવી વિડંબના પામે છે." ઇત્યાદિ વિચાર કરતાં તે વિરક્ત થયો. અને ત્હેને જાતિ સ્મરણ જ્ઞાન થયું. તેથી તે સ્વયંબુદ્ધ થયો. એટલે મસ્તક ઉપરના કેશ ઉખેડીને દેવતાએ આપેલા રજોહરણ, મુખવસ્ત્રિકા વિગેરે મુનિવેષ ત્હેને ગ્રહણ કર્યો. પછી તે રાજા પાસે ગયો. રાજાએ કહ્યું કે " આ શું કર્યું ?" ત્હેણે "**જહા લાહો તહા લોહો** " એ ગાથા કહીને પોતાના વિચાર જણાવ્યા, રાજાએ સુખ ભોગવવા ને વ્રત મૂકી દેવા ઘણું સમજાવ્યું.

પરંતુ ત્હેણે કહ્યું કે–હું હવે નિર્ગ્રન્થ થયો છું, તેથી કદી ગ્રહણ કરેલું વ્રત મૂકીશ નહીં. ત્હને ધર્મલાભ હો. એ પ્રમાણે કહી પૃથ્વિપર વિચરતા તે મુનિને ૭ માસે કેવળજ્ઞાન થયું.

રાજગ્રહી પાસે અતિ ભયંકર અટવીમાં બલભદ્ર વિગેરે પાંચસો ચોર રહેતા હતા, તેઓ બોધને યોગ્ય છે. એમ જાણી કપિલમુનિ તે અટવીમાં ગયા. પેલા ચોરો ત્હેમની પાસે આવ્યા. પલ્લિપતિએ મુનિને કહ્યું કે–"ત્હમને નૃત્ય આવડે છે?" લાભ ધારીને મુનિ બોલ્યા કે "વાજીંત્ર વગાડનાર વિના નૃત્ય થાય નહીં," ચોરો બોલ્યા કે–"અમે હાથની તાળીઓ વગાડશું, તમે નાચ કરો" એટલે મુનિ જયણા પૂર્વક નાચ કરવા લાગ્યા, અને ચોરો ફરતા ફરતા ચારે બાજુ તાળીઓ પાડવા લાગ્યા. પછી નાચ કરતાં બોલ્યા કે–અધ્રુવ, અશાશ્વત અને દુઃખથી પૂર્ણ એવા સંસારમાં એવું કયું કામ છે કે, જેથી જીવ દુર્ગતિમાં ન જાય?" એ વિગેરે પાંચસો ગાથા કપિલ મુનિએ કહી તે સાંભળીને તે પાંચસો ચોર પ્રતિબોધ પામ્યા "ગુરૂએ ત્હેમને ચારિત્ર આપ્યું. પછી તે સર્વે કેવળી ગુરૂની સાથે વિહાર કરવા લાગ્યા. કેટલાક વર્ષ સુધી વિહાર કરી અનેક ભવ્ય જીવોને તારી તે કપિલ-મુનિ મોક્ષે ગયા. માટે સંતોષ સમાન સુખ નથી. ઇતિ શમ્.

---

## અથ વિષય વિષે કવ્વાલી.

વિષય છે વિષથી ભારે, વિષમ વિષ તેજ ભવ મારે,
ભવોભવ પ્રાણીને મારે, વિષય મહા વિષ સંહારે. ૧
યદી જો મુક્તિ સ્ત્રી ઇચ્છે, વિષયને તો ન મન પ્રિછે,
મધુર પય પાન જો કીજે, કાંજીને હાથ કોણુ લીજે? ૨
કીચકે ભીમની રાણી, વિષય વશ દુષ્ટ થઇ તાણી,
જાનકી રામ પટરાણી, રાવણે રોતી ઘેર આણી. ૩

વિષય રહનેમિ લલચાયો, પ્રાર્થના ભંગ પસ્તાયો,
**સુદર્શન** શીલ સોહાયો, સિંહાસન શૂળી પર ઠાયો. ૪

## સુદર્શન શેઠની કથા.

ચંપાપુરીમાં **ઋષભદાસ** શેઠને **અર્હદાસી** નામની સ્ત્રી હતી. ત્હેમની ભેંસો ચારનાર **સુભગ** નામનો નોકર હતો. ભેંસો ચારવા વનમાં જતાં તેણે એક ચારણ મુનિને વાંદ્યા, થોડીવારે સુર્યોદય થતાં તે ચારણ મુનિ "**નમો અરિહંતાણં**" એમ બોલી આકાશ માર્ગે ચાલી ગયા. સુભગે "નમો અરિહંતાણં" એ આકાશ ગામીની વિદ્યાનો મંત્ર જાણીને યાદ રાખ્યો. પછી એકદા તે પદ અરિહંતની સમક્ષ બોલતો જોઇ શેઠે સંતુષ્ટ થઇ ત્હેને આખો નવકાર મંત્ર શિખવ્યો, અનુક્રમે વર્ષાકાળ આવ્યો, તે વખતે શુભગ ઢોર ચારવા જતો હતો. એક દિવસ અત્યંત વૃષ્ટિ થવાથી નદીમાં ઘણું પૂર આવ્યું હતું. તે જોઇ આકાશમાં ઉડવાની બુદ્ધિથી નવકાર મંત્રનું સ્મરણ કરી ત્હેણે નદીમાં પડતું મૂક્યું; તેથી મૃત્યુ પામીને તેજ શેઠને ઘેર **સુદર્શન** નામનો પુત્ર થયો, તે યૌવન વયમાં આવતાં શેઠે ત્હેને કોઈ **મનોરમા** નામની કન્યા પરણાવી.

સુદર્શનને રાજાના પુરોહિત કપિલની સાથે ગાઢ મૈત્રી હતી. એકદા કપિલના મુખથી સુદર્શનના રૂપ ગુણની પ્રશંસા તેની સ્ત્રી કપિલાએ સાંભળી તેથી તે સુદર્શન ઉપર અનુરક્ત થઈ, પછી તે સુદર્શનને ઘેર જઇ ત્હેને કહ્યું કે "આજે તમારા મિત્રને શરીરે ઠીક નથી. માટે ત્હમને તે બોલાવે છે. એમ કહી ત્હેને પોતાને ઘેર લઇ ગઈ, ત્યાં ગુપ્ત ઓરડામાં લઈ જઇ બારણા બંધ કરી ત્હેણે ભોગની પ્રાર્થના કરી. ત્યારે પરસ્ત્રીને વિષે નપુંસક જેવા સુદર્શને પોતાના શીલનું રક્ષણ કરવા કહ્યું કે–"હે મુગ્ધે હું તો નપુંસક છું" એમ કહી તે ત્યાંથી નીકળી પોતાને ઘેર ગયો.

એકદા રાજા પુરોહિત અને સુદર્શનને લઇને ઉદ્યાનમાં ક્રીડા કરવા ગયા, તે વખતે અભયારાણી પણ કપિલાને સાથે લઇ ઉદ્યાનમાં ગઇ. તેવામાં એક સ્ત્રીને ૭ પુત્રો સહિત માર્ગે જતી જોઇ ને કપિલાએ આ સ્ત્રી

કોણ છે ? એમ અભયાને પૂછ્યું. રાણી બોલી કે-" આ તો સુદર્શન શેઠની સ્ત્રી છે. ને આ છએ તેણીના પુત્રો છે." તે સાંભળીને કપિલાએ કહ્યું કે શેઠ તો નપુંસક છે. ત્હેને પુત્રો ક્યાંથી ? એમ કહી બનેલો સર્વ હેવાલ રાણીને કહી બતાવ્યો. તે સાંભળી " રાણી બોલી કે 'તું તો મૂર્ખ છે. તે શેઠે કપટથી ત્હને છેતરી.' કપિલા બોલી કે-" હે દેવી ! તમારી ચતુરાઇ તો ત્યારેજ જાણું કે જ્યારે તમે ત્હેની સાથે એક વખત ક્રીડા કરો." તે સાંભળીને રાણીએ તે વાત અંગીકાર કરી. પછી એકદા રાજા વિગેરે સર્વે ક્રીડા કરવા ગયા હતા. ને રાણી મેહેલમાં એકલી હતી, તે વખતે ત્હેણે પોતાની પંડિતા નામે ધાત્રીને સુદર્શનને તેડી લાવવાનું કહ્યું, તે સુદર્શનને ઘેર ગઈ. સુદર્શન એક શૂન્ય ઘરમાં કાયોત્સર્ગે હતો. ત્હેને ધાત્રીએ ઉપાડીને રથમાં નાંખ્યો. ત્હેના ઉપર ઓઢાડ ઢાંકીને કામદેવની મૂર્તિના મિષથી ત્હેને રાણીના મહેલમાં લઈ ગઈ. ત્યાં એકાંતમાં હાવભાવ વિગેરે કામ વિકારથી ત્હેની ઘણી પ્રાર્થના કરી, પણ ત્હેનું મન જરી પણ પલળ્યું નહીં, તેથી રાણીએ પોતાના સ્તનનો સ્પર્શ થાય તેવી રીતે ત્હેના આખા અંગે ગાઢ આલિંગન કર્યું. તોપણ તે ક્ષોભ પામ્યો નહીં. છેવટ રાણી થાકી, એટલે ત્હેણે પોકાર કરી સીપાઇઓને બોલાવ્યા, અને રડતાં રડતાં કહ્યું કે આ બળાત્કાર કરવા અહીં આવ્યો છે, એને પકડો, સીપાઇઓ સુદર્શનને પકડી રાજાની પાસે લઇ ગયા. રાજાએ સુદર્શનને પૂછ્યું. પણ ત્હેણે રાણીપરની દયાને લીધે કાંઇ પણ કહ્યું નહીં, ત્યારે રાજાએ દૂષિત ધારી, ક્રોધથી આને વિડંબના પૂર્વક આખા નગરમાં ફેરવી શૂળીએ ચઢાવીને મારી નાંખો," એવી આજ્ઞા કરી. સુદર્શનની સ્ત્રીએ આ વાત જાણી, તે જ્યાં સુધી ત્હેનું કલંક ઉતરે નહીં, ત્યાં સુધીને માટે ઘરદેરાસરમાં જઇ કાયોત્સર્ગ કરીને ઉભી રહી. અહીં રાજસેવકોએ સુદર્શનને કદર્થનાપૂર્વક ગામમાં ફેરવી શૂળીપર ચઢાવ્યો. એટલે તે શૂળી ત્હેના શીલના પ્રભાવથી સુવર્ણનું સિંહાસન બની ગઇ. ત્યારે સિપાઇઓએ ત્હેનો વધ કરવા ખડ્ગના પ્રહારો કર્યા, ત્હેમાં કંઠમાં પ્રહાર કરવાથી હાર ને માથાપર પ્રહાર કરવાથી મુગટ થયો, કાનપર કર્યા ત્યારે કુંડલ થયાં, ને હાથપર પ્રહાર કરવાથી કડાં બની ગયાં. આવો આશ્ચર્યકારક બનાવ

જોઇ સિપાઇઓએ રાજાને તે વાત નિવેદન કરી. રાજા તરતજ ત્યાં આવ્યો. અને સુદર્શનની સ્રીએ કાયોત્સર્ગ પાર્યો. પછી જ્યારે રાજાએ આગ્રહ પૂર્વક સત્ય વાત પૂછી, ત્યારે રાણીને અભયવચન અપાવી બધી વાત કહી. પછી સુદર્શનને હાથીપર બેસાડી રાજાએ ત્હેને ઘેર મોકલ્યો.

આ વૃત્તાંત જાણીને **અભયારાણી** ગળે ફાંસો ઘાલી મરણ પામી. અને પેલી **પંડિતા ધાત્રી** પાટલીપૂરે જઈ કોઇ વેશ્યાને ત્યાં રહી. અનુક્રમે સુદર્શને વૈરાગ્ય પામી દિક્ષા લીધી. વિહાર કરતાં કરતાં પાટલીપૂર આવ્યા, ત્યાં પંડિતાએ વહોરાવવા મિષે પોતાને ઘેર બોલાવી બારણાં બંધ કરી ત્હેની ઘણી કદર્થના કરી, પણ ચળ્યા નહીં. છેવટે સાયંકાળે મુનિને છોડી મૂકયા. પછી તે સ્મશાનભૂમિએ જઇ કાયોત્સર્ગે રહ્યા, ત્યાં વ્યંતરી થયેલી અભયારાણીએ અનુકૂળ પ્રતિકૂળ અનેક ઉપસર્ગો કર્યા. તો પણ તે મુનિનું ચિત્ત કિંચિત્ ચળ્યું નહીં, અનુક્રમે શુકલ ધ્યાનના યોગથી તેમને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. તેમની દેશના સાંભળીને **અભયા** તથા **પંડિતા** પ્રતિબોધ પામી સમકિતધારી થયાં. **સુદર્શન કેવળી** પ્રાંતે મોક્ષપદને પામ્યા. ઇતિ–શમ્.

---

## અથ ઇંદ્રિયો વિષે–કવ્વાલી.

મગર ગજ ભૃંગ કુરંગા, પતંગા ભષ્મભૂત અંગા;
અકેકી ઇંદ્રિ વશ રંગ્યા, મરણ શરણું લહે રંકા. ૧

પંચેન્દ્રિ મોકળી મૂકે, પ્રમાદે ધર્મ નિજ ચૂકે;
કહો તે કર્મ કેમ રોકે ? રૂવે રણમાં કહી પોકે. ૨

ઇંદ્રિયરૂપ ઊંટડાં ચરતાં, વિષય વનમાં દીસે મરતાં;
દમી પંચેંદ્રિ વશ કરતાં, સદા આનંદ અનુસરતા. ૩

અગુપ્તેંદ્રિ મરણ પામે, કૂર્મગુપ્તેંદ્રિ ભય વામે;
ચરણ વિષયેંદ્રિથી વામે, બોધ સુકુમારિકા પામે. ૪

## બે કૂર્મ ( કાચબા ) ની કથા.

વારાણશી પૂરીમાં ગંગા નદીને કાંઠે મૃદંગ નામના દ્રહમાં ગુપ્તેંદ્રિય ને અગુપ્તેંદ્રિય નામના બે કાચબા રહેતા હતા. એકદા તેઓ સ્થળચારી કીડાઓને ખાવા દ્રહની બહાર નિકળ્યા, ત્હેમને બે શિયાળીયાએ જોયા, ને કાચબાઓ પણ શિયાળને જોઇ ભય પામ્યા, તેથી ત્હેમણે પોતાના ચારે પગ તથા ડોક સંકોચીને પૃષ્ટની ઢાલમાં ગોપવી દીધાં, અને જાણે મરી ગયેલા હોય, તેમ પડી રહ્યા, પછી બન્ને શિયાળોએ તે કાચબાને વારંવાર ઉંચા નીચા કરીને પછાડયા ગુલાટો ખવરાવી તથા પગના પ્રહાર કર્યાં, પણ ત્હેમને કાંઇ ઇજા થઇ નહીં. પછી થાકીને તે બન્ને શિયાળ થોડે દૂર જઇને સંતાઇ રહ્યા. એટલે પેલા અગુપ્તેંદ્રિય કાચબાએ ચપળતાને લીધે એક પછી એક ચારે પગ તથા ડોકને બહાર કાઢી, તે જોઇ બન્ને શિયાળોએ દોડી આવી ત્હેની ડોક પકડીને મારી નાંખ્યો. બીજો ગુપ્તેંદ્રિય કાચબો તો વગર ચપળતાએ બહુવાર એમને એમ પડયો રહ્યો. પછી ઘણી વાર સુધી રોકાઇને થાકી ગયેલા તે શિયાળ જ્યારે ત્યાંથી જતા રહ્યા. ત્યારે તે કાચબો ત્યાંથી ચોતરફ જોતો જોતો કુદીને દ્રહમાં જતો રહ્યો. તેથી તે સુખી થયો.

## અથ સુકુમારિકા સાધ્વીની કથા.

વસંતપૂરના રાજાના શસક અને ભસક નામે પુત્રોએ દીક્ષા લીધી પછી તેમણે પોતાની બ્હેન સુકુમારિકાને પ્રતિબોધ આપીને દિક્ષા આપી તે સુકુમારિકા અત્યંત રૂપવંતી હોવાથી અનેક યુવાન પુરૂષો ત્હેની પાછળ ફરતા, ને ઉપાશ્રયમાં આવીને ત્હેને રાગ દૃષ્ટિથી જોતા હતા. તે ઉપદ્રવનો વૃત્તાંત મહત્તરા સાધ્વીએ ત્હેના ભાઇઓને કહ્યો, તેથી તેઓ સુકુમારિકાને એક જુદા સ્થાનમાં રાખી ત્હેનું રક્ષણ કરવા લાગ્યા. ત્હેમની સાથે તે યુવાન પુરૂષોએ યુદ્ધ કરવા માંડયું. તે જોઇને સુકુમારિકાને વિચાર થયો કે—" મ્હારે માટે મ્હારા ભાઇઓ મ્હોટો કલેષ પામે છે. માટે અનર્થ કરનારા આ મ્હારા શરીરને ધિક્કાર છે." ઇત્યાદિ વિચાર કરીને ત્હેણે વૈરાગ્યથી અનશન કર્યું. તેથી કેટલેક દિવસે ત્હેનું શરીર એવું ક્ષીણ થઇ ગયું

કે ત્હેના ભાઇઓએ ત્હેને મૃત્યુ પામેલી જાણીને ત્હેને ગામ બહાર અરણ્યમાં પડવી દીધી. ત્યાં શીતલ વાયુના સ્પર્શથી ત્હેને શુદ્ધિ આવી, તેવામ કોઇ સાર્થવાહે ત્હેને જોઇ એટલે આ કોઇ સ્ત્રી રત્ન છે ?" એમ જાણીને ત્હેને પોતાને ઘેર લઈ ગયો. ત્યાં ત્હેણે ઔષધ વિગેરે ઘણી સારવાર કરવાથી તે સાજી થઈ, અને પૂર્વની પેઠે રૂપવંતી થઇ, પછી સુકુમારિકા તથ પ્રકારની ભવિતવ્યતા અને કર્મની વિચિત્રતાને લીધે " આ સાર્થવાહ મ્હારે ઉપકારી છે. " એમ માનવા લાગી. તેથી સાર્થવાહના કહેવાથી ત્હેની સ્ત્રી થઇને કેટલોક કાળ ત્હેને ઘેર રહી. એકદા ત્હેણે પોતાના બન્ને ભાઇએ (મુનિ) ને જોયા. એટલે ત્હેમને વંદના કરીને પોતાનો સર્વ વૃત્તાંત કહ્યો તે સાંભળીને તેઓએ ત્હેને સાર્થવાહ પાસેથી છોડાવીને ત્હેને ફરી ફરીને વારંવાર પ્રતિબોધ આપી વિષયથી પરાઙ્મુખ બનાવી ફરીથી દીક્ષા આપી અને નિરતિચારપણે ચારિત્ર પાળી મરીને સ્વર્ગે ગઈ. ઇતિ—શમ્.

---

## અથ પ્રમાદ વિષે—કવ્વાલી.

સદા સુખ પ્રાણી સૌ વાંચ્છે, કદી દુઃખ કોઇ નવ ઇચ્છે,
પ્રમાદે ધર્મ નવ પ્રીછે, સુખ કયાંથી મળે સ્વપ્ને ? ૧
નૃભવ શુભ ધર્મ ગુણખાણી, ગુમાવે આળસે પ્રાણી,
મળી સામગ્રિ શુભ જાણી, ઉદ્યમે ધર્મ ભજ જ્ઞાની. ૨
ગયા દીન તે ન ફરી આવે, ઘટે આયુષ્ય વય જાવે,
સમય કયાંથી ફરી પાવે ? ઉંઘમાં લગ્ન વહી જાવે. ૩
પ્રમાદે ધર્મ નવ સેવે, તિલાંજલી આયુને દેવે,
શશિનૃપ સોચના પાવે, પછી કાંઇ કામ નવ આવે. ૪

---

* શશિ રાજાની કથા પાછળ " મનુષ્ય જન્મ વિષે " ના વિષયર પૃષ્ટ ૩૦ મે આવી છે ત્યાંથી જોઇ લેવી.

## અથ શ્રી સાધુધર્મ વિષે કવ્વાલી.

મહાવ્રત પંચ વપુ ધારી, મેરૂ સમ ભાર વહે ભારી,
રહે નીઃસંગ નિશ દાંડી, રૂડા જે પંચ આચારી. १
પ્રમાદ તજે સહે પરિશા, દમે પંચેંદ્રિ નહીં રીસા ?
દૃઃકર મુનિ ધર્મની દીક્ષા, ગ્રહે તેમ નિર્વહે દક્ષા. २
મદન આયુદ્ધને ત્રોડી, રમણીના સંગને છોડી,
તજી કંચન તણી ક્રોડી, પ્રીત શિવલક્ષ્મીથી જોડી. ३
સુધર્માથી ચરણ પામી, જન્મ મરણાદિ ભય વામી,
તેજ ભવ મુક્તિ ગુણગ્રામી, નમો નિત્ય જંબુ જગસ્વામી. ४

## અથ શ્રી જંબુસ્વામીની કથા.

રાજગ્રહી નગરીમાં ઋષભદાસ નામે શેઠની ધારણી નામે સ્ત્રીની કુક્ષિમાં બ્રહ્મ દેવલોકમાંથી વિદ્યુન્માળી દેવ ચ્યવી પુત્રપણે ઉત્પન્ન થયો ત્હેનું માતાપિતાએ જંબુ નામ આપ્યું, તે અનુક્રમે યુવાવસ્થા પામ્યો. એકદા વૈભારગિરિ ઉપર શ્રી સુધર્માસ્વામી સમવસર્યા. ત્હેમને વાંદવા માટે **જંબુકુમાર** ગયો. તેમની અમૃત જેવી ઉજ્વળ દેશના સાંભળીને તે પોતાના ઘર તરફ પાછો વળ્યો, ગામના દરવાજે શત્રુને મારવા માટે ચક્ર વિગેરે ગોઠવેલાં હતાં. તે જોઇ જંબુ કુમારે વિચાર્યું કે-" કદાચ આ મારણ ચક્રાદિ મ્હારા ઉપર પડે તો, હું ધર્મ કર્યા વિના કેવી ગતિ પામું ? એમ વિચારી પાછો ગણધર પાસે જઇ જીવન પર્યંત બ્રહ્મચર્યનું પચ્ચખ્ખાણ લઇને ઘેર આવ્યો. પછી માતાપિતાને ત્હેણે કહ્યું કે, " હું આપની આજ્ઞાથી શ્રી સુધર્માસ્વામી પાસે દીક્ષા લેવા ઇચ્છું છું." આ કાલકૂટ જેવું ત્હેનું વચન સાંભળીને માતપિતાએ પુત્ર ઉપરના મોહથી સંયમની દુષ્કરતા વિગેરેનું વર્ણન કર્યું. ત્હેના અનેક ઉત્તરો આપીને જંબુકુમારે માતપિતાને નિરૂત્તર કર્યા. એટલે ફરીથી તે બોલ્યા કે-હે વત્સ! "ત્હારે માટે પ્રથમથી નક્કી કરી રાખેલ આઠ કન્યાઓને પરણીને અમારા મનોરથ પૂર્ણ કર-પછી

યોગ્ય લાગે તે કરજો." એમ કહી ત્હેને પરણવાનો આગ્રહ કર્યો. જંબુ કુમારે મ્હોટા ઉત્સવ પૂર્વક આઠ કન્યાઓનું પાણિગ્રહણ કર્યું. પરણ્યા પહેલાં તે આઠેને કુમારે પોતાનો મનોરથ કહેવરાવ્યો હતો. ત્યારે તેઓએ કહ્યું હતું કે "આ લોકમાં અથવા તો પરલોકમાં અમારે તો જંબુકુમારજ સ્વામી છે." એમ કહીને તે જંબુકુમારને પરણી હતી. લગ્ન થયા પછી સ્પૃહા રહિત જંબુકુમાર વાસગ્રહમાં ગયો. ત્યાં તે સ્ત્રીઓ સાથે વિકાર રહિત વાતો કરવા લાગ્યો, તે વખતે તેણીઓએ પ્રેમની વૃદ્ધિ થાય તેવી આઠ વાતો કહી—ત્હેના ઉત્તરમાં કુમારે વૈરાગ્ય ઉપજે તેવી આઠ વાર્તાઓ કહી, હવે તે સમયેજ પાંચસો ચોરો સહિત પ્રભવ નામનો રાજપુત્ર અવસ્વાપિની અને તાલોદ્ઘાટિની ( તાળાં ઉઘડે તેવી ) વિદ્યાના પ્રભાવથી જંબુના ઘરમાં આવીને ચોરી કરવા લાગ્યો હતો. તે વખતે કોઇ દેવતાએ તે સર્વને સ્તંભિત કર્યા. એટલે પ્રભવે વિચાર્યું કે, "આ મહાત્માથીજ હું પરિવાર સહિત સ્તંભિત થયો છું." એમ વિચારીને સર્વ સ્ત્રીઓને ઉત્તર પ્રત્યુત્તર આપીને સમજાવતા જંબુ કુમારને ત્હેણે કહ્યું કે, "હે મહાત્મા ! હું આ દુષ્ટ વ્યાપાર—ચૌર્ય કર્મથી નિવૃત્ત થયો છું. માટે મ્હારી પાસેથી આ બે વિદ્યા લ્યો, અને તમારી સ્તંભની વિદ્યા મ્હને આપો." તે સાંભળીને જંબુકુમાર બોલ્યા કે—"હું તો પ્રાતઃકાળમાંજ આ બધાનો ત્યાગ કરીને શ્રીસુધર્માસ્વામી પાસે દીક્ષા લેવાનો છું, માટે ત્હારી વિદ્યાની જરૂર નથી, વળી હે ભદ્ર ! મ્હેં કાંઇ ત્હને સ્તંભિત કર્યો નથી. પણ કોઇ દેવતાએ મ્હારાપરની ભક્તિથી ત્હને સ્તંભિત કર્યો હશે ? તેમજ ભવની વૃદ્ધિ કરે એવી વિદ્યાઓ હું લેતો કે દેતો નથી." એમ કહીને ત્હેને ચમત્કાર પામે તેવી ધર્મકથાઓ વિસ્તારથી કહી, પ્રભવ બોલ્યો કે—"હે ભદ્ર ! પુણ્યથી પ્રાપ્ત થયેલા ભોગોને તમે શા માટે ભોગવતા નથી ?" જંબુકુમારે જવાબ આપ્યો કે "કિંપાક ફળની જેમ અંતે દારૂણ અને માત્ર દેખીતાજ મનોહર એવા વિષયોને કયો ડાહ્યો માણસ ભોગવે ?" એમ કહી ત્હેણે પ્રથમ મધુબિંદુનું દષ્ટાંત કહ્યું. ફરીથી પ્રભવે કહ્યું કે "તમારે પુત્ર થાય ત્યાર પછી દીક્ષા લેવી યોગ્ય છે. કેમકે પિંડ આપનાર

પુત્ર વિના સ્વર્ગની પ્રાપ્તિ થતી નથી." તે સાંભળીને કુમારે હાસ્ય કરીને કહ્યું કે–" જો એમ હોય તો સૂકર સર્પ, શ્વાન, ગોધા વિગેરેને ઘણા પુત્રો હોય છે, તેથી તે બધા સ્વર્ગેજ જશે, અને બાલ્યાવસ્થાથી બ્રહ્મચર્ય પાળનાર સ્વર્ગે નહીં જાય." આ પ્રસંગ ઉપર મહેશ્વર વણીકનું દષ્ટાંત કહી બતાવ્યું. પછી જંબુકુમારની આઠે સ્ત્રીઓ અનુક્રમે બોલી, તેમાં પ્રથમ મ્હોટી **સમુદ્રશ્રી** બોલી કે–" હે સ્વામી ! પુણ્યથી પામેલી આ લક્ષ્મીનો ત્યાગ કરીને તમે કેમ ચારિત્ર લ્યો છો ? કુમારે જવાબ આપ્યો કે." વીજળીની જેવી ચપળ લક્ષ્મીનો શો વિશ્વાસ ? માટે હે પ્રિયા ! તે લક્ષ્મીને મૂકીને હું દીક્ષા લેવા ઇચ્છું છું, પછી **પદ્મશ્રી** બોલી કે " છએ દર્શનનો મત એવો છે કે–દાનાદિક ધર્મ વડે ઉપકારી હોવાથી ગૃહસ્થાશ્રમીનો ધર્મજ શ્રેષ્ઠ છે."

જંબુએ કહ્યું કે–" સાવદ્યનું–પાપ યુક્ત ક્રિયાઓનું સેવન કરવાથી ગૃહીધર્મ શી રીતે શ્રેષ્ઠ કહેવાય ? કેમ કે ગૃહી અને મુનિના ધર્મમાં મેરૂ અને સર્ષવ તથા સૂર્ય અને ખદ્યોતના જેટલું અંતર છે." પછી ત્રીજી **પદ્મસેના** બોલી કે " કદલીના ગર્ભ જેવું તમારૂં કોમળ શરીર સંયમના કષ્ટો સહન કરવાને યોગ્ય નથી." જંબુએ કહ્યું કે " અરે ! કૃતઘ્ની અને ક્ષણ-ભંગુર એવા દેહ ઉપર બુદ્ધિમાન્ પુરૂષ શીરીતે પ્રીતિ કરે ?" પછી ચોથી **કનકસેના** બોલી કે–" પૂર્વે જિનેશ્વરોએ પણ પ્રથમ રાજ્યનું પાલન કરી સંસારના ભોગ ભોગવીને પછી વ્રત અંગીકાર કર્યું હતું, તો તમે શું કોઈ નવા મોક્ષની ઇચ્છાવાળા થયા છો ?" જંબુએ કહ્યું કે–" જિનેશ્વરો અવધિ જ્ઞાનવાળા હોવાથી તેઓ પોતાના વ્રત યોગ્ય સમયને જાણી શકે છે; માટે હાથી સાથે ગધેડાની જેમ ત્હેમની સાથે આપણા જેવા સામાન્ય મનુષ્યોની શી સ્પર્ધા ?" પછી પાંચમી **નભસેના** બોલી કે–" હે નાથ ! આ પ્રત્યક્ષ અને સ્વાધીન એવું કુટુંબનું સુખ છે, ત્હેને છોડીને દેહ વિનાના સુખની (મોક્ષની) શા માટે ઇચ્છા કરો છો ?" જંબુએ કહ્યું કે–" હે પ્રિયા ! ક્ષુધા, તૃષા, મૂત્ર, પુરીષ અને રોગાદિકથી પીડા પામતા આ મનુષ્ય દેહમાં ઇષ્ટ વસ્તુના સમાગમથી શું સુખ છે ? કાંઇ નથી ?" પછી છઠ્ઠી **કનકશ્રી** બોલી કે, " પ્રત્યક્ષ સુખ પામ્યા છતાં ત્હેને તજીને પરોક્ષ સુખની વાતો

કરવી તે ફોકટ છે, ભોગની પ્રાપ્તિ માટે વ્રત કરવું. તો અત્યારે તે ભોગજ આપોઆપ મળ્યા હોય તો પછી વ્રતના આચરણથી શું ? ખેતરમાં વૃષ્ટિથી અન્ન પાક્યું હોય તો પછી કુવામાંથી ખેંચીને કોણ પાણી પાવાનો પ્રયાસ કરે ?" કુમારે ત્હેને જવાબ આપ્યો કે "હે પ્રિયા ! ત્હારી બુદ્ધિ બરાબર ચાલતી નથી, કેમકે સ્વર્ગ તથા મોક્ષને આપનાર એવા આ મનુષ્ય દેહને જે માણસો ભોગવિલાસમાં ગુમાવે છે, તેઓ મૂળ ધન ખાનારાની જેમ દુઃખને પ્રાપ્ત થાય છે, માટે હે પ્રિયા ! જલદીથી નાશ પામતા એવા આ મનુષ્ય જન્મને પામીને હું એવી રીતે કરીશ કે જેથી કોઇપણ વખત પશ્ચાત્તાપ કરવો ન પડે." પછી **કનકવતી** બોલી કે–"હે નાથ ! 'હાથમાં રહેલા રસને ઢોળી નાંખીને પાત્રના કાંઠા ચાટવા' એ કહેવતને તમે સત્ય કરી બતાવો છો." જંબુએ કહ્યું કે–"હે ગોરાંગી પ્રિયા ! ભોગો હાથમાં આવ્યા છતાં પણ નાશ પામી જાય છે. તેથી ત્હેમાં માણસોનું સ્વાધીનપણું છેજ નહીં. છતાં જેઓ ત્હેને હાથમાં આવેલા માને છે. તેઓને ભૂતની જેવો ભ્રમ થયેલ છે, એમ સમજવું. વિવેકી પુરૂષો પોતેજ ભોગનો ત્યાગ કરે છે, ને અવિવેકી ભોગનો ત્યાગ કરતા નથી. તેઓનો તે ભોગોજ ત્યાગ કરે છે." પછી છેલ્લી **જયશ્રી** બોલી કે–"હે સ્વામી ! તમે સત્ય કહો છો, પરંતુ તમે પરોપકારરૂપ ઉત્તમ ધર્મને અંગીકાર કરનારા છો, માટે ભોગને ઈચ્છ્યા વિના પણ અમારા ઉપર ઉપકાર કરવા માટે અમને સેવો. વૃક્ષો મનુષ્યોના તાપને દૂર કરવા પોતે તાપ સહન કરી અન્યને છાયા તથા ફળ આપે છે. વળી સમુદ્રનું ખારૂં પાણી પણ મેઘના સંયોગથી અમૃત સમાન થાય છે, તેવી રીતે તમારા સંયોગથી પ્રાપ્ત થયેલા ભોગ પણ અમને સુખને માટે થશે." કુમારે કહ્યું કે–"હે પ્રિયા ! ભોગોથી ક્ષણમાત્ર સુખ થાય છે, પણ ચિરકાળ સુધી દુઃખ થાય છે. એવા પરમાત્માના વચનથી મ્હારૂં મન તેનાથી નિવૃત્તિ પામ્યું છે, માટે હે પ્રિયા ! તેવા પ્રાંતે અહિતકારી ભોગમાં આગ્રહ કરવો તે કલ્યાણને માટે નથી, કુમનુષ્યોમાં, કુદેવોમાં, તિર્યંચોમાં અને નરકમાં ભોગીજનો જે દુઃખ પામે છે તે સર્વ જ્ઞાનીજ જાણે છે."

આ પ્રમાણેની કુમારની વાણીથી આઠે સ્ત્રીઓ વૈરાગ્ય પામી, એટલે

તત્કાલ હાથ જોડીને બોલી કે–" પ્રાણનાથ ! તમે જે માર્ગનો આશ્રય કર્યો છે તેજ માર્ગ અમારે પણ સેવ્ય છે."

તે વખતે પ્રભવ વિચારવા લાગ્યો કે " અહો ! આ મહાત્માનું વિવેકીપણું તથા પરોપકારીપણું ક્યાં, અને મ્હારૂં પાપીપણું તથા મૂર્ખપણું ક્યાં? આ મહાત્મા પોતાને અધિન એવી લક્ષ્મીનો ત્યાગ કરે છે, ત્યારે નિર્લજ એવો હું તેજ લક્ષ્મીની અભિલાષા કરૂં છું, પણ તે પ્રાપ્ત થતી નથી. માટે હું અત્યંત નિંદ્ય છું. મ્હને અધર્મિને ધિક્કાર છે." આવા વિચારથી પરિવાર સહિત વૈરાગ્ય પામેલો પ્રભવ બોલ્યો કે–" હે મહાત્મા ! મ્હને આજ્ઞા આપો. મ્હારે શું કરવું ?" જંબુકુમારે જવાબ આપ્યો કે–" જે હું કરૂં તે તું કર "

પછી પ્રાતઃકાળે સંઘ તથા ચૈત્યનું પૂજન કરી તથા સ્વજનોનું સન્માન કરીને કુમારે સ્નાન કરી ચંદનનું વિલેપન કર્યું પછી શ્વેત વસ્ત્રો તથા અલંકારો ધારણ કરી શિબિકામાં આરૂઢ થયા. માર્ગમાં દીન પુરૂષોને દાન આપી, પોતાની આઠ સ્ત્રીઓ, ત્હેના માબાપો, પોતાના માબાપ અને પાંચસો ચોરો સહિત પ્રભવરાજકુમાર–એ સર્વની સાથે જંબુકુમાર સુધર્માસ્વામીએ પવિત્ર કરેલા ઉપવનમાં આવ્યા. ત્યાં શિબિકાથી ઉતરીને ગુરૂને નમસ્કાર કરી જંબુકુમારે વિજ્ઞપ્તિ કરી કે " કુટુંબ સહિત અમને પાંચસો સત્તાવીસ જણને દીક્ષા, શિક્ષા તથા તપસ્યા આપીને અનુગ્રહ કરો." એટલે સુધર્માસ્વામીએ પોતાના હાથથી ત્હેને પરિવારસહિત દીક્ષા આપી, અને પ્રભવમુનિ, જંબુમુનિને શિષ્ય તરીકે આપ્યા.

" શ્રીવીરસ્વામીના નિર્વાણ પછી દસ વર્ષે સુધર્માસ્વામીએ, જંબુસ્વામીને ગણધર પદવી આપી, અને શ્રી મહાવીરના નિર્વાણ પછી ચોસઠ વર્ષે જંબુસ્વામીએ પ્રભવસ્વામીને ગણધર પદવી આપી." ઇતિ–શમ્.

---

## અથ શ્રી શ્રાવક ધર્મ વિષે–કવ્વાલી.

ગ્રહે સમકિત શુદ્ધ મેવા, કરે સર્વજ્ઞની સેવા;
કરે ઉભયાવશ્યક હેવા, પિછાને ધર્મ ગુરૂ દેવા. ૧

ધર્મ દાનાદિ અજુઆળે, શ્રાદ્ધ શુભ ધર્મ સંભાળે;
બાર વ્રત આદરી પાળે, આણુ સદ્ગુરૂ તણી પાળે. ૨
કરે નિશદિન જિન સેવા, અણુવ્રત આદરે એવા;
**કામ આનંદના** જેવા, પ્રસંશ્યા **વીરજિન** દેવા. ૩
રચી પુરૂષાર્થ આ સિદ્ધી, ધર્મ વર્ગે કરી વિધિ;
**સુકતમુકતાવળી** સિદ્ધી, સાર ગ્રહીને કરી વૃદ્ધિ. ૪
ગદ્ય પદ્યાત્મ આ ગ્રન્થે, કથાનુયોગ શુભ પન્થે;
સત્વ દધિ મંથને નિકસે, ન નિકસે વારી જો મંથે. ૫
ધર્મથી અર્થ સૌ સાધે, અર્થથી કામ આરાધે;
મોક્ષ આત્માર્થિ જન સાધે, **સાંકળચંદ** સ્હેજ ગુણ વાધે. ૬

## અથ શ્રી આનંદ શ્રાવકનું દૃષ્ટાંત.

રાજગ્રહી નગરીમાં **આનંદ** નામે એક કુટુંબી રહેતો હતો. એકદા ગુણશીલ નામે ચૈત્યમાં શ્રી **વીરપ્રભુનું** પધારવું સાંભળીને, તે સ્વજને સહિત પગે ચાલતો ભગવાનની પાસે ગયો. ત્યાં વંદના કરીને બેઠો. પછી ભગવાને અનેકાન્ત ધર્મની દેશના આપી તે સાંભળીને તે પ્રતિબોધ પામ્યો. તેથી ત્હેણે સમકિત સહિત દેશવિરતી ગ્રહણ કરી, એટલે શ્રાવકનાં બારવ્રત આદર્યાં, પછી નવતત્ત્વનું સ્વરૂપ જાણીને તે આનંદે પોતાને ઘેર આવીને પોતાની **શિવાનંદા** નામની સ્ત્રીને કહ્યું કે, " હે પ્રિયા ! મ્હેં આજે જૈન ધર્મ અંગીકાર કર્યો છે, તું પણ પ્રભુ પાસે જઇને તે ઉત્તમ ધર્મને સ્વીકાર કર." તે સાંભળીને તરતજ શિવાનંદા પોતાની સખીઓ સહિત પ્રભુ પાસે ગઇ. પ્રભુને વંદના કરી દેશના સાંભળી ત્હેણે પણ શ્રાવકધર્મ અંગીકાર કર્યો. આ પ્રમાણે દેશવિરતી ધર્મ પાળવામાં તત્પર એવાં દંપતીએ ચૌદ વર્ષ વ્યતીત કર્યાં. એકદા મધ્ય રાત્રીએ જાગૃત થયેલ **આનંદ શ્રાવક** ચિંતવન કરવા લાગ્યો કે–" અહો મારૂં આયુષ્ય રાગદ્વેષ અને પ્રમાદમાં ઘણું વ્યતીત થઇ ગયું, માટે હવે હું પ્રમાદ દૂર કરીને શ્રાવકની પ્ર-

તિમાનો અંગીકાર કરી યથાશક્તિ ત્હેનું પાલણ કરૂં." એમ વિચારીને પ્રાતઃકાળે પોતાના કુટુંબ તથા જ્ઞાતીવર્ગને બોલાવી ત્હેમને ભોજન વસ્ત્રાદિ વડે સંતોષ પમાડીને મ્હોટા પુત્રને ઘરનો ભાર સોંપી પોતે પ્રતિમાનું વહન કરવા તત્પર થયો.

પછી તેણે નિરતિચારપણે શ્રાવકની અગીઆરે પ્રતિમાઓ વહન કરી અને તેમ કરતાં પાંચ વર્ષ ને પાંચ મહિના વ્યતીત થયા. તેથી આનન્દ શ્રાવકનું બાહ્યથી શરીરને અંતરથી મન અતિ કૃશ થયાં. તે જોઇને ત્હેણે ચાર શરણપૂર્વક અનશન (અહારનો ત્યાગ) ગ્રહણ કર્યું. તે અવસરે ત્હેની મનશુદ્ધિ વિશેષ થવાથી ત્હેને અવધિ જ્ઞાન ઉત્પન્ન થયું.

તેવા સમયમાં તે ગામની બહાર ઉદ્યાનમાં શ્રી વીરસ્વામી સમવસર્યા. તેમની આજ્ઞા લઇ શ્રી ગૌત્તમગણધર ગોચરી માટે ગામમાં આવ્યા. ત્યાંથી નિર્દોષ આહાર લઇને પાછા વળતાં લોકોના મુખથી આનંદશ્રાવકના અનશનનું વૃત્તાંત સાંભળીને ગૌત્તમસ્વામી ત્હેને શાતા પુછવાને ગયા. ગણધર મહારાજાને જોઇને ભક્તિભાવવડે આનંદશ્રાવકે ત્હેમના ચરણકમળમાં નમીને પૂછયું કે—" હે પૂજ્ય! શ્રાવકને પણ અવધિજ્ઞાન થાય ખરૂં?" સ્વામી બોલ્યા કે—" ઉત્તમ શ્રાવકને થાય." તે સાંભળીને આનંદ બોલ્યો કે—" હે ભગવન્! મ્હને તેવું જ્ઞાન થયું છે, તેથી હું ઉંચે સૌધર્મ દેવલોક સુધી, નીચે લોલુક નરકાવાસ સુધી, તિરછું લવણસમુદ્રને વિષે ત્રણ દિશામાં (પૂર્વ પશ્ચિમ ને દક્ષિણ દિશામાં) પાંચસો યોજન અને ઉત્તર દિશામાં ક્ષુદ્ર હિમાલય સુધી સર્વ વસ્તુઓ જોઉં છું" તે સાંભળીને ગણધર બોલ્યા કે— "એટલું અવધિજ્ઞાન ગ્રહસ્થને સંભવતું નથી, માટે તું મિથ્યાદુષ્કૃત આપ." આનંદે કહ્યું કે "હે ભગવન્! અસત્ય બોલવાનો મિથ્યાદુષ્કૃત અપાય છે, માટે આપે આપવો જોઇએ." તે સાંભળીને ગૌતમ ગણધર શંકા પામ્યા. એટલે ત્હેમણે પ્રભુ પાસે જઇ ત્હેનું સ્વરૂપ પૂછયું. પ્રભુએ તેજ પ્રમાણે કહ્યું. એટલે ગૌતમસ્વામીએ આનંદ પાસે આવીને મિથ્યા દુષ્કૃત આપ્યું.

પછી આયુષ્ય પૂર્ણ થયે આનંદશ્રાવક પંચ પરમેષ્ટિ નમસ્કારનું

સ્મરણ કરતો મૃત્યુ પામીને સૌધર્મકલ્પમાં અરૂણાભ નામના વિમાનમાં ચાર પલ્યોપમના આયુષ્યવાળો દેવ થયો. ત્યાંથી ચવીને મહાવિદેહ ક્ષેત્રમાં ઉત્પન્ન થઇ મોક્ષે જશે. ઇતિ–શમ્.

## ભુજંગી છંદ.

રૂડા ધર્મથી કર્મના મર્મ જાણે, જીવાજીવ તત્ત્વાદિ વાતો પિછાણે;
વળી વસ્તુ વસ્તુગતે તેહ માને, બધા સ્વર્ગ નરકાદિના ભેદ જાણે. ૧
સુધો ધર્મ સાધી વરો મુક્તિ રંગે, મહાનંદ ત્યાં સૌખ્ય પામો ઉમંગે;
અહા! ધર્મયષ્ટિ ન પાડે કુફંદે, રચ્યાછે રૂડા છંદ સાંકળચંદે. ૧

" ઇતિ શ્રી પુરૂષાર્થસિદ્ધિ પ્રબંધે પ્રથમ ધર્મ વર્ગ સમાપ્તમ્."



# અથ દ્વિતીય અર્થવર્ગ પ્રારંભઃ

## હરિગીત છંદ.

આ અર્થ વર્ગે અર્થ પરહિત લક્ષ્મી ને વળી કૃપણતા,
પરયાચના દારિદ્રતા ને રાજસેવા ખલ તથા;
વિશ્વાસ મૈત્રી વ્યસન કીર્તિ ને પ્રધાન કલા કથા,
વળી મૂર્ખતા લજ્જાદિ વિષયો આવશે એમાં યથા. ૧

## અથ અર્થ વિષે—ભુજંગી છંદ.

બધો સાર સંસારમાં અર્થ જાણો, વિના અર્થ સો સાધનો વ્યર્થ માનો;
વિના અર્થ વિદ્યા ગુણો રૂપ જુઠાં, વધે વિશ્વ વિખ્યાતી શ્રીદેવી ત્રુઠ્યાં. ૧
સુધો ધર્મ સાધે સદા અર્થ દ્વારે, બધાં સૌખ્ય સંસારના અર્થ સારે;
વિના અર્થ કે' દક્ષને લોક ગાંડો, વિના અર્થ વીરો સગી બ્હેને છાંડ્યો. ૨
વિના અર્થ વેશ્યા કૈવજ્ઞો ઉવેખ્યો, વશિષ્ટે વિના અર્થ ના રામ લેખ્યો;
યથા સંપદા ન્યાય-દ્રવ્યે ઉપાર્જી, પ્રપંચે કુધંધે કમાવાનું વર્જી. ૩
જિહાં ન્યાય ને સંપ ત્યાં લક્ષ્મીવાસો, વડાની પૂજા થાય ત્યાં શ્રી નિવાસો;
જિહાં દ્યુત એદીપણું કલેશ છિદ્રો, જમા ખર્ચનો મેળ ના ત્યાં દળિદ્રો. ૪

## એક ભાઇ બ્હેનની કથા.

કોઇ એક શ્રીમંત્ અને ખાનદાન્ માણસ પૂર્વકર્મના યોગે એકદમ નિર્ધન થઇ ગયો. પુરૂં ખાવાનું પણ સાધન રહ્યું નહિ. આવી દારિદ્રતામાં સ્વદેશમાં રહી બાપડા બિચારા કહેવરાવવું, ત્હેના કરતાં કજીના સમયમાં દુઃખનું ઓષધ દહાડા, એ નિયમાનુસાર ત્હેણે પરદેશ જવાનું નક્કી કર્યું. પછી તે યોગ્ય સમયે સારા શુકુન જોઇ પરદેશ જવા નિકળ્યો. માર્ગમાં પોતાની સગી બેન પરણાવી હતી, તે ગામ આવ્યું, તેથી તે પોતાની બ્હેનને ઉલટભેર મળવા ગયો, પણ આ નિર્ધન ભાઇને જોઇને શ્રીમંત

બ્હેનને લાજ આવી, તેથી ત્હેણે તેને કાંઇ માનપાન આપ્યું નહિં. એટલું જ નહિ, પણ ભાઇને જોઇને તે ઘરમાં સંતાઇ ગઇ, આ ભાઈ કેટલોક વખત ઓટલે બેસી રહ્યો, પણ ત્હેની બ્હેન બહાર આવી નહિ, ને ઘરમાં જતા આવતા માણસોએ કોઇએ ત્હેનો સત્કાર કર્યો નહિ; તેમ બોલાવ્યો પણ નહિ. અને જાણે જાણુતાજ નથી એવો ભાસ દેખાયો.

ભાઈ તે બ્હેનની વાત કળી ગયો, ત્હેણે વિચાર કર્યો કે મનુષ્યને કોઇ માન આપતું નથી, પણ પૈસાનેજ માન આપે છે. તેથી ભાવીભાવ સમજીને તે સમભાવે ત્યાંથી ચાલ્યો ગયો, અને ઇચ્છિત સ્થાને જઇ કર્મની પરીક્ષા કરી, ત્હેણે પુષ્કળ વહેપાર કર્યો, ત્હેમાં ત્હેણે અનર્ગળ દ્રવ્ય પેદા કર્યું, અને ક્રોડાપતિમાં ખપવા લાગ્યો. કેટલોક સમય વીત્યા બાદ તે ઘણી સ્મૃદ્ધિ સાથે પોતાને દેશ જવા નિકળ્યો, માર્ગમાં પોતાની બ્હેનનું ગામ આવ્યું. તે ગામની ભાગોળે ત્હેની બ્હેન, બનેવી અને ત્હેના કુટુમ્બના ઘણાં માણસો આ શેઠનો સત્કાર કરવાને પ્રથમથી આવીને ઉભા રહેલાં હતાં, તેમણે શેઠને પોતાનું ઘર પાવન કરવાને વિનંતી કરી. શેઠે કહ્યું કે મ્હારે ઉતાવળનું કામ છે, માટે થોભાશે નહિ, છતાં ઘણા આગ્રહની સાથે સામૈયું કરી વાજતે ગાજતે પોતાને ઘેર લઇ ગયા.

બ્હેને બત્રીસ પક્વાન અને તેત્રીસ શાક વિગેરે ઉત્તમ પ્રકારની રસોઇ કરી ભાઇનાં ઓવારણાં લીધાં, ને રૂપાનો બાજોઠ મૂકી સુવર્ણના થાળમાં, રસોઇ પીરસી, ભાઇને જમવા બેસાડયા, ભાઇ જમવા બેઠા, ત્હેણે પોતાની આંગળીના વેઢ વીંટી કંઠનો હાર વિગેરે આભુષણો કાઢી ભાણામાં મૂક્યા, આ પ્રસંગે બ્હેન ભાઇને પવન નાંખતી હતી, ત્હેણે કહ્યું કે ભાઇ જમો, ભાઇએ કહ્યું " અલ્યા હાર, વેઢ, વીંટી તમે જમી લ્યો, આ બધાં તમારાં માન છે, અને આ બધું ત્હમનેજ પીરસ્યું છે. અલ્યા કેમ જમતા નથી ? તેજ બ્હેન આ છે, અને તેજ ભાઇ હું છું, તે દહાડે આ બ્હેને સામું પણ જોયું નહોતું, ને આજ આટલાં બધાં માન થાય છે, તે ભાઇનાં નથી, પણ આ લક્ષ્મીબાઈનાં છે, ધન્ય છે લક્ષ્મીબાઇ ત્હમને કે તમે કોઠીને કુંજર ને તર-

ભુને મેરૂ કરો છો, ને રંકને રાય બનાવો છો." આ બધું સાંભળી બ્હેનતો એટલું શરમાઈ ગઇ કે નીચું મુખ રાખીને જાણે ધરતીમાં પેશી જવા માગતી હોય નહિ, એમ ઉંચું જોયુંજ નહીં. આખરે ભાઇએ બ્હેનને કહ્યું, "બ્હેન એમાં તમારો કાંઇ દોષ નથી, એ તો લક્ષ્મીની વિચિત્રતા અને કર્મનો પ્રભાવ છે" એમ કહી જમી લેઇ બ્હેનને મનાવી સારી રીતે સાસરવાસો કરી અને બનેવી વિગેરેને પહેરામણી આપી, સૌને ખુશી કરી, તે શેઠ પોતાને દેશ આવ્યા, ને સાતે ક્ષેત્રે ધન વાવરી સૌને સુખી કરી પોતે સુખી થયા, ઇતિ–શમ્.

## લક્ષ્મી અને દારિદ્રતાનો સંવાદ.

એક વખતે લક્ષ્મી અને દારિદ્રતાને પરસ્પર પોતપોતાને રહેવાના સ્થાન વિષે ઝઘડો થયો. તેઓ બન્ને ઈંદ્રની પાસે ગયા. પ્રથમ દારિદ્રતાએ ઈંદ્રને કહ્યું કે "આ લક્ષ્મી મ્હારાથી બ્હીએ છે, તેથી તે ઠામ ઠામ ફરતી ફરે છે, અને હું તો નિર્ભય છું, તેથી જ્યાં જઉ છું, ત્યાં સ્થીર થઇને રહું છું." ઇન્દ્રે લક્ષ્મીને પૂછ્યું કે "તું કયાં રહે છે?" તે બોલી કે–જ્યાં ગુર્વાદિક વડિલની પૂજા થાય છે, જ્યાં ન્યાયથી દ્રવ્ય મેળવાય છે, અને જ્યાં પરસ્પર કલહ થતો નથી, ત્યાં મ્હારો નિવાસ થાય છે." પછી ઇન્દ્રે દારિદ્રતાને કહ્યું કે–"તું કયાં રહે છે?" એટલે તે બોલી કે–"જ્યાં જુગારનું પોષણ થાય, જ્યાં સ્વજનનો દ્વેષ થાય, જ્યાં ધાતુર્વાદ થતો હોય, જ્યાં સદા આળસ રહેતું હોય, અને જ્યાં આવક તથા ખર્ચનો મેળ ન હોય ત્યાં હું વસું છું." પછી ઇન્દ્રે કહ્યું કે "જ્યાં કલેષ કંકાસ ન હોય ત્યાં લક્ષ્મીએ રહેવું, અને તે સિવાયનાં બીજે સ્થળે દારિદ્રતાએ રહેવું." આ પ્રમાણે ઠરાવ કરી આપીને ત્હેમનો વિવાદ ભાંગી નાખ્યો.

ઉપરના દ્રષ્ટાંતથી કુટુમ્બમાં સંપ રાખવો, ને કોઇથી કલહ કરવો નહિ, તથા ન્યાયથી દ્રવ્ય મેળવવું. અને નીતિનું પોષણ કરવું, જેથી પ્રભુ રાજી થાય છે. ને લક્ષ્મી ત્હેનો સંગ છોડતી નથી. વળી અર્થનો વ્યર્થ ઉપયોગ નહીં કરતાં ત્હેનો યોગ્ય સ્થળે વ્યય કરવો. કેમ કે ઉખર ભૂમિમાં

વાવેલું બીજ નિષ્ફળ જાય છે અને સુધારીને સંસ્કારિત કરેલી ભૂમિમાં વાવેલું બીજ ક્રોડગણું ઉત્પન્ન થાય છે; માટે અર્થનો વ્યર્થ ઉપયોગ નહીં કરતાં ત્હેનો યોગ્ય સ્થળે વ્યય કરવો. તે ઉપર સસરા અને વહુનું દષ્ટાંત આ પ્રમાણે છે.

કોઈ એક શેઠને ઘેર નવી પુત્રવધૂ આવી, તે એક વખતે પોતાના સસરાને દીવા ઉપરથી પડેલા દીવેલનો છાંટો પગરખાં ઉપર ચોપડતો દેખી વિસ્મય પામીને વિચારમાં પડી કે, આતે મ્હારા સસરાનું કૃપણપણું હશે કે કાંઇ બીજો હેતુ હશે? આવો સંદેહ પડવાથી ત્હેની પરીક્ષા કરવા ત્હેણે ખોટું મિષ કરીને કહ્યું કે-"મ્હારૂં માથું દુઃખે છે." પછી સુઇ ગઇ ને ઘણો પોકાર કરવા લાગી. સસરાએ ત્હેને માટે ઘણા ઉપાય કરવા માંડ્યા પણ મટયું નહીં. એટલે ત્હેણે કહ્યું કે-"મ્હને પહેલાં આ પ્રમાણે થતું હતું, ત્યારે સાચા મોતીનું ચૂર્ણ કરી ત્હેનો માથે લેપ કરવાથી મારી પીડા શમી જતી હતી," તે સાંભળી સસરો ખુશી થયો, અને તત્કાળ મોતી મંગાવીને વટાવવા માંડ્યા, એટલે તે પુત્રવધૂ હર્ષ પામી બેઠી થઈ, અને પોતાને પડેલા સંદેહની વાત કહી બતાવી, તે સાંભળી શેઠે કહ્યું કે-"જે કુમાર્ગે પડેલી એક કોડીને પણ એક હજાર સોના મહોર જેવી ગણી શોધે છે, અને અવસરે ક્રોડ દ્રવ્ય વાપરવામાં પણ મોકળો હાથ મૂકે છે. ત્હેનો સબંધ લક્ષ્મી કદી પણ છોડતી નથી." ઇતિ-શમ્.

---

## અથ પરહિતચિંતન વિષે-ભુજંગી છંદ.

ધરી દેહ જેણે પરાયા હિતાર્થે, કર્યા જે ગુણો ના ભૂલે તે નિઃસ્વાર્થે;
ન ઇચ્છે પ્રત્યુપ્કાર તે ભાગ્યશાળી, નરારત્ન ત્હેને નમો પુણ્યશાળી. ૧.
સહે દુઃખ પોતે હરે ઓર પીડા, ધરા ધન્ય જ્યાં જન્મ તે સંત ધીરા;
ડસ્યો નાગ કાળો સહ્યું કષ્ટ ભારી, છતાં બોધ વીરે કર્યો પ્રેમ ધારી. ૨.

## અથ ચંડકોશિક નાગની કથા.

શ્રી મહાવીર પ્રભુ છદ્મસ્થપણામાં કનકખલ નામે તાપસના આશ્રમમાં ચંડકૌશિક નામના સર્પને પ્રતિબોધ કરવા માટે ગયા, તે સર્પના પૂર્વ ભવનું સ્વરૂપ આ પ્રમાણે છે—એક તપસ્વી મુનિ ક્ષુલ્લક સાધુને સાથે લેઇ પારણાને માટે ગોચરી લેવા ગયા હતા, ત્યાં માર્ગમાં તે તપસ્વી મુનિના પગ તળે એક દેડકી દબાઇને મરણ પામી, તેની આલોયણા તેમણે પ્રતિક્રમણ વખતે કરી નહિ, તેથી પેલા ક્ષુલ્લકે ત્હેમને "દેડકીની આલોયણા કેમ લેતા નથી?" એમ બે ત્રણ વખતે કહી સ્મરણ કરાવ્યું—તે વખતે તે ક્ષુલ્લકપર ક્રોધ આવવાથી તે તપસ્વી તે ન્હાના સાધુને મારવા દોડયા, પણ ત્હેમાં સ્તંભ આડો આવવાથી તે સાથે અફળાઇને તે તપસ્વી મૃત્યુ પામ્યા, અને જ્યોતિષિમાં ઉત્પન્ન થયા, ત્યાંથી ચવીને કનકખલ નામના તાપસના આશ્રમમાં પાંચસો તાપસોના અધિપતિ ચંડકૌશિક નામે તાપસ થયા.

એકદા કેટલાક રાજપુત્રોને તે આશ્રમનાં ફળો તોડતા જોઇને ક્રોધથી ત્હેમને મારવા માટે હાથમાં કુહાડી લઇને તે ચંડકોશિક દોડયો. માર્ગમાં મોટા અંધ કુપમાં પડી તેજ કુહાડી વડે મરણ પામી, તેજ નામથી ત્યાંજ દૃષ્ટિવિષ સર્પ થયો.

તે સર્પને પ્રતિબોધ કરવાની ઇચ્છાથી બીજા લોકોએ નિષેધ કર્યા છતાં પણ કરૂણાના સાગર પ્રભુ તેજ રસ્તે જઇને ચંડકોશિકનાગના રાફડા પાસે કાયોત્સર્ગ કરી ઉભા રહ્યા. ત્હેમને જોઇને ક્રોધથી જ્વલિત થયેલો ચંડકોશિક સર્પ સૂર્યની સન્મુખ જોઇ જોઈને મુખમાંથી જ્વાળા મૂકવાં લાગ્યો, પરંતુ તે જ્વાળાઓથી પ્રભુને કાંઇ પણ થયું નહિ, ત્યારે ત્હેણે પ્રભુના પગપર ડંખ દીધો, તેથી પ્રભુના પગમાં ગાયના દૂધ જેવું શ્વેત શોણિત નિકળવા માંડયું, તે જોઇને તેમજ પ્રભુ બોલ્યા કે—"હે ચંડકોશિક! બોધ પામ બોધ પામ," એ વચન સાંભળીને ઉહાપોહ કરતાં ત્હેને જાતિસ્મરણ જ્ઞાન થયું, તેથી પશ્ચાત્તાપ કરતા તે સર્પે પ્રભુને ત્રણ પ્રદક્ષિણા દઇ વંદના કરીને અનશન ગ્રહણ કર્યું, પછી બીજા જંતુઓ મારા વિષની

જ્વાળાથી મૃત્યુ ના પામો, એમ વિચારીને ત્હેણે પોતાનું મુખ રાફડાની અંદર બિલમાં રાખ્યું. લોકોને તે વાતની ખબર થતાં સર્વે લોકો તે રસ્તે નિકળવા લાગ્યા. ઘી, દૂધ વિગેરે વેચવા જનારી મહિઆરીઓએ તે સર્પની પૂજા નિમિત્તે તેના પર ઘીનું સિંચન કર્યું, તેથી અસંખ્ય કીડીઓ ત્યાં ઉત્પન્ન થઇ અને સર્પનું શરીર ચાળણીની જેમ અસંખ્ય છિદ્ર વાળું કરી દીધું, તે દુઃખથી અત્યંત પીડા પામતાં છતાં પણ પ્રભુની દૃષ્ટિરૂપ અમૃતથી સિંચાએલો તે સર્પ શુભ ધ્યાનપૂર્વક પંદર દિવસનું અનશન પાળી મૃત્યુ પામીને સહસ્રાર દેવ લોકમાં દેવતા થયો. ત્યાંથી ચવીને તે થોડા ભવમાંજ મોક્ષે જશે.

આ પ્રમાણે અપકારીનો પણ ઉપકાર કરનાર સાક્ષાત્ પરમાત્મા શ્રી વીર ભગવાનજ સમર્થ છે. કારણ કે ઉપકારીનો પ્રત્યુપ્કાર કરનાર તો જગત્માં જડે છે. પણ અપરાધિને ક્ષમા આપી ત્હેનો ઉદ્ધાર કરનાર તો વીર પ્રભુ સમાન વીરલાજ પાકે છે. ઇતિ—શમ્.

---

## અથ શ્રી લક્ષ્મી વિષે—ભુજંગી છંદ.

અરે શ્રી તને ક્રોડ ધિક્કાર આપું, તજી સ્થિરતા ચંચળા નામ સ્થાપ્યું;
ગણ્યા પણ્ડિતો શત્રુને મિત્ર મુઢા, ઠરી ઠામ ત્યાં શ્રીપતિ છે અબુદ્ધા.૧
કહે શ્રી ન શત્રુ વિબુદ્ધા કદાપી, નથી મિત્ર મૂર્ખા સમા એ અદ્યાપી;
તથાપી વિબુદ્ધા પૂજા શ્રી વિલાસે,પછી ખાય શું મૂર્ખ ત્યાં શ્રી નિવાસે.૨
કરી લક્ષ્મીં લીલા જૂવે જેહ સામે, ઘણી સંપદા તે લહે માન પામે;
વરી લક્ષ્મીં વિષ્ણુ પ્રભુતા નિપાયા, વિના લક્ષ્મીં શંભુ ભૂતિ શીર ઠાયા. ૩
શિલાદિત્ય ભંજ્યો બળે લક્ષ્મીં રાંકે, ભલા વિક્રમે શ્રી બળે વિશ્વ શાકે,
વળી લક્ષ્મીંથી રંક તે હોય રાજા, વિના લક્ષ્મીં રાજા ન તાજા અવાજા.૪

### વિસ્તરાર્થ.

શ્રીકૃષ્ણને સમુદ્ર મંથન કરતાં લક્ષ્મી પ્રાપ્ત થઇ, અને શંભુને હળા-

હ્‌ણા વિષ પ્રાપ્ત થયું, તેથી ત્હેણે શરીરે ભૂતિ (રાખ) ચોળા, ને કૃષ્ણે લક્ષ્મીના પ્રભાવથી સુવર્ણમય દ્વારિકામાં રાજ્ય કર્યું, અને વાસુદેવની ઋદ્ધિ ભોગવી અનેક પ્રકારે લક્ષ્મીની લીલા કરી, તેથી અનુકૂળ કે પ્રતિકૂળ સંજોગો ભાગ્યને અનુસારેજ બનેછે. છતાં એ તો નિર્વિવાદ વાત છે કે–લક્ષ્મી વડેજ મનુષ્ય શોભે છે, અને તેના વિના તેજ મનુષ્ય સુકાઇ ગએલા વનના વૃક્ષ જેવો લાગે છે.

શિલાદિત્યરાજાએ પોતાના નગરના રહીશ રાંકા નામના વહેપારીની દીકરીની રત્નમય કાંશકી બળાત્કારે લઇ લેવાથી રાંકાએ લક્ષ્મી વડે પર મુલકના રાજાને તેડાવી દેશદ્રોહ અને રાજદ્રોહ કરી વલ્લભિપુર પાટણનો નાશ કરાવ્યો–એ પણ લક્ષ્મીબાઇનો મહિમા છે. વળી વિક્રમાદિત્યે લક્ષ્મી વડેજ પૃથ્વિ નીઋણિ કરી પોતાનો શક પ્રવર્ત્તાવ્યો, જે અદ્યાપિ પર્યંત ચાલે છે. ઇતિ–શમ્.

---

## અથ કૃપણ વિષે–ભુજંગી છંદ.

અકેકા કણે સંચ કીડી કરે છે, મધુ માંખ સંચે અનેરા હરે છે,
[1]કૃપીની કમાણી કદી નોપકારે, વહે અન્યથા અન્ય ભોક્તા વિકારે. ૧
નવે નંદરાજા કરે હેમ શૈલા[2], અરે! ના રહ્યા તે ગયા હાથ ખુલ્લા;
કરી કષ્ટ ને મેળવ્યું સાગરે જે, ન ખાધું ન પીધું ગયો નારકે તે. ૨

## અથ સાગરશેઠની કથા.

સમુદ્રને કાંઠે ધ્યાનસાગર નામે શહેરમાં ચોવીસક્રોડ સોનૈયાનો માલીક સાગર નામે શેઠ રહેતો હતો. તે યમના સરખી કુર દૃષ્ટિવાળો, ઠગ અને કઠોર હૃદયનો ને કુટભાષી હતો. તેની રીતભાત કુટિલ હતી, એટલુંજ નહિ પણ તે કલહપ્રિય હતો. તેને ચાર પુત્રો ને ચાર પુત્રવધુઓ હતી. એકદા શેઠની સ્ત્રી મરણ પામી. ત્યારથી તે શેઠ અતિ કૃપણ હોવાથી અવિશ્વાસને

---

૧ કૃપણ. ૨ સોનાના પર્વતો.

લીધે ઘેરજ રહેવા લાગ્યો. ત્હેની નજરે ઘરમાં કોઇ સારૂં ભોજન કરે, સારાં વસ્ત્ર પહેરે કે સ્નાન દાન કરે તો ત્હેની સાથે તે કલહ કરવા લાગતો હતો. ભિક્ષુકો ત્હેને ઘેર જતા નહીં. એટલુંજ નહિ પણ કાગડા વિગેરે નીચ પ્રાણીએ પણ ત્હેનું દ્વાર તજી દીધું હતું.

સાગરની આવી રીત ભાતથી ત્હેનું બધું કુટુમ્બ દુઃખી થતું હતું. પણ ત્હેના પુત્રની સ્ત્રીઓ તો શેઠના સુતા પછી રાત્રે સ્વચ્છંદપણે ખાતી પીતી હતી. એક વખત કોઈ યોગિની આકાશમાર્ગે જતી હતી, ત્હેણે મ્લાન મુખવાળી ગોખમાં બેઠેલી આ ચારે સ્ત્રીઓને જોઈ, તેથી કૌતુક વડે તે ત્હેમની પાસે આવી એટલે તે સ્ત્રીઓએ ત્હેને નમસ્કાર કર્યો. તથા મોદક વિગેરે આપીને ખુબ સંતુષ્ટ કરી, એટલે તે યોગિની માત્ર પાઠ કરવાથીજ સિદ્ધ થાય, એવી આકાશગામી વિદ્યા ત્હેમને આપીને પક્ષીની જેમ આકાશમાં ઉડી ગઇ.

એકદા રાત્રીએ પતિ વિગેરે સુઈ ગયા પછી ચારે વહુઓ પેલા મંત્ર વડે એક લાકડું અધિવાસિત કરી તેના પર ચઢીને રત્નદ્વિપે ગઇ, ત્યાં સર્વત્ર ક્રિડા કરીને પાછલી રાત્રે પાછી આવી, અને તે લાકડું જ્યાંનું ત્યાં મૂકીને પોતપોતાને ઠેકાણે સુઇ ગઇ. આ પ્રમાણે હમેશાં રાત્રીએ કરવા લાગી. એકદા ત્હેના ઘરના ચાકરના જાણવામાં તે વાત આવી, તેથી તે ચાકર લાકડાના પોલાણમાં સંતાઇ ગયો, પછી તે કાષ્ટ હમેશની માફક ઉડીને રત્નદ્વિપે ગયું, ત્યાં સુવર્ણમય પૃથ્વિ હોવાથી તે ચાકર કેટલુંક સોનું લાવ્યો; તેથી તે સુખી થવાથી શેઠના ઘરના કામ કાજમાં બેદરકારી કરવા લાગ્યો, તેથી ધૂર્ત શિરોમણી શેઠે વિચાર્યું કે. "આ ઉપલક્ષણથી ધનવાન થયો જણાય છે, અને ત્હેણે મ્હારા ઘરમાંથી કાંઇક ચોરી લીધું જણાય છે." એમ ધારીને એક દિવસ તેને એકાંત બોલાવીને શેઠે યુક્તિ પૂર્વક એવી રીતે પૂછ્યું કે ત્હેણે અર્જુનની જેમ સર્વ વૃત્તાંત કહી દીધું. શેઠે કહ્યું કે, "આજે મારે જવું છે, તું કોઇને કહીશ નહિ." એમ કહીને શેઠ રાત્રીને સમયે તે લાકડાના પોલાણમાં ભરાઇ ગયા. લાકડુ સુવર્ણ દ્વિપમાં ગયું. વહુઓ ઉતરીને ફરવા ગઇ, એટલે શેઠ પણ બહાર નિકળ્યો,

ત્યાં તેણે સર્વ પૃથ્વિ સોનાની દીઠી, એટલે લોભથી ત્હેણે લાકડામાં માયું તેટલું સોનું ભરી દીધું, અને પોતે પણ ખોળામાં રખાય તેટલું સોનું રાખીને લાકડાના પોલાણમાં અંગનો સંકોચ કરીને પેઠો સમય થતાં ચારે વહુઓ આવી, અને હમેશની રીતે બે વહુઓ ઉપર બેઠી, અને બે વહુઓએ લાકડું ઉપાડયું. પરંતુ હમેશ કરતાં ઉપાડનારી વહુઓને ત્હેનો ભાર બહુ લાગ્યો, તો પણ જેમ તેમ કરીને તેઓ સમુદ્રના મધ્ય ભાગ ઉપર આવી, એટલે તે વહુઓ બહુ થાકી ગઇ, તેથી ત્હેમણે કહ્યું કે—" આ લાકડામાં તો બહુ ભાર લાગે છે, માટે આને સમુદ્રમાં મૂકી દઇને પેલું પાણી ઉપર તરતું લાકડું લઇએ " તે સાંભળીને પોલાણમાં રહેલો શેઠ બોલ્યો કે—" હે વહુઓ હું માંહ્ય બેઠો છું. માટે આને મૂકી દેશો નહી." તે સાંભળીને વહુઓ બોલી કે—તમે ચોવીસ ક્રોડ સોના મહોરના સ્વામી છતાં તમારે શું ઓછું હતું કે અહીં આવ્યા ! એમ કહી ઔષધ વિના વ્યાધી જાય છે, એમ ધારીને તેઓએ લાકડા સહીત સાગરશેઠને સમુદ્રમાં ફેંકી દીધો. અને બીજા લાકડા ઉપર બેસીને ઘેર આવી. સાગરશેઠ આકાશમાંથી નીચે પડયો, ને મરણ પામીને નરકે ગયો. આ દૃષ્ટાંતથી અતિ કૃપણપણું રાખવાથી સાગરશેઠની જેમ દુઃખ પામે છે. માટે કૃપણતા કરવી નહિ. ઇતિ શમ્.

---

## અથ યાચના વિષે—ભુંજગી છંદ.

રહે નિર્મળા ત્યાં લગી લોક રાજી, કહે સર્વ જીજી રહે કીર્તિ ગાજી,
સગાં સો સબંધી અને મિત્ર માતા, રહે ત્યાં લગીના જીભે "દ્યો" કહેતાં. ૧

વડાઈ સુ ઇચ્છે ન માગે તું કાંઇ, લઘુતા વધે ને ઘટે શ્રેષ્ટતાઇ,
લઘુતા ધરી વીરને સોમ યાચે, બળી પાસ યાચે હરી વામનો જે. ૨

## અથ સોમ વિપ્રની કથા.

શ્રી વીર પરમાત્માના પિતાનો મિત્ર સોમ નામે બ્રાહ્મણ હતો, તે ભગવાનના સંવત્સરી દાનના અવસરે પરગામ ગયો હતો. જ્યારે ભગવાને

દીક્ષા લીધી ત્યારે બ્રાહ્મણ કાંઈ પણ કમાયા વિના દારિદ્ર વેષે ઘેર આવ્યો. ત્હેની સ્ત્રીએ ત્હેને અનેક મહેણાં ટોણાં મારી કહ્યું કે—" અરે અભાગિયા! જે અવસરે વીર પ્રભુએ ધનથી સોનાની વૃષ્ટિ કરી દીધી. તે વખતે પાપી તું ક્યાં ગયો હતો? ને અત્યારે હતો તેવોજ, દારિદ્રતાના વેષે ઘેર આવ્યો, માટે હજી પણ જા, તે દયાળુ ભગવાન કાંઇક આપશે, આ પ્રમાણેના સ્ત્રીના મહેણાથી તે ભગવાન પાસે જઇ યાચના કરવા લાગ્યો. કરૂણાના દરીયા પ્રભુને ત્હેના પર દયા આવી, તેથી દેવદુષ્ય વસ્ત્રમાંથી અડધું ફાડીને ત્હેને આપ્યું. તે લઇ ત્હેણે તંતુવાય (રફુગર) ને બતાવ્યું. ત્હેણે કહ્યું કે બીજું અડધીયું લાવે તો હું એવું તુનીને આપું કે તેના સવાલાખ રૂપિયા ઉપજશે, જેથી ત્હારૂં ને મ્હારૂં બન્નેનું દારિદ્ર મટી જશે! પછી તે બ્રાહ્મણ ભગવાનની પાછળ પાછળ કેટલોક કાળ ભમ્યો, પણ શરમથી કાંઈ કહી શકયો નહીં. આખરે બાકીનું અડધું વસ્ત્ર કાંટામાં ભરાયું, તેથી ભગવાને નિશ્ચય કર્યો કે મ્હારા શાસનમાં કંટકો થશે? પછી તે બાકીનું વસ્ત્ર સોમે લઇ લીધું ને સુખી થયો. ઇતિ શમ્.

---

## અથ નિર્ધન વિષે—ભુજંગી છંદ.

વિના દ્રવ્ય બંધુ વિના દ્રવ્ય ભાર્યા, તજે નિર્જળાં સ્થાન પંખી અનાર્યા,
સરો નિર્જળા દેહ જેવો અજીવો, વિના દ્રવ્ય લોકો ગણે તૃણ જેવો. ૧
જળેથી ભરેલી નદી જેમ શોભે, નીતિથી ઉપાર્જ્યા વીત્તે વીર શોભે,
હતો માઘ જ્ઞાની ધને તે દિપંતો, વિના દ્રવ્ય તે પાદ સૂઝી મરંતો. ૨

## અથ માઘ પણ્ડિતની કથા.

ભોજ રાજાની સભાના પાંચસો પણ્ડિતોમાં માઘ મૂખ્ય પણ્ડિત હતો. તે જેવો વિદ્વાન હતો તેવોજ અતિ દાનેશ્વરી અને ખરચાળ હતો, તેથી ત્હેના બાપે મરતી વખતે ત્હેને ઘણા પૈસા સોંપીને કહ્યું કે—" હે વત્સ! ત્હારી ઉમ્મર સુધી ન ખૂટે એટલા પૈસાતો આપણા ઘરમાં બહાર છે. પણ

કદાચિત્ ખૂટે તો ત્હારી ઉમરના સો વર્ષના સો ધનના નિધિ મ્હેં ભોંય-માં ગુપ્ત રાખેલા છે, તે સંકટ વેળાએ ઉઘાડી સુખે ભોગવજે." એમ કહીને તે મૃત્યુ પામ્યો, પાછળ માઘે દાન ભોગમાં બહોળે હાથે એટલા બધા પૈસા વાપર્યા કે ત્હેના ઘરમાંના પૈસા ખૂટી ગયા, તેથી ત્હેણે નિધિ ખોલ્યા, કેટલેક કાળે ઘણું દાન દેવાથી તે પણ ખૂટયા. પણ ત્હેની દાનેશ્વરીની છાપ હોવાથી યાચકો તો દરરોજ ત્હેને આંગણે પ્રાતઃકાળથી સાંજ સુધી પણ ખસતા નહોતા, તેવામાં તે મંદિ પડયો, પૈસાની તંગીને લીધે ત્હેણે એક અપૂર્વ ગ્રન્થ લખી પોતાની સ્ત્રીની સાથે રાજા ભોજ પાસે મોકલ્યો. ભોજ ઘણો ખુશી થયો, ને ત્હેના ગ્રન્થની શ્લાઘા કરી, તેમાંના માત્ર એકજ શ્લોકની કીમતમાં ત્હેણે પોતાનો પોશાક, ઝવેરાતના દાગીના અને કેટલુંક સોનું તથા હીરા માણેક વિગેરે આપીને કહ્યું કે–" આ ગ્રન્થ એવો છે કે—ત્હેના બદલામાં મારૂં રાજ્ય આપું તોપણ ઓછું છે. પણ માત્ર એકજ શ્લોકનો યતકિંચીત્ બદલો આપું છું, તે લઇ તું-માઘને મ્હારી વતી શાતા પૂછજે." એ પ્રમાણે કહીને ત્હેને વિદાય કરી.

રસ્તામાં જતાં યાચકોએ માઘ કવિની કીર્તિનાં ગાન કર્યાં. તે સાંભળીને ત્હેની સ્ત્રીએ રાજાએ આપેલું સર્વસ્વ યાચકોને આપી દીધું, ને ગઇ હતી તેવી ખાલી હાથે ઘેર આવી. માઘના પૂછવાથી ત્હેણે સવિસ્તર બનાવ કહ્યો, તે સાંભળી માઘ અતિશય ખુશી થયો. અને ત્હેનામાં જાણે નવું જીવન આવ્યું હોય, તે પ્રમાણે તે બોલ્યો કે–" હે પ્રિયા ! તું સાક્ષાત્ કલ્પવેલી સમાન મ્હારી કીર્તિની મૂર્તિ છે. સાબાશ છે ત્હને કે ત્હેં મ્હારી ઉજ્જ્વળ કીર્તિને હમેશને માટે પૃથ્વિના પટ્ટ ઉપર આલેખી રાખી." એમ કહે છે, તેવામાં કોઇ યાચક આવ્યો, માઘે પોતાની સ્ત્રીને પૂછયું કે–" આને આપવા જેવું કાંઈ આપણા ઘરમાં છે." જવાબ ના નો મળ્યો. તેજ વખતે માઘ પંડિતના મૂખમાંથી એવા ઉદ્ગાર નિકળ્યા કે–" અરે વિદેશી પ્રાણ ! તારે ઘેરથી આવેલો યાચક પાછો જાય છે. ત્હેની સાથે તું પણ ચાલ્યો જા. કારણ કે ત્હને આવો સાથી બીજો નહિ મળે." એમ બોલતાંની સાથે ત્હેનો અમર આત્મા એ સ્થુળ દેહમાંથી નિકળી ગયો.

આ દૃષ્ટાંતથી દાન ગુણને દીપાવવો, એ દરેક ગ્રહસ્થની ખાસ ફરજ છે, કેમકે લક્ષ્મીતો ચંચળ છે, તે કોઈ ઠામ સ્થીર રહેતીજ નથી, માટે અવસરે ત્હેનો સુકૃતમાં ઉપયોગ કરવો—નહીં તો અંતે તે લક્ષ્મીને છોડશે કે લક્ષ્મી ત્હેને છોડશે, પણ બેમાંથી એક તો બનવાનું ને બનવાનુંજ, ઇતિ શમ્.

## અથ રાજસેવા વિષે—ભુજંગી છંદ.

કરે શિષ્ટ સેવા અને દુષ્ટ શિક્ષા, બધા વિશ્વને ઇષ્ટ તેની પરીક્ષા,
શુભે અંગ શોભે રૂડાં કાજ કીજે, પ્રભુ સેવનાથી પ્રભુતા વરીજે. ૧
વળી સેવ કીજે વડાની વધારે, વિના કર્મ આપે ન તે તે પ્રકારે,
તરી સિંધુ લંકા સીતા શોધ લાવ્યો, હનુમંત કર્મે કચ્છોટોજ પાવ્યો. ૨

## અથ શ્રી હનુમંતની સંક્ષિપ્ત કથા.

અંજના સતીનો પુત્ર હનુમંત મહા પરાક્રમી અને શ્રી રામનો અનન્ય ભક્ત હતો. ત્હેણે રામચંદ્રજીને માટે પોતાના વહાલા પ્રાણની પણ દરકાર રાખી નહોતી. ત્હેણે રામાયણની કથામાં વર્ણવ્યા મુજબ અતિ અદ્ભુત કામ બજાવ્યાં છે. (રામાયણની કથા અતિ પ્રસિદ્ધ હોવાથી અત્રે ત્હેનો વિસ્તાર આપ્યો નથી) તે સમુદ્રને તરીને લંકામાં ગયો, ત્યાં જઇને સીતાને મળ્યો, ને ત્હેના કુશળના સમાચાર રામચંદ્રને આવીને નિવેદન કર્યા. રામે લંકાધિપતિ રાવણ ઉપર મ્હોટી ચઢાઈ કરી, અને ત્હેને પાયમાલ કરીને સીતાને મુક્ત કરાવી ઘેર આણી, અને લંકાનું રાજ્ય રાવણના ભાઇ બિભિષણને આપ્યું. રામના બીજા મદદગાર સુગ્રિવ વિગેરેને રાજ્યની બક્ષિસ કરી. પરંતુ ત્હેના અનન્ય ભકત અને આત્મભોગ આપનાર હનુમંતને તો ફકત રામનો કચ્છોટોજ મળ્યો, એટલે કે મ્હોટાની ગમે તેટલી સેવા ઉઠાવે, પણ જો ભાગ્ય ન હોય તો, તે ફળીભૂત થતી નથી, ને ત્હેને કાંઇ આપવાની આગલાને ઇચ્છાજ થતી નથી. જે કાંઇ ન્યુનાધિક મળે છે તે કેવળ કર્માનુસારેજ મળે છે. ઇતિ—શમ્.

## અથ શઠ (દુર્જન) વિષે–ભુજંગી છંદ.

જુવો મિષ્ટ આંબો કટુ લીંબ સંગે, કટુ થાય દુષ્ટો પ્રસંગે કુરંગે,
ખળોમાં ન પ્રીતી રીતી સ્નેહ નાંહી, તજો મિત્ર તે રાક્ષસોથી ભલાઈ. ૧
જળે ગ્રાહ ભાળી કર્પી મિત્ર કીધો, ફળો દેઈને પૂર્ણ વિશ્વાસ લીધો,
કર્પી કાળજું મત્સ માગે ખલાઈ, કર્પી બુદ્ધિથી ઉગર્યો જો ભલાઈ ૨
ન ચોરે તૃણાંકુર જે બ્રહ્મચારી, પરાયો હર્યો માલને નાર સારી,
વળી ચોરનો માલ લે વેષધારી, શઠે છેતર્યો વિપ્ર વિશ્વાસધારી. ૩
બુરા વાયસે હંસથી દોસ્તિ કીધી, પછી હંસ માદા પ્રિયા માની લીધી,
શઠો ગામડાના કૂડી શાખ પૂરે, ખરો હંસ ન્યાયે ઠરે કાગ ઝૂરે. ૪

## શઠ મગ્ગર ને ભલા વાંદરાની વાત.

એક સરોવરમાં એક મગ્ગર રહેતો હતો, તે તળાવને કાંઠે એક જાંબુનું ઝાડ હતું. એકદા વર્ષાઋતુમાં પાકાં જાંબુનાં ફળો તોડી તોડીને એક કપિરાજે તળાવમાં નાંખ્યા, તે પેલા મગ્ગરે ખાધાં, ત્હેને તે ફળો ઘણાં મીઠાં અને સ્વાદિષ્ટ લાગવાથી દરરોજ તે મગ્ગર કાંઠે આવે, ને દરરોજ પેલો વાંદરો ત્હેને જાંબુના ફળો ફેંકે, એમ કરતાં કરતાં આ કપિરાજને ને પેલા મગ્ગરને મિત્રતા બંધાઇ ગઈ. એક દિવસ પોતાની પ્રિયાની પ્રેરણાથી તે મગ્ગરે વાંદરાને કહ્યું કે-" હે મિત્ર ! મ્હારે ઘેર પધારો, હું પણ મ્હારાથી બનતી સ્વાગત કરૂં, વળી મારૂં જળ ઘર અને જળમાં થતા મેવાઓનો પણ આપ અનુભવ કરો " એમ કાલાવાલા કરવાથી વાંદરો લલચાયો, તેથી તે મગ્ગરની પીઠપર ચઢી બેઠો. ત્હેને મગ્ગર ઉંડા જળમાં લઈ ગયો. પછી મગ્ગરની મગ્ગરીને કપિનું કાળજું ખાવાની ઇચ્છા થવાથી ત્હેણે વિચાર કર્યો કે–" આ કપિરાજ સદાય મીઠાં મીઠાં ફળોનો તથા વિવિધ પ્રકારના મેવાઓનો અહાર કરે છે, તેથી અવશ્ય કરીને ત્હેનું કાળજું અતિ મીઠું હોવું જોઇએ, માટે ત્હેનું કાળજું ખાઈ જઊં તો મ્હને ઘણો સ્વાદ પડે." એમ વિચારીને ત્હેણે મગ્ગરને કહ્યું, તેથી મગ્ગરીના મોહથી એ મિત્રદ્રોહી

મગ્ગર બોલ્યો કે-" હે મિત્ર ! ત્હેં મ્હને મીઠાં ફળો તો ખવડાવ્યાં, પણ ત્હારા કાળજાનો સ્વાદ ચખાડયો નહિ, માટે આજતો ત્હારૂં કાળજું આપીને કૃતાર્થ થા," તે સાંભળીને વાંદરે વિચાર કર્યો કે-" સાપને દૂધ પાઇને ઉછેરે તો તે ઉછેરનારનેજ ડસે છે. તે પ્રમાણે આ પાપીને મ્હેં મીઠાં ફળો ખવરાવ્યાં ત્હેનો બદલો મારૂં કાળજું ખાઇને વાળવા માગે છે, માટે હવે તો કોઇ યુક્તિથી અહીંથી છૂટાય તોજ બચીએ." એમ વિચારીને તે બોલ્યો કે-" ભલા મિત્ર ! ત્હારા કરતાં કાળજું વધારે નથી, પણ ત્હેં એક ભૂલ કરી છે. જો ત્હેં મ્હને પ્રથમથી કહ્યું હોત તો, તે કાળજું હું સાથે લેતો આવત. અમારૂં કાળજું તો હમેશ ઝાડ ઉપરજ રહેછે. તે એક ઝાડથી બીજા ઝાડ પર કુદાકુદ કરવામાં કામ લાગે છે, પણ તું મ્હારો ખરો મિત્ર છે, તેથી ત્હારી ખાતર ત્વરાથી હું ત્યાં જઇને કાળજું લેઇ આવું. હાલ તું મ્હને કાંઠે મૂકી જા." એ પ્રમાણે બુદ્ધિ કેળવી યુક્તિથી કહ્યું, તેથી તે શઠ હોવા છતાં પણ મગ્ગર ઠગાયો, ને કપિરાજને કાંઠે મૂકી ગયો. પછી તે ઝાડપર ચઢીને બોલ્યો કે-" અલ્યા પાપી ! તારૂં કાળું કર ! ભુંડા કૃતઘ્નિ ત્હેં મિત્રદ્રોહ કર્યો-મ્હેં નિઃસ્વાર્થે ત્હને મીઠાં ફળ ખવડાવ્યાં ત્હેનો બદલો ઉપકારને બદલે અપકાર કરી મ્હને મારી મ્હારૂં કાળજું ખાવાનો કે ? જા ! જા ! દુષ્ટ હવેથી તારૂં સ્યામ મુખ ફરીથી બતાવીશ નહીં." ઇતિ-શમ્.

વિશ્વાસી વિપ્ર ને શઠ બ્રહ્મચારીની રમુજ વાર્તા પદ્યરૂપે આગળ સંસાર ચિત્રમાં જૂવો.

## હંસ અને કાગડાની કથા.

એક શહેરમાં એક યક્ષ રહેતો હતો. ત્હેને પાસેના ગામડાના યક્ષ સાથે મિત્રાચારી હતી. ગામડાનો યક્ષ નગરના યક્ષ પાસે આવ્યો. ત્હેણે ત્હેની સ્વાગત કરી, પછી શહેરના યક્ષે કહ્યું કે-" હે મિત્ર ! મ્હારે ત્હારે ત્યાં આવવું છે. કેમકે મારી તબીયત ખુલ્લી હવામાં સારી થાય, એટલામાટે

હારા ગામમાં આવવું છે." ગામડાનો યક્ષ બોલ્યો—"ભલે ભાઇ ભલે ! મારા જન્મ ભાગ્ય કે મ્હારાથી મિત્રની સેવા થાય—પણ ગામડીયા તો ચામડીઆ બરોબર હોય છે, તેથી ગામડામાં રહેવાથી બુદ્ધિનો નાશ થાય છે, ને નગરમાં બુદ્ધિનો વિકાશ થાય છે. નીતિમાં પણ વાકય છે કે—"નગરે વસંતા દેવાઃ ગ્રામે વસંતા રાક્ષસાઃ" માટે શહેરની લ્હેર કરવી સારી છે. છતાં જો પરીક્ષા કરવી હોય તો મ્હારી સાથે પધારો." એમ કહી, એક હંસ બન્યો ને એક કાગડો થયો—સાથે એક હંસની માદા બનાવીને લીધી, પછી ત્રણે પેલા ગામડામાં આવ્યા. હંસ અને તેની માદાને ગુપ્ત રાખી પેલો કાગડો એક મ્હોટા વડના ઝાડ ઉપર બેઠો. અને "કાં કાં" કરીને ગામના વાણીયા, બ્રાહ્મણ, પાટીદાર વિગેરેને ભેગા કર્યાં અને કહ્યું કે—"મ્હારે ત્યાં એક હંસ પોતાની માદાને લઇને આવ્યો છે. ત્હેને ને મ્હારે પ્રીતી થઇ છે. માટે તેને હું અહિં લાવું, મે તે વડવૃક્ષ ઉપરથી ઉડીને જાય તો તે વખતે હંસણી આ કાગડાની કાગડી છે, એમ તમે કૂડી સાક્ષી પૂરજો, ને જો તમે નહીં પૂરો તો હું તમારા ઢોરોનાં વ્રણ કોતરી ખાઇશ, તમારી સ્ત્રીઓના જળના બેડામાં વિષ્ટા નાંખીશ, ને સળગતી કાકડીઓ ચાંચમાં ઘાલી તમારાં ઝુંપડાં બાળી મૂકીશ." કાગડાના આ ભયંકર વાકયથી ગામના તમામ લોકો ગભરાયા, ને જુઠી સાક્ષી પુરવા કબુલ કર્યું. પછી હંસને તેની માદા તે વડ ઉપર આવ્યા, ને જેવી હંસની સાથે ત્હેની માદા ઉડવા જાય છે કે, તરત જ તેણીનો પક્ષ કાગડાએ ઝાલી કહ્યું કે—"પ્રિયા તું કયાં જાય છે? થોડી વારમાં રૂપાળા હંસને જોઇને પલટાઇ ગઇ." હંસ બોલ્યો—"હે દુરાત્મન્! તું મ્હારી સ્ત્રીને પોતાની કરવા માગે છે. પણ પરસ્ત્રીની પ્રીતથી કેટલું દુઃખ થાય છે, ત્હેનું તને કયાં ભાન છે?" કાગડો બોલ્યો—"અરે શઠ! પારકી સ્ત્રી તો તું લઇ જાય છે. કે હું જરા વિચાર તો કર, હજી તો આ ગામના લોકો મ્હને પરણાવવા આવ્યા હતા, તે સાક્ષી છે." ત્યારે હંસે કહ્યું કે—"હે મૂર્ખ! તું કાગડો કાળો છે, તો ત્હારી સ્ત્રી કાળી હોવી જોઇએ, ને આ તો મ્હારી સ્ત્રી મ્હારા જેવી શ્વેતછે, જરા શરમાતો ખરો!" એટલે કાગડાએ કહ્યું કે—"તું ખરેખર મૂર્ખો છે. તું એટલું નથી સમજતો કે—

મ્હારાં માબાપ કાળાં હોવાથી હું કાળો પાક્યો, ને મ્હારી સ્ત્રીનાં માબાપ ધોળાં હોવાથી તે ધોળી થઇ, તેથી તે શું ત્હારી સ્ત્રી થઇ કે ?" એમ વાદ વિવાદ કરતાં એવો નિશ્ચય થયો કે—આ ગામનાં લોકો સાક્ષી પૂરે, ત્હેને આ સ્ત્રી મળે. પછી કાગડાએ કહ્યું—"બોલો ભાઇઓ ! આ સ્ત્રી કોની છે ? એટલે તમામ ગામના લોકોએ કહ્યું કે—" આ તો કાગડાની સ્ત્રી છે, અમે એની જાનમાં ગયા હતા. આવી કૂટ સાક્ષીઓથી હંસ સાચો છતાં જૂઠો પડ્યો, ને બિચારો બાયડી મૂકીને ચાલતો થયો.

પછી પેલો ગામનો ને શહેરનો યક્ષ મળ્યા, પછી હંસની માદાને બ્હેન કહી સાસરવાસો કરી હંસને સોંપી દીધી, ને કહ્યું કે જોઇ આ ગામડીયાઓની કુબુદ્ધિ. એક ક્ષુદ્ર કાગડાથી ડરી ત્હેમણે જુઠી સાક્ષી પૂરી, તેવા ગામડામાં રહેવાથી બુદ્ધિનો નાશ થાય છે. માટે મ્હારે તો કર્મે લખ્યું છે, તેથી રહેવું પડે છે. પણ ભાઇ તમે શહેરની લ્હેર મૂકીને કદી ગામડે જવાની ઇચ્છા કરશો જ નહીં. ઇતિ—શમ્.

---

## અથ અવિશ્વાસ વિષે—ભુજંગી છંદ.

છળે છેતરો ના ભરોંસાની શાખે, નહીં વૈરીનો દક્ષ વિશ્વાસ રાખે;
સદા ચિત્ત એ શ્રેષ્ઠ ગુણોથી રાજે, તદા લચ્છિ લીલા ભલા ભોગ છાજે. ૧
કર્યો રાજભાગી તણો ઘાત ભારી, ચણાકયે કર્યું કાજ બુદ્ધિ કુધારી;
વળી કાક વિશ્વાસ ઘૂકે જર્યું કીધો, ભુંડા વાયસે ઘૂકને દાહ દીધો. ૨
ફણી પ્રીયદર્શી થકી મિત્રચારી, કરી મંડુકા ગંગદત્તે વિચારી;
દગો દેઇને મારવા યુક્તિ ધારી, બચ્યો ગંગ તે બુદ્ધિ રૂડી પસારી. ૩

ચાણાક્યની કથા પાછળ પૃષ્ટ ૨૩ ધર્મવર્ગનાં મનુષ્ય જન્મ વિષેના વિષયમાં આવી ગઇ છે. ત્યાંથી જોઇ લેવી.

## અથ ગંગદત્ત દેડકાની કથા.

ગંગા નદીને કાંઠે એક મ્હોટો કુવો હતો. ત્હેમાં કેટલાએક દેડકાઓ રહેતા હતા. ત્હેમાં એક મ્હોટો ગંગદત્ત નામે દેડકો હતો. અને તેજ કુ-

વામાં એક પ્રિયદર્શિ નામે મહાન્ સાપ પણ રહેતો હતો, તે સાપને ને પેલા ગંગદત્તને અન્યોન્ય ઘણી મિત્રાચારી હતી.

પ્રિયદર્શિ દેડકાઓનું ભક્ષણ કરતો હતો. પણ પેલો ગંગદત્ત તેનો મિત્ર હોવાથી ત્હેનું નામ દેતો નહીં. એમ કેટલાએક દિવસ વિત્યા પછી ગ્રીષ્મઋતુ આવી, અને બધાં દેડકાં ખૂટી ગયાં. હવે પ્રિયદર્શિને ખાવાને માટે કાંઇ રહ્યું નહીં. તેથી તે ગંગદત્ત પ્રત્યે કહેવા લાગ્યો કે–" હે મિત્ર! હવે દેડકાં ખૂટી ગયાં, ને હું ભૂખે મરી જઉં છું. મ્હારી કુખ કૃશ થઇ છે, અને મ્હને હવે ભૂખનું દુઃખ સહન થતું નથી, માટે ત્હારૂં ભક્ષણ કરવા ઇચ્છું છું." તે સાંભળી ગંગદત્ત બોલ્યો–" હે મિત્ર! આ દેહ મિત્રના કામમાં ન આવે તો પછી તે શું કામ આવે તેમ છે? મિત્ર કરતાં શું વધારે છે? માટે સુખેથી મ્હારૂં ભક્ષણ કર, પણ મ્હારી એક વાત યાદ રાખજે, તે એ કે આજ તો તું મ્હારૂં ભક્ષણ કરી ત્હારી ભૂખ મટાડીશ, પણ કાલે તું શું ખાશે? ત્હેની ત્હને તો નહીં પણ મ્હને ચિંતા થાય છે, માટે જો ત્હારી ઇચ્છા હોય તો, હું પાસેની ગંગા નદીમાં જઇ મ્હારા ઘણા જાતી ભાઇઓને અહીં લાવી ત્હેમની વસ્તી અને ભરતી કરૂં, કે જેથી ત્હારો ચિરકાળ નિર્વાહ થાય, ને મ્હારો જીવ પણ બચે" આ વાત પ્રિયદર્શિને ઘણી પસંદ પડી, ને તે ઘણો હર્ષ પામ્યો. ત્હેણે ગંગદત્તને ત્વરાથી તે કામ કરવાની ભલામણ કરી. તેથી ગંગદત્ત ત્યાંથી નિકળી ઠેકડા મારતો મારતો ગંગા નદીના મધ્ય ભાગમાં જઇને બેઠો. પાછળ પ્રિયદર્શિ પણ આવીને કાંઠે ઉભો રહ્યો. ને ઊંચી ડોક કરી કરીને ગંગદત્તને બોલાવવા લાગ્યો. ગંગદત્ત ગંગાની અંદર રહીને બોલ્યો કે–" ઓ દુરાત્મા! પ્રિયદર્શિ–ત્હારૂં નામ પાડનારને પણ શરમ છે? તું વહાલાનેજ દેખે છે, ને દેખે છે ત્હેનેજ ખાયછે. અરે ત્હને! ધિક્કાર છે, પાપી! તું મિત્રદ્રોહી છે, તેથી મ્હને પણ તું તેવો જ ધારે છે, ને મ્હારા વ્હાલા બંધુઓનો નાશ કરાવવાની પ્રેરણા કરેછે, પણ ત્હારા જેવા પાપીની ખાતર મ્હારા વહાલા બંધુઓને ભોળવી ત્હેના પ્રાણ હું અપાવું? એ કદી નહીં બને, ત્હારૂં કાળુ મ્હોં લઇને ચાલ્યો જા. હવે ગંગદત્ત ફરીથી તે કુવામાં નહીં આવે.

આ વાત ઉપરથી એ સાર લેવાનો છે કે કોઇએ મિત્રદ્રોહ કરી વિશ્વાસઘાત કરવો નહીં. એના જેવું મહાપાપ દુનિયામાં બીજું નથી. તેથી વિશ્વાસીને છેતરવો નહીં. ઇતિ-શમ્.

---

## અથ મૈત્રી વિષે-ભુજંગી છંદ.

કરો હેમ જેવી સદા સંત મૈત્રી, ઘસે કે કસે તાપ દે જાય જંત્રી;
તથાપિ વધે વાન સંતો સવાઈ, જુવો ચંદ્રની સિંધુથી મિત્રતાઈ. ૧
વધે તો વધે ને ઘટે તો ઘટાઈ, ભલા સ્નેહીઓ સારખા છે સખાઇ;
વધે સ્નેહ સેંજે મળે મિત્ર ભાઈ, રવી ના ચળે કંજને બંધુતાઈ. ૨
હરીનો વહ્યો દેહ રામેજ ખંધે, છ માસે ન છંડે સુમૈત્રી સબંધે;
કરો મૈત્રી સોના તણી પેર સાચી, તજો મૈત્રી ખોટી કથીરો જ્યું કાચી.૩

## અથ શ્રીકૃષ્ણ અને બળભદ્રની મિત્રતા વિષે કથા.

દ્વારિકાના દાહ સમયે શ્રીકૃષ્ણ અને બળભદ્ર બેજ માત્ર બચીને નીકળી ગયા હતા. તેઓ ચાલતા ચાલતા કૌસંબીના વનમાં આવ્યા. ત્યાં કૃષ્ણને તરશ લાગવાથી બળભદ્ર પાણી લેવા ગયા. પછી ભવિતવ્યતાને યોગે જરાકુમારનું બાણ વાગવાથી કૃષ્ણ મરણ પામ્યા. પછી બળભદ્ર જળ લઇને આવ્યા. ત્યાં મૃત્યુ પામેલા કૃષ્ણને સંબોધીને કહ્યું-" બંધુ ! ઉઠો, આ શીતળ જળ પીઓ, આ પ્રમાણે ઘણી વાર કહેતાં છતાં પ્રત્યુત્તર મળ્યો નહીં. પછી વસ્ત્ર ખસેડી જોયું તો ડાબા પગે બાણ વાગવાથી વીંધાઇ મૃત્યુ પામેલા જોઇ તે બહુ વિલાપ કરવા લાગ્યા. પછી મોહથી કૃષ્ણનું શરીર સ્કંધ ઉપર લેઇ આમ તેમ છ માસ સુધી ભમ્યા. તે અવસરે બળભદ્રનો મિત્ર સિદ્ધાર્થ નામે દેવતા ત્હેને બોધ કરવા આવ્યો. ત્હેણે ખેડુતનું રૂપ કરી પથ્થરની શિલા ઉપર બીજ વાવવા માંડયા, તે જોઇ બળરામ બોલ્યા-" અરે મૂર્ખ ! આ શિલા ઉપર તે કમળ ઉગતાં હશે ? " ખેડુત બોલ્યો-" અરે ભાઇ ! ત્હારા ખભા ઉપરનું મડદું જીવતું થશે, તો આ પથ્થર ઉપર કમળ પણ ઉગશે ?

ત્હેનું વચન અવગણી બળભદ્ર મડદું ઉપાડી આગળ ચાલ્યા, ત્યાં માર્ગમાં દગ્ધ થયેલા વૃક્ષને જળ સિંચન કરનાર એક પુરૂષ તેમણે જોયો, બળરામે ત્હેને કહ્યું. "અરે મુઢ! દગ્ધ થયેલું વૃક્ષ સિંચન કરવાથી કદી પણ નવપલ્લવિત થતું હશે?" પેલાએ કહ્યું. "જો આ મૃત શરીર જીવતું થશે તો તે પણ થશે." આ પ્રમાણે કહેવાથી બળભદ્રે વિચાર્યું કે-મ્હારો બંધુ નિઃચેષ્ટ હોવાથી જરૂર મરી ગયો છે. પછી તરતજ દેવ પ્રકટ થયો. ને ત્હેણે કહ્યું કે તમને બોધ કરવાજ મ્હેં આ બધી લીલા રચી હતી. આ કૃષ્ણને જરાકુમારે મારી નાંખેલ છે. પછી પૂર્વનો તમામ વૃત્તાંત તે દેવે કહી બતાવ્યો. બળભદ્રે મોહને છોડી કૃષ્ણના દેહને અગ્નિસંસ્કાર કર્યો! ને બળભદ્રજીએ શ્રી નેમિનાથ ભગવાને મોકલેલા ચારણમુનિ પાસે દીક્ષા લીધી. અને પ્રાંતે મૃત્યુ પામી બ્રહ્મદેવલોકમાં ગયા. ઇતિ—શમ્.

---

## અથ સાતે મહા વ્યસનો વિષે—ભુજંગી છંદ.

ન શોભે નલીની યદી સાંજકાળે, ન શોભે કુવ્યસનો સુવંશો વિટાળે;
ટળે સંપદા ને વધે રોગ અંગે; તજો ટેવ એવી વરો મુક્તિ રંગે. ૧
દ્યુતે રાજ્યને પાંડવોએ ગુમાવ્યું, પ્રિયા દાવ ખેલી ગુમાવી ન ફાવ્યું;
કરી યુદ્ધ અંતે કુળે દાહ દીધો, જુગારૂં રમે દેખતાં નેત્ર અંધો. ૨
નરો માંસ ભક્ષી બુરા રાક્ષસોથી, ગયા નારકે શ્રેણિકાદિ રસોથી;
ન ચોરી કરો કોઈની પ્રાણ જાતાં, કરે જેલ જાત્રા દુઃખે ત્યાં રિબાતા. ૩
ભરોંસો ન રાખે બગાડી કુશાખે, પરોવી શૂળે મારતા રાય વાંકે;
સુરા પાનથી ચિત્તને વીત્ત નાસે, ઘટે લાજ ને કાજ સર્વે વિનાસે, ૪
વળી જ્ઞાન વિજ્ઞાન સુઝે ન બુઝે, અહા! મદ્ય બુરો ન પીજે ન દીજે;
બળી દ્વારિકાં એહ દુરાપવાદે, દીધો દાહ દ્વિપાયને એ પ્રસાદે. ૫
કદાપી ન વેશ્યા તણો સંગ કીજે, ઘટે અર્થ લજ્જા અને દુઃખ લીજે;
બુઝયો સિંહ ગુફા નિવાસી સુકોસ્યા, થયો સાધુ સૂરિ કને ધન્ય વેશ્યા

તજો મૃગયા જીવની ઘાત જેમાં, દયા વેલને દાહ લાગેજ તેમાં,
તજ્યો પુત્ર સંજોગ હિંસા પ્રતાપે, મુવો રામ પિતા કુહિંસા પ્રસાદે. ૭
પ્રિયા રામની જે સતી શ્રેષ્ટ શાણી, ખલે તેહીને રાવણે રોતી આણી;
થયું રાજ્ય લંકા તણું ધુળધાણી, ગયો નારકે ત્યાં મળે ક્યાંથી પાણી?૮

## અથ જુગાર વિષે સંક્ષિપ્ત કથા.

હસ્તીનાપુર નગરમાં પાંડવોનું રાજ્ય હતું. તેમના કાકાના દીકરા કૌરવો જે દુર્યોધનાદિ સો ભાઇઓ હતા. ત્હેમણે પાંડવો ઉપરની ઇર્ષ્યાથી ત્હેમને જુગાર રમવાની પ્રેરણા કરી. પાંડવોમાં મ્હોટા ભાઇ યુધિષ્ઠિર (ધર્મરાજા) જે અતિ દક્ષ, વિબુધ, ન્યાયી ને સત્યવક્તા હતા, છતાં ભવિતવ્યતાને યોગે ત્હેમની મતિ પણ મુંઝાઇ ગઇ. તેથી ત્હેમણે તે વાત સ્વીકારી. અને દ્યુત (જુગાર) રમ્યા, તેમાં પ્રથમ રાજ્ય હાર્યા. પછી સર્વસ્વ હાર્યા અને છેવટે પોતાની પ્રાણવલ્લભા સતી દ્રૌપદીને પણ દાવમાં મૂકી, ત્હેને પણ હારી ચૂકયા, તેથી પાપી દુઃશાસને પાંડવોના દેખતાં તે મહાસતીનાં વસ્ત્રો સભાસમક્ષ તાણ્યાં અને ઘણી કદર્થના કરી, છેવટે બાર વર્ષ સુધી ગુપ્તપણે વનવાસ ભોગવ્યો. અને મહા મહા દુઃખો સહન કર્યા. અંતે શ્રીકૃષ્ણની મદદથી રાજ્ય ભાગ માગ્યો, પણ તેમને શરશવ જેટલી પણ ભૂમિ નહીં આપવા કૌરવોએ કહ્યું. તેથી અંતે તુમુલ યુદ્ધ થયું. જે મહાભારતના નામથી ઓળખાય છે. પ્રાંતે સત્યનો જય થયો, પાંડવો જીત્યા. પણ ત્હેમનું કુળ ક્ષય થઇ ગયું. આ પ્રમાણે જુગારના વ્યસનથી નળરાજાએ પણ દમયંતીનો ત્યાગ કર્યો છે. એ વિગેરે અનેક મ્હોટા મ્હોટા રાજાઓએ જુગારરૂપી રાક્ષસના પંઝામાં ફસાઇ મહા મહા કષ્ટો સહન કર્યા છે. માટે વિવેકી પુરૂષોએ પ્રાણાંતે પણ જુગાર ખેલવો નહીં.

હાલના ઝેરી જમાનામાં જુગારને બદલે જુગારના બાપ સટ્ટા નું ઝેર ચારે તરફ વ્યાપી ગયું છે. તે સટ્ટારૂપ મહા રાક્ષસે જનસમાજ ઉપર ત્રાપ મારી તેને પોતાના પંઝામાં સપડાવ્યો છે, ત્હેનો ઝેરી પવન એટલો બધો

પુંકાયો છે કે, ત્હેના વિષમ વિષથી આખા કુટુમ્બના કુટુમ્બ બેહાલ બની ભૂખે મરતા થઇ ગયાં છે. અરે ! સટ્ટા તું દુનીયાનો કટ્ટો શત્રુ છે. ત્હેં અને ચહાએ દુનીયાનું નખોદ વાળી દીધું. લોકોની પાયમાલી થઇ ગઇ. ભલા ભગવાન ! સટ્ટાએ કોઇને બાકી મૂકયા નથી. શેર સટ્ટાએ તો કેર કરી નાંખ્યો, કઇકની હવેલીઓ ગીરો મુકાઇ તો કઇકના દાગીના વેચાયા અને કઇક ઠીકરડા પાત્ર થઇ ગયા. સટોરીયાની બાઇડીયો ઘરના ખૂણે મ્હોવાળી રડવા લાગી. કઇક ઝેહેર ખાઇને મૂવા. અને કઇક દેવાળાં કાઢી શ્યામમુખે સંતાઇ ગયા. જે વહેપારીઓ સટ્ટાને ધિક્કારતા, ને કોઇ વખતે તે હોલમાં જતા નહિ, ને શરમાતા કે રખેને કોઇ જાણશે તો આપણા વહેપારમાં ધોખો લાગશે. તે નિર્લજ નફ્ટ થઇ બાર પહોરને બત્રીસ ઘડી શેર હોલના ઓટલા સેવવા લાગ્યા. અહા પાપી સટ્ટા ! ત્હારૂં કેમ સત્યાનાશ ના ગયું ? સોના રૂપાનો સટ્ટો, કાપડ સુતરનો સટ્ટો, ખાંડ સાકરનો સટ્ટો, ઘી ગોળનો સટ્ટો, તેલ સરસવ, એરંડાનો સટ્ટો, શાકનો સટ્ટો, અને રૂ, અફીણ વિગેરે દરેક ચિજનો સટ્ટો, અહા ! સટ્ટો, સટ્ટો, સટ્ટો ને સટ્ટો. વહેપારીઓ ચકડોળે ચઢયા, ને એક હાથ માલ કરી ગરિબોને ગળે છરી મૂકવા લાગ્યા, આથી દરેક ચીજ મોંઘી થઇ, ઘણાના ખુન પી કદાપિ ને કોઇ કોઇ મોટરો દોડાવતા હશે ? પણ ગરિબની હાયથી અંતે ધુળની ધુળજ રહેવાની ?

પ્રિય પાઠકગણ ! વિચાર કરવાનો છે કે સટ્ટામાં એક કમાયો તો બીજાએ ખોયું. ને દલાલનું તો ઘર ભરાયુંજ, જે પૈસા તાર વિગેરેમાં ગયા તે તો દેશમાંથીજ ગયાને, એના અંગે હોટેલોનો તો સુમારજ રહ્યો નહી, ઢંગધડા વિનાના ખરચોથી પૈસાનું પાણી થઇ ગયું, મહાશયો ! ' વિચાર કરો, આમાં પરદેશથી શું આવ્યું ? " મ્હારૂં તમારી પાસે ને તમારૂં મહારી પાસે " એમાં દેશની દોલતનો વધારો થયો કે ઘટાડો, તેહેનો જરા વિચાર તો કરો, ભાઇઓ હવે જાગો જાગો ! અરે દુનીયાં નાચે છે, ને કુદરત હસે છે. અરે ! ઉંડા ધરાની તેડ ઉપર ઉભા રહેલા સટોરીયા યાદ રાખજો કે એ ધરો નિશ્ચે ડળી જવાનો, પણ કઇ વખતે તે તમને ખાતરી નથી ? પણ કુદરત તો જાણે છે, તેથી જ્યારે તે ધરો ડળી પડશે ત્યારે તમે

બધા ત્હેમાં ડુબી જશો. સટ્ટાને અંગે ચોરી વિગેરે દુર્વ્યસનો આવે છે. માટે વિજ્ઞુધોએ દરેક જાતના સટ્ટાને તિલાંજલી આપવી જોઇએ. ઇતિ–શમ્.

## અથ માંસભક્ષી વિષે.

માંસ ભક્ષણ કરનાર રાક્ષસથી પણ વધારે ક્રુર છે. તેઓને કોઇ પ્રકારનો વિવેક હોતો નથી. દયાને ને ત્હેમને આભને જમીન જેટલું અંતર હોય છે પણ જો તેઓ પોતાના જ્ઞાનચક્ષુથી જુવે તો પ્રાણીની હિંસા વિના માંસ મળતું નથી અને હિંસા તો સાક્ષાત નરકની દૂતી છે. મનુ મહારાજા એ મનુસ્મૃતિમાં સાફ કહ્યું છે કે. "હિંસા કરવાનો મત્ત આપે, પ્રાણીને મારે, કાપે, લે, રાંધે, ખાય, વેચે અને માંસનો બોજો વહે, એ આઠે પ્રાણીના ઘાતક છે. અને તેઓ નરકના અધિકારી છે." વળી હઝરત અલી સાહેબે કહ્યું છે કે "હે આદમ! તું પ્રાણીને મારીને ત્હેની કબર ત્હારા પેટમાં કરીશ નહીં." આવી રીતે દરેક ધર્મશાસ્ત્રો પોકારી પોકારીને કહી ગયા છે. પણ જીવ્હા રસના લાલચુ માણસો વિવેકરૂપ નેત્ર રહિત થઇ, સાદો, સ્વચ્છ અને નિરોગી અન્નનો આહાર તજીને જેની બદબો નઠારી છે, એવા માંસનો આહાર કરે છે. તે ધિક્કારવા યોગ્ય છે. શ્રેણિક જેવા ક્ષાયિક સમકિતના ધણી કે જે વીરભગવાનના શ્રાવક હતા, છતાં પણ માંસ ભક્ષણના દોષથી નરકે ગયા છે. ઇતિ–શમ્.

## અથ ચોરી વિષે.

મનુષ્યના દસ પ્રાણ છે, તેમ અગીયારમો પ્રાણ ત્હેનું ધન ગણાય છે ઘણી વખતે ચોરી વિગેરેથી ધનનો નાશ થતાં માણસોના હબકથી પ્રાણ નીકળી જાય છે. તેથી દ્રવ્યને પ્રાણ સમાન કહ્યો છે, ત્હેને વગર આપે જે કોઇ પાપબુદ્ધિથી હરી લેછે, તે ત્હેના પ્રાણનો હરનાર સમજવો. એવા પર દ્રવ્યને હરણ કરનારને ચોરને નામે ઓળખે છે. ચોરને આ ભવમાં કારાગ્રહનું મહા કષ્ટ પડે છે. અને પરભવમાં નરકાદિક દુઃખ ભોગવવાં પડે છે. વળી ચોરીનું ધન્ય ચંડાળે જાય છે. ને પાપી હાથ ને હૈયું બાળે છે. ચોરનો કોઇ વિશ્વાસ રાખતું નથી. ગુહ્ય વાત કોઇ ત્હેને કહેતું નથી. ને પાસે

ઉભો પણ રાખતું નથી; તે હડકાયા કુતરાની જેમ હડેધુત થાય છે. વળી તે છપાએલું કાટલું હોવાથી તેને નામે એક પાઇ પણ લખતું નથી, ને ગામમાં કાંઇ ચોરી કે ગુન્હો થયો કે આ ભાઇનું નામ ગવાય છે. પહેલાં તો ત્હેનેજ પકડીને મારઝૂડ કરે છે. ચોરની પાસે ધન રહેતું નથી. પ્રાયે તે દરિદ્રી હોય છે. પડી ગએલું, વિસારે પડેલું, વગર આપેલું અને પારકી વસ્તુને પોતાની કહેવી, એ સર્વ ચોરીજ કહેવાય છે. માટે વિવેકી પુરૂષોએ ચોરી કરવી નહીં. પારકી થાપણ ઓળવવી નહીં. અને એક તૃણતુસ જેટલું પણ ગોપવવું નહી. ઇતિ—શ્રમ.

## અથ મદિરાપાન વિષે—કથા.

મદિરાના પાનથી ડાહ્યો માણસ છતાં બેભાન થઇ જાય છે, તેથી તે લડથડીયા ખાતો પડી જાય છે. ને ગટર વિગેરેમાં પડી જવાથી ત્હેના હાથ પગ ભિતરી જાય છે. ત્હેને ગમ્યાગમ્ય ને પેયાપેયનું ભાન રહેતું નથી. તે એમ નથી જાણતો કે "આ મ્હારી દીકરી છે. ને આ મ્હારી મા છે." તે નાગો થઇ માથે ધોતીયું બાંધી ગમે તેમ બક્યાં કરે છે. તે નઠારી ભૂંડી ગાળો બોલે છે. દારૂડીયા માણસો છાની વાતને છતરાઇ કરે છે. તેની પાસે પૈસા હોય તો લુચ્ચા જુગારી માણસો લઇ જાય છે. તેઓ લડથડીયાં ખાઈ એક બીજા ઉપર પડે છે.

એવા શરીર અને મુખ ગંધાતા દારૂડીયા, બજારમાં, ચોકમાં, રાજમાર્ગમાં ગમે ત્યાં બેભાન થઇ પડી જાય છે, ત્હેની આસપાસ લોકોનાં ટોળાં જોવા મળે છે. ત્હેની પાછળ કુતરાં ભસે છે. ને ગટર વિગેરેમાં ખુલ્લા મુખથી પડયો રહે છે. તે વખતે ત્હેના મુખમાં કુતરાં મુતરી જાય છે. અને જ્યારે એમ થાય છે ત્યારે તે નિર્લજ કુતરાનું મૂત્ર ખારૂં લાગવાથી મુખમાં જીભ ફેરવી ચાટે છે. તેની જીભ ટુંકી થાય છે. તેથી તોતળું તોતળું બોલે છે. વળી તે ભામટાની પેઠે આમ તેમ ભમે છે. તેવી બેભાન સ્થીતિમાં ખોટા ખતમાં સહી કરી આપે છે. તેથી તેની માલમત્તા પરસ્વાધીન થઇ જાય છે. એવા દારૂડીયા મહા પાપી પોતાના આત્માનું

અને પરતું બન્નેનું ખુન કરે છે, ધુળમાં આળોટી મૂખમાં કાદવ ભરે છે. એકંદર રીતે દારૂનું મહા વ્યસન આ ભવ અને પરભવને દાહ લગાડનાર છે. તે ઉપર દ્વારિકાના દાહની કથા નીચે પ્રમાણે છે.

## દ્વારિકાના દાહની કથા.

એક વખતે શ્રી **નેમિનાથ ભગવાન** ગિરનારના ઉદ્યાનમાં સમોસર્યા એ ખબર જાણી **શ્રી કૃષ્ણ વાસુદેવ બળદેવની** સાથે ત્યાં વાંદવા ગયા, તેમની દેશના સાંભળી પ્રાંતે કૃષ્ણે પૂછ્યું કે–" હે પ્રભુ ! સ્વર્ગના જેવી આ દ્વારિકા નગરીનું ભાવી શું થશે ? " પ્રભુ બોલ્યા "મદિરાપાનથી અંધ થયેલા તમારા બે પુત્રો **સાંબ અને પ્રદ્યુમ્નથી** કોપ પામેલા **દ્વિપાયનથી** આ નગરીનો વિનાશ થશે. અને ત્યાર પછી **જરાકુમારે** છોડેલા બાણથી ડાબા પગમાં વિંધાએલા તમે કાળ કરીને ત્રીજી નરકે જશો." પ્રભુનાં આવાં વચન સાંભળી જરાકુમારે હું ભાઇનો હણનાર ન થાઉં. એમ વિચારીને તે વનમાં નાશી ગયો. ' શ્રી કૃષ્ણ હું નરકે જઇશ ! એવું સાંભળીને આર્તધ્યાન કરવા લાગ્યા. તે જોઇ પ્રભુ બોલ્યા–" હે અચ્યુત ! તમે આવતી ચોવીસીમાં **અમમ** નામે બારમા તિર્થંકર થશો." તે સાંભળી કૃષ્ણ હર્ષ પામી પોતાની નગરીમાં આવ્યા. અને તત્કાળ નગરીમાં જેટલી મદિરા હતી તે તમામ બહાર કઢાવી ફેંકી દીધી. ને નવી નિપજતી બંધ કરી.

એક વખતે સામ્બ અને પ્રદ્યુમ્નકુમાર વનમાં ક્રીડા કરવાને દૂર ગયા. ત્યાં ગિરનાર પર્વતની ગુફાઓમાં નાંખેલી પેલી મદિરાની ગંધ આવી; તેથી ચિરકાળે દેખવાથી અતિ લુબ્ધ થયેલા યાદવ કુમારોએ ત્યાં જઇને મદિરાનું પાન કર્યું. પછી મદથી વિકળ બની તેઓ યથેચ્છ ભમવા લાગ્યા. તેવામાં **દ્વિપાયન તપસ્વી** તેમના જોવામાં આવ્યા, એટલે તે ઉન્મત્ત થયેલા કુમારોએ ગાઢ પ્રહારો વડે તેને કુટી નાખ્યો. તે વખતે ક્રોધાયમાન થયેલા ત્હેણે તત્કાળ નિયાણું કર્યું કે "જો મારૂં તપ પ્રમાણ હોય તો હું યાદવોની દ્વારામતિ પૂરીનો દાહ કરનાર થાઉં." આ વૃત્તાંત તે કુમારોએ રામકૃષ્ણને કહ્યો. તે સાંભળી રામ અને કૃષ્ણ દ્વિપાયન પાસે જઇ કહેવા

લાગ્યા. " હે મુનિ ! આવું ભયંકર નિયાણું કૃપા કરીને નિષ્ફળ કરો." દ્વિપાયને કહ્યું-" તે વૃથા થશે નહીં. પણ ત્હમને બેનેજ જવા દઇશ; તે શિવાય બીજા કોઇને પણ છોડીશ નહીં. હવે તે વિષે મને કાંઇ કહેવું નહીં." પછી કૃષ્ણે દ્વારિકામાં આવી પડહ વગડાવ્યો કે-" આપણી નગરીનો પ્રલય કરવા દ્વિપાયને ધાર્યું છે. માટે સર્વેએ પરમાત્માનું ધ્યાન ધરવું." લોકોએ તેમ કર્યું. તે પ્રસંગે શ્રી નેમિનાથ ભગવાને દેશના આપી કે-સંધ્યાના વાદળનો રંગ, હસ્તીના કાન, દર્ભના અગ્ર ભાગે રહેલું જળનું બિંદુ, સમુદ્રના મોજાં અને ઇંદ્રિ ધનુષ જેવું આ સંસારિક દ્રવ્ય, યૌવન અને રાજસુખ સર્વ ચપળ છે." આવી દેશના સાંભળી કેટલાએક લોકોએ દીક્ષા લીધી.

દ્વિપાયનઋષિ મૃત્યુ પામીને અગ્નિકુમાર નિકાયમાં ઇંદ્રિ થયો. પૂર્વના રોષથી તે દ્વારિકાને ઉપદ્રવ કરવા આવ્યો. પણ કૃષ્ણની આજ્ઞાથી લોકો આંબેલ વિગેરે તપ કરતા હતા, તેથી તે તેમનો પરાભવ કરવા સમર્થ થઇ શકયો નહીં. એવી રીતે બાર વર્ષ વીતી ગયાં. અન્યદા સર્વ લોકો લૌકિક પર્વને દિવસે ધર્મકાર્યમાં પ્રમાદી થઇ ગયા. તે અવસરનો લાભ લઇ તે દુરાત્માએ સંવર્ત્તક પવન વડે નગરમાં તૃણ કાષ્ટ ક્ષેપવી ત્હેને સળગાવીને તે વખતે બહાર ગામ ગયેલા યાદવોને પણ ત્હેણે લાવી લાવીને અગ્નિમાં ઝીકયા. તે સમયે રામ અને કૃષ્ણ સંભ્રમ પામી, રોહિણી, દેવકી અને વસુદેવ એ ત્રણને રથમાં બેસારી, દરવાજા પાસે આવ્યા, ત્યાં રથના ઘોડા એક ડગલું પણ ચાલી શકયા નહીં, એટલે રામ કૃષ્ણ પોતે ખેંચવા લાગ્યા. તે વખતે દ્વિપાયન દેવે કહ્યું. " હે રામ કૃષ્ણ ! તમે વૃથા પ્રયાસ શા માટે કરો છો ? તમારા બે શિવાય કોઇને હું છોડીશ નહીં." એટલું કહેતાંજ નગરીનો દરવાજો રથ ઉપર ત્રુટી પડયો. અને રથમાં બેઠેલાં ત્રણે જણ મૃત્યુ પામ્યા. તેઓ જિનેશ્વરના ધ્યાનમાં લીન હોવાથી સ્વર્ગે ગયા.

રામ અને કૃષ્ણે નગરીમાંથી નિકળી કોઈ પર્વતના શિખર ઉપર ચઢીને નગરીને ૭ માસ સુધી બળતી જોઇ. પછી તે બંને પાંડવોના હસ્તીનાપૂર

જવા ઉત્સુક થયા. ચાલતાં ચાલતાં તેઓ કૌસંબી નગરીના વનમાં આવ્યા. ત્યાં એક વડના વૃક્ષ નીચે શિલ્લા ઉપર બન્ને વિશ્રામ લેવા બેઠા. તે વખતે ઘણી તૃષા લાગવાથી કૃષ્ણે પોતાના બંધુ પાસે જળ માગ્યું; એટલે બળભદ્ર કૃષ્ણને ત્યાં મૂકી જળાશયે પાણી લેવા ગયા. અહીં કૃષ્ણ પીતાંબર ઓઢી ઢીંચણ ઉપર વામ ચર્ણ (ડાબો પગ) મૂકી વૃક્ષની નીચે સુઇ ગયા. તે અવસરે પેલો જરાકુમાર તે તરફ આવી ચઢયો. ત્હેણે દૂરથી સુવર્ણ મૃગની ભ્રાંતીએ તિક્ષણ બાણ છોડયું, તેનાથી કૃષ્ણનો ડાબો પગ વીંધાઇ ગયો. તેથી તત્કાળ જાગૃત થઇ કૃષ્ણે કહ્યું " અહો! કયા દુરાત્માએ આ કૃત્ય કર્યું? તે સાંભળી જરાકુમાર પોતાના આત્માને નિંદતો અને નેત્રમાંથી આંસુ પાડતો બંધુના ચરણમાં પડી રૂદન કરવા લાગ્યો. " કૃષ્ણ બોલ્યા ભાઈ! શા માટે રૂદન કરે છે? ભગવંતે ભાખ્યું હતું તે થયું છે. તો ત્હેમાં શો શોક કરવો?–હવે તો હે બાંધવ! મ્હારૂં કૌસ્તુભરત્ન લઇ તું પાંડવો પાસે જા, અને તે પાંડવોને આપી દ્વારકાંના દાહ વિગેરેનો સર્વ વૃત્તાંત નિવેદન કરજે. આ કૌસ્તુભની એધાનીથી ત્હેમને ખરેખરો નિશ્ચય થશે. જો તું અહીંથી નહીં જાય તો હમણાંજ બળભદ્ર આવી ત્હને હણી નાંખશે" તે સાંભળી જરાકુમાર કૌસ્તુભ લઇ મથુરાં તરફ ચાલ્યો, તેના ગયા પછી કૃષ્ણે ચિંતવ્યું કે–" ગજસુકુમાલ અને ઢંઢણ વિગેરેને ધન્ય છે કે જેઓ મોહને વશ કરી પરમાનંદને પામ્યા " પછી જ્યારે પ્રાણનો અંત સમય આવ્યો, ત્યારે કૃષ્ણને નરકને યોગ્ય લેષ્યા થઇ, તેથી ત્હેણે ચિંતવ્યું કે– " અહો! મારી સુંદર નગરીને બાળનાર એ પાપી વૈરીને હું કોઇ રીતે જોઉં તો ત્હેને મારીને યમરાજનો અતિથિ કરી દઉં " આવું ચિંતવતાં તે મૃત્યુ પામીને ત્રીજી નરકે ગયા.

બળભદ્ર જળ લઇ આવ્યા. પોતાનો ભાઈ નિ:ચેષ્ટ જોઇ ત્હેનું મડદું સ્નેહને લીધે છ માસ સુધી ખભે લેઇ ભમ્યા. છેવટે ત્હેમના એક મિત્ર દેવતાએ અનેક યુક્તિએ ત્હેમને પ્રતિબોધ આપ્યો. પછી કૃષ્ણના મૃત દેહને અગ્નિ સંસ્કાર કરી બળભદ્રે દીક્ષા ગ્રહણ કરી.

બળભદ્રમુનિના અતિ તપના પ્રભાવથી તેમના સ્વાધ્યાયને સાંભળીને અનેક વાઘ, સર્પ, સિંહ, મૃગ વિગેરે પ્રાણીઓ સમક્તિી થયા, ત્હેમનો કોઇ એક મૃગ તેમનો પૂર્વ ભવનો મિત્ર હોવાથી જાતિસ્મરણ જ્ઞાનથી તે મુનિને કોઇ સાર્થવાહ વિગેરે આવ્યો હોય ત્યાં, અહારપાણી વાસ્તે તેમના વસ્ત્રનો અંચળ પકડી લઇ જતો.

એક વખતે કોઇ રથકાર તે વનમાં અરધા કાપેલા વૃક્ષને તેમજ રહેવા દઇને ભોજન કરવા બેસવાની તૈયારી કરતો હતો. તે વખતે માસક્ષમણને પારણે બળદેવ મુનિને તે મૃગ સંજ્ઞાથી ત્યાં લાવ્યો. પેલા રથકારે ભાવશુદ્ધિથી તે મુનિને દાન આપ્યું. અને હું ધન્ય છું, કૃતપુણ્ય છું કે મ્હારૂં શેષ સુપાત્રે પડ્યું, એમ વિચારવા લાગ્યો. તેજ સમયે તે મૃગ ઉંચું મુખ કરી રામને અને રથકારને જોઇ વિચારવા લાગ્યો કે–" અહો ! હું અધન્ય છું, તિર્યંચ છું, તેથી હું દીક્ષા લેવા કે સાધુને ભિક્ષા આપવા સમર્થ નથી. પશુપણાથી હણાયલા મ્હને ધિક્કાર છે." આવું ચિંતવન કરતા તે રામ, રથકાર, અને મૃગ ત્રણેની ઉપર પવનની ઉર્મિથી તે અર્ધ કાપેલું વૃક્ષ તુટી પડ્યું. તેથી ત્રણે મૃત્યુ પામી બ્રહ્મદેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયા.

દેવપણાને પામેલા બળરામે અવધિજ્ઞાન વડે પોતાના બંધુના સ્નેહને સંભાળી ત્હેને મળવા જવા તૈયાર થયા. પરંતુ પાંચ સભાને યોગ્ય આવશ્યક દેવ કૃત્ય કરતાં બ્યાશી હજાર વર્ષ વીતી ગયાં. ત્યાર પછી શીઘ્રપણે ત્રીજી નરકે આવી તેઓ કૃષ્ણને ત્યાંથી લઈ જવા સારૂં ખેંચવા લાગ્યા, કૃષ્ણે કહ્યું–હે બંધુ ! મ્હને અહીંજ રહેવા દ્યો, તમારા સ્પર્શથી ઉલટો હું દુઃખ પામું છું, પરંતુ લોકમાં આપણા બન્નેનો યશ દેવતાઓને મનુષ્યો ગાય તેમ કરો. "

પછી બળભદ્રદેવે પાછી પૂર્વ સ્થળેજ યાદવોથી ભરપૂર કૃત્રિમ દ્વારકા રચી, અને લોકોનું વાંછિત પૂરવા માંડ્યું, પુનઃ તે સમુદ્રના પૂરમાં તણાઈ ગઇ. એવી રીતે સાતવાર સમુદ્રમાં દ્વારકાને ડુબાવી; તેથી લોકોમાં ત્હેમનો મોટો મહિમા પ્રસર્યો.

આ પ્રમાણે દેવતાની રચેલી દ્વારિકા નગરી મદ્યના પ્રભાવથી અગ્નિ શરણ થઇ. તો બીજા પામરની તો વાતજ શી ! માટે મદ્યપાન કોઈ પણ ઉત્તમ પુરૂષોએ જીવ જતાં પણ કરવું નહીં.

## અથ વેશ્યાગમન વિષે.

વેશ્યા એક કુતરાની ઓટેલી ચાટ સમાનછે. તે જગતની લાડી ગણાય છે, એટલે ત્હેના અનેક ધણી હોય છે. તેવી અનેકે ભોગવેલી સ્ત્રી વિબુધ જનો કદી ભોગવતા નથી. એ તો નીચ અને હરામી લોકોજ ભોગવે છે. વેશ્યાગમનથી પ્રમેહ આદિ અનેક ભયંકર રોગ થાય છે. ત્હેની સાથે ગમન કરવાથી વિત્ત, વપુ ને વય ત્રણેની હાની થાય છે. અને ચિત્ત ડહોળાએલું રહે છે. જ્યાં સુધી ધન હોય ત્યાં સુધીજ તે ત્હેની થઇને રહે છે. ને જ્યાં ધન ખૂટયું કે અંગના મેલ પ્રમાણે ત્હેનો ત્યાગ કરે છે. એવી વેશ્યામાં પણ કોઇ ગુણવાન હોય છે. કેમકે " બહુરત્ના વસુંધરા " એ કહેવત કાંઇ ખોટી નથી ? તે ઉપર કોશા નામની વેશ્યાનું દૃષ્ટાંત આ પ્રમાણે છે.

## કોશા વેશ્યાની કથા.

પાટલીપૂરમાં કળા કૌશલ્ય ને લાવણ્ય રૂપની ભંડાર સમાન કોશા નામે વેશ્યા રહેતી હતી. ત્હેને પ્રતિબોધ કરવા માટે ગુરૂની આજ્ઞાથી શ્રી **સ્થુલીભદ્રસ્વામી** ત્હેને ઘેર આવી ચાતુર્માસ રહ્યા હતા. તે મુનિને પાડવા તેણે અનેક પ્રકારના હાવભાવ, વિભવ વિલાસ વિગેરે કર્યા. પણ તેથી કિંચિત્ ચળ્યા નહીં. છેવટ મુનિએ ત્હેને પ્રતિબોધિ બારવ્રતી કરી. તેમાં ચોથાવ્રતમાં ત્હેણે રાજાની આજ્ઞાથી આવેલા પુરૂષ વિના બીજા પુરૂષનો સંગ નહીં કરવાનો નિયમ લીધો. અન્યદા ત્હેના વ્રતનો ભંગ કરવા નંદરાજાએ રૂપમાં કામદેવસમાન એક રથકારને ત્હેની પાસે મોકલ્યો; ત્હેણે કોશાનું મન રંજન કરવા ત્હેના ઘરમાંજ રહીને ધનુર્વિદ્યાની નિપુણતાથી એક પછી એક બાણ મૂકી લાંબી લાકડીના જેમ બનેલા બાણના અગ્ર ભાગથી આંબાની ટોચની લુંબ તોડીને તે લુંબ લઇ કોશાને આપી. તેમજ વાણીની પણ ત્હેણે ચતુ-

રાઈ બતાવી. તે સર્વ જોઇને વિષયથી વિરક્ત થએલી કોશા બોલી કે—"તપાવેલા લોઢાના સ્તંભનું આલિંગન કરવું સારૂં પણ નરકના દ્વાર સમાન સ્ત્રીના જઘનનું સેવન કરવું સારૂં નહીં."

ઇત્યાદિક વૈરાગ્યના વચનો કહીને તેના ગર્વનો નાશ કરવા શરશવનો ઢગલો કરી ત્હેની ઉપર એક સોય મૂકી. તે સોયના અગ્રભાગપર એક પુષ્પ મૂક્યું, ને તે પુષ્પપર નૃત્ય કરતી બોલી કે—" આંબાની લુંબ તોડવી દુષ્કર નથી, તેમજ શરશવના ઢગલાપર નાચ કરવો તે પણ દુષ્કર નથી. પરન્તુ મહાનુભાવ શ્રી **સ્થુલીભદ્રમુનિ** પ્રમાદના ને પ્રમદાના વનમાં પ્રમાદી ન થયા, તેજ એક દુષ્કર છે. કેમકે " પર્વતની ગુફામાં, નિર્જન વનમાં નિવાસ કરનારા હજારો મનુષ્યો જિતેન્દ્રિય હોઇ શકે છે. પરંતુ અતિ મનોહર હવેલીમાં સુંદર યુવતિની સાથે વસીને તો માત્ર એક સકડાળ મંત્રીના પુત્ર શ્રી **સ્થુલીભદ્ર**જ જિતેન્દ્રિય રહ્યા છે." ઇત્યાદિક સ્થુલીભદ્રની પ્રશંસા કરીને તેણીએ તે રથકારને પ્રતિબોધ આપ્યો. તેથી તે રથકારે વિષયથી પરાઙ્મુખ થઇને દીક્ષા ગ્રહણ કરી ને સ્વર્ગે ગયો. કોશા પણ ચિરકાળ જૈન ધર્મની પ્રભાવના કરીને સ્વર્ગે ગઇ. ઇતિ–શમ્.

---

## અથ હિંસા વિષે પ્રબંધ.

શૂરા પુરૂષો કદી પણ રાંક તેમ નિરાપરાધીને મારતા નથી. જેઓ કાયર છે, તેજ નિરઅપરાધીનું ખૂન કરે છે. હવે ક્ષત્રીઓ, પારાધિયો વિગેરે શિકાર કરી નિરઅપરાધી પ્રાણીઓના પ્યારા પ્રાણનો નાશ કરે છે, તે વિષે જરા વિચાર કરીએ? પૃથ્વિપતિની તેમજ પરમેશ્વરની બે પ્રજાઓ છે. એક તો વિવેકી મનુષ્ય અને બીજી વિવેકરહિત પશુપંખી વિગેરે, આ બે પ્રજાઓ રાજાની ને પરમેશ્વરની ગણાય છે. તેમાં એક પ્રજા જે મનુષ્ય પ્રાણી છે ત્હેને રાજા ન્યાય આપે છે, ત્યારે બીજી પ્રજા જે પશવાદિક છે, ત્હેને રાજા તરફથી અન્યાય મળે છે. ત્યારે પૃથ્વિ અરાજક થઇ કે શું થયું? કેમ કે પશુ કાંઈ અપરાધ કરતા નથી, તેઓ ફાસુતૃણ ખાય છે. ને જળ પીએ છે.

પક્ષીઓ વસ્તીમાં ભીડ કરતા નથી. તે ગગનવિહારી છે. છતાં શા અપરાધે ત્હેનો વધ થાય છે? તેની સમજ પડતી નથી.

અરે એકને મન ગમ્મત, રમ્મત થાય, ત્યારે બીજાનો પ્યારો પ્રાણ જાય. આ તે ન્યાય કે અન્યાય! સૌના પ્રાણ તો સરખાજ છે. વળી શસ્ત્ર રહિત, મુખમાં તરણાનો ગ્રાસ લેનાર, પુંઠ વાળીને નાસનાર, અને શરણે આવનાર એવો શત્રુ હોય છતાં પણ ત્હેને ક્ષાત્ર ધર્મમાં અવધ્ય કહ્યો છે. તો આ બિચારા નિરઅપરાધી પશુઓ તો, તરણા ખાય છે, શસ્ત્રરહિત છે, અને મનુષ્યને જોઈને બ્હીકથી નાસે છે, તેમજ અશરણ છે. તો તેનો વધ શી રીતે થઈ શકે? અર્થાત્ નજ થઇ શકે? વળી હિંસા મહા બૂરી છે ને તેનાથી આ ભવમાં દારિદ્રતા અને રોગાદિક પીડા થાય છે, અને પરભવમાં નારકાદિક દુઃખ પડે છે. તે વિષે મૃગાપુત્ર લોઢીઆની કથા આ પ્રમાણે છે.

## અથ મૃગાપુત્ર લોઢીયાની કથા.

શ્રી **વીરપ્રભુ** મૃગ ગામના ઉદ્યાનમાં સમોસર્યા. પ્રથમ ગણધર શ્રી **ગૌતમસ્વામી** ગામમાં ગોચરી ગયા; ત્યાંથી અહાર લઈ પાછા વળતાં માર્ગમાં એક વૃદ્ધ અને અંધ કોઢીયાને જોયો. ત્હેના મુખ ઉપર માખીઓ બણબણી રહી હતી. એવા દુઃખના ઘરરૂપ ત્હેને જોઇ પ્રભુ પાસે આવીને પૂછ્યું કે "હે ભગવન્! આજે મ્હેં જે મહા દુઃખી પુરૂષને જોયો છે. ત્હેના જેવો દુઃખીયો વિશ્વમાં કોઇ હશે?

પ્રભુ બોલ્યા—" હે ગૌતમ! એને કાંઇ મ્હોટું દુઃખ નથી. પણ આજ ગામમાં વિજયરાજાની પત્નિ મૃગાવતી નામે છે. ત્હેનો પ્રથમ પુત્ર લોઢીયાના જેવી આકૃતિવાળો છે. ત્હેના દુઃખની આગળ આનું દુઃખ કોણ માત્ર છે." ઇત્યાદિક સાંભળી શ્રી**ગૌતમસ્વામી** પ્રભુની આજ્ઞા લઇ જોવાની ઇચ્છાએ રાજાને ઘેર ગયા. મૃગાવતી રાણી ગણધર મહારાજાને અચાનક આવેલા જોઇ બોલી "હે ભગવન્! તમારૂં દુર્લભ આગમન અકસ્માત્ કેમ થયું?" ગણધર બોલ્યા! "પ્રભુના વચનથી તારા પુત્રને જોવાને આવ્યો છું." રાણીએ તરતજ પોતાના સુંદર આકૃતિવાળા પુત્રો બતાવ્યા. એટલે

ગણધરે કહ્યું. " આ સિવાય ત્હારા જે પુત્રને ભૂમિગ્રહમાં રાખ્યો છે તેને બતાવ; મૃગાવતિ બોલી કે—ભગવન્ મુખે વસ્ત્ર બાંધો. અને ક્ષણવાર રાહ જુવો. કે જેથી હું ભૂમિગ્રહ ઉઘડાવું ત્હેમાંથી કેટલીક દુરગંધ નિકળી જાય તે પછી પધારો, ત્યાર પછી થોડી વારે ગૌતમસ્વામીને મૃગાવતી ભૂમિગ્રહમાં લઇ ગઇ. ત્હેમણે નજીક જઇને તે પુત્રને જોયો, તે પગના અંગુઠા, હોઠ, નાશિકા, નેત્ર, કાન અને હાથ વગરનો હતો. જન્મથી નપુંસક, બધિર અને મુંગો હતો. દુઃસહ વેદના ભોગવતો હતો; જન્મથી માંડીને શરીરની અંદરની આઠ નાડીમાંથી અને બહારની આઠ નાડીમાંથી રૂધીર તથા પરૂ વર્ષા કરતું હતું. જાણે મૂર્તિમાન્ પાપજ હોય. તેવા તે લોઢકાકૃતિ પુત્રને જોઈ ગણધર બહાર નિકળ્યા, અને પ્રભુની પાસે આવીને પૂછ્યું કે. " હે ભગવન્! આ જીવ ક્યા કર્મથી નારકી જેવું દુઃખ ભોગવે છે? પ્રભુ બોલ્યા—

શતદ્વાર નામના નગરમાં ધનપતિ રાજાને રાષ્ટ્રકૂટ નામે એક સેવક હતો. તે પાંચસો ગામનો અધિપતિ હતો. તે સાતે વ્યસન સેવવામાં આસક્ત હતો, તે આકરા કરોથી લોકોને પીડતો. અને કાન, નાક, નેત્ર વિગેરે છેદીને લોકોને હેરાન કરતો હતો, અને નિરઅપરાધિ પશુઓનો શિકાર કરતો હતો. એક સમયે ત્હેના શરીરમાં સોળ રોગ થયા. તે આ પ્રમાણે શ્વાસ, ખાંસી, જ્વર, દાહ, પેટમાં શૂળ, ભગંદર, હરષ, અજિર્ણ, નેત્રભ્રમ, મુખે સોજા, અન્નપર અરૂચિ, નેત્રપીડા, ખુજલી, કર્ણવ્યાધિ, જળોદર અને કોઢ એ પ્રમાણે મહા રોગો ઉત્પન્ન થયા. કેમકે દુષ્ટ, દુર્જન, પાપી, ક્રૂર—કર્મ કરનારને અને અનાચાર સેવનારને તેજ ભવમાં પાપ ફળે છે. તે પ્રમાણે આને પણ રોગો થયા. ત્હેણે પોતાનો બધો કાળ પાપમાંજ ગુમાવ્યો એ પ્રમાણે અઢીસો વર્ષનું આયુષ્ય ભોગવી મરણ પામીને પહેલી નરકે ગયો. ત્યાંથી નિકળીને અહીં મૃગાવતીના પુત્રપણે ઉત્પન્ન થયો છે. ત્હેને મુખ ન હોવાથી ત્હેની માતા રાબ કરીને ત્હેના શરીર ઉપર રેડે છે. તે આહાર રોમના છિદ્ર દ્વારા અંદર પેસી પરૂ અને રૂધિરપણાને પામી પાછો બહાર નિકળે છે, આવાં મહા દુઃખ વડે બત્રીસ વર્ષનું આયુષ્ય પુરૂં કરી મરણ પામીને આજ ભરતમાં વૈતાઢ્ય સમિપે સિંહ થશે. ત્યાંથી મરણ પામીને

ફરીવાર પહેલી નરકે જશે, ત્યાંથી સરપોળીયા ( નોળીયા ) પણાને પામી બીજી નરકે જશે. ત્યાંથી પક્ષી થઇ ત્રીજી નરકે જશે. એમ એક એક ભવને આંતરે સાતમી નરક સુધી જશે. પછી મચ્છપણું પામશે. પછી સ્થળ ચર જીવોમાં આવશે. પછી ખેચર-પક્ષી જાતીમાં ઉપજશે. પછી ચતુરિંદ્રિય, તેરિન્દ્રિય અને બેરિંદ્રિયમાં આવશે. પછી પૃથ્વિ વિગેરે પાંચે થાવરમાં ભમશે. એવી રીતે ચોરાશી લાખ યોનિમાં વારંવાર ભમી અકામ નિર્જરાએ લઘુ કર્મી થવાથી પ્રતિષ્ટાન પુરને વિષે એક શેઠના ઘેર પુત્રપણે ઉપજશે. ત્યાં સાધુના સંગથી ધર્મ પામી દેવતા થશે, ત્યાંથી ચવી અનુક્રમે સિદ્ધિપદને પામશે.આ પ્રમાણેનો લોઢકનો સંબંધ શ્રી ગૌતમસ્વામીને વીરપ્રભુએ કહ્યો.

આ દ્રષ્ટાંતથી કમકમી ઉપજે છે. હેને મનન કરી આસ્તિક અને ઉત્તમ પુરૂષોએ જીવ હિંસાદિ પાપકર્મ કરવાં નહીં ઇતિ શમ્.

## અથ પરસ્ત્રી ગમન વિષે પ્રબંધ.

પરસ્ત્રી ગમન કરનાર નિર્મળ કુળનો છતાં પણ તેના કુળમાં મશીનો કૂચડો ભુંસાય છે. તે નવ નવા વેષ કરી ચોરની પેઠે રાતવરત પારકા ઘરમાં પેસે છે. તેને લોકો હડકાયા કુતરાની જેમ હાંકી કાઢે છે. ને ચોર કહી કુટી મારે છે. ને પછી દરબારમાં દોરી જાય છે, હેને બીલકુલ ચેન પડતું નથી. અરે ! તે મૂર્ખ વિચાર નથી કરતો કે પોતાની સ્ત્રીથી પ્રેમનો પટંત્તર કરી તે પ્રેમને વેચવા રૂપ બીજી સ્ત્રીને આપવાથી શું ફળ છે ?

પોતાની સ્ત્રી ભર્યાં ભાણા તુલ્ય છે હેને મૂકીને પરાઇ સ્ત્રી જે કુતરાની ચાટ જેવી છે. હેને ચાટવાથી શું તૃપ્તિ થવાની છે ? પોતાની સ્ત્રી સાથે નિર્ભયપણે વર્તિ શકાય છે, ત્યારે પરસ્ત્રી સાથે પ્રીત કરવામાં ઘણો ભય રહેલો છે. તેથી પોતાની સ્ત્રી ભર્યા ભાણા સમાન કહી છે, હેનાથી હેની ભૂખ ન ભાગી, તો પરાઇ સ્ત્રી રૂપ એક ચાટવાથી શું ભૂખ ભાગવાની હતી ? અરે વ્યભિચારીનું મ્હોં કાળું થાય છે. લોકમાં નિંદા થાય છે. હેનો કોઇ ભરોંસો રાખતું નથી, ને હેને કોઇ ઘરમાં પણ પેસવા દેતું નથી. ને જ્યાં ત્યાં હડધૂત થાય છે, માટે ડાહ્યા માણસોએ માત્ર પોતાની પરણેલી સ્ત્રીથીજ સંતોષ માનવો જોઇએ.

માત્ર પરસ્ત્રીની ઈચ્છાથીજ લંકાધિપતિ રાવણ રામચંદ્રજીની પત્નિ સીતાનું હરણ કરી ગયો, જો કે સીતાનું શીલ તો અખંડિત હતું. છતાં પરસ્ત્રીની ઇચ્છા માત્રથી લંકાનું રાજ્ય ધુળધાણી થઈ ગયું. રાવણનાં દસે મસ્તક રણમાં રોળાયાં. ને ત્હેનો અને તેના અસંખ્ય યોદ્ધાઓનો નાશ થયો. ને પ્રાંતે નરકનું મહા દુઃખ ભોગવવું પડયું, તે વાત જગત્ પ્રસિદ્ધ છે. તેથી ત્હેનો આ ઠેકાણે વિસ્તાર કર્યો નથી. માટે એવા પરસ્ત્રીરૂપ કિંપાકના ફળની ઇચ્છા સુજ્ઞ પુરૂષોએ કરવી નહીં. તેમજ વિદુષી બ્હેનોએપણ સીતા, દમયંતી, દ્રૌપદી અને અંજના તથા શીળવતી વિગેરેના દાખલા લેઈ સ્વપ્નમાં પણ પરપુરૂષની ઇચ્છા કરવી નહીં. ત્હેની સાથે હસીને બોલવું નહીં, ને શૃંગાર તથા વિષયોત્પાદક નોવેલો ને અનીતિના ગ્રન્થો વાંચવા નહીં. પણ માત્ર નીતિનાં ને ધર્મ શાસ્ત્રના પુસ્તકો વાંચવા. તથા મહાસતીઓનાં ચરિત્રોનું મનન કરવું. ઇતિ–શમ્.

---

## અથ કીર્તિ વિષે–ભુજંગી છંદ.

દશે દિશમાં ચંદ્રની જ્યોતિ જામે, ભલી શ્વેત કીર્તિ ભલા લોક પામે;
જુવો કીર્તિ વિશ્વે વધારી શ્રીરામે, વળી વિક્રમે ને અશોકે સુકામે. ૧

સુણી કર્ણ દ્વારે સુધા જેવી મીઠી, ભલા ભાગ્યશાળી નરોની પ્રસિદ્ધી;
કળીકાળમાં પુણ્યથી કીર્તિ પામો, ગયા મંત્રી વસ્તુ રહ્યાં નામ કામો. ૨

સૂરિ હીરલે શાહુથી જ્ઞાનગોષ્ટિ, કરી હિંદ મધ્યે અહિંસાની પુષ્ટિ;
ચમત્કાર ભાળી ઘણું માન આપી, ગુરૂ વિશ્વના વંદ્યની છાપ છાપી. ૩

ઉપાધ્યાય શ્રી શાન્તિચંદ્રા ભળાવી, સૂરિ અન્ય સ્થાને ગયા મોદ લાવી;
ગુરૂએ ચમત્કાર ને બોધ દ્વારા, પ્રજાના કરાવ્યા કરો માફ સારા. ૪

વળી ગોવધાદિક હિંસા ટળાવી, ઘણી કીર્તિ વાધી અમારી પળાવી;
વળી પુણ્યના થોક લોકે અવાજા, નમો તે સૂરિ ને ઉપાધ્યાય રાજા. ૫

## કીર્તિ વિષે પ્રબંધો.

આ જગતની પરિપાટી ઉપર રામની અખંડ કીર્તિ છે. રામરાજ્ય, રામબાણ અને એક પત્નિવ્રત એ રામના અમોઘ કામો ત્હેની કીર્તિની મૂર્તિ રૂપે સેંકડો વર્ષો થયાં છતાં હજી લોકના મન મંદિરમાં વાસ કરી રહ્યા છે. વળી વિક્રમાદિત્યે પણ પારકાં દુઃખે દુઃખી થઈ, પરદુઃખભંજક નામ ધરાવી, જગતને ઘણો ઉપકાર કરી તથા નીઃઋણી પૃથ્વિ કરી, પોતાનો શક પ્રવર્તાવી અમર નામ કર્યું છે. તેમજ મહાન્ અશોકશ્રીરાજાએ પણ પ્રજાને અનેક સુખ આપી તથા દયા પટહ વજડાવી ચૌદ મુખ્ય ફરમાનો કાઢી અમરકીર્તિ સ્થાપી છે. ત્હેના રાજ્ય સમયમાં જનસમાજ સુખી હતો, અને પ્રજાને રાજ્ય તરફથી જોઇતી સગવડો પૂરી પાડી આપવામાં આવતી હતી, વાવ, કુવા, તળાવ, ન્હેરો, રસ્તાઓ અને ત્હેની બન્ને બાજુએ છાયાનેમાટે પુષ્કળ ઝાડો રોપી પ્રજાને તેણે બેહદ સુખ આપ્યું હતું. વળી વસ્તુપાળ મંત્રી પણ નજીકમાં થઇ ગયા છે, તે નરરત્ન તો ગયા, પણ તેમના નામ અને કામ હજુ સુધી મોજુદ છે, તે મહા પ્રભાવિક હતા. ત્હેમણે આબુજીનાં ભવ્ય દેરાસરો તથા બીજાં અગણિત પ્રજાકીય સાર્વજનિક કામ કરી મંત્રી તરિકે સારૂં નામ મેળવ્યું છે. વળી સમ્રાટ્ અને સૂરિશ્વર વિષે નીચેની અદ્દભુત કથા વાંચી એ સાર લેવાનો છે કે—કીર્તિ એ શુભ કામને અંગે છે. નહિં કે નઠારા કામો કરી જગત્માં નામોશી લેઈ શ્યામ મુખે મરવું, અને લોકમાં થૂ થૂ કાર કરાવવો. એ કીર્તિ નહિં પણ કલંક છે—માટે સજ્જનોએ હમેશાં સારાં કામો કરી નામ મેળવવાની ચાહના રાખવી જોઇએ.

## સમ્રાટ્ અકબરશાહ અને શ્રી હીરવિજય સૂરિ.

જે વખતે હિંદના સમ્રાટ્ અકબરશાહ પૂર્ણ જાહોજલાલી સાથે અખિલ ભારતવર્ષની કીર્તિનો તાજ ધારણ કરતા હતા, તે સમયે ગુજરાત અને ત્હેની આસપાસ શ્રી હીરવિજય સૂરિ વિચરતા હતા, બાદશાહે પોતાના પ્રધાનો વિગેરેથી સૂરિશ્વરનું વર્ણન સાંભળી પોતાના નામનું ફરમાન મોકલીને બહુ માનપૂર્વક સૂરિને તેડાવ્યા. સંવત્ ૧૬૩૯ ના જ્યેષ્ઠ માસની

કૃષ્ણ ત્રયોદશીએ સૂરિશ્વર મોટા માન સાથે ગંધાર નગરથી ત્યાં આવ્યા. બાદશાહને મળ્યા, એટલે તેમણે આદરથી બોલાવ્યા. પછી યોગ્ય અવસરે સૂરિએ એવો ધર્મોપદેશ આપ્યો કે જેથી પૂર્વે આગ્રાથી તે અજમેર સુધીના રસ્તામાં પ્રત્યેક કોશે કુવા સહિત મિનારા કરી, તે પ્રત્યેક મિનારે પોતાનું શિકાર કરવાનું કળા કૌશલ્ય પ્રકટ કરવાને માટે હરિણનાં સેંકડો શીંગડા જેણે લટકાવેલાં, તેવો હિંસક બાદશાહ પણ દયાળુ થઇ ગયો. અન્યદા બાદશાહે સૂરિવર્યને કહ્યું "મહારાજ દર્શનની ઉત્કંઠાથી મ્હેં આપને દૂર દેશથી અહિં બોલાવ્યા છે, પરંતુ આપ તો મ્હારૂં કાંઇપણ લેતા નથી, તો મ્હારી પાસેથી જે કાંઇ આપને યોગ્ય લાગે તે માગી લ્યો. સૂરિએ વિચાર કરીને ત્હેના બધા દેશમાં પર્યુષણ પર્વની અઠ્ઠાઇના આઠે દિવસ અમારી પ્રવર્ત્તન અને બંદીવાનને છોડી મૂકવાનું માગી લીધું. સૂરિરાજના નિસ્પૃહતા આદિ મહાન્ ગુણોથી મનમાં ચમત્કાર પામેલા બાદશાહે 'મારી તરફથી ત્હેમાં ચાર દિવસ અધિક થાઓ.' એમ કહી પોતાના તાબાના સર્વ દેશમાં શ્રાવણ માસની કૃષ્ણ દશમીથી આરંભીને ભાદ્રપદની શુક્લ છઠ સુધી બાર દિવસ અમારી પ્રવર્ત્તાવવાને સુવર્ણ રત્નમય પોતાના નામની મ્હોર છાપ વાળા છ ફરમાન સત્વર ગુરૂને અર્પણ કર્યા. ત્હેમાં એક ગુજરાતનું, બીજું માળવાનું, ત્રીજું અજમેર પ્રાંતનું, ચોથું દીલ્લી તથા ફત્તેહપૂરનું, પાંચમું લાહોર તથા મુલતાનનું અને છઠ્ઠું પાંચે દેશ સંબંધી સાધારણ ગુરૂનીપાસે રાખવાનું—એમ છ ફરમાન કરી આપ્યાં. અને તે દેશમાં ત્હેણે અમારી પટહ વગડાવ્યો. પછી શ્રી ગુરૂ પાસેથી ઉઠી અનેક ગાઉના પ્રમાણવાળા ડાબર નામના સરોવરને કિનારે જઇને સાધુઓની સમક્ષ દેશાંતરના લોકોએ ભેટ કરેલા વિવિધ જાતિના સંખ્યાબંધ પક્ષીઓને છોડી મૂક્યા. તેમજ કારાગૃહમાં પૂરેલા ઘણા લોકોના બંધન પણ તોડાવી નાંખ્યા.

પછી સૂરિએ બાદશાહની પ્રાર્થનાથી જંબુદ્વીપ પ્રજ્ઞપ્તિની ટીકાના કરનારા સ્વશાસ્ત્ર, પરશાસ્ત્રના જાણ અને પશ્ચિમ દિશાઓના લોકપાળ વરૂણનું વરદાન મેળવનાર ઉપાધ્યાયજી શ્રીશાંતિચંદ્રને ધર્મ સંભળાવવા માટે ત્યાં રાખ્યા, અને પોતે વિહાર કર્યો, શ્રીશાંતિચંદ્ર ગણીએ સ્વોપજ્ઞ એવા કૃપારસ

કોશ નામના શાસ્ત્ર સંબંધી જળથી સિંચન કરેલી દયારૂપ વેલ બાદશાહના હૃદયમાં વૃદ્ધિ પામી.

એકદા કોઇ વ્યવહારીએ બાદશાહની આગળ આમળાના ફળ જેવડાં બે મુક્તાફળ ભેટ કર્યાં. ત્હેનું સન્માન કરીને બાદશાહે પોતાના કોશાધ્યક્ષ અને ચામર વીંજનાર એવા **બારહજારી** નામના મનસબદારને તે બે મુક્તાફળ આપ્યાં, હજારીએ ઘેર આવીને તે પોતાની સ્ત્રીને આપ્યાં. તે વખતે તે સ્ત્રી સ્નાન કરવા બેસતી હતી, તેથી તેણીએ વસ્ત્રને છેડે બાંધીને સ્નાન કર્યું. પછી તે બાદશાહનાં છે, એમ જાણી તેણીએ પોતાના ઇષ્ટ સ્થળમાં સાચવીને મૂક્યાં. ત્યાર પછી કેટલેક દિવસે દૈવયોગે તે સ્ત્રી વ્યાધિગ્રસ્ત થઇને મૃત્યુ પામી.

એકદા બાદશાહે હજારી પાસે તે મોતી માગ્યા, એટલે ત્હેણે કહ્યું કે—હજુર મ્હારે ઘેરથી લઈ આવું. બાદશાહે આજ્ઞા આપી તેથી તેણે ઘેર આવી સર્વ ઠેકાણે શોધ કરી, પણ પત્તો લાગ્યો નહિં. એટલે તે અત્યન્ત ચિંતાતુર થઇ બાદશાહ પાસે જવા ચાલ્યો. તે અતિ નિસ્તેજપણે ચાલ્યો જતો હતો, તેવામાં તેના પુણ્યના ઉદયથી માર્ગમાં શાન્તિચંદ્રજી મળ્યા. તેમણે પેલાને ચિંતાનું કારણ પૂછ્યું, એટલે જેણે જીવવાની પણ આશા મૂકી છે, એવા તેણે જે હકીકત બની હતી, તે ગુરૂ પાસે જણાવી. વાચકેંદ્રે કહ્યું કે—" તું પાછો ઘેર જા અને પ્રથમ જે ઠેકાણે જેને ત્હેં આપ્યાં હતાં, ત્હેની પાસેથી માગી લે, ત્હને તે મળશે. હજારી આશ્ચર્ય પામી તત્કાળ ઘેર ગયો. ત્યાં સ્નાન કરવાની તૈયારી કરતી પોતાની સ્ત્રીને તેણે જોઇ, એટલે તેની પાસેથી તેણે બે મુક્તાફળ માગ્યાં તેણીએ પોતાના વસ્ત્રના છેડાની ગાંઠેથી છોડીને તે આપ્યાં. હજારી આશ્ચર્ય પામી બાદશાહની પાસે આવ્યો અને મુક્તાફળ બાદશાહની આગળ મૂકી પોતે ચામર વીંજવા લાગ્યો. પણ તે અત્યંત આશ્ચર્યમાં મગ્ન થયેલો હોવાથી જડ જેવો બની ગયો હતો. બાદશાહે તેની એવી સ્થિતિ જોઇને પૂછ્યું કે—" આજે તું ચિત્રમાં આલેખ્યો હોય તેવો કેમ દેખાય છે ? " બહુ આગ્રહ કરીને પૂછવાથી તેણે મો-

વીના સબંધમાં બનેલી સર્વે વાત કહી સંભળાવી; તે સાંભળી બાદશાહે કહ્યું કે—" તેમાં શું આશ્ચર્ય છે! તેતો બીજા પરવરદિગાર છે. "

બીજે દિવસે પ્રાતઃકાળે ઉપાધ્યાયજી બાદશાહને ધર્મ સંભળાવવા માટે કચેરીમાં ઢળાવેલી સોનાની પાટ ઉપર આવીને બેઠા. એટલે બાદશાહે ગુરૂને પ્રણામ કરીને વિજ્ઞપ્તિ કરી કે, હે પૂજ્ય! મ્હને પણ કાંઇક આશ્ચર્ય બતાવો. ગુરૂ બોલ્યા કે—કાલે સવારે ગુલાબવાડીમાં આવજો, બીજે દિવસે પ્રાતઃકાળે બાદશાહ ત્યાં ગયો. ઉપાધ્યાયજી પણ ત્યાં આવ્યા. બન્ને પરસ્પર ધર્મગોષ્ટિ કરવા લાગ્યા. તેવામાં અકસ્માત્ બાદશાહી નોબતનો ડંકો થયો. તે સાંભળી બાદશાહે સંભ્રાંત થઇને પોતાના સેવકોને પૂછ્યું કે—મ્હારા હુકમ વિના બારગાઊ સુધીમાં કોઇની પણ નોબત વાગતી નથી તો આ શું? તપાસ કરો. સેવકોએ તપાસ કરી બાદશાહને જણાવ્યું કે—જહાંપનાહ, આપના પિતા હુમાયુ બાદશાહ મ્હોટી સેના સહિત આપને મળવા આવે છે. સેવકો વાત કહેતા હતા, તેવામાં તો હુમાયુ બાદશાહ ત્યાં આવી પોતાના પુત્ર અકબરને ભેટી ઉભા રહ્યા. અને અકબરના સર્વ માણુસોને મેવા તથા મીઠાઇએ ભરેલા રૂપાના થાળ આપ્યા. પછી અકબરને પણ શિરપાવ સાથે મ્હોટું સન્માન આપી હુમાયુ જેમ આવ્યા હતા તેમ ચાલ્યા ગયા, અને ક્ષણુવારમાં તો અદૃષ્ય થઈ ગયા. અકબર આશ્ચર્ય પામીને વિચારવા લાગ્યો કે—આ ઈંદ્રજાળતો જણાતી નથી, કારણ કે અમને આપેલી આ સર્વ વસ્તુ પ્રત્યક્ષ દેખાય છે. માટે જરૂર આ સર્વ ચેષ્ટિત ગુરૂએ કરેલું જણાય છે. એમ વિચારી ગુરૂને નમસ્કાર કરીને સ્તુતિ કરી.

એક વખતે અકબરે અટકદેશના રાજાને જિતવા જતાં એક દિવસે બત્રીશ કોશની મજલ કરી. પછી પોતાના ખાસ માણુસો જે સાથે આવેલા તેમની નામ સાથે હાજરી લેવા માંડી. ત્હેમાં શાન્તિચન્દ્રજીનું નામ પણ આવ્યું. તે સાંભળી બાદશાહે વિચાર્યું કે—અહો! વાહન અને ઉપાનહાદિ વિના આ ગુરૂજી ઘણું કષ્ટ પામ્યા હશે. આવું વિચારી તેમને તેડવાને માણુસો મોકલ્યા. માણુસોએ આવી ગુરૂને કહ્યું કે—આપને બાદશાહ બોલાવે

છે. તે વખતે રાજસેવકોએ ગુરૂને એવી સ્થિતિમાં જોયા કે, ત્હેમના પગ સુજી ગયા હતા, તેથી આગળ એક પગલું પણ ચાલવાને અશક્ત હતા; ઉલખામાં રહેલા પ્રાસુક જળ વડે વસ્ત્રનો છેડો ભીનો કરી છાતી ઉપર મૂકયો હતો, અને બે શિષ્યો તેમની વૈયાવચ્ચ કરતા હતા. સેવકોએ બાદશાહ પાસે જઇને ગુરૂની એવી સ્થિતિ જણાવી, તે સાંભળી બાદશાહે ગુરૂને તેડવાને સુખપાલ મોકલ્યું. ત્યારે ગુરૂ એક કાષ્ટની વળી મંગાવી તેની ઉપર બેઠા. અને વળીના બે છેડા બે શિષ્યો કાંધ ઉપર મૂકીને ચાલ્યા. તેવી અવસ્થાએ આવતા જોઇ બાદશાહ વિચારમાં પડયો કે—" અહો ! આવા મહા સમર્થની આ અદ્દભુત ક્ષમા છે." પછી બાદશાહે પોતાની જાતે સન્મુખ જઇ ગુરૂના ચરણને ચક્ષુથી સ્પર્શ કર્યો, અને હાથ જોડીને કહ્યું કે, " હે સ્વામી ! આજથી આપે મારી સાથે મોટી મજલ કરવી નહીં; પછવાડે હળવે હળવે આવવું."

ત્યાંથી આગળ ચાલી અનુક્રમે બાદશાહે અટકના રાજાના નગર ઉપર ઘેરો ઘાલ્યો. ત્યાં બાર વર્ષ સુધી લશ્કરનો પડાવ રાખ્યો, તોપણ તેનો કિલ્લો અકબરને તાબે થયો નહીં. એક વખતે મુસલમાનો, કાજીઓ અને મુલ્લાઓએ મળી બાદશાહને કહ્યું કે—" હે બાદશાહ ! તું હમેશાં કાફર એવા શ્વેતાંબરીનો સંગ કરે છે. તેથી આ કિલ્લો લેવાતો નથી, એમ જણાય છે." બાદશાહે આ વૃત્તાંત ગુરૂને જણાવ્યો. ગુરૂ બોલ્યા—" જે દિવસે કિલ્લો લેવાની તમારી ઇચ્છા થાય તે દિવસ કિલ્લો લઇએ. પણ તમારે બધું સૈન્ય છાવણીમાં રાખવું, અને આપણે બન્નેજ ત્યાં જઇએ, તેમજ તે દિવસે નગરની બહાર કે અંદર કોઇએ બિલ્કુલ હિંસા કરવી નહીં." ગુરૂના આવાં વચન સાંભળી બાદશાહે પટહની ઘોષણાથી સર્વ સ્થાને હિંસા કરવાનો પ્રતિષેધ કર્યો, અને પ્રાતઃકાળે તેઓ બન્ને એકલા કિલ્લા પાસે જવા ચાલ્યા તે જોઇ કેટલાએક નિંદક મ્લેચ્છો કહેવા લાગ્યા કે—" આ કાફર હિંદુ અકબરને શત્રુના હાથમાં સોંપી દેશે."

અહીં ગુરૂએ કિલ્લા પાસે આવી એક ફુંક મારવા વડે બધી ખાઇ રજથી પૂરી દીધી. બીજી ફુંકે શત્રુના સૈન્યને સ્તંભિત કરી દીધું, અને

ત્રીજી ફુંકે પાણીની જેમ દરવાજા ફુટીને ઉઘડી ગયા. અકબરબાદશાહે આશ્ચર્ય પામીને તે નગરમાં પોતાની અખંડ આજ્ઞા પ્રવર્તાવી, પછી ગુરૂ પાસે આવીને કહ્યું કે—હે પુજ્ય! મ્હને કંઈક પણ કાર્ય બતાવવાનો અનુગ્રહ કરો. તે વખતે ગુરૂએ બાદશાહના રાજભંડારમાં પ્રતિવર્ષ જજીઆવેરાના કરનું ચૌદ કોટી દ્રવ્ય આવતું હતું, તે માફ કરવાની માગણી કરી અને કહ્યું કે, "તમે હમેશાં સવાશેર ચકલાંની જીભ ખાઓ છો, તે હવેથી ખાવી બંધ કરો, અને શત્રુંજયગિરિ ઉપર મનુષ્ય દીઠ એક એક સોનૈયાનો કર લેવાય છે તે માફ કરો, તેમજ છ માસ સુધી અમારી પ્રર્વત્તાવો. તે છ માસ આ પ્રમાણે—આપનો જન્મ માસ, પર્યુષણ પર્વના બાર દિવસ, બધા રવિવાર, ૧૨ સંક્રાતિઓની ૧૨ તિથિઓ, નવરોજનો ( રોજા ) મહીનો, ઇદના દિવસો, મહોરમના દિવસો અને સોફિઆનના દિવસો." બાદશાહે એ ચારે વાત કબુલ કરી, અને તેના ફરમાનો મ્હોર છાપ સાથે તરત કરાવીને વાચકેંદ્રને અર્પણ કર્યા. અને તેમણે ગુરૂ મહારાજશ્રી હીરવિજય સૂરિને તે ભેટ તરિકે મોકલ્યા.

એ પ્રમાણે સૂરીશ્વરે તથા ઉપાધ્યાયજીએ સદ્ગુણોદ્વારા બાદશાહ ઉપર છાપ પાડી યવન બાદશાહને વશ કરી તેની માર્ફતે ઘણાં સારાં કામ કરાવી પોતાની કીર્તિ કાયમ રાખી. ઇતિ—શમ.

## અથ પ્રધાન વિષે—ભુજંગી છંદ.

કરે ભક્તિ સ્વામી તણી સ્નેહ આણી,નિવારે કુવ્યસ્નો પ્રજા હેત જાણી;
સુધારે સ્વ ને પારકાં કામ મંત્રી, વધારે રૂડું રાજ્ય ને લક્ષ્મી તંત્રી. . ૧
વળી ન્યાય અન્યાયને જે વિચારે, ન પોતા તણો પારકો કોઈ ધારે;
ગણી પુત્ર પુત્રી પ્રજાને ન પિડે, વધારી કરો ના નડે જે ન ચીડે. ૨
સુ કૃત્યોથી રાજા પ્રજા પ્રેમ રાખે, જુવો દક્ષ ચાણાક્ય તે નીતિ દાખે;
છકે ના કદી રાજ્યનું માન થાતાં, વધે નમ્રતા સભ્યતા સત્ય સત્તા. ૩

ચાણાક્ય પ્રધાનની વાત પાછળ પૃષ્ટ ૨૩ માં મનુષ્ય જન્મના વિષયમાં આવી ગઈ છે ત્યાંથી વાંચી લેવી.

---

## અથ કલા વિષે—ભુજંગી છંદ.

કળામાં પ્રવિણ્યુ ઘણુ હોય ઝીણુ, સુખી થાય તે માનવી રંગ ભીના;
કળા યુદ્ધની દ્રોણુ સાખી સુ વિદ્યા, મળી સંપદા રાજ્યમાં જે પ્રસિદ્ધા.૧
ગિરી અંગ ધારી થયા ગિરધારી, કલાને પ્રસંગે થયા તે મુરારી;
કલાથી ભલા ભૂપતિ માન આપે, કલાથી સુકીર્તિ રૂડી વિશ્વ વ્યાપે. ૨

—•—

## અથ મૂર્ખતા વિષે—ભુજંગી છંદ.

ન માને સુવાર્તા અને સત્ય શિક્ષા, ખરા ને ન ખોટાની જેને પરિક્ષા;
કરે ખેદ ને આળ દે શીખ દેતાં, ભુંડી ગાળ ભાખે ખરી વાત કે'તાં. ૧
ભલા ભૂપને મસ્તકે ધૂળ નાંખી, ભુરે હાલ મૂર્ખો મુવો કષ્ટ સાંખી;
કરી સુગ્રહી નિગ્રહી શીખ દેતાં, કપિરાજ કોપ્યા ખરી વાત કે'તાં.૨

## અથ સુઘરી ને વાંદરાની વાત.

એકદા વર્ષાઋતુના દિવસમાં પ્રચંડવાયુ વાઇ મુશળધારાએ વરસાદ વરસી રહ્યો હતો. તે સમયમાં એક વૃક્ષની ડાળ ઉપર એક મ્હોટો વાંદરો અતિ ટાઢ અને વરસાદને લીધે થર થર કંપતો હતો. તેવામાં એક સુઘરી નામનું નાનું પક્ષી ત્હેની પાસે આવ્યું. કપિરાજને ટાઢે મરતાં જોઇ ત્હેને દયા આવી. તે બોલ્યું કે–" હે મહાત્મા ! તું મનુષ્યની જેમ સુંદર અંગવાળો છે. તારે હાથ પગ વિગેરે સર્વે સુંદર અવયવો મનુષ્યના જેવાજ છે. છતાં તું તારે રહેવાને માટે એક સુંદર માળો કેમ બનાવતો નથી ? નાહક આમ વર્ષામાં ટાઢને લીધે હેરાન થાય છે. જો હું એક ક્ષુદ્ર ન્હાનું પ્રાણી છું, તથાપિ મ્હારૂં ઘર હું કેવું સુંદર બનાવું છું ? જેમાં એક પાણીનું બિંદુ સરખું પણ પડતું નથી, અને પવન પણ સંચરતો નથી. વળી બીજા ક્રુર ને ઘાતકી પ્રાણીઓથી પણ કેટલેક અંશે હું મ્હારા માળાવડે નિર્ભય રહું છું. વળી મ્હારા માળા વડે લોકો ઘી સુધાં ગાળે છે. એવી મ્હારા માળાની ગુંથણી છે, તેથીજ મને લોકો સુગ્રહી ( સારા ઘરવાળી ) કહેછે. માટે તું એક સારો

માળો બાંધ." આ પ્રમાણે શિખામણ આપતાં છતાં કપિરાજ એકદમ કોપ્યાં ને કુદકો મારી બોલ્યા કે-

**शुचि मुखि दुराचारि, रंडे पंडित वादिनि !**
**असामर्थो गृहारंभे, समर्थो गृह भंजने. १**

"હે સોયના અગ્ર ભાગ જેવા મુખવાળી દુરાચારી! તું રાંડ થઇને પંડિતની સાથે વાદ કરે છે ! હું ઘર બાંધવા સમર્થ નથી, પણ જો ઘર ભાંગી નાંખવામાં કેવો સમર્થ છું." એમ કહી કુદકો મારી બિચારી સુઘરીનું ઘર ભાંગી નાંખ્યું. ને સુગ્રહી ને નિગ્રહી ઘર વગરની, કરી નાંખી. આ દૃષ્ટાંત ઉપરથી મૂર્ખને હિતશિક્ષા આપતાં ત્હેનું વિપરીત પરિણામ આવે છે. માટે મૂર્ખથી ગોષ્ટિ કે દોસ્તી કરવી નહીં. ત્હેને હિત અહિતનું ભાન ન હોવાથી શિખામણ પણ આપવી નહીં. ઇતિ-શમ.

---

## અથ લજ્જા વિષે-ભુજંગી છંદ.

સદા માતની જેમ જે લાજ પાળે, ગયું રાજ તે રાજવી પાછું વાળે;
વળે નેત્ર વાંકું ન કો વાંસ વાળે, વધે જે ઉંચા તે બળે અન્ય બાળે. ૧
જુવો બંધુ લજ્જાવડે ભાવદેવે, ગ્રહી દીખ તે ના વિસારી સ્વમેવે;
કરી જે પ્રતિજ્ઞા ન લજ્જાળુ છંડે, નિલજ્જા સદા વાત વાતે વિખંડે. ૨

## અથ શ્રી ભવદેવની કથા.

**સુગ્રામ** ગામમાં **આર્યવાન્** નામનો એક કણબી રહેતો હતો, તેની **રેવતી** સ્રીથી **ભવદત્ત** ને **ભવદેવ** નામે બે પુત્ર થયા. તેમાંના **ભવદત્તે** વૈરાગ્યથી દીક્ષા ગ્રહણ કરી, અને ભણીને ગીતાર્થ થયા. અન્યદા ગુરૂ મહારાજ વિહાર કરતા કરતા ભવદત્તને સાથે લઇ તેના ગામ તરફ ગયા. ભવદત્ત ગુરૂની આજ્ઞા લઇ પોતાને ઘેર ગયો. તે વખતે **ભવદેવ**, **નાગીલા** નામની કન્યાને તરતમાંજ પરણ્યો હતો. ભવદત્તને સ્વજનોએ પ્રાસુકઅન્નથી પ્રતિલાભ્યા. તે સમયે ભવદેવ પોતાની સ્રીને શણગારવાના પ્રારંભમાં તેના વક્ષસ્થળ ઉપર ચંદનના રસથી અંગરાગ કરતો હતો, ત્યાં ત્હેણે પોતાના

મ્હોટા ભાઇને આવેલા સાંભળ્યા, એટલે તે અર્ધી શણગારેલી પ્રિયાને મૂકીને મુનિને વાંદવા આવ્યો. પછી ભવદત્ત મુનિએ ત્યાંથી પાછા વળી ગુરૂ પાસે આવતાં ન્હાના ભાઇના હાથમાં ઘીનું પાત્ર આપ્યું. સ્વજનો વળાવી પાછા ગયા. પણ ભવદેવ તો મ્હોટા ભાઇની સાથે વાતોમાં ને વાતોમાં ગુરૂની પાસે આવ્યો. પછી ભવદત્ત મુનિ ગુરૂને વાંદીને બોલ્યા કે—"આ મ્હારો ભાઇ આપની પાસે દીક્ષા લેવા આવ્યો છે." ત્યારે ગુરૂએ ભવદેવને પૂછ્યું કે—"ત્હારે દીક્ષા લેવી છે" તે સાંભળી ત્હેણે વિચાર્યું કે "મ્હારા મ્હોટા ભાઇનું વચન મિથ્યા ન થાઓ." એમ વિચારી ત્હેણે હા કહી. તેથી ગુરૂએ ત્હેને દીક્ષા આપી. તે વાત ત્હેના સ્વજનોએ જાણી જેથી તે ત્યાં આવ્યા. પણ ત્હેને દીક્ષા લીધેલી જોઇને તેઓ પાછા ગયા.

એ ભવદેવ મુનિ મ્હોટા ભાઇના ઉપરોધથી તે વ્રતનું પાલન કરતો હતો. પણ ત્હેના હૃદયમાં તો નાગિલાનું ધ્યાન હતું. પછી ભવદત્ત મુનિ અનશન કરી મૃત્યુ પામી સૌધર્મ દેવલોકમાં દેવતા થયા. ત્યારે ભવદેવે વિચાર્યું કે "અહો ભવદત્ત તો સ્વર્ગે ગયા. હવે શા માટે મારે વ્રતનો પરિશ્રમ કરવો? હું અર્ધ શણગારેલી પ્રિયાને મૂકીને અહીં આવ્યો છું. માટે હવે તો ઘેર પાછો જઉં." એમ વિચારીને સંયમથી ભ્રષ્ટ મનવાળો પોતાના નગરના ઉપવનમાં આવ્યો. ત્યાં એક વૃદ્ધ સ્ત્રી અને બીજી ને થોડી જરા આવેલી એવી બે સ્ત્રીઓ જોઇ. ત્હેણે મોટીને પૂછ્યું કે—"હે ડોશી! અહિં ભવદેવની સ્ત્રી નાગિલા રહે છે તે કુશળ છે." તે સાંભળીને થોડી જરા આવેલી સ્ત્રી તે નાગિલાજ હતી. ત્હેણે ભવદેવને ઓળખીને પૂછ્યું કે "હે મુનિ! શું તમેજ નાગિલાના પતિ છો?" તે બોલ્યો "હા" હું તેના ભોગને જોગ આવ્યો છું, માટે મ્હને તું ત્હેના કુશળના ખબર આપ. તે બોલી કે—"હે મહાત્મા! હુંજ તે નાગિલા છું. મ્હારા દેહમાં તમે શું લાવણ્ય જુઓ છો?" ઇત્યાદિ ઘણી રીતે ત્હેને ઉપદેશ કર્યો. ભવદેવની આસક્તિ ઓછી થઇ નહીં. તેવામાં નાગિલાની સાથેની સખીનો છોકરો ત્યાં આવી ચઢ્યો. તે બોલ્યો કે—"માતા! એક વાસણ લાવો. ત્હેમાં હું પ્રથમ ખાધેલી ખીર ઓકી કાઢું. મ્હારે આજ જમવાનું નોતરૂં આવ્યું છે. માટે

હું ત્યાં જઇને જમી આવું. પછી જ્યારે મ્હને ફરી ભૂખ લાગશે, ત્યારે હું તે ઓકી કાઢેલી ખીર ખાઇશ." તે સાંભળીને તે વૃદ્ધા બોલી કે-"હે પુત્ર! શ્વાનથી પણ અધિક નિંદવા લાયક આ કામ કરવું ત્હને યોગ્ય નથી." ભવદેવ પણ બોલ્યો કે-"હે બાળક! વમન કરેલાને ખાવાની ઇચ્છા કરવાથી તું શ્વાનથી પણ હલકો ગણાઇશ." ત્યારે નાગિલા બોલી કે-"હે મહાત્મા! તમે એવું જાણો છો, છતાં પ્રથમ વમન કરેલી એવી જે હું ત્હેને હવે પાછા કેમ ચાહો છો?" લાજતા નથી? દુર્ગંધી ભરેલા મ્હારા દેહમાં સારૂં શું જુઓ છો?" ઇત્યાદિ નાગિલાના યુક્તિયુક્ત વચનથી પ્રતિબોધ પામેલો ભવદેવ ફરીથી ગુરૂ પાસે ગયો. ને ફરીથી ચારિત્ર ગ્રહણ કરી તપ તપી છેવટે અનશનથી કાળ કરીને સૌધર્મ દેવલોકમાં દેવતા થયો.

ત્યાંથી ચવીને તે શિવકુમાર થયો. તે દીક્ષા લેવાને ઉત્કંઠીત છતાં માતાપિતાના અવરોધથી ઘેર રહીને ભાવમુનિ થયો. નિરંતર છઠને પારણે આંબિલ તપ કરવા લાગ્યો, એવી રીતે બાર વર્ષ સુધી તપ કરીને ભાવમુનિ કાળ કરીને બ્રહ્મદેવલોકમાં અદ્દભૂત કાંતિવાળો વિદ્યુતમાળી દેવતા થયો.

આ પ્રમાણે ભવદેવે પ્રથમ લજ્જાના વશથી દીક્ષા લઇને ત્હેનું દ્રવ્યથી ઘણા વર્ષ સુધી પાલન કર્યું. પછી સ્ત્રીના વચનથી પ્રતિબોધ પામીને શુદ્ધ વ્રત ધારણ કરી ત્હેનું પ્રતિપાલન કરી સદ્દગતિનું ભાજન થયો. માટે લજ્જા એ સર્વ ગુણની જનની (માતા) છે. તેથી ઉત્તમ પુરૂષોએ કદી લજ્જા મૂકવી નહીં. કહેવત છે કે "જેણે મૂકી લાજ, ત્હેને નાનું સરખું રાજ. એટલે રાજ નહીં પણ છાજ સમજવું." ઇતિ-શમ.

## ભુજંગી છંદ.

કદી અર્થ ને વ્યર્થ દક્ષો ન ફેંકે, રૂડા મોજ શોખે ન નાંખે અલેખે;
દયા દાન ને ભોગમાં લક્ષ્મી દીજે, નહીં તો થશે નાશ એ અર્થ નિશ્ચે. ૧
સદા ન્યાય માર્ગે સુલક્ષ્મી ઉપાર્જે, વળી ન્યાયમાં વાપરી પુણ્યુપાર્જે;
કહ્યો અર્થ આ વર્ગ આનંદ કંદે, રચ્યા છે રૂડા છંદ સાંકળચંદે, ૨

**ઇતિ શ્રી પુરૂષાર્થ સિદ્ધિ પ્રબંધે દ્વિતીય અર્થ વર્ગ સમાપ્ત.**

# અથ તૃતીય કામવર્ગ પ્રારંભ.

## ભુજંગી છંદ.

કરે કામનો અર્થ સ્ત્રી સંગ સેવા, છતાં નેત્ર અંધા બને મૂર્ખ કેવા ?
ખરો કામનો અર્થ છે કાર્ય સિદ્ધી, રળી અર્થ પરમાર્થથી લ્યો પ્રસિદ્ધી;
વળી ભોગ દાનાદિ ધર્મે પ્રકાશે, ખરી કામ સિદ્ધિ વિશુદ્ધો વિકાસે;
પિતા માત સેવા ગુરૂ દેવ ભક્તિ, કરો કામ સિદ્ધિ યથા જેમ શક્તિ. ૨

## અથ વિષયાનુક્રમ-વસંતતિલકા છંદ.

આ કામ વર્ગ અખિલે વિષયો પ્રસિદ્ધા,
કામો, નરો, સ્ત્રી ગુણ દોષ બધાય કીધા;
સંયોગ વાલમ વિયોગ યથા સમાવી.
માતા, પિતા સુત તણી ફરજો બતાવી. ૧

## અથ કામ વિષે-વસંતતિલકા છંદ.

પંચાનના મદન તેજ અમોઘ આગે,
જીવો કુરંગ સમ જેહ સદાય લાગે;
સ્ત્રી શસ્ત્ર લેઈ કર તે મૃગને હણે છે,
છે જે અનંગ પણ અંગી સુજ્ઞો ગણે છે. ૧.
છે કામ વિશ્વ અખિલે અજયો અદ્યાપી,
પુષ્પાયુધે સુર જિત્યા જગ છાપ છાપી;
જે વારિને વિધિ રચી વરષા વધારે,
તે વાર્ધિજા ત્રિકમ સેવન નિત્ય સારે. ૨
હીમે હિમાલય સુતા રચી પાર્વતીને,
શીવે કરી નિજ પ્રિયા લલિતાંગ લીન્ને;

એવા નરો વશ કર્યા શુરવીર દેવા,
લજ્જા તજી નિત્ય કરે જડ કામ સેવા. ૩
ભીલ્લીરૂપે હર છળ્યો ઉમયા સુ બુધ્ધે,
બ્રહ્મા સુ પુત્રીથી ચળ્યો ભરવાડી રૂંધે;
સેવી પ્રિયા પરતણી કર્યું પાપ ઈંદ્રે,
કામે મહંત નરને ભૂલવ્યા કુફંદે. ૪
દેખી દમંતી નળરાય દીક્ષા વિટાળે,
રાજેમતિથી તપને રહનેમી ટાળે;
શ્રીવીર શિષ્ય ચિલ્લણા રૂપ દેખી મોહે,
વાગે શરો મદનના ઉન્માદ સોહે. ૫

## અથ પુરૂષોત્તમાગુણા—વસંતતિલકા છંદ.

જે નિત્ય ગાય પરના ગુણ દોષ ઢાંકે,
જે વિશ્વને ઉપકરે અપકાર સાંખે;
વાણી સુધા સમ લવે શશિ જેમ શાન્તા,
મેરૂ ધિરા જળધિશા ગભીરા સુસંતા. ૧
રૂપે ગુણે સમ સદા સુ યશો વધારે,
સત્વાદિ જે ધરી સદા પરકષ્ટ વારે;
તે લોકમાં વિરલ જે શુભ કામ દાખે,
શ્રી રામનામ મન મંદિર વિશ્વ રાખે. ૨

## અથ પુરૂષદોષા યથા—વસંતતિલકા છંદ.

રામે તજી પ્રિય હરી દશકંધરાયે,
વેચી પ્રિયા હરિશશિ વળિ પાંડવાએ;

પ્યારી પ્રિયા તજી વને નળરાય રાતે,
મ્હોટા સદોષ સહિતા અવરા શીવાતે ? ૧

### અથ સ્ત્રીગુણા યથા—વસંતતિલકા છંદ.

સાચી સલાહ દઈ જે પ્રિય ચિત્ત ચાલે,
જે શીલ શુદ્ધ ધરીને ઘર ચિન્ત ટાળે;
દાનાદિ જે શુભ ગુણે ગૃહિધર્મ પાળે,
એવી સુપાત્ર વનિતા ઘર લક્ષ્મી મ્હાલે. ૧

### અથ સ્ત્રી દોષા યથા—વસંતતિલકા છંદ.

સ્વામી હણ્યો કુમતિથી પતિમારિકાએ,
નાંખ્યો નદી જળ પતિ સુકુમાળિકાએ;
શ્રેષ્ટિ સુદર્શન શીલે જગમાં ગવાયો,
દાખ્યો સદોષ અભયા પણ તે ન પાયો. ૧
રાજા મુંજે પરપ્રિયા સહ પ્રેમ કીધો,
અંતે મૃણાલવતીએ કુ દગોજ દીધો;
ભિક્ષા ઘરોઘર ભમી મુંજરાય ખાવે,
સ્ત્રીના કટાક્ષ ચઢી તે યમદ્વાર જાવે. ૨
માર્યો પ્રદેશી સુરિકાન્ત વિશાવળીએ,
રાજા યશોધર હણ્યો નયનાવળીએ;
દુ:ખી કર્યો શ્વસુર નૂપુરપંડિતાએ,
દોષી ત્રિયા ઇમ ભણી ઇણ દોષતાએ. ૩

### પાપી સ્ત્રીઓના ચરિત્રો વિષે નિબંધ.

સુદર્શન શેઠનું શીલ મૂકાવવા અભયારાણીએ જે કુટિલતા વાપરી હતી તે વિષેની સંપૂર્ણ કથા પાછળ પૃષ્ટ ૯૯ ધર્મ વર્ગમાં વિષયના વિષયમાં આવી ગઇ છે ત્યાંથી જોઇ લેવી.

પ્રદેશી રાજાને ત્હેની સ્ત્રી સુરીકાંતાએ વિષ દેઇને માર્યો તે વિષેની કથા પાછળ પૃષ્ટ (૬) ધર્મવર્ગમાં ગુરૂતત્ત્વમાં કેશી ગણધરના ચરિત્રમાં છે ત્યાંથી જોઇ લેવી.

## અથ સુકુમાળિકાની કથા.

ચંપાપુરીમાં જિતશત્રુ નામે રાજાને સુકુમાળિકા નામે રાણી હતી. રાજા તેનાપર એટલો બધો આસક્ત હતો કે, તે રાજ્યાદિકની પણ ચિંતા કરતો નહીં. આવી રાજાની વર્ત્તણુકથી પ્રધાન વર્ગે રાજાને તજી દીધો. ને ત્હેના પુત્રને રાજ્યાભિષેક કર્યો. હવે રાજા અને રાણી બન્ને પદભ્રષ્ટ થયા થકાં વગડામાં ચાલ્યા જાય છે. થોડે દૂર જતાં સુકુમાળીકાને તૃષા લાગી. ત્હેનાં કંઠ અને તાળુ સૂકાઇ ગયા. ત્હેણે રાજાની પાસે જળ માગ્યું. રાજાના જોવામાં એટલામાં જળ આવ્યું નહીં. પછી ખાખરાના પાંદડાંનો પડીઓ કરી ત્હેમાં પોતાના બાહુની નસમાંથી લોહી કાઢી રાણીને કહ્યું કે, પ્રિયે! આ ખાબોચીયાનું જળ અતિ મલીન છે. તેથી નેત્ર મીંચીને પી જા. રાણીએ તેમ કર્યું, પછી ક્ષણવારે ત્હેને ભૂખ લાગી. તેથી રાજાએ દૂર જઇ છરીવડે પોતાની સાથળનું માંસ છેદી ત્હેને અગ્નિમાં શેકી "આ પક્ષીનું માંસ છે" એમ કહી રાણી પાસે મૂકયું તે તેણીએ આરોગ્યું અનુક્રમે કોઇ ગામમાં આવી પોતાના આભુષણો વેચી કાંઇક વહેપાર કરીને રાજા ત્હેનું પોષણ કરવા લાગ્યો. એક વખતે રાણીએ કહ્યું, સ્વામી જ્યારે તમે વ્યાપાર કરવા બહાર જાઓ છો, ત્યારે હું એકલી ઘરમાં રહી શકતી નથી. તે સાંભળી રાજાએ એક પાંગળા માણસને ઘરની પાસે ચોકીદાર તરીકે રાખ્યો. તે પાંગળાનો કંઠ ઘણો મધુર હતો, તેથી રાણી તેના ઉપર મોહ પામી અને ત્હેને સ્વામી તરીકે સ્વીકાર્યો, ત્યારથી સુકુમાળિકા પોતાના પતિને મારવાના છિદ્રો જોવા લાગી. એક વખતે વસંતઋતુમાં જળક્રીડા કરવા રાજા રાણીને લઇને ગંગા તટે ગયો, રાજાએ મદ્યપાન કર્યું તેથી તે બેભાન થયો. એટલે રાણીએ ત્હેને ગંગાના પ્રવાહમાં વહેતો મૂકી દીધો. પછી રાણી સુકુમાળિકા પેલા પાંગળાને સ્વેચ્છાથી ગાયન કરા-

વતી કાંધ ઉપર બેસારી ભીખ માગતી ભમવા લાગી. તે જોઇ લોકો ત્હેને પૂછવા લાગ્યા કે, આ કોણ છે? ત્યારે તે કહેતી કે, મારા માતા પિતાએ આવો પતિ જોયો છે, તેથી ત્હેને સ્કંધ ઉપર ઉપાડીને ફરૂં છું.

અહીં જિતશત્રુ રાજાને ગંગામાં એક કાષ્ટ મળ્યું. ત્હેના યોગે તે તરીને બહાર નીકળ્યો. અને નદી કીનારે કોઇ વૃક્ષ નીચે સુઇ ગયો. તે સમયે નજીકના નગરનો કોઇક રાજા અપુત્રે મરણ પામ્યો. તેથી મંત્રીઓએ પંચદિવ્ય કર્યા. તે અહીં આવીને ઉભા રહ્યાં, એટલે જિતશત્રુને જાગૃત કરી મંત્રીઓએ ત્હેને રાજ્ય ઉપર બેસાર્યો. દૈવયોગે પેલી સુકુમાળિકા પંગુને લઇને તેજ નગરમાં આવી ચઢી ને તે સ્ત્રી સતીપણાથી ને તેનો પતિ ગીત માધુર્યથી પ્રખ્યાત થયા. ત્હેની એવી વિખ્યાતી સાંભળી રાજાએ ત્હેમને પોતાની પાસે બોલાવ્યા, ત્હેને જોતાંજ રાજાએ તો ઓળખી લીધાં. તેથી તે બોલ્યો કે–" હે બાઇ! આવા બિભત્સ પાંગળાને ઉપાડીને તું કેમ ફરે છે? તે બોલી " માતાપિતાએ જેવો આપ્યો તેવો પતિ પરમેશ્વર તુલ્ય છે." તે સાંભળી રાજા બોલ્યો–" હે પતિવૃતા! તને ધન્ય છે. પતિના બાહુનું રૂધિર અને સાથળનું માંસ ખાધું, તો પણ છેવટે ગંગાના પ્રવાહમાં ફેંકી દીધો. અહો કેવું તારૂં સતીપણું?" આ પ્રમાણે કહી તે ન્યાયી રાજાએ સ્ત્રીને અવધ્ય જાણી પોતાના દેશની હદપાર કરી, અને આવું પ્રત્યક્ષ સ્ત્રી ચરિત્ર જોઇ ત્હેણે સર્વ સ્ત્રીઓનો ત્યાગ કરવારૂપ મહાવૃત લીધું. ઇતિ–શમ્.

## અથ મુંજ રાજાની કથા.

માલવદેશમાં પરમારવંશી સિંહભટ્ટ નામે રાજા હતો. તેણે મુંજ (ઘાસ)ના ભોથામાં તરતનો જન્મેલો એક બાળક જોયો. ત્હેનું મુંજ નામ પાડી પુત્ર કરીને રાખ્યો. ત્યારપછી તે રાજાને સિંધલ નામે ખરો પુત્ર થયો અનુક્રમે સિંહભટ્ટ ગુજરી જવાથી મુંજ રાજ્ય ઉપર આવ્યો. ત્હેણે પોતાના ભાઇ સિંધલને ઉગ્ર પરાક્રમવાળો જાણીને કારાગ્રહમાં નાંખ્યો. સિંધલને ભોજ નામે પુત્ર થયો. મુંજે તેનું ભાગ્યબળ કોઇ નૈમિત્તિક પાસે જોવરાવ્યું. ત્હેણે લગ્ન બળ જોઇને કહ્યું કે–" આ ભોજ પચાસ વર્ષ સાત માસ ને

ત્રણુ દિવસ સુધી ગૌડ દેશ સહિત દક્ષીણુ દેશનું રાજ્ય ભોગવશે." આ પ્રમાણે સાંભળી તેણે વિચાર્યું કે "આના છતાં મ્હારા પુત્રને રાજ્ય મળશે નહીં." એમ વિચારીને ત્હેણે ભોજને ચાંડાલોને મારી નાંખવા સોપ્યો. ચંડાળો જ્યારે ત્હેને વધસ્થાને લઇ ગયા, ત્યારે તેઓએ કહ્યું કે તું ઇષ્ટનું સ્મરણુ કર. બાળક ભોજે બુદ્ધિથી વિચારી પોતાના કાકા યોગ્ય એક પત્ર ઉપર કાવ્ય લખી આપ્યું કે—

मान्धाता च महिपतिः कृतयुगालंकारभूतो गतः
सेतुर्येन महोदधौ विरचितः क्वासौ दशास्यांतकृत् ।
अन्ये चापि युधिष्ठिरप्रभृतयो याता दिवं भूपते
नैकेनापि समं गता वसुमती नूनं त्वया यास्यति ॥

" કૃત યુગના અલંકારરૂપ માંધાતા પણુ ચાલ્યો ગયો, જેણે સમુદ્ર ઉપર પાજ બાંધી, એવા રાવણુના મારનાર રામચંદ્ર પણુ ચાલ્યા ગયા, તે સિવાય બીજા યુધિષ્ઠિર વિગેરે રાજાઓ પણુ ગયા, પરંતુ તે કોઇની સાથે આ પૃથ્વિ ગઇ નથી ? પણુ મને લાગે છે કે, તમારી સાથે તો જરૂર પૃથ્વિ આવશે." ચંડાળોને દયા આવવાથી ભોજને બચાવ્યો, અને પેલું પત્ર લઇ જઇ ત્હેમણે રાજાને આપ્યું. તે વાંચી મુંજરાજા તત્કાળ ક્રોધ રહિત થઇ ગયો. અને સત્વર ભોજકુમારને બોલાવી યુવરાજ પદ આપ્યું.

એકદા મુંજરાજા ભોજને રાજ્ય સોંપી તૈલંગ દેશના રાજાની સાથે યુદ્ધ કરવા ગયો. તૈલંગભૂપે ત્હેને જીતી લઇ કારાગૃહમાં નાંખ્યો. ત્યાં મૃણાલવતી નામે તે રાજાની બ્હેન હતી. ત્હેની સાથે વાર્તા વિનોદ કરતાં મુંજને સબંધ જોડાયો. ભોજકુમારે મુંજને છોડાવવા માટે કારાગૃહ સુધી એક સુરંગ ખોદાવી, અને તે દ્વારા મુંજને આવવાનો સંકેત આપ્યો. એક વખતે મુંજરાજા દર્પણુમાં પોતાનું સ્વરૂપ જોતો હતો. તેવામાં મૃણાલવતી પછવાડેથી ગુપ્ત રીતે આવી પોતાનું મુખ પણુ તેમાં જોવા લાગી. તે વ-

ખતે પોતાના મુખ ઉપર જરા અવસ્થાનો આભાસ થતો જોઇ તે ખેદ કરવા લાગી. ત્હેને મુંજે કહ્યું કે "હે મૃણાલવતી, યૌવન ચાલ્યું ગયું. ત્હેનો તું ખેદ કર નહીં; કારણ કે સાકરને ખાંડીએ તોપણ ત્હેની કાંઇ મીઠાશ જતી નથી" આ પ્રમાણે ત્હેને શાન્ત કરી મુંજ પોતાના સ્થાન પ્રત્યે જવાને તૈયાર થયો. પરન્તુ મૃણાલવતીમાં લુબ્ધ હોવાથી ત્હેને કહ્યું કે—"પ્રિયા! અહિંથી એક સુરંગ કરાવી છે, ત્હેમાં થઇને હું મ્હારા દેશમાં જઉં છું." માટે જો તમે સાથે આવો તો ત્યાં જઇને તમને પટરાણી કરીશ. મૃણાલવતી બોલી કે—"કાન્ત! થોડીવાર રાહા જુઓ. હું વિચાર કરી લઉં. પછી ત્હેને વિચાર કર્યો કે—જો આ ચાલ્યો જશે તો જરૂર મને છાંડી દેશે. માટે તે અહીંજ રહે તેવી ગોઠવણ કરૂં. આવું વિચારી ત્હેણે આ ખબર ગુપ્ત રીતે પોતાના ભાઇને આપી. રાજાએ ત્હેની ઉપર વિશેષ જાપતો કર્યો; અને ત્હેને પ્રત્યેક ઘેર ભિક્ષા માગવા મોકલ્યો—ઘેર ઘેર ભિક્ષા માટે ભટકતાં કંટાળી ગયેલો મુંજ બોલવા લાગ્યો કે—

"સ્રીનો પ્રસંગ કોઇપણ પ્રાણી કરશો નહીં. તેમાં પણ ત્હેનો વિશ્વાસ તો દુઃખના ઢગલા રૂપજ છે, જુઓ સ્રીનોવિશ્વાસ કરવાથી મર્કટની જેમ આ મુંજને તે ઘેર ઘેર નચાવે છે." વળી મ્હોટા યતીઓના વેષ છોડી જેઓ આ દાસી જેવી સ્રીઓ ઉપર રાચે છે, તે પુરૂષ આ મુંજરાજાની પેઠે ઘણા પરાભવને સહન કરે છે. વળી જે બુદ્ધિ પછવાડે ઉપજી તે જો પહેલી ઉપજી હોતતો આ મુંજરાજાની જે દશા મૃણાલવતીએ કરી તે થાત નહીં."

એક વખતે મુંજરાજાએ કોઇને ઘેર જઈ ત્હેની સ્રીની પાસે ભિક્ષા માગી, તે સ્રીએ ગર્વથી મુંજનો તિરસ્કાર કર્યો, ત્યારે મુંજે કહ્યું કે, "હે ધનવતી સ્ત્રી! આ ત્હારા ઘરમાં ગાયોના સમૂહને જોઇને તું આટલો બધો ગર્વ કર નહીં, કેમ કે આ મુંજરાજાના ચૌદસો ને છોતેર હાથીઓ ચાલ્યા ગયા છે." એકદા અક્ષય તૃતિયાને દિવસે મુંજરાજા કોઇને ઘેર ભિક્ષા માગવા ગયો. ત્યાં કોઇ ગ્રહસ્થની સ્ત્રીએ ઘીના બિંદુએ ટપકતો માંડો હાથમાં

લઇ મોઢાવડે બટકું ભર્યું. તે જોઇ મુંજ બોલ્યો કે—" અરે માંડા ! મ્હને આ સ્ત્રીએ ખંડીત કર્યો, એમ ધારી તું રો નહીં, કારણ કે, રામ, રાવણ અને મુંજ વિગેરે કયા કયા પુરૂષોને સ્ત્રીઓએ ખંડિત નથી કર્યા ?" આગળ જતાં કોઇ સ્ત્રી ઘરમાં રેંટીઓ ફેરવતી હતી ત્હેનો અવાજ સાંભળી મુંજ બોલ્યો કે—" અરે રેંટીયા આ સ્ત્રી ત્હને ભમાવે છે, તેમ જાણી તું રો નહીં. કારણ કે સ્ત્રી કોને નથી ભમાવતી ? એક ખોટા કટાક્ષના આક્ષેપ માત્રમાં ભમાવી દે છે, તો પછી તું તો ત્હેના હાથમાંજ છે, તો ત્હારી તો વાતજ શી કરવી ?" વળી તે ચંદ્રલેખાની જેવી કુટીલ છે, સંધ્યાની જેવી ક્ષણુરાગ ધરાવનારી છે. અને નદીની જેમ નીચા સ્થળમાં જનારી છે. તેથી સ્ત્રી સર્વથા છોડી દેવા યોગ્ય છે."

આ પ્રમાણે મુંજરાજાને ઘણા વખત સુધી ભિક્ષા મંગાવી ઘણી કદર્થના કરી છેવટે ત્હેને શૂળીએ પરોવી યમરાજનો અતિથિ કર્યો. ઇતિ—શમ્.

## અથ નુપૂર પંડિતાની કથા.

રાજગ્રહ નગરમાં દેવદત્ત નામે સોનીને દેવદિન્નનામે પુત્ર હતો. તેને દુર્ગિલા નામની સ્ત્રી હતી. એક વખતે તે ઝીણા ને આર્દ્ર વસ્ત્ર પહેરીને નદીમાં સ્નાન કરતી હતી. તેવીજ સ્થીતિમાં કોઇ નાગરિક પુરૂષના જોવામાં આવી, તે જોઇ મોહ પામીને તે પુરૂષ આ પ્રમાણે બોલ્યો—" હે સુન્દરી ! આ નદી અને વૃક્ષો ત્હેં સારી રીતે સ્નાન કર્યું ? એમ ત્હને પૂછે છે, અને હું તો ત્હારા ચરણકમળમાં પડીને પૂછુંછું ?" દુર્ગિલાએ ત્હેને ઉત્તર આપ્યો કે—" મ્હને સ્નાન વિષે પૂછનારા નદી તથા વૃક્ષોનું કલ્યાણ થાઓ, અને મને તે વિષે પૂછનાર પુરૂષનું પણ મન ઇચ્છિત હું પૂર્ણ કરીશ." આ સાંભળીને નાગરિક ત્હેને મળવાને ઉત્સુક થયો. પછી તે કોઇ તાપસીને મળ્યો, અને ત્હેને પોતાની ઇચ્છા જણાવી. દુર્ગિલાને ઘેર મોકલી. તેણીએ ત્હેને પેલા નાગરિકના પ્રેમની વાત કરી, એટલે દુર્ગિલા બોલી—" અરે પાખંડીનિ, તું આવું અશ્રાવ્ય કેમ બોલે છે; મ્હારા ઘરમાંથી ચાલી જા." આમ કહી નિકળતી, તે તાપસીના પૃષ્ટ ઉપર ત્હેણે કાજળનો થાપો માર્યો—તાપસીએ

નાગરિક પાસે આવી પોતાના અપમાનનું વૃત્તાન્ત જણાવ્યું; અને પૃષ્ટભાગ બતાવ્યો. તે જોઇ નાગરિક, સમજી ગયો કે તે ચતુરાંગે મ્હને કૃષ્ણપક્ષની પંચમીની રાત્રે મળવાનો સંકેત આપ્યો, પણ તે કયા સ્થળે મળવું તે જણાવ્યું નથી. તેથી ત્હેણે પુનઃ તાપસીને ત્હેને ઘેર ભિક્ષા માગવા મોકલી. તાપસી ત્યાં જઇને બોલી કે–"હે સુન્દરી, ત્હને મળવાનું સ્થળ કયાં? એટલે દુર્ગિલાએ રોષ કરી ત્હેને હાથે પકડી પછવાડેના વાડામાં રહેલા અશોક વૃક્ષ તળે થઇને પાછલે દ્વારે કાઢી મૂકી. તાપસીએ તે વાત પેલાને જણાવી. એટલે એ સમજ્યો કે કૃષ્ણ પંચમીની રાત્રે અશોક વૃક્ષ નીચે ત્હેનું મળવું થશે. જ્યારે સંકેતનો દિવસ થયો–ત્યારે તે ત્યાં ગયો. બન્ને ત્યાં મળ્યાં અને વિનોદ કરતાં ઉંઘી ગયાં. તે વખતે ત્હેનો સસરો દેવદત્ત લઘુશંકા કરવાને ત્યાં આવ્યો. ત્યાં પુત્રવધુ સાથે પર પુરૂષને જોઇ ત્હેના ડાબા પગમાંથી એક નુપૂર કાઢી લીધું. તત્કાળ દુર્ગિલાના જાણવામાં તે વાત આવી એટલે તેણીએ પેલા નરને જગાડી કાંઇક શિખવાડીને ત્હેને ઘેર મોકલ્યો–પછી પોતાના ઘરમાં ગઇ અને પોતાના પતિને મધુર વાણીથી જગાડીને કહ્યું કે, "પ્રાણેશ! ચાલો આજ તો આપણે અશોકવૃક્ષ નીચે જઇને નિદ્રા લઇએ. પતિએ કબૂલ કર્યું. એટલે બન્ને જણ ત્યાં જઇને સુતાં. થોડી વાર પછી નિદ્રા પામેલા પતિને જગાડીને ત્હેણીએ કહ્યું કે–તમારા કુળમાં આ કેવી રીત કહેવાય કે, સાસરો જાતે આવી પુત્રવધુના પગમાંથી નુપૂર કાઢી લે, તે સાંભળી ત્હેના પતિને ક્રોધ ચઢયો. તેથી પ્રાતઃકાળે ત્હેણે પોતાના પિતાને કહ્યું કે–અરે પિતા! રાત્રે હું મારી સ્ત્રી સાથે સુતો હતો, તે વખતે તમે નુપૂર લઇ ગયા તે શું? પુત્રવધુનું ગુહ્ય સસરાએ જોવું યોગ્ય છે? પિતાએ કહ્યું અરે પુત્ર! કોઇ નર ત્હેની સાથે સુતો હતો, તેથી મ્હેં તેમ કર્યું હતું. અને પછી ત્યાં લઇ જઇ ત્હને સુવાડીને તેણે આ કપટ કર્યું છે.

તે સાંભળી દુર્ગિલા બોલી કે–" તે વાત અસત્ય છે, હું મ્હારૂં સત્ય દેવતાની આગળ બતાવીશ. એમ કહી તે સર્વને લઇ નગર બહાર રહેલા કોઇ પ્રભાવિક યક્ષની પાસે પોતાનું સત્ય બતાવવા ચાલી. માર્ગમાં પ્રથમથી

સંકેત કરી રાખેલો પેલો નર જુદો વેષ લઇ ગાંડો બનીને આવ્યો. અને દુર્ગિલાને ગળે જેમ વૃક્ષને વાનર વળગે; તેમ વળગી પડયો. ત્હેને દૂર કરી યક્ષના મંદિર પાસે આવી, પવિત્ર થઇ ત્હેને પૂજીને બોલી કે–"હે દેવ! આ ગાંડો પુરૂષ અને મારો પતિ તે શિવાય જો કોઇ ત્રીજા પુરૂષનો મ્હને સ્પર્શ થયો હોય તો; તમે મ્હને યોગ્ય શિક્ષા કરજો." તે સાંભળી યક્ષ વિચારમાં પડયો કે આનું સત્ય અસત્ય રૂપ છે. માટે ત્હેનું શું કરવું? તેવામાં તો તે સ્ત્રી ત્હેની બે જંઘા વચ્ચે થઇને નીકળી ગઇ. એટલે લોકોએ ત્હેની પ્રસંશા કરી; અને ત્યારથી "નુપૂર પંડિતા" એવા નામથી તે પ્રખ્યાત થઇ. આવા તેના ચરિત્રથી, વિસ્મય પામેલા દેવદત્ત સોનીની ત્યારથી નિંદ્રા ઉડી ગઇ.

દેવદત્તના તે (જાગૃત) ગુણથી રાજાએ ત્હેને પોતાના અંતઃપુરનો રક્ષક નિમ્યો; રાજાની મુખ્ય રાણી કોઇ હાથીના મહાવત સાથે આસક્ત હતી. ત્હેના મ્હેલની પાસે હાથી રહેતા, તેથી રાત્રે તે દ્વારા તે મહાવતને મળતી હતી. આજે આ નવીન સોની પહેરેગીર થવાથી અંતઃપુરમાં જાગતો હતો. એટલે તે રાણી વારંવાર ત્હેને જોવા આવતી, પણ ત્હેને જાગતો જોઇ પાછી ફરતી હતી. પછી રાણીનું વૃત્તાંત જાણવાના હેતુથી તે કપટ નિંદ્રાથી સૂઇ ગયો; એટલે રાણી મહેલના ગોખ પાસે આવી; ત્યાં પેલા જાર મહાવતે હાથી ઉભો કરી રાખેલો હતો. ત્હેણે પોતાની સુંઢવડે રાણીને નીચે ઉતારી. એટલે મહાવત ત્હેના વાંસામાં હાથીની સાંકળ મારીને બોલ્યો કે, મોડી કેમ આવી! ત્યારે ત્હેણે નવા નિમાયલા પહેરેગીરની વાત કહી. પછી રાત્રિના છેલ્લા પહોરે પાછી મહાવતે તેવીજ રીતે ઉપર પહોંચાડી દીધી. આ સર્વ ચરિત્ર દેવદત્તના જોવામાં આવ્યું, તેથી ત્હેણે વિચાર્યું કે, જ્યારે રાજાની રાણીઓનું પણ આવું આચરણ છે. તો પછી બીજા સાધારણ માણસોની સ્ત્રીઓ કુશીલ હોય તેમાં શું નવાઇ! આ પ્રમાણે વિચાર કરીને ચિંતા રહિત થઇ ગયો તેથી ત્હેને છ માસે તેજ રાત્રીએ પૂરી નિંદ્રા આવી ગઇ. ત્હેની નિંદ્રાનો વૃત્તાંત જાણી જ્યારે તે જાગ્યો, ત્યારે રાજાએ ત્હેનું કારણ પૂછ્યું. ત્હેણે સર્વ વૃત્તાંત સ્પષ્ટપણે કહી બતાવ્યું. પછી રાજાએ તે

રાણીને ઓળખી કાઢવા સારૂં અંતઃપુરની સર્વ સ્ત્રીઓને કહ્યું કે, તમે સૌ ઉઘાડે વાંસે ઉભી રહો. અને હું કમળના દડાનો પ્રહાર કરૂં તે સહન કરો. સર્વેએ તે સ્વીકાર્યું. અનુક્રમે તે પ્રમાણે કરતાં જ્યારે પેલી કુલટાનો વારો આવ્યો. ત્યારે કમળપુષ્પથી પ્રહાર કરતાંજ તે કપટવડે મૂર્છા ખાઇને પૃથ્વિ પર પડી ગઇ, રાજા ત્હેના સ્ત્રીચરિત્રને જાણીને બોલ્યો કે–" અરે સ્ત્રી ! તું મદોન્મત્ત હાથી સાથે રમે છે; છતાં કૃત્રિમ હાથીથી બીહે છે, અને લોઢાની સાંકળનો માર ખાઇ હર્ષ પામેછે; છતાં આ કમળપત્રના ઘાતથી મૂર્છા ખાય છે. " આ પ્રમાણે કહી રાજાએ ક્રોધથી આજ્ઞા કરી કે, આ હાથી, મહાવત અને રાણીને પર્વતના ઉંચા શિખર ઉપર ચઢાવીને ઝંપાપાત કરાવો. પછી મહાવત તે રાણીને હાથી ઉપર બેસાડી હાથીને પર્વતના શિખરઉપર લઇ ગયો. ત્યાં હાથીનો પહેલાં એક પગ ઉંચો કરાવ્યો, પછી બે ઉંચા કરાવ્યા, અને છેવટે ત્રણ પગ ઉંચા રખાવી એક પગે ઉભો રાખ્યો. હાથીની આ કળાથી રંજિત થયેલા લોકોએ રાજાને વિનંતી કરી કે, સ્વામી, આવા ગજેંદ્ર રત્નને મારવો યોગ્ય નથી. રાજાએ ત્હેને અભયદાન આપ્યું. અને મહાવતને કહ્યું કે, ત્હેને નીચે ઉતારી દે–મહાવતે કહ્યું કે, જો અમને અભયદાન આપો તો હું ત્હેને કુશળતાથી નીચે ઉતારૂં. રાજાએ ત્હેને પણ અભયદાન આપ્યું. એટલે ત્હેણે હાથીને હળવે હળવે ક્ષેમકુશળ નીચે ઉતાર્યો. પછી રાણીને અને મહાવતને રાજાએ દેશપાર કર્યા.

રાણી અને મહાવત આગળ જતાં માર્ગમાં એક દેવાલયમાં રાત્રે સુઇ ગયાં, તેવામાં કોઇ ચોર ત્યાં ચોરી કરીને આવ્યો. કોટવાળને ત્હેની ખબર પડતાં તે દેવાલયને ઘેરી લીધું; મહાવત નિંદ્રાવશ હતો. પણ પેલા ચોરના કર સ્પર્શથી રાણી જાગી ઉઠી; અને ત્હેને જોઇને બોલી કે " તું મ્હને સ્ત્રી તરીકે સ્વીકાર. " ચોરે કહ્યું કે–" જો તું પ્રાતઃકાળે કોટવાળ પાસે મ્હને તારો સ્વામી કહી મ્હારા જીવિતની રક્ષા કરેતો ત્હારી વાત સ્વીકારૂં. ત્હેણે હા કહી. પ્રાતઃકાળે કોટવાળે અંદર પ્રવેશ કરીને પૂછ્યું કે, તમારામાં કોણ ચોર છે ? રાણીએ દૃષ્ટિની સંજ્ઞાથી મહાવતને બતાવ્યો. એટલે તેઓએ

ત્હેને પકડી ગુન્હો સાબીત ગણીને શૂળીએ ચઢાવી દીધો. શૂળી ઉપર ત્હેને તૃષા લાગી, તેથી માર્ગે જતા કોઇ શ્રાવક પાસે તેણે પાણી માગ્યું શ્રાવક ત્હેને નવકાર મંત્રનું પદ આપી જળ લેવા ગયો. તેના આવ્યા અગાઉ શૂળી ઉપર તે નવકાર મંત્રને યાદ કરતો મહાવત મૃત્યુ પામીને વ્યંતર નિકાયમાં દેવ થયો.

અહિં પેલી દુષ્ટ રાણી ચોરની સાથે ચાલી નીકળી, માર્ગમાં એક નદી આવી. નદીમાં પૂર જોઇ ચોરે કહ્યું કે પ્રથમ ત્હારા વસ્ત્રાદિ મને આપ. ત્હેને પેલે તીર મૂકી આવીને પછી સુખેથી ત્હને લઇ જઈશ. હું જ્યાંસુધી આવું ત્યાંસુધી તું અહીં રહેજે. તેણીએ તેમ કર્યું. ચોરે વિચાર્યું કે—આ સ્ત્રી મહાવત ( તેના પતિ )ની જેમ મ્હને પણ દુઃખમાં નાંખશે તેથી તેનો સંગ કરવો યોગ્ય નથી. એમ વિચારીને પોતાનો સ્વાર્થ સાધી તે ચોર પરભાર્યો ચાલ્યો ગયો—

અહિં રાણી નગ્નપણે હતાશા થઇ—વનમાં ભમતી પોકાર કરવા લાગી એવામાં વ્યંતર થએલો ત્હેનો પતિ ( મહાવત ) શીયાળનું રૂપ લઇને ત્હેને પ્રતિબોધ કરવા આવ્યો. ત્હેણે મુખમાં માંસ રાખ્યું હતું; ત્હેની પેશી નદીના તીર ઉપર મૂકી કાંઠે આવેલા મત્સ્યને પકડવા દોડયો. એટલે મત્સ્ય તો જળમાં પેશી ગયો. ને પેલું માંસ શમડી ઉપાડી ગઇ. તે વખતે શીયાળ વિલખો થઇ આમ તેમ જોવા લાગ્યો—તે જોઈ રાણી બોલી કે—અરે મૂર્ખ! તું ઉભય ભ્રષ્ટ થયો, હવે શું જૂવે છે? શીયાળ બોલ્યો—" અરે સ્ત્રી ! તું તો ત્રણુથી ભ્રષ્ટ થઇ છું. હવે બીજાના દોષ શા માટે જૂવે છે? એ પ્રમાણે કહીને તેણે દિવ્ય રૂપ પ્રકટ કરી કહ્યું કે, અરે પાપિણી ! ત્હેં જેને મારી નંખાવ્યો હતો તે હું મહાવતછું. જૈન ધર્મના પ્રભાવથી મ્હને આ ઉત્તમ ગતિ મળી છે. માટે તું પણ તે ધર્મને અંગીકાર કર. રાણીએ તે વાત સ્વીકારી. એટલે તેણે ત્હેને કોઈ સાધવી પાસે મૂકી ત્યાં તેણે દીક્ષા ગ્રહણ કરી અનુક્રમે સદ્‌ગતિને પામી.

" આ પ્રમાણે તે રાણી પ્રતિ શીલ વ્રતના પવિત્રપણાને પામી પણ

ગુપુરપંડિતાના અસતીપણાની અપકીર્તિનો અપવાદ અદ્યાપિ સુધી વિરામ પામ્યો નથી. ” ઇતિ-શમ્.

## અથ સુલક્ષણી સ્ત્રી વિષે-વસંતતિલકા છંદ.

રૂડી રૂપે સુશિલ સભ્ય લજ્જાળુ સાદી.
લાવણ્યતા પ્રિય વદે પતિ ચિત્ત વાદી;
લીલા યુવાવય વિલાસ રતી સમાણી,
પુણ્યે મળે પદ્મણી અતિ દક્ષ શાણી. ૧
**સીતા દમંતી** સતી જે જગમાં વખાણી,
**પંચાળી** પાંચ પતિ રક્ત સતી ગવાણી;
એવી મહા પતિવ્રતા અતિ સોખ્યખાણી,
પ્રાતઃસમે ગુણ ગણે જગ ભાવ આણી. ૨

## અથ સંયોગ વિષે-વસંતતિલકા છંદ.

ઉલ્લાસ નેત્ર વિકસે સખી પ્રિય યોગે,
રોમાંચ અંગ પ્રકટે શુભ ભોગ સોગે;
વૈરી સ્તનો કઠિન જે અતિ દુઃખ આપે,
દાબે સદાંત્તરપણો પ્રિય સ્વાંગ સ્થાપે. ૧

## અથ વિયોગ વિષે-વસંતતિલકાછંદ.

દેખી શશિ મન મુંઝે કુર આગજવાળા,
વા વાય જે મૃદુપણે શત્ વજ્ર ભાલા;
કલ્પાંત સાત દિવસો વરશો પ્રમાણે.
સ્વામી વિયોગિ પ્રમદા મન એમ માને. ૧

## અથ માતા વિષે-વસંતતિલકા છંદ.

માતા સુબોલ પ્રિય પુત્ર કદી ન લોપે,

શાન્તિ ધરે મન સદા યદી માત કોપે;
જો ધર્મ કર્મ સઘળાં સઉમાં વડેરી,
માતા પૂજાય સઉ માન્ય કહી ભલેરી. ૧
જો માત મોહ ધરીને પ્રતિબંધ કીધો,
ગર્ભે છતાં વીરજિને વ્રત નેમ લીધો;
ભદ્રા સુતે તપ તપંત શિલા પ્રબુદ્ધો;
માતા સુધા વચનથી અરહન્ન સિદ્ધો ૨

## અથ અર્હન્નક ( અરણિક ) મુનિની કથા.

તગરા નામે નગરીમાં દત્તનામે શ્રાવકને ભદ્રા નામની સ્ત્રીથી અર્હન્નક નામે પુત્ર થયો. એકદા અર્હન્મિત્ર નામના સૂરિ પાસે બોધ સાંભળીને દત્તે પોતાની સ્ત્રી તથા પુત્ર સહિત દિક્ષા લીધી. દત્ત મુનિ ક્રિયા પાત્ર છતાં પણ પુત્ર ઉપરના વાત્સલ્યને લીધે ઉત્તમ ભોજન લાવી આપી પુત્રનું પોષણ કરતા હતા. કેટલેક કાળે દત્ત મુનિ ઉનાળાના સમયમાં સમાધિથી મરણ પામ્યા. ત્હેના વિયોગથી અર્હન્નક સાધુને દુઃખ થયું. એવા દુઃખીને જોઇ બે ત્રણ દિવસ તો બીજા સાધુઓએ ત્હેને આહાર લાવી આપ્યો. પછી તેઓએ અર્હન્નકને કહ્યું કે—" હવે તું પોતેજ ભિક્ષામાટે અટન કર. ત્હારા પિતાની જેમ ત્હને હમેશ કોઇ અહાર લાવી આપશે નહીં. " અર્હન્નક ખેદ યુક્ત થઇ બીજા મુનિઓની સાથે ભિક્ષા માટે ચાલ્યો. પૂર્વે કોઇપણ વખતે ત્હેણે જરી શ્રમ લીધો નહોતો. અને શરીર અસંત સુકોમળ હતું. તેથી ગ્રીષ્મ ઋતુના સૂર્યનાં ઉગ્ર કિરણોથી તપેલી ધૂળમાં ચાલવાથી ત્હેના પગ દાઝવા લાગ્યા, માથું તપી ગયું અને તૃષાથી મુખ પણ સૂકાઈ ગયું. તેથી બીજા સાધુઓથી પાછળ પડી ગયો. તેથી વિશ્રામને માટે કોઇએક ગ્રહસ્થના મહેલની છાંયામાં ઉભો રહ્યો, ત્યાં ઉભેલા કામદેવ સમાન આકૃતિવાળા ત્હેને ચંદ્રમા જેવા મુખવાળી પ્રોષિત ભર્તૃકા ( જેનો પતિ પરદેશ ગયોછે તેવી ) તે ઘરની માલેક સ્ત્રીએ દીઠો. તે બાળ મુનિને જોઇને ત્હેણે વિચાર્યું કે—

"અહો! શું આનું અપૂર્વ સૌન્દર્ય છે કે જેને જોવા માત્રથીજ મ્હારા મનનું આકર્ષણ થાય છે! તો આ યુવાન સાથે વિલાસ કરવાથી મ્હારૂં યૌવન કેવું સફળ થાય! એમ વિચારીને ત્હેણે દાસી દ્વારા મુનિને બોલાવ્યા. એટલે તે પણ તેના ઘરમાં ગયા. ત્હેને આવતો જોઇને હર્ષનાં ભારથી જેના કુચકુંભ પ્રફુલ્લિત થયા છે એવી તે સ્ત્રી ત્હેનીસામે આવી. અને હાસ્યથી મિશ્રિત થયેલા દાંતના કિર્ણોથી અધરોષ્ઠને (હોઠને) તેજસ્વી કરતી તથા નેત્રને નીચાં રાખીને વાંકી દૃષ્ટિથી કટાક્ષ કરતી તે સ્ત્રીએ ત્હેને કહ્યું કે—"હે પ્રાણ જીવન! તમે શું માગો છો?" ત્યારે તે બોલ્યા કે—"હે સુલોચના! કામદેવની પ્રિયા! હું ભિક્ષા માગું છું." તે સાંભળીને તેણે વિચાર્યું કે—"આને હું કામદેવ ઉદ્દીપન થાય એવા ઔષધોથી મિશ્રિત સ્નિગ્ધ, મધુર અને જોવા માત્રથીજ વિકાર થાય, તેવો આહાર આપીને વશ કરૂં." એમ વિચારીને ત્હેણે મનોહર મોદક આપ્યા. મુનિ અટન કરવાથી ગ્લાનિ પામ્યા હતા. તેથી આવા સુંદર મોદક મળવાથી ઘણો હર્ષ પામ્યા. પછી તે સ્ત્રીએ સ્નેહ યુક્ત દૃષ્ટિથી જોતાં ત્હેને પૂછ્યું કે—"હે યુવાન્! મ્હારા અંગમાં વ્યાપેલા કામવિકારના તાપ સમૂહનું નિવારણ કરવામાં સમર્થ, તથા કદળીના સ્તંભ જેવી કોમળ જંઘાવાળી અને માંખણના જેવા સુકુમાળ અંગવાળી કમનીય કામિનિઓએ સ્પૃહા કરવા યોગ્ય એવું આ યૌવન પામીને શા માટે પરીષહ રૂપી કુઠારવડે વૃક્ષની જેમ આ પ્રફુલ્લ યૌવનરૂપી વાડીનું ઉન્મૂલન કરો છો? વ્રત ગ્રહણ કરવાનો આ સમય નથી. કેટલાક સ્ત્રીસુખનો લાલસાવાળા જીવો ક્ષુધા તૃષાદિક કષ્ટ સહન કરે છે, આતુર રહે છે, તોપણ તેઓને સ્વપ્ને પણ તેવું સુખ પ્રાપ્ત થતું નથી. અને તમને તો તેવું સુખ અત્યારે અનાયાસે પ્રાપ્ત થયું છે. માટે આટલા દિવસ પાલન કરેલા વ્રતનું આ પ્રત્યક્ષ ફળ પ્રાપ્ત થયું છે; એમ જાણો, જે કુરૂપ, દુ:ખી; વૃદ્ધ અને કઠોર અંગવાળાને યોગ્ય એવી આ કષ્ટકારી ક્રિયાને મૂકી દો; ફોકટ તમારા આત્માને છેતરો નહીં."

"વળી આપણા બન્નેનું રૂપ અને શરીર અન્યોન્યના સંગમથી આજે સફળપણાને પામો. જો કદાચ તમને દીક્ષામાંજ આગ્રહ હોય તો

ભોગ ભોગવીને પછી વૃદ્ધાવસ્થામાં ફરીથી દીક્ષા ગ્રહણ કરજો." આ પ્રમાણેનાં ત્હેના મોહક વચનો સાંભળીને તથા ત્હેના હાવભાવ જોઇને આ બાળ મુનિનું મન વ્રત ઉપરથી ભગ્ન થઇ ગયું." કહ્યું છે કે—"મૃગનયની સ્ત્રીઓ માત્ર ચિત્રમાં આલેખેલી જોઇ હોય તોપણ તે ચિત્તનું હરણ કરે છે. તો પછી હાસ્યથી પ્રફુલ્લિત અને વિલાસથી ભ્રમિત એવાં નેત્રોવાળી સ્ત્રીઓને સાક્ષાત્ જોવાથી તે ચિત્તને હરણ કરે તેમાં તો કહેવુંજ શું!"

પછી ત્હેનું વચન અંગીકાર કરીને અર્હન્નક તેનાજ ઘરમાં રહ્યો. અને અત્યંત આસક્ત થયેલી તે સ્ત્રીની સાથે સ્વેચ્છા પૂર્વક કામ ક્રીડા કરવા લાગ્યો.

અહીં સર્વે સાધુઓ ગોચરી લઇને ઉપાશ્રયે આવ્યા. પણ અર્હન્નકને જોયો નહીં. તેથી તેમણે તેની શોધ આખા શહેરમાં કરી, પણ કાંઇ પત્તો લાગ્યો નહીં. તેથી તેઓએ તે વૃત્તાંત ત્હેની માતા કે જે સાધ્વી થયેલી હતી, ત્હેને કહ્યો. તે સાંભળી તે સાધ્વી પુત્રપરના અતિ રાગાંધપણાથી પુત્ર શોધ વડે જાણે ત્હેના શરીરમાં ભૂત પેઠું હોય તેમ બેભાન જેવી ઉન્મત્ત થઇ ગઈ. અને "હે અર્હન્નક! હે અર્હન્નક!" એમ ઉંચે સ્વરે ગદ્ગદ કંઠે વિલાપ કરતી શહેરના સર્વ ચૌટાં અને શેરીઓમાં ભમવા લાગી. મોહથી ઘેલી બનેલી ને પગલે પગલે સ્ખલના પામતી, ને નયનમાંથી પડતી આંસુની ધારાથી માર્ગની ધૂળને ભીંજાવતી, અને જે કોઇ સામું મળે ત્હેને "મ્હારો પ્રાણથી પણ પ્રિય પુત્ર અર્હન્નકને તમે ક્યાંઇ પણ જોયો છે?" એમ વારંવાર પૂછતી તે આખા નગરમાં અટન કરવા લાગી. ત્હેની આવી ઉન્મત્ત અવસ્થા જોઇને સજ્જનોને અનુકંપા આવતી અને દુર્જનોને ત્હેની હાંસી કરવાથી હર્ષ થતો હતો, એકદા મહેલની બારીમાં બેઠેલા અર્હન્નકે ત્હેને દીઠી. તેવી ઉન્મત્ત દશા જોઈ ત્હેને ઓળખીને અર્હન્નક વિચારવા લાગ્યો કે—"અહો! મ્હારૂં કેવું અવિનયપણું! અહો! મ્હેં કેવું દુષ્કર્મ કર્યું! ક્ષણિક સુખને માટે મ્હેં આ સ્ત્રીના વચનથી મુક્તિના સુખને આપનારા વ્રતનો ત્યાગ કર્યો. અને આવા દુઃસહ કષ્ટમાં મારી માતાને નાંખી. લૌકિક

શાસ્ત્રમાં પણ અડસઠ તીર્થો કરતાં પણ માતાના વિનયનું ફળ અધિક કહ્યું છે. ત્હેમાં પણ આ મ્હારી માતા તો જૈન ધર્મજ્ઞ હોવાથી અને ચારિત્ર અંગીકાર કરેલી હોવાથી વિશેષે કરીને પૂજ્ય છે. હા! ઇતિ ખેદે! ચારિત્રનો ભંગ કરીને મ્હેં મ્હારા આત્માને બૂડાડયો. એટલું જ નહીં, પણ આ મ્હારી માતાના મહાવ્રતનો લોપ થવામાં પણ હુંજ કારણભૂત થયો. અહો! પરંપરાથી મારા પાપમાં કેટલી બધી વૃદ્ધિ થઇ? આ ચંદ્રવદના સ્ત્રીએ પ્રારંભમાં મિષ્ટ પણ પરિણામે દુઃખ આપનાર હાવભાવાદિ વિષનું મ્હને પાન કરાવ્યું. ત્હેના લાવણ્ય ને સુંદર વેષને અને નિપુણતાને ધીક્કાર છે? આની સર્વ ચતુરાઇ કેવળ નરકનેજ આપનારી છે; હે ચેતન! હવે તારે માટે બે માર્ગ છે. એક તો આ ચંદ્રમુખીએ બતાવેલો પાપ માર્ગ અને બીજો આ આર્યાએ બતાવેલો પુણ્ય માર્ગ આ બેમાં જે કલ્યાણકારી હોય ત્હેનું આચરણ કર; પણ અત્યારે તો મ્હારે મારી દુઃખી માતાના શોકનું ઉન્મૂલન કરવું યોગ્ય છે." એમ વિચારીને અર્હન્નક એકદમ તે ઘરમાંથી બહાર નીકળ્યો. ત્હેની પાછળ તે ચંદ્રમુખી પણ એકદમ આવીને વિરહના વિલાપ વિગેરે અનેક પ્રકારના અનુકૂળ ઉપસર્ગ કરતી બોલી કે—"હે નિર્દય! હમણાં ત્હને સ્ત્રી હત્યાનું પાપ લાગશે. હે કઠોર! શા માટે મ્હને વૃક્ષના શિખર ઉપરથી પાડી નાંખે છે? શા માટે મ્હને દુઃખ રૂપી ચિતામાં હોમે છે? મને રસીલી બનાવીને હવે વિરસ કેમ કરે છે?" આ પ્રમાણેનાં ત્હેનાં વચનો સાંભળીને અર્હન્નક બોલ્યો કે—"હે પાપસમુદ્રે! ક્ષણિક સુખને માટે આવા ફોકટ વિલાપો શા માટે કરે છે? પહેલાં હું અજ્ઞાનગ્રસ્ત હતો; તેથી ત્હેં મ્હને વિલાસમા પાડી નાંખ્યો એટલે મ્હેં પરમાત્માના ધર્મને દુષિત કર્યો. હવે અહિં રહેવું મ્હને યોગ્ય નથી. આ મ્હારી માતાને ધન્ય છે કે—જેણે મ્હને વિવેકમાર્ગ દેખાડયો. સંસારમાં પડવાના માર્ગ બતાવનાર તો દુનીયામાં ઘણા હોય છે, પરંતુ ભવસાગરમાં પડેલાનો ઉદ્ધાર કરવામાં ને ત્હેને પવિત્ર કરવામાં સમર્થ તો મ્હારી માતા સમાન બીજું કોઇ નથી. હવે જીવનપર્યન્ત ઇંદ્રની અગ્ર મહિષીનું સુખ મળે તો ત્હેને પણ હું ઇચ્છતો નથી, તો પછી મનુષ્ય જાતિની સ્ત્રીના સુખની ઇચ્છા તો શેનીજ

કરૂં ? મન, વચન ને કાયાથી મ્હેં સંસારના સુખનો ત્યાગ કર્યો છે." ઇત્યાદિ કહીને પછી લજ્જા સહિત વિનયયુક્ત માતાને નમીને તે બોલ્યો કે—"હે માતા ! આ તમારા કુળમાં અંગારા જેવો અર્હંન્નક તમને નમસ્કાર કરે છે." એમ કહી નેત્રમાં આંસુ લાવી તે માતાને નમ્યો, ત્હેને જોઇને તે માતા સ્વસ્થ થઇ છતાં હર્ષથી બોલી કે—"હે પુત્ર ! આટલા દિવસ તું ક્યાં રહ્યો હતો ?" ત્યારે અર્હંન્નકે દંભ રહિતપણે પૂર્વે અભ્યાસ કરેલા પ્રશસ્ત ધર્મરાગથી અનંત ગણા શુભ વૈરાગ્યયુક્ત અધ્યવસાય વાળા થઇને પોતાનું સર્વ વૃત્તાંત યથાર્થ કહી આપ્યું." તે સાંભળીને માતા બોલી કે—"હે વત્સ ! હવે તું ફરીથી ચારિત્ર ગ્રહણ કર." તે બોલ્યો કે—"હે માતા ! હમેશાં સંયમ ક્રિયાનું પાલન કરવું મને દુષ્કર છે. કારણ કે "કરેમીભંતે" ના ઉચ્ચાર સમયથી આરંભીને પ્રાણાંત સુધી નિરતીચાર ચારિત્ર પાળવું. ઇત્યાદિ સાધુની સમગ્ર ક્રિયા નિરંતર કરવા હું સમર્થ નથી. હું મહા પાપી છું. તેથી "હે માતા ! જો તમારી આજ્ઞા હોય તો હું અનશન ગ્રહણ કરૂં." તે સાંભળીને ભદ્રા સાધ્વી હર્ષ પામી,—તે બોલી કે, "હે ભદ્ર ! આ સમયે અનશન પણ ત્હારે માટે યોગ્ય છે. અનંતભવ ભ્રમણ કરવામાં નિમિત્ત રૂપ વ્રત ભંગ યોગ્ય નથી, પરંતુ તું આવા સ્વલ્પ માત્ર કષ્ટ વાળા પંચ મહાવ્રતનું પાલન કરવામાં ઉદ્વેગ પામે છે. તો પછી અનશન પાળવું તે તો મહા દુષ્કર છે, યોગ્ય માણસનેજ તે અનશન પ્રાપ્ત થાય છે. તું તો શુભ અને અશુભ પુદ્ગળોને જોઇને રાગ અને વિરાગ ધારણ કરે છે. માટે હમણાંતો ત્હારો વિશ્વાસ જ્ઞાનીના વચનથી આવશે. અર્હંન્નક વિચારવા લાગ્યો કે—"ખરેખર માતાનો રાગ મ્હારા પર અત્યંત છે." પછી માતાની પરીક્ષા કરવાને બોલ્યો કે—"હે માતા ! હમણા થોડા દિવસના મ્હારા વિરહથી તમે આવી દુઃખી અવસ્થા પામ્યા—તો અનશનથી તો મારા શરીરનો સર્વથા નાશ થશે, તે વ્યથા તમે શી રીતે સહન કરશો ?" ભદ્રા બોલી—"હે પુત્ર ! તું સત્ય કહે છે. પરંતુ એક વાત કહું તે સાંભળ, તારા વિરહથી દુઃખ પામીને મ્હેં વિચાર્યું હતું કે—"મારો પુત્ર ધર્મ કર્યા વિના ઇંદ્રાદિકને પણ દુર્લભ એવા

સંયમરૂપી રત્નનો તૃણની માફક ત્યાગ કરશે; તો સંસારમાં મહા દુઃખો પામશે, તેથી હું ત્હેને તત્કાળ બોધ કરૂં" તે સાંભળીને અર્હન્નક બોલ્યો કે— "હે માતા! તમે આલોકમાં ને પરલોકમાં બંન્નેમાં સુખદાયી થયાં છો. વધારે શું કહું? તમે મારો સમ્યક્‌પ્રકારે ઉદ્ધાર કર્યો છે. પ્રથમ તમે મ્હને જન્મ આપ્યો; અને પછી અનંત જન્મનો નાશ કરનાર ધર્મ આપનાર થયાં." ઇત્યાદિ સ્તુતિ કરીને ગુરૂ પાસે જઇ ત્હેણે ફરીથી ચારિત્ર લીધું. પછી જ્ઞાનીના વચનના વિશ્વાસથી માતાએ આજ્ઞા આપી. એટલે ત્હેણે સર્વ સાવદ્ય યોગનું પ્રત્યાખ્યાન કરી તથા પોતાના દુરિતની નિંદા કરીને સર્વ પ્રાણીઓને ખમાવીને સૂર્યનાં કિરણોથી તપેલી બાહ્ય વનની શિલા ઉપર બેસીને ચાર શરણ અંગીકાર કરી પાદોપગમન અનશન ગ્રહણ કર્યું. પછી અતિ દારૂણ ઉષ્ણ વેદનાને સમ્યક્‌પ્રકારે સહન કરતા તે **અર્હન્નકમુનિ** શરીરે અતિ કોમળ હોવાથી માંખણના પિંડની જેમ એક મુહૂર્ત માત્રમાંજ ગળી જઇ તત્કાળ સ્વર્ગસુખને પામ્યા.

આ દૃષ્ટાંતથી ભદ્રા જેવી માતા કે જેણે પુત્રને જન્મ આપ્યો. ત્હેનું પાલણ પોષણ કર્યું; અને **ચંદ્રમુખી**ના પાસથી ત્યાગ કરેલું ચારિત્ર ફરીથી લેવરાવી પ્રતિબોધ પમાડી પરભવના પાથેયરૂપ અનશન કરાવ્યું. ધન્ય છે એવી માતાને, તેમજ ધન્ય છે એવા પુત્રને કે જેણે માતાનો લજ્જાપૂર્વક વિનય, ભક્તિ અને સ્તુતિ કરી જેમ સર્પ કાંચળીને તજે તેમ અપ્સરા જેવી નવયૌવના ચંદ્રમુખીને તજી દીધી. ઇતિ-શમ્.

---

## અથ પિતા વિષે—વસંતતિલકા છંદ.

જે બાપ આપ સુતને અતિ લાડ લાડે,
વિદ્યા ભણાવી કરી પોષ મીઠું જમાડે;
તે તાતનો તનય જો ઉપકાર ધારે,
ભક્તિ કરી ભલી પરે નિત્ય સેવ સારે. ૧

## મનહર છંદ.

નિષધ સગરરાય હરિભદ્ર જે ગવાય,
દશરથ રાય ન્યાય જગમાં પ્રખ્યાત છે;
પ્રસન્નમુનિંદ્ર ચંદ્રરાજ તેજમાં પ્રચંડ,
મનક જનકવૃંદ પુત્ર મોહે ખ્યાત છે;
પુત્રને પ્રમોદે પાળી વિદ્યા બુદ્ધિ બાગ આલી.
કષ્ટથી લીધા સંભાળી તાત તે સુજાત છે,
કીર્તિ જગમાં વધારી કાજ સઘળાં સુધારી,
રિદ્ધિ સિદ્ધિ સોંપી સારી ધન્ય એવા તાત જે. ૧

## અથ સગરચક્રીના પુત્રોની કથા.

અયોધ્યામાં જિતશત્રુ રાજા અને વિજયારાણીના પુત્ર **શ્રીઅજિતનાથસ્વામી** થયા. જિતશત્રુનો ન્હાનો ભાઇ **સુમિત્રવિજય** કરીને હતો. ત્હેને **યશોમતી** સ્રીથી **સગર** નામે ચક્રવર્તી થયો. તેના સાઠ હજાર પુત્રો હતા, તેમાં સૌથી મોટો **જહ્નુકુમાર** નામે હતો. તેણે એકદા ચક્રીને પ્રસન્ન કરી વરદાન માગ્યું કે "આપની કૃપાથી સર્વ ભાઇઓ સહિત દંડાદિક રત્નને લઇને સમગ્ર પૃથ્વિ જોવાની મારી ઇચ્છા થઇ છે." તે સાંભળીને ચક્રીએ સૈન્ય સહિત ત્હેને જવાની આજ્ઞા આપી.

જહ્નુકુમાર આગળ જતાં ચાર યોજન વિસ્તાર વાળા અને આઠ યોજન ઊંચા અષ્ટાપદ પર્વતને જોઇને ભાઇઓ સહિત ત્હેના ઉપર ચઢયો. ત્યાં ત્હેણે એ કોશ પોહોળું, ત્રણ કોશ ઊંચું ને ચાર કોશ લાંબું ચાર દ્વારવાળું રત્નમય ચૈત્ય જોયું. ત્હેમાં રહેલી પોતપોતાના દેહ સરખા પ્રમાણ વાળી ઋષભદેવ વિગેરે ચોવીસે તિર્થંકરોની પ્રતિમાનું પૂજન કરીને ભરત વિગેરેના સો પુત્રોના સ્તુપોને વંદના કરી અને તે પર્વતની શોભા જોઇને તે ઘણો હર્ષ પામ્યો. પછી "આ ચૈત્ય કોણે કરાવ્યું છે?" એમ ત્હેણે મંત્રીને પૂછ્યું. મંત્રીએ કહ્યું કે—"હે કુમાર! તમારા પૂર્વજ ભરત ચક્રીએ

કરાવ્યું છે." જહ્નુકુમારે કહ્યું કે આપણે આ પર્વતનું રક્ષણ કરીએ. કારણ કે આગળ ઉપર કાળના વિષમ દોષથી લોકો લોભને વશે અહીં આવીને ઉપદ્રવ કરશે? માટે આનું રક્ષણ કરવું તે પણ મહા ફળદાઈ છે." એમ કહીને જહ્નુકુમારે દંડરત્નવડે તે પર્વતની ફરતી એક હજાર યોજન ઉંડી ખાઇ ક્ષણવારમાં ખોદી. તેથી નાગકુમારોના ક્રીડાગ્રહો માટીના વાસણની માફક ભાંગી ગયા; તેથી ભય પામેલા નાગ દેવોએ પોતાના ઈંદ્ર જ્વલનપ્રભ પાસે જઇને તે વૃત્તાંત કહ્યો; તેથી કોપાયમાન થયેલા તે ઇંદ્રે સગરના પુત્રો પાસે આવીને કહ્યું કે-"હે મૂર્ખો! આ પૃથ્વિ શા માટે ખોદી નાંખી? નાગકુમાર દેવો ક્રોધ પામશે તો ત્હમને હણી નાંખશે." તે સાંભળીને જહ્નુકુમાર બોલ્યો કે-"તીર્થની રક્ષા કરવા માટે અમે આ કામ કર્યું છે, માટે હે સર્પેન્દ્ર! અજ્ઞાનથી થયેલા આ અપરાધની આપ ક્ષમા કરો." તે સાંભળીને "હવે આવું કામ કરશો નહીં." એમ કહીને સર્પેન્દ્ર સ્વસ્થાને ગયો.

ઇંદ્રના ગયા પછી જહ્નુકુમારે પોતાના ભાઇઓ સાથે વિચાર કર્યો કે-"આ ખાઇ પાણી વિના કાળે ધૂળથી પૂરાઇ જશે. માટે ત્હેને ગંગા નદીના જળથી ભરી દઇએ તો ઠીક." તે વાત સર્વેએ સ્વીકારી, એટલે જહ્નુકુમારે દંડરત્નવડે ખેંચીને ગંગા નદીનો પ્રવાહ લાવી તે ખાઇમાં નાંખ્યો; તેથી તેના જળવડે સર્પના ઘરોમાં ફરીથી વિશેષ ઉપદ્રવ થયો. તેથી ક્રોધાયમાન થયેલા જ્વલનપ્રભે ત્હેમના વધને માટે મોટા દૃષ્ટિવિષ સર્પોને મોકલ્યા. તેઓએ બહાર આવીને સગરના પુત્રો સન્મુખ વિષની વૃષ્ટિ કરનારી દૃષ્ટિવડે જોયું કે તત્કાળ સગરના સર્વ પુત્રો ભષ્મીભૂત થઇ ગયા. તે જોઇને શોક કરતા સૈન્યને સાંત્વન આપીને મંત્રી બોલ્યા કે-"હવે શોક કરવાથી સર્યું! કોઈપણ ભાવી ઉલ્લંઘન કરી શક્તું નથી."

પછી તે સર્વ સામંતાદિક સૈન્ય સહિત અયોધ્યા તરફ આવતાં ત્હેમણે વિચાર્યું કે-"સ્વામીના સર્વ પુત્રો ભષ્મ થયા, અને આપણે અક્ષત શરીરવાળા આવ્યા, તે ઘણુંજ લજ્જાસ્પદ છે, તેથી ચક્રીની પાસે આપણાથી આ વાત શી રીતે કહેવાશે? એમ વિચારીને તેઓ શોકાતુર રહેતા

હતા. તે વૃત્તાંત જાણીને કોઇ એક બ્રાહ્મણે કહ્યું કે–" તમારે કાંઇ ફિકર કરવી નહીં. હું રાજાને તે વાત નિવેદન કરીશ." પછી તે બ્રાહ્મણ કોઇ અનાથ મડદું ઉપાડીને રાજમંદિર પાસે લઇ ગયો. ત્યાં તે શબને મૂકીને મોટે સ્વરે વિલાપ કરવા લાગ્યો. તે સાંભળીને ચક્રીએ ત્હેને રોવાનું કારણ પૂછ્યું. ત્યારે તે બ્રાહ્મણ બોલ્યો કે–" મ્હારે આ એકજ પુત્ર છે. ત્હેને મોટા સર્પ ડસ્યો છે, તેથી તે નિશ્ચેષ્ટ થયો છે. માટે હે દેવ! ત્હેને તમે જીવાડો" તે સાંભળીને રાજાએ ઘણા પ્રયોગ કર્યા, પણ કાંઇ વળ્યું નહિં; તેવામાં એક માણસે કહ્યું કે–" જેના ઘરમાં આજસુધી કોઇ પણ મરણ પામ્યું ના હોય ત્હેના ઘરમાંથી ભસ્મ લાવો, તો હું આને જીવતો કરૂં." તે સાંભળીને રાજાએ આખા નગરમાં તપાસ કરાવી. પણ જ્યાં કોઈ માણસ મરણ પામ્યું ન હોય તેવું એક પણ ઘર મળ્યું નહીં. પછી ચક્રી કહે કે–"અમારા ઘરમાં પણ ઘણા પૂર્વજો મરણ પામેલા છે, તો સર્વને વિષે સામાન્ય રીતે વર્તનારૂં જે મૃત્યુ ત્હેની પ્રાપ્તિથી " હે બ્રાહ્મણ! તું શા માટે ખેદ કરે છે!" તે સાંભળી પેલો બ્રાહ્મણ બોલ્યો કે–" હે દેવ! તે સર્વ હું જાણું છું પણ આ પુત્ર વિના આજેજ મારા કુળનો ક્ષય થશે. માટે કોઇપણ પ્રકારે આને જીવાડીને મને પુત્ર ભિક્ષા આપો." રાજા બોલ્યો કે–" હે બ્રાહ્મણ! મંત્ર તંત્ર તથા શાસ્ત્રોને અગોચર અને અદૃશ્ય શત્રુરૂપ વિધિના ઉપર કયો પંડિત પુરૂષ પણ પરાક્રમ કરી શકે? કોઇ નહીં! માટે તું શોક તજી દે. ઇત્યાદિ રાજા અને વિપ્રની વચ્ચે ઘણી યુક્તિ પ્રયુક્તિ થઇ. અને બ્રાહ્મણને ઘણી રીતે સમજાવ્યો, ત્યારે છેવટ બ્રાહ્મણ બોલ્યો કે–

" હે સ્વામી! બીજાને દુઃખી જોઇને ઘણા લોકો વૈરાગ્યનું વર્ણન કરે છે, પણ જ્યારે તેવું દુઃખ પોતાનેજ પ્રાપ્ત થાય, ત્યારે જેનું ચિત્ત સ્થિરતા ન મૂકે તેજ પ્રશસ્ય કહેવાય " ચક્રીએ કહ્યું કે–" જેઓ પોતાનું વચન પાળે નહીં તેઓને માયાવીજ જાણવા, " બ્રાહ્મણ બોલ્યો કે–" ત્યારે હે રાજા! તમારા સાઠ હજાર પુત્રો એકજ સમયે મૃત્યુ પામ્યા છે, માટે તમે પણ શોક કરશો નહી." તે સાંભળીને એકદમ ભ્રાન્તિમાં પડેલો રાજા કાંઇક વિચાર કરે છે, તેટલામાં તો પ્રથમથી સંકેત કરી રાખેલા તે સામંતાદિકે

આવીને સર્વ વૃત્તાંત કહ્યું, તે સાંભળીને ચક્રી જાણે વજ્રથીજ હણાયો હોય તેમ તત્કાળ મૂર્છા પામીને પૃથ્વિપર પડ્યો પછી સેવકોના કરેલા અનેક શીતોપચારવડે સાવધ થયો છતો અનેક પ્રકારે વિલાપ કરવા લાગ્યો. બ્રાહ્મણે કહ્યું–"મહારાજ વિયોગ કોને દુ:સહ નથી ? પણ જેમ વડવાનળ અગ્નિને સમુદ્ર સહન કરે છે. તેમ ધીર પુરૂષ તેવા વિરહને પણ સહન કરે છે." ઇત્યાદિ બ્રાહ્મણના વાક્યોથી બહુવારે ચક્રીએ ધૈર્ય લાવીને તે પુત્રોનો દેહોત્સર્ગ કર્યો.

એકદા અષ્ટાપદ પર્વતના પ્રદેશમાં રેહેનાર માણસોએ આવીને વિનંતી કરી કે "હે સ્વામી ! આપના પુત્રોએ જે ગંગાનો પ્રવાહ અષ્ટાપદની ખાઇમાં લાવીને નાંખ્યો છે. તે ખાઇને પૂર્ણ કરીને હવે તે પ્રવાહ ગામોને ડૂબાવવા લાગ્યો છે. માટે ત્હેનું નિવારણ કરી અમારૂં રક્ષણ કરો." તે સાંભળીને રાજાએ જહ્નુના પુત્ર ભગીરથને તે કામ માટે આજ્ઞા કરી, તેથી ભગીરથે ત્યાં જઇ અઠ્ઠમ તપ કરી સર્પરાજને પ્રસન્ન કરી ત્હેની આજ્ઞાથી દંડરત્નવડે ખેંચીને તે પ્રવાહને ગંગા નદીમાં પાછો લઇ જઈ પૂર્વ તરફના સમુદ્રમાં ઉતર્યો. ત્યારથી ગંગા અને સાગરના સંગમનું તે સ્થળ તીર્થરૂપ થયું–અને ગંગા નદી પણ જહ્નુના લઇ જવાથી જાહ્નવી અને ભગીરથે સમુદ્રમાં ઉતારી તેથી ભાગીરથી એવા નામથી પ્રસિદ્ધ થઈ.

ત્યારપછી સગર ચક્રીએ શત્રુંજયનો સાતમો ઉદ્ધાર કરી અજિતનાથ સ્વામી પાસે દીક્ષા લઇ ઉગ્ર તપ કર્યું અનુક્રમે કેવળજ્ઞાન પામીને બોહોતેર લાખ પૂર્વનું આયુષ્ય પૂર્ણ કરી મોક્ષપદને પામ્યા. ઇતિ–શમ્.

## અથ પુત્ર વિષે–વસંતતિલકા છંદ.

માતા-પિતા પદ તણી શુભ સેવ સારે,
એવા સુપુત્ર જગમાં શુભ કીર્તિ ધારે;
જે બોલ માત પિતુનો કદી ના ઉથાપે,
આદિત્ય જેમ જગમાં પ્રકટે પ્રતાપે. ૧

ગંગાસુતે જગ વિષે શુભ કીર્તિ રોપી,
આજ્ઞા સુ તાતતણી ભિષ્મ છતાં ન લોપી;
તે ધન્ય અંજનતણો સુત જે પ્રતાપી,
જે રામ ભક્તિ કરી છાપ અદ્યાપિ છાપી, ૨

## તોટકવૃત.

ઈમ કામ વિલાસ ઉલ્લાસત એ, રસ રીતીં રૂચે અનુભાવત એ;
જિમ ચંદન અંગ વિલેપત એ. ઉર હોય સદા સુખ સંપત્ત એ.૧

## વસતતિલકા છંદ.

આ કામવર્ગ અપવર્ગની અર્ગળા છે,
છે કામભોગ સરિતા પણ નિર્જળા છે;
જો તે તજે સુખ અખંડ અનંત પાવે,
આ છંદવૃંદ રચ્યોં સાંકળચંદ ગાવે. ૧

## અથ ગંગાસુત ભીષ્મપિતાની ટુંક કથા.

મહાભારતમાં વર્ણવેલા વીર ભીષ્મપિતાના નામ અને કામથી ભાગ્યેજ કોઈ અજાણ્યું હશે. તે મહા પરાક્રમી, સત્યવક્તા અને ભીષ્મ ( આકરી ) પ્રતિજ્ઞાવાળા હતા. તેથીજ તેમનું નામ ગાંગેયને બદલે ભીષ્મપિતા તરિકે પ્રસિદ્ધ થયું. તે મહાત્મા ખરેખર પિતૃભક્ત હતા ત્હેમના જેવી માતા પિતાની ભક્તિ ભારત વર્ષમાં કોઇએ કરી હોય તો તે એક ભીષ્મપિતાએજ કરી છે, એમ સમજવું. ત્હેમના વિષે એવી વાત છે કે—

તે મહા પરાક્રમી શાંતનુ રાજાના પુત્ર હતા. તે રાજ્યકાજમાં તથા યુદ્ધમાં અને ધર્મનીતિમાં દરેક વાતે ઘણા પ્રવિણ હોવાથી પિતાએ તેમને યુવરાજ પદવી આપી, રાજ્યનો ભાર ત્હેમને શીર નાંખ્યો. અને પોતે પૃથ્વિ પ્રદક્ષિણા કરવા નિકળ્યા. ફરતા ફરતા શાંતનુરાજા યમુના નદીને કાંઠે આવ્યા. ત્યાં એક માછીની કન્યા હોડીમાં બેસીને જતી હતી. તે

ઇંદ્રની અગ્રમહીષી કરતાં પણ અધિક રૂપાળી અને મનોહર અંગવાળી તથા લાવણ્યતા ને મધુરતાની ભંડાર હતી. રાજા શાંતનુ આ કન્યાને જોઇ કામાંધ બની ગયો અને વિચારવા લાગ્યો કે—"આ સ્ત્રીરત્ન જેના ઘરમાં હોય ત્હેના જેવો ભાગ્યશાળી દુનીયામાં કોઇ છેજ નહીં."

પછી ત્હેણે તે કન્યાને પૂછ્યું કે—"તું કોની કન્યા છે. ને મ્હને ત્હારી હોડીમાં બેસારીશ" કન્યાએ કહ્યું કે—હું માછીના સરદારની કન્યા છું, મારૂં નામ સત્યવતી છે. જો મ્હારા બાપની આજ્ઞા થાય તો ત્હમને હોડીમાં બેસારીશ." પછી શાંતનુરાજા તે માછીના સરદાર પાસે ગયો. માછી રાજાનું આગમન જાણી ઘણો હર્ષ પામ્યો ને ત્હેનો સારી રીતે સત્કાર કર્યો. પછી શાંતનુરાજાએ માછી પાસે કન્યાની યાચના કરી, માછી બોલ્યો. "હે દેવ! તમારો પુત્ર ગાંગેય છે. તે મહા પરાક્રમી, ગુણવાન, બુદ્ધિવાન ને સર્વવાતે કુશળ છે. તેથી મારી કન્યા હું ત્હમને આપું તો ત્હેના પુત્રને રાજ્ય મળી શકે નહિ? અને જ્યારે મ્હારી કન્યા રાજાની રાણી થાય ને ત્હેની પ્રજા થાય ત્હેને રાજ્ય ન મળે તો પછી તે રાજાને પરણી તે ન પરણ્યા બરાબર જ છે." માટે મ્હારી કન્યા આપવા ખુશી નથી આપ મહારાજા છો. આપને આનાથી પણ ઘણી સુંદર કન્યાઓ મળશે. પણ હું તો આપનાર નથી."

રાજા ન્યાયી હતો, ત્હેણે મનમાં વિચાર કર્યો કે "માછી કહે છે તે વાત સાચી છે. ને રાજ્યનો હક પણ ગાંગેયનો છે. તેથી મ્હારે તો વ્યાઘ્ર તટિની ન્યાય થયો." એમ વિચારી નિરાશ થઇ પાછો આવ્યો, ને ફીકે ચહેરે સત્યવતીના ધ્યાનમાં ને ધ્યાનમાં જ મહેલમાં ગયો. ત્યારથી ત્હેનું ચિત્ત રાજકાજમાં તથા કશામાં રહ્યું નહીં, માત્ર એકજ સત્યવતીમાં જ તે લીન્ન થઇ ગયો. તેથી દિવસે દિવસે તે સૂકાતો ગયો ને ત્હેનો ચહેરો ફીકો પડી ગયો.

ગાંગેયે વિચાર કર્યો કે—"કાંઇ મારો અપરાધ થયો છે કે મારી માતુશ્રીનો થયો છે, અથવા કોઇ પરિજનનો દોષ થયો છે. શાથી મહારાજા

આમ ઉદાસ રહે છે ! જો હું પૂછીશ તો મ્હને બરાબર નહીં કહે. માટે ત્હેમની સાથે રહેનારા મંત્રીને પૂછવાથી ખબર પડશે." એમ વિચારી ત્હેણે મંત્રીને પૂછ્યું, ત્યારે મંત્રીએ સત્યવતીનો સઘળો વૃત્તાંત કહ્યો.

ગાંગેય તરતજ એક રથ લઇને પેલા માછીના સરદાર પાસે ગયો. ત્હેણે કહ્યું કે—"હે ભદ્ર ! શાંતનુરાજા જેવા પૃથ્વિપતિ ત્હારી કન્યાની યાચના કરે છે. છતાં તું આપતો નથી. તો પછી એથી વધારે સારો જામાતા ત્હને બીજો કયો મળશે." તે સાંભળી માછી બોલ્યો કે—"હે મહા બાહો ! તમારા જેવા મહા પરાક્રમી સદ્ગુણી અને તેજસ્વી પુત્ર છતાં, મ્હારી કન્યાને પુત્ર થાય, ત્હેને શી રીતે રાજ્ય મળે ? ન જ મળે. તેટલા માટે હું ના પાડું છું, ગાંગેય બોલ્યો—"હું સૂર્યની સમક્ષ તથા સમસ્ત દેવતાઓની શાખે અને મ્હારા આત્મા તથા પરમાત્માની સાનીધ્યે પ્રતિજ્ઞા કરૂં છું કે—આજથી મરણ પર્યન્ત હું મન વચન કાયાએ કરીને બ્રહ્મચર્ય વ્રત પાળીશ. મ્હારા આત્માને માટે ને મ્હારા પિતાની ભક્તિની ખાતર હું કોઈ પણ રીતે કદી પ્રાણાંતે પણ તે વ્રતનો ભંગ કરી હું ભગ્ન પ્રતિજ્ઞા થઇશ નહીં " આવી આકરી પ્રતિજ્ઞા ત્હેણે કરી, તેથી દેવોએ પુષ્પની વૃષ્ટિ કરી, ને કહ્યું કે સાધો—સાધો. ધન્ય છે ? તમારી પ્રતિજ્ઞાને. તમે આવી ભીષ્મ પ્રતિજ્ઞા કરી તેથી તમારૂં આજથી ગાંગેયને બદલે **ભીષ્મ** નામ પ્રસિદ્ધ થશે " એમ કહી દેવતાઓ માછીને કન્યા આપવાનું કહી અંતર્ધાન થયા—માછી ઘણો હર્ષ પામ્યો. ને ભીષ્મની ઘણી સ્તુતિ કરી. તરતજ ત્હેને પોતાની કન્યા આપી દીધી. ભીષ્મ બોલ્યા કે—"હે માતાજી ! આ રથમાં પધારો, " એમ કહી રથમાં બેસારી શાંતનુરાજા પાસે આવ્યો. ને ત્હેમને પ્રણામ કરી નવીન સ્ત્રીરત્ન ત્હેમને સ્વાધીન કર્યું. રાજા અતિ હર્ષ પામ્યો. ને પુત્રને ખોળામાં બેસારી આલિંગન આપી કહ્યું કે—"ધન્ય છે મ્હને ! હું કૃત કૃત્ય થયો કે ત્હારા જેવા સુપુત્ર કોઈ થયા નથી ને થશે પણ નહીં. કે જ્હેણે પિતાની ખાતર રાજ્યનો હક છોડયો—એટલુંજ નહિ પણ જીંદગી પર્યન્ત બ્રહ્મચર્ય વ્રત અંગીકાર કર્યું. ત્હારૂં નામ આ પૃથ્વિમાં યુગાંત સુધી અમર રહેશે. " ધન્ય છે ત્હને, ત્હારી બુદ્ધિને અને ત્હારા

વીર્યને. જગતમાં એક બીજો અભિનવ સૂર્ય તું જ છે.'' ઇત્યાદિક ઘણી સ્તુતિ કરી.

પિતાની અને જગતની સ્તુતિથી નહીં છલકાતાં ભીષ્મે પિતાના ચરણ કમળમાં પ્રણામ કરી નિરંતર ત્હેમની સેવા ભક્તિ કરી. આવા સુપુત્ર પિતૃભક્ત પુત્રના આ દૃષ્ટાંતથી દરેક સુપુત્રે માતપિતાનો યથાર્થ વિનય તથા સેવા ભક્તિ કરવી. ઇતિ–શમ્.

**ઇતિ શ્રી પુરૂષાર્થ સિદ્ધિ પ્રબંધે તૃતીય કામવર્ગઃ સમાપ્તમ્ઃ**



# અથ ચતુર્થ મોક્ષવર્ગ પ્રારંભ:

## હરિગીત છંદ.

આ મોક્ષવર્ગે અતિ ઉમંગે મોક્ષ, કર્મ, ક્ષમા, યથા,
વળી શુદ્ધ સંયમ અને દ્વાદશ ભાવના ભાખી તથા;
રિપુ રાગ દ્વેષ અનાદિના જે ક્લેષ જળના ધોધ છે,
સંતોષ પોષ વિવેક વળી નિર્વેદ આત્મપ્રબોધ છે. ૧

## મોક્ષાર્થ વિષે–હરિગીત છંદ.

સંસારનાં સુખ ક્ષણિકમાં રાચે ન માચે ધર્મમાં,
સમ કનકને પાષાણ ગણી નાચે ન ભવનટ ભર્મમાં;
વળી મુક્તિને સંસાર સમ ગણી રક્ત ન રહે કર્મમાં,
અહી કંચુકી સમ ભોગ તજી તે જાય શુભ શિવ શર્મમાં. ૧
ખટખંડ રાજ્ય સમાજ ઋદ્ધિ સિદ્ધિ ક્ષણમધ્યે તજી,
જે ચક્રીને વળી ધર્મ ચક્રી શાન્તિજિન મુક્તિ ભજી;
વળી ગજમુનિ પ્રત્યેકબુદ્ધ પ્રસિદ્ધ જે જગમાં થયા;
તજી વ્યર્થ અર્થ સમર્થ થઈ ક્ષણવારમાં મોક્ષે ગયા. ૨

શ્રી ગજસુકુમાળની કથા પાછળ પૃષ્ઠ ૪૨ ઉપશમના વિષયમાં છે.

## અથ કર્મ વિષે–હરિગીત છંદ.

જો કર્મ રાજા સબળ કોપે દુ:ખ જીવને દે ઘણાં,
તિર્યંચ ને નરકાદિના દે જન્મ મરણ ન દુ:ખ મણા;
વળી પરિણતિ શુભ થાય તો દુ:ખ જાય આ સંસારમાં,
નર સુરપતિની સંપદા દે કર્મનૃપ ક્ષણ વારમાં. ૧
કર્મે કલંકી ચંદ્ર ને ભિક્ષુ પિનાકી કર્મથી,
વિષ્ણુ કરે બળી પ્રાર્થના કર્મે નચાવ્યા મર્મથી;

વિધિ ઈંદ્ર ચંદ્રાદિત્યને કર્મે ભૂલાવ્યા છે વળી,
મલયાગિરિ ચંદન નચાવ્યા કર્મસમ નહીં કો બળી.૨

ચંદન મલયાગિરિની કથા આગળ સંસારચિત્રમાંથી જોઇ લેવી.

### અથ ક્ષમા વિષે—હરિગીત છંદ.

અતિ દુરિત વારે કાજ સારે ક્ષમા ધારે જે નરા,
તપ જપ સુધારે શ્રી વધારે પુણ્યશાળી તે ખરા;
વળી શ્રુત આરાધે ક્ષમા વાધે મોક્ષ સાધે સુખકરા,
નિજ ગુણ પ્રકાશે અતિ ઉલ્લાસે ક્ષમાવંત નરા ધરા. ૧
ખંધકસૂરિના શિષ્ય મુક્તિ વર્યા એહ ક્ષમા વડે,
વળી દ્રઢપ્રહારી કુરગડુ મુક્તિ વર્યા એ ગુણ ચડે;
તે ક્ષમાથી મુનિ ગજ વર્યા શિવસુન્દરી ક્ષણવારમાં,
મેતાર્યમુનિ સુગતિ લહ્યાં વર ક્ષમા છે સંસારમાં. ૨

શ્રી ગજ સુકુમાળનું ક્ષમા ઉપરનું દ્રષ્ટતાંત પાછળ પૃષ્ટ ૪૨ માં છે.

### શ્રી દ્રઢ પ્રહારીની કથા.

વસંતપુરમાં સાતે વ્યસન સેવનાર એક બ્રાહ્મણ રહેતો હતો, ત્હેણે પોતાનં સર્વ ધન વિષયાદિકમાં ગુમાવ્યું. તેથી તે ચોરી કરવા લાગ્યો, રાજાએ ત્હેને નગર બહાર કાઢી મૂક્યો, તે ચોરની પલ્લીમાં ગયો, ત્યાં પલ્લીપતિને પુત્ર નહિ હોવાથી ત્હેને પુત્ર કરીને રાખ્યો. તે બ્રાહ્મણ જ્હેને પ્રહાર કરતો તે અવસ્ય મરી જતો, તેથી લોકમાં ત્હેનું દ્રઢપ્રહારી નામ પડયું. એકદા તે લુંટારાના સૈન્ય સહીત કુશસ્થળમાં ગયો, તે ગામમાં કોઇ એક દરિદ્રી બ્રાહ્મણ રહેતો હતો, ત્હેને ઘણાં છોકરાં હતાં, તેઓએ એક વખતે તે બ્રાહ્મણ પાસે ખીર ખાવા માગી. ત્યારે તે બ્રાહ્મણ કોઈ ગ્રહસ્થને ઘેરથી ચોખા દૂધ વિગેરે માગી લાવ્યો, અને પોતાની સ્ત્રીને આપી ખીર કરાવી. પછી "આજે ઉત્સવનો દિવસ છે, કારણ કે આજે ખીર ખાઇશું." એમ વિચારીને તે મધ્યાન્હ વખતે સ્નાન કરવા ગામબહાર નદીએ ગયો,

તેવામાં પેલા લુંટારાઓ ગામમાં પેઠા, ત્હેમાંના કેટલાએક તેજ બ્રાહ્મણના ઘરમાં પેઠા, પણ કાંઇ હાથ લાગ્યું નહિ, શોધ કરતાં ખુણામાં પડેલું ખીરનું વાસણુ દીઠું. તે ત્હેમણે લઇ લીધું, એટલે છોકરાંઓ રૂદન કરતાં તેમની પાછળ દોડયાં. તેવામાં પેલો બ્રાહ્મણ સ્નાન કરીને આવ્યો, તે આ સ્વરૂપ જોઈ કોપાયમાન થયો. તેથી તે ઘરની અર્ગળા લઇને રાક્ષસની જેમ ચોરોની પાછળ દોડયો. ત્હેના પ્રહારથી ત્હેણે કેટલાક ચોરોને મારી નાંખ્યા, તે વાતની ખબર પડતાં દ્રઢપ્રહારી તરતજ ત્યાં આવ્યો, અને પોતાના ચોરોને મારનાર તે બ્રાહ્મણનું ત્હેણે ખડ્ગવડે મસ્તક કાપી નાંખ્યું. પછી બ્રાહ્મણના ઘરમાં પેસતાં ગાયે ત્હેને રોકયો. એટલે ગાયને પણ મારી નાંખી. તે જોઇને તે બ્રાહ્મણની સ્ત્રી પોકાર કરતી ત્હેને ગાળો દેવા લાગી. તેથી અત્યન્ત કોપાયમાન થઇને તે દ્રઢપ્રહારીએ તેજ ખડ્ગવડે ત્હેનું પેટ ચીરી નાંખ્યું, તેથી તેના ગર્ભમાં રહેલું બાળક પણ તરફડતું બે કકડા થઇને પૃથ્વિ ઉપર પડયું.

આ પ્રમાણે બ્રાહ્મણ, ગાય, સ્ત્રી તથા બાળક ચારેને પોતે તત્કાળ મારી નાંખેલા જોઇને તથા "હે પિતા! હે માતા!" એમ બોલતાં છોકરાંઓને જોઇને દ્રઢપ્રહારી વિચાર કરવા લાગ્યો કે—"આ પ્રમાણેનું દુષ્કર્મ કરનારા એવા મ્હને ધિક્કાર છે? આવા પાપથી મ્હને નરકમાં પણ સ્થાન મળવાનું નથી. હવે આ બાળકોનું કોણ રક્ષણ કરશે? હવે હું અગ્નિમાં પેસું કે ભૃગુપાત કરૂં? શાથી મ્હારી શુદ્ધિ થાય? અહો! હું સદાચારનો ત્યાગ કરીને દુષ્કર્મ રૂપી પાથેયવાળો પાંથ થયો છું." એ રીતે મહા વૈરાગ્યથી શુભ ધ્યાન કરતો તે ગામ બહાર નિકળ્યો. ગામની બહાર ઉદ્યાનમાં કોઈ મહા મુનિને જોઇ નમીને બોલ્યો કે—"હે ભગવન્! આવાં ઘોર પાપથી હું શી રીતે મૂકાઇશ?" મુનિ બોલ્યા કે—"ચારિત્ર ગ્રહણ કર." ઇત્યાદિ વૈરાગ્યમય બોધથી દ્રઢપ્રહારીએ તરતજ દીક્ષા લીધી. પછી ત્હેણે એક દુષ્કર અભિગ્રહ લીધો કે—"આક્રોશ પરિસહને સહન કરવા માટે મ્હારે આ ગામમાંજ રહેવું. અને જ્યાં સુધી મ્હારા પાપનું બીજાઓ સ્મરણ કરે, ત્યાં સુધી મ્હારે આહાર લેવો નહીં." એવો દ્રઢ અભિગ્રહ લઇને તો મુનિ કર્મનો

ક્ષય કરવા માટે તેજ ગામમાં વિચરવા લાગ્યો, લોકો ત્હેને જોઇને આક્રોશ કરવા લાગ્યા કે–"આ પાપાત્મા સ્ત્રી, બ્રાહ્મણ, ગાય અને બાળ એ ચાર હત્યા કરનારો છે, તથા ગામને લુંટનારો છે. એમ બોલી લોકો ત્હેને તર્જના કરવા લાગ્યા. અને લાકડી તથા પાષાણાદિકથી મારવા લાગ્યા, તે સર્વ મુનિએ ક્ષમાથી સહન કર્યું અને અત્યન્ત શાન્તરસ ધારણ કરી પોતાનું પાપ સંભારીને ભોજન લીધું નહીં. એ પ્રમાણે છ માસ વ્યતીત થયા ત્યારે સમતારૂપી સૂર્યનો ઉદય થવાથી ત્હેમનાં પાપરૂપ અંધકારનો નાશ થયો. તે વખતે એ મુનિ ભાવના ભાવવા લાગ્યા કે–" હે આત્મા! જેવું બીજ વાવીએ તેવુંજ ફળ મળે, ત્હેમાં નગરજનોનો કાંઇ દોષ નથી. મ્હારાં દુષ્કર્મરૂપી ગ્રન્થીને તોડવા કઠોર ભાષણાદિ ક્ષારવડે આ લોકો ચિકિત્સા કરે છે, માટે તેઓ મ્હારા ખરા મિત્રો છે. તો મ્હારા પરમોપકારી છતાં ત્હેમના ઉપર શા માટે રોષ કરૂં ? વળી તેઓ પોતાના પુણ્યે કરીને મ્હારા પાપને ધોઈ નાંખે છે, તેથી તે પરમ બાંધવોને મ્હારે દોષ આપવો ન જોઈએ? વળી તેઓએ મ્હને માર્યો કુટયો પણ મ્હારૂં જીવિત નાશ કર્યું નથી. કદાચ માનો કે તે પણ નાશ કર્યું! પણ બાંધવની જેમ તેઓએ મ્હારા ધર્મનો નાશ કર્યો નથી, ઉલટા તેઓ તો મ્હારા આત્મરૂપ ઘરમાં પેઠેલા ભાવચોરોને કાઢવા માટે મ્હને સહાયભૂત થયા છે; ઇત્યાદિ શુભ ધ્યાનમાં તત્પર થઇને ક્ષપકશ્રેણી ઉપર આરૂઢ થઇ કેવળજ્ઞાન રૂપી સૂર્યની કાન્તિથી આત્માને પ્રકાશિત કર્યો.

" માટી જ્યાંની ત્યાંજ પડે છે. એ ઉકિત ખોટી નથી. કેમકે જેણે જ્યાં કર્મ બાંધ્યું, તે ત્યાંજ રહીને નાશ પમાડયું. એવા ક્ષમાશ્રમણ મુનિને ધન્ય છે. તે કેવળીએ દેવના રચેલા સુવર્ણકમળ ઉપર બેસીને તપની સ્તુતિના વચન રૂપી અમૃતરસે કરીને ભવ્ય પ્રાણી રૂપી સારી પૃથ્વીનું સિંચન કર્યું. ઇતિશમ્

## અથ સંયમ વિષે–હરિગીત છંદ.

ભવજળધિ તારે કર્મ વારે કોટિ કલ્પતણાં કર્યાં,

સંયમ સ્વીકારે નિરતિચારે પાળી કે ભવિ ભવ તર્યા,
જે મુક્તિ સાધન વ્રતારાધન પાળીને સંયમ શૂરા,
ઝટ મુક્તિ રમણિ વર્યા રંગે અતિ ઉમંગે સુખકરા. ૧
મૃગ સિંહ ઉદ્ધરે શૈલશિખરે રામ પ્રતિબોધે મુખે,
રથકાર મૃગ ને રામ પંચમ સુરાલય પહોચ્યા સુખે,
તે શુદ્ધ સંયમ રામ સમ આરાધિ ભવિ ભવ નિસ્તરો,
વ્રત નિયમ પાળો કર્મ ચાળો તજી જય કમળા વરો. ૨

"રામ (બળદેવ) તથા કૃષ્ણ વાસુદેવની કથા પાછળ પૃષ્ટ ૧૩૬ માં અર્થ વર્ગમાં મદિરાના વિષયમાં આવી ગઇ છે, ત્યાંથી વાંચી લેવી."

## અથ અનિત્ય ભાવના—હરિગીત છંદ.

અહો ! જીવીત યૌવન રૂપ લાવણ્ય પ્રિય સમાગમ કારમા,
વળી ચપળ ચપળાં અથિર વૈભવ ડાભ જળબિંદુ સમા,
રવિ શશિ ઉગે ને આથમે જ્યાં છાય ત્યાં જો તાવડો,
જે જન્મ પામ્યો તે મરે શો ગર્વ કરવો આવડો ? ૧
જ્યાં ઓટ ત્યાં ભરતી થતી થઢતી તીહાં પડતી વળી,
સ્થિર કોઈ વસ્તુ નવ મળે એ અનિત્યતાએ મહી છળી,
વળી ધરણી તરૂ ગિરિ જળધિ સૌ ભંગુર ઇંદ્ર ધનુષ પરે,
મુંજરાય કંઠે કોડીયું લઇ ઘર ઘરે ભિક્ષાચરે. ૨
આ રૂપ ને વપુ કારમા પર પુદ્ગળે શોભે યથા,
નિજ આત્મ રૂપ સ્વભાવ રમતાં ભરત લે કેવળ તથા,
રવિ રાહુ ગ્રસ્ત થયો નિહાળી બોધ કીર્તિધર લહ્યો,
એ અનિત્ય ભાવે ચક્રી ચોથે ભાર સંયમનો વહ્યો. ૩

મુંજ રાજાની કથા પાછળ પૃષ્ટ ૧૬૦ માં છે, ત્યાંથી જોઇ લેવી.

## અથ ભરતચક્રીની કથા.

યુગાદિ દેવ શ્રી ઋષભદેવ સ્વામીના સૌથી વડીલ પુત્ર શ્રી ભરતને રાજ્ય ભળાવી સ્વામિએ દીક્ષા લીધી, પછી ત્હેણે છ ખંડ પૃથ્વિ સાધી, ને ચક્રવર્તી થયો, એકદા શ્રી આદિનાથ સ્વામીને કેવળજ્ઞાન ઉત્પન્ન થયા પછી ચોરાશી ગણધર સહિત અયોધ્યાના ઉદ્યાનમાં સમોસર્યા, ઉદ્યાનપાલકે વધામણી આપી, ત્હેને સાડાબાર ક્રોડનું દાન આપ્યું, પછી ભરતે વિચાર્યું કે– આજ ભગવાન્ પધાર્યા છે, ત્હેમને સપરિવાર ભોજન કરાવું. એમ ચિંતવી પકવાન્નાદિકનાં ઘણાં ગાડાં ભરાવી સમવસરણમાં આવ્યા, ભગવાનને વાંદીને વિનંતી કરી કે મહારાજ ! આજ કુટુમ્બ સહિત મ્હારૂં ભોજન કરો, ભગવાન્ બોલ્યા કે–" હે ભરત ! સાધુને રાજ્યપિંડ અગ્રાહ્ય છે. વળી આધાકર્મી તથા સામો આણેલો તે પણ કલ્પે નહીં, " એમ સાંભળી ભરત દિલગીર થયો તેથી ભગવાન્ બોલ્યા કે–" હે રાજેંદ્ર ! તું દિલગીર ન થા, કેમ કે પહેલું પાત્ર વીતરાગ, બીજું પાત્ર સાધુ. ત્રીજું પાત્ર અણુવ્રતધારી શ્રાવક ને ચોથું પાત્ર દર્શનધર છે, માટે તું અણુવ્રતધારી શ્રાવકની ભક્તિ કર કે જેથી સંસાર સમુદ્ર ચલુક સમાન થાય. " ભરત હર્ષ પામ્યો, અને ત્હેણે શ્રાવક માત્રને જમવા માટે ન્હોતરાં દીધાં, તેથી નિરંતર સર્વ લોકો જમવા આવવા લાગ્યા, તેથી કાયર થઇ રસોઇયાઓએ રાજાને વિનંતી કરી કે મહારાજ ! પ્રજા સર્વ ઉપડી છે, અમે તે કોને જમાડીએ ને કોને ન જમાડીએ ? તેથી રાજાએ પરીક્ષા કરી શુદ્ધ શ્રાવકને જ્ઞાન, દર્શન અને ચારિત્ર રૂપ ત્રણ રેખા કાંગણી રત્નથી કરી, એમ કરી શ્રાવકોની ભક્તિથી ભરતે જન્મ સફળ કર્યો, તથા શત્રુંજયનો પ્રથમ ઉદ્ધાર કર્યો, સંઘપતિ થયો, વળી અષ્ટાપદ પર્વત ઉપર શ્રી ઋષભદેવ પ્રમુખ ચોવીસ તિર્થંકરોના પ્રાસાદ કરાવી માનોપેત ( દરેક તિર્થંકરની જેવડી કાયા હોય તેટલા પ્રમાણવાળી ) પ્રતિમાઓ ભરાવી, એ રીતે શ્રી સંઘની ભક્તિ કરી ઘણો લ્હાવો લઇ મહાન્ પુણ્ય ઉપાર્જન કર્યું.

એકદા આરિસા ભવનમાં બેઠા છતાં સ્વભાવિક રીતે તેમના હાથની આંગળીની મુદ્રિકા (વીંટી ) નીકળી પડી, તે વીંટી વગરની આંગળી અડવી લાગી, તે જોઇ ત્હેમણે વિચાર કર્યો કે–" આ પુદ્ગળ પર પુદ્ગળથી શોભે છે કે શું ? એમ વિચારી ત્હેણે મુગટ, કુંડળ, હાર, બાજુબંધ, બેરખા

વિગેરે એક પછી એક આખા અંગના આભરણો વિગેરે ઉતારી નાંખ્યા. તેથી પત્ર અને ફળ વગરના સુકાઇ ગયેલા વૃક્ષ જેવું પોતાનું શરીર આરિસામાં જોતાં ત્હેમને લાગ્યું, તે ઉપરથી ત્હેમણે વિચાર કર્યો કે—" અહો ! આ સડન પડન અને વિનાશી પુદ્ગળની શી લીલા છે ? અહો ! આ પુદ્ગળ માત્ર પરપુદ્ગળેજ શોભે છે, તે વગડામાં, ઘરમાં, જંગલમાં ગમે ત્યાં ને ગમે તે વખતે આત્માને તજી દેવાનું ! એવા અનિત્ય અસાર પુદ્ગળ ઉપર કયો ડાહ્યો માણસ ભરોંસો રાખે ? અહો ! મ્હને ધિક્કારછે કે—આટલા દિવસ મ્હેં ત્હેના ભરોસે રહી, જેને અંતે નરકછે, એવા રાજ્યકાજને અર્થે ઘણા સમારંભ કર્યા, એવા રાજ્યને, મ્હને અને આ અનિત્ય પુદ્ગળને ધિક્કાર થાઓ. " ઇત્યાદિક અનિત્ય ભાવના ભાવતાં ક્ષપકશ્રેણીએ ચઢ્યા, અને ત્હેમને આરિસા ભવનમાંજ કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. દેવતાઓએ મુનિનો વેષ આપ્યો, તે સ્વીકારી કેવળીપણે વિચરી પૃથ્વિ પાવન કરી ભવ્યજનોને તારી પ્રાંતે મોક્ષે ગયા.

આ પ્રમાણે અનિત્ય ભાવના ભાવતાં મહાત્મા ભરત ભૂપતિને આરિસાભવનમાંજ કેવળજ્ઞાન થયું. તેથી આ સંસારને અનિત્ય જાણી જેમ બને તેમ તેથી વિરમવું, એજ વિચક્ષણોનું કર્ત્તવ્ય છે. ઇતિ—શમ્.



## અથ અશરણ ભાવના—હરિગીત છંદ.

આ કૃતાન્તે નિજ કુખમાં નર ધીર કાયરને ધર્યા,
પણ શરણ મરણ સમે ન કોઇ ભવિ ધર્મ શરણથકી તર્યા;
માતા પિતા પ્રિય સ્વજન સ્નેહી પ્રિયા બેઠાં જોઈ રહે,
રાખે ન જીવને મરણ સમયે વિપત પણ જરી નવ લહે. ૧
સુર ક્રોડ સારે સેવ તે ઇંદ્રાદિ ન છૂટ્યા મરણથી,
જગ જન હરંતો કાળ અશરણ ભાવ ભાવો ચરણથી;
નહીં નાથ આ સંસારમાં છે જગત્ અશરણ બાપડું,
એમ મન વિચારી મુનિ અનાથી કાજ સાર્યું આપડું. ૨

## અથ નિગ્રન્થે અનાથી મુનિની કથા.

રાજગૃહ નગરમાં શ્રેણિકરાજા રાજ્ય કરતો હતો, તે નગરના ઉપવનમાં ક્રીડા કરતાં રાજાએ એક મુનિને સમાધિમાં તત્પર જોયા, ત્હેમનુ શરીર અતિ કોમળ હતું. રૂપ જગતને મોહ પમાડે તેવું હતું, એવા તરૂણ મુનિને જોઇને રાજાએ વિચાર્યું કે–" અહો ! આનું રૂપ, લાવણ્યતા તેમજ સૌભાગ્યતા અને ત્હેની સાથે તેમની ક્ષમા અને વિરક્તતા—એ સર્વ અપ્રતિમ છે.

આ પ્રમાણે વિચારી ત્હેમને ધ્યાનયુક્ત જોઇ ત્હેમના ચરણકમળમ પ્રણામ કરીને પૂછ્યું કે–" પૂજ્ય ! આવી યુવાવસ્થામાં તમે આવું દુષ્કર વ્ર કેમ લીધું ? ત્હેનું કારણ કહો. " ત્યારે મુનિ બોલ્યા કે–" હું અનાથ છું મારો કોઇ નાથ નથી, મ્હારા પર અનુકંપા કરનારના અભાવે મ્હેં યુવા વસ્થામાંજ વ્રત ગ્રહણ કર્યું છે. એમ સાંભળીને જરા હાસ્ય કરતા શ્રેણી કહ્યું કે–' હે સાધુ ! આ તમારૂં રૂપ વિગેરે જોતાં તમે અનાથ છો એ વા યુક્ત જણાતી નથી. તોપણ કદાચ તમે અનાથ હો, તો હું તમારો ના થવા તૈયાર છું. તમે સ્વેચ્છ ભોગ ભોગવો, અને મ્હારા સામ્રાજ્યનું પ્રતિ પાલન કરો, આ મનુષ્ય ભવ ફરીથી મળવો અતિ દુર્લભ છે, તો આવ યુવાવસ્થા ભોગ વિના નિષ્ફળ જવા દેવી યોગ્ય નથી. "

તે સાંભળી મુનિ બોલ્યા કે–" હે રાજન્ ! તમે પોતેજ અનાથ છો તો મ્હારા નાથ શી રીતે થઇ શકશો ? " આ પ્રમાણેનું કોઇપણ વખતે નહ સાંભળેલું વાક્ય સાંભળીને રાજાએ આશ્ચર્ય પામીને પૂછ્યું કે–" હે મુનિ તમારે તેમ કહેવું યોગ્ય નથી, કેમ કે–હું અનેક હાથી, ઘોડા, રથો અ સ્ત્રીઓ વિગેરેનું પ્રતિપાલન કરૂં છું, તેથી હું તેઓનો નાથ છું; મ્હને ત અનાથ શાથી કહો છો ? " ત્યારે મુનિ પણ કાંઇક હાસ્ય કરતા બોલ્યા કે " હે રાજન્ ! તમે અનાથ અને સનાથનો મર્મ જાણતા નથી, માટે તે વિ હું ત્હમને મ્હારા પોતાના દ્રષ્ટાંતથીજ સમજાવું છું. તે એક ચિત્તે સાંભળો.

કૌસંબીના મહીપાલરાજા મ્હારા પિતા છે. મ્હને બાલ્યાવસ્થામાં

નેત્રની પીડા થઇ, તે પીડાથી મ્હારા આખા શરીરમાં દાહજ્વર પેદા થયો, મ્હારી વ્યથા દૂર કરવા માટે અનેક મંત્રવાદીઓએ તથા વૈદ્યોએ અનેક ઉપાયો કર્યા. પરંતુ તેઓ મ્હારી વ્યથા દૂર કરી શકયા નહીં. મ્હારા પિતાએ મ્હારે માટે પોતાનું સર્વસ્વ આપી દેવાનું કબુલ કર્યું. પણ મ્હને દુ:ખથી મુક્ત કોઇ કરી શકયું નહીં. માટે હું અનાથછું. મ્હારા પિતા, માતા, ભ્રાતા, બ્હેન અને સ્ત્રી વિગેરે સર્વ સ્વજનો મ્હારી પાસે બેસીને રડવા લાગ્યા, અને ભોજનનો પણ ત્યાગ કર્યો. પરંતુ તેઓ મ્હારા દુઃખનો નાશ કરી શકયા નહીં, તેજ મારી અનાથતા છે. પછી મ્હેં વિચાર કર્યો કે-" આ અનાદિ સંસારમાં મ્હેં આ કરતાં પણ અધિક વેદનાઓ અનેક વખત સહન કરી હશે? છતાં આજે આટલી વેદના પણ હું સહન કરી શકતો નથી, તો હવે આગામી કાળે અનાદિ સંસારમાં હું આવી વેદના કેમ સહન કરી શકીશ? માટે જો હું ક્ષણવાર પણ આ વેદનાથી મુક્ત થાઉં, તો તરતજ પ્રવ્રજ્યા ગ્રહણ કરૂં કે જેથી આગામી કાળે આવી વેદના સહન કરવી પડે નહીં." હે રાજન્! આ પ્રમાણે વિચાર કરતાં હું સૂઈ ગયો, અને તરતજ મ્હારી વેદના શાન્ત થઇ ગઇ, તેથી યોગને ક્ષેમનો કરનાર હોવાથી આ આત્માજ નાથ છે. એવો નિશ્ચય કરીને મ્હેં પ્રાતઃકાળે સ્વજનોને સમજાવીને ત્હેમની રજાથી ચારિત્ર અંગીકાર કર્યું છે. તેથી હવે હું મ્હારો તથા બીજા ત્રસાદિક જીવોનો પણ નાથ થયો છું. કેમકે યોગનો ક્ષેમ કરનાર માત્ર આત્માજ છે. વળી હે રાજન્! બીજી રીતે પણ અનાથતા કહેલી છે, તે સાંભળો-" જેઓ પ્રવ્રજ્યા લેઇને પ્રમાદને લીધે પાંચ મહાવ્રતોનું પાલન કરતા નથી, અને રસોને વિષે લુબ્ધ છે, તથા ઇંદ્રિયોને નિયમમાં રાખતા નથી, તેઓને પણ ભગવાને અનાથ કહેલા છે, જે સાધુ વિપરિતાચરણ કરે છે, ત્હેનું સાધુપણું નિરર્થક છે, અને તેથી માત્ર ત્હેનો આ લોકજ નાશ પામે છે. એમ નથી પણ ત્હેનો પરભવ પણ નાશ પામે છે."

આ પ્રમાણે મુનિના વાક્ય સાંભળીને શ્રેણીકરાજા અત્યંત ખુશી થયો. અને હાથ જોડીને ત્હેણે કહ્યું કે-" હે મુનિરાજ! તમે મ્હને સ્વરૂપ બતાવ્યું તે ખરેખર સત્યજ છે. હે મુનિ! તમેજ મનુષ્ય જન્મ સફળ કર્યો છે.

જગતને વિષે તમેજ ઉત્તમ લાભ પામ્યાછો, તમેજ સનાથ છો, અને તમેજ જગતના બંધુ યુક્ત છો, વળી તમેજ સ્થાવર જંગમ ચરાચર પ્રાણીઓના નાથ થયા છો, માટે હું મ્હારા અપરાધની ક્ષમા યાચું છું. વળી મ્હેં પ્રશ્ન પૂછીને આપના ધ્યાનમાં વિઘ્ન કર્યું. તથા સાંસારિક ભોગ ભોગવવા મ્હેં આપને અઘટિત નિમંત્રણા કરી તે સર્વ મ્હારા અપરાધો ક્ષમા કરો." આ પ્રમાણે કહી ભક્તિપૂર્વક તેમની સ્તુતિ કરી શ્રેણીકરાજા ધર્મમાં અનુરક્ત થયો. પછી પોતાના પરિવાર સહીત તે પોતાની નગરીમાં આવ્યો.

અમિત ગુણ સમૂહથી ભરપૂર એવા તે નિગ્રન્થ મુનિ પૃથ્વિ ઉપર અપ્રતિબદ્ધ વિહાર કરી મોહાદિકનો નાશ કરી સંવેગના પ્રભાવથી અનુક્રમે મોક્ષપદને પામ્યા, તે પોતાના અને બીજા ત્રસાદિક જીવોના હમેશને માટે અનાથ છતાં સનાથ થયા. ઇતિ—શમ્.

—o—

## અથ ત્રીજી સંસાર ભાવના—હરિગીત છંદ.

તિર્યંચ નારક ને નિગોદની યોનિમાં આ જીવ રહ્યો,
કર્મે ગ્રહ્યો સંયોગ રોગ વિયોગનાં દુ:ખ બહુ સહ્યો;
સંસારમાં દુ:ખ ભોગવ્યાં એમ કર્મને નહીં કાંઈ દયા,
સંસાર એહ અસાર માની તજી ભવિ મુક્તિ ગયા. ૧
જે હીન તે વળી થાય ઉત્તમ ઉંચ તે મધ્યમ બને,
સંસારમાં જીવ વેષ ભજવે રાય તે રાંકાપણે;
મેતાર્યમુનિ મોક્ષે ગયા એ ભાવના સમભાવથી,
મંગુસૂરિ રસ લોભથી ખાઈ યક્ષ થાય વિભાવથી. ૨

## અથ મંગુસૂરિનું દ્દષ્ટાંત

મથુરાં નગરીમાં પાંચસો સાધુ સહીત મંગુ નામના આચાર્ય રહેતા હતા ત્હેના ઉપદેશથી રાગી થયેલા લોકો ત્હેમને યુગપ્રધાન માનતા હતા, અને બીજા સર્વ મુનિઓનો અનાદર કરીને જાણે ભક્તિવડે વશ થયા હોય

નહીં તેમ ઘણા લોકો તે સૂરિનેજ સેવતા હતા, તે લોકો હમેશાં સ્નિગ્ધ ને મધુર અહારાદિકે કરીને સૂરિની સેવા કરતા હતા. અનુક્રમે કર્મના વશથી સૂરિ રસમાં લોલુપ થયા. તેથી એક સ્થાનેજ વાસ રહ્યા. પછી અધિક સુખ મળવાથી ( શાતા ગૌરવથી ) વિહાર તથા ઉપદેશ આપવામાં પણ આળસુ થયા. ઋદ્ધિ ગૌરવના વશપણાથી મિથ્યાભિમાની થયા અને યથાયોગ્ય વિનયાદિ ક્રિયામાં પણ મંદરાદરવાળા થયા. વળી રસમાં લોલુપ થવાથી ક્ષેત્ર, કુળ વિગેરે સ્થાપન કરીને ગોચરીની ગવેષણા કરવામાં પણ આળસુ થયા. અનુક્રમે તે આચાર્ય મૃત્યુ પામીને તેજ નગરની ખાઈ પાસે આવેલા કોઇ યક્ષના મંદિરમાં ત્હેના અધિષ્ટાયક વ્યન્તરપણે ઉત્પન્ન થયા. ત્યાં વિભંગ જ્ઞાનથી પોતાનો પૂર્વભવ જાણીને પશ્ચાતાપ કરવા લાગ્યા. પછી હમણાં તો આમ કરવુંજ યોગ્ય છે, એમ વિચારીને તે મંદિર પાસેથી જતા આવતા સાધુઓને યક્ષ પ્રતિમાના મુખમાંથી મ્હોટી જીભ બહાર કાઢીને દેખાડવા લાગ્યો. એ રીતે હમેશાં કરવાથી એકદા કોઇ સહાસીક સાધુએ ત્હેને પૂછ્યું કે—"તું કોણ છે ? ને આ જીભ બહાર કાઢીને શા માટે બતાવેછે ?" તે સાંભળીને તે યક્ષે પ્રત્યક્ષ થઇને ખેદ સહિત સર્વ વૃત્તાંત કહી બતાવ્યો કે—"હું ધર્મરૂપી માર્ગમાં પંગુ ( લંગડો ) થયેલો તમારો ગુરૂ મંગુ નામે આચાર્ય પ્રમાદથી મુલોત્તર ગુણનો ઘાત કરીને મહાવ્રતનો ભંગ કરવાથી આ નગરની ખાઇમાં યક્ષ થયો છું, તેવું જણાવવાને માટે જીવ્હા બહાર કાઢીને બતાવું છું." આ પ્રમાણે સાંભળીને તે સર્વ સાધુઓ રસ ત્યાગરૂપી વ્રતમાં તત્પર થયા. અને સર્વ લોકોને ઉપદેશ કરવા લાગ્યા કે—"હે ભવ્ય પ્રાણીઓ ! પુરૂષોને ઇંદ્રિયોનો જય મહા સંપત્તિનું કારણ થાય છે. કેમ કે ઇંદ્રિયોનો નિગ્રહ કરવાથી સ્વર્ગ, અને ત્હેને મોકળી મૂકવાથી નર્ક પ્રાપ્ત થાય છે.

સંગ્રામમા જય મેળવનારા ઘણા જોવામાં આવે છે. પણ ઇંદ્રિયોનો જય મેળવનારા વીરલાજ હોય છે. કહ્યું છે કે—"સો માણસોમાં કોઇ એકજ શૂરો હોય છે. હજારમાં એક પંડિત નિવડેછે. લાખ માણસોમાં કોઇ એકજ વક્તા હોય છે, અને સર્વ મનુષ્યોમાં દાતાર તો કોઇકજ હોય ને, નથી પણ હોતા, કારણ કે યુદ્ધમાં જીત મેળવવાથી શૂરો કહેવાય નહીં, વિદ્યા

ઉપાર્જન કરવાથી પંડિત કહેવાય નહીં, વાણીની ચતુરાઇ કરવાથી કાંઈ વક્તા કહેવાય નહીં, અને ધન આપે તેટલા ઉપરથી કાંઇ દાતા કહેવાય નહી, પણ જે ઇંદ્રિયોનો જય કરે તેજ શૂરો કહેવાય, ને ધર્માચરણ કરે તેજ પંડિત, તેમજ સત્ય બોલે તેજ વક્તા, અને ભય પામેલાને અભય કરે તેજ દાતાર કહેવાય છે; એમ જાણી રસનેંદ્રિનો જય કરવો. કારણ કે બીજી બધી ઇંદ્રિયો ત્હેને અધિન છે. જો રસનેંદ્રિને મોકળી મૂકી તો બધી ઇંદ્રિયો સ્વભાવિક મોકળી થશે. જેમ મંગુસૂરિ તેમજ કંડરીકમુનિ રસનેંદ્રિયની લોલુપતાથી પશ્ચાતાપ પામ્યા. ઇતિ–શમ્

## ચોથી એકત્વભાવના–હરિગીત છંદ.

જીવ એકલો આવ્યો અહીં પરભવ જવાનો એકલો,
પુણ્ય પાપ સાથે જાય નિશ્ચે રહ્યો નહીં ખૂરો ભલો;
વસુમતિ તજી નરપતિ ગયા વસુમતિ ન થઈ સાથે સતી,
વળી છત્રપતિ લખપતિ ગયા જસ રતી ભાગ્યતણી હતી. ૧
પરણી વળે ડંડ્ડી થકી સ્વજનો વળે શમશાનથી,
જીવ જાય પરભવ એકલો ધન માલ સાથ જતો નથી;
જે સ્વજન યોગે સુખી તે જીવ દુઃખી તાસ વિયોગથી,
સ્ત્રીવલયથી પ્રતિબોધ પામ્યો નમિરાય પ્રયોગથી. ૨

## અથ શ્રી નમિ રાજર્ષિનું દૃષ્ટાંત.

અવન્તિ દેશમાં સુદર્શન નગરમાં મણિરથ નામે રાજા હતો ત્હેનો ન્હાનો ભાઇ યુગબાહુ યુવરાજ પદ પર હતો. તે યુગબાહુને મદનરેખા નામની રૂપવંતી સ્ત્રી હતી. એકદા મદનરેખાને જોઇને મણિરથ કામાતુર થયો. તેથી તે ત્હેને વશ કરવા સારૂ નિરંતર દાસી દ્વારા પુષ્પ, તાંબુલ, વસન તથા અલંકાર વિગેરે મોકલાવવા લાગ્યો, ત્હેને "આ જેઠની પ્રસાદી છે." એમ માની મદનરેખા ગ્રહણ કરવા લાગી, એકદા રાજાના કહેવાથી દાસીએ મદનરેખાને પાસે રાજાની ઇચ્છા જણાવી. ત્હેણે દાસીને કહ્યું કે–

તું રાજાને કહેજે કે-" સ્ત્રીઓને વિષે શીલરૂપ મ્હોટા ગુણ હોય તોજ તે સતી કહેવાય, અને તે વિના તો મહા પાપણી જીવ વગરની કાયા જેવીજ ગણાય." દાસીએ એ વૃત્તાંત રાજાને સુણાવ્યો, તે સાંભળી રાગથી રંગાએલા રાજાએ વિચાર કર્યો કે-" મ્હારા બંધુને મારી નાખીશ તોજ ત્હેની સ્ત્રી મ્હારે હાથ આવશે, અન્યથા મ્હારૂં કાર્ય સિદ્ધ થશે નહીં."

એકદા વસંત ઋતુમાં ક્રિડા કરવા યુગબાહુ પોતાની પ્રિયાને લઇને ઉદ્યાનમાં ગયો, ત્યાં રાત્રી પડવાથી કદલીગ્રહની અંદર પ્રિયા સહિત સુઇ રહ્યો, તે અવસર સાધી રાજાએ ગુપ્તરીતે આવી ખડ્ગવડે ઉંઘતા યુગબાહુનો શીરચ્છેદ કર્યો. પછી રાજા પોતાના ઘર તરફ ચાલ્યો. રાજાએ જેવો પ્રહાર કર્યો તેવીજ મદનરેખા જાગી ઉઠી, તેણીએ રાજાનું આ માઠું કૃત્ય જોયું એટલે તે મૌન રહી, રાજાના ગયા પછી પોતાના પતિનો અવસાન સમય જાણી વિલાપ કરતી ગદ્ગદ્ કણ્ઠે બોલી કે-" હે પ્રિય ! હે મહા ભાગ્ય ! તમે વૃથા ખેદ કરશો નહીં. આપણો કાંઇ અપરાધ નથી. માત્ર પૂર્વે કરેલાં કર્મોજ પ્રાણીઓનો અપરાધ કરે છે, હે પ્રાણેશ ! તમે તમારા મનને સમાધિમાં રાખો. મમતાનો ત્યાગ કરો, સર્વ જંતુઓને વિષે મૈત્રીભાવ રાખી શ્રી જિનેશ્વરનું શરણ કરો. ઇત્યાદિ પ્રિયાના વચનોથી કોપને શાન્ત કરી પંચપરમેષ્ઠિનું સ્મરણ કરતો તે યુગબાહુ મરણ પામીને પાંચમા દેવલોકમાં દેવ થયો.

પછી મદનરેખા જેઠની બદનિયત જાણીને પોતાના શીળનું રક્ષણ કરવાને માટે પોતાના યુવાન પુત્રનો તથા ધન વિગેરેનો ત્યાગ કરીને ગર્ભવતી છતાં પણ રાત્રીમાંજ ત્યાંથી ચાલતી થઇ. ચાલતાં ચાલતાં એક ભયંકર વનમાં આવી ચઢી, ત્યાં એ સતીને પુત્રનો પ્રસવ થયો, તે બાળકની આંગળીમાં પોતાના પતિના નામની મુદ્રિકા પહેરાવીને પોતાના વસ્ત્ર તથા દેહની શુદ્ધિ માટે તે નજીકના એક સરોવરમાં ગઇ. તે સરોવરમાં રહેલા જળહસ્તીએ ત્હેને પોતાની સૂંઢવડે પકડીને આકાશમાં ઉછાળી, તે વખતે આકાશ માર્ગે કોઇ ખેચરેંદ્ર નંદીશ્વર દ્વીપની યાત્રા કરવા વિમાનમાં બેસીને જતો હતો, ત્હેણે તેણીને ઝીલી લીધી. અને વિમાનમાં બે-

સાડી, ત્યારે તે મદનરેખાએ રૂદન કરતાં પુત્ર પ્રસવની અને ત્હેને માર્ગમાં મૂકી આવ્યાની વાત ત્હેને કહી, તે સાંભળીને ત્હેણે વિદ્યાબળથી કહ્યું કે– "હે ભદ્રે! તું ચિંતા ન કર, મિથિલા નગરીના રાજા પદ્મરથે ત્હારા પુત્રને લઇને પોતાની પુત્રરહિત પ્રિયાને આપ્યો છે, માટે તે સંબંધી હવે વિષાદ ન કરતાં મ્હને પતિ તરિકે અંગીકાર કર," તે સાંભળીને મદનરેખા બોલી કે–" હે પૂજ્ય! પ્રથમ મ્હને નંદીશ્વરની યાત્રા કરાવો, પછી હું તમારો મનોરથ પૂર્ણ કરવાનો યત્ન કરીશ." તે સાંભળીને તે વિદ્યાધરેંદ્ર તેણીને નંદીશ્વર દ્વિપે લઇ ગયો. ત્યાં બાવન જિનેશ્વરોના બિંબોને વંદના કરીને તે વિદ્યાધર તથા મદનરેખા ત્યાં રહેલા મણિચૂડ નામના ચક્રવર્તિ રાજર્ષિ પાસે આવી તેમને વંદના કરી બેઠા.

હવે પાંચમા દેવલોકમાં ઉત્પન્ન થયેલો યુગબાહુ દેવ અવધિ જ્ઞાનથી પોતાનો પૂર્વ ભવ જાણીને ત્યાં આવ્યો ? અને પ્રથમ મદનરેખાને વંદના કરી બેઠો, તે જોઇ મણિપ્રભ વિદ્યાધરે ત્હેને કહ્યું કે–" તમે વિવેકી થઇને પ્રથમ આ સ્ત્રીને વંદના કરીને પછી મુનિને વંદના કરી ત્હેનું શું કારણ? ત્યારે ચારણ શ્રમણ મુનિએ તે દેવના પૂર્વભવનું સ્વરૂપ કહી સંભળાવીને કહ્યું કે–આ દેવ પોતાના ધર્માચાર્યનું સ્મરણ કરીને શિઘ્રતાથી અહીં આવ્યો છે. તેથી મુનિનો ત્યાગ કરીને આ મહા સતીને પ્રથમ નમ્યો, તે ત્હેણે યુક્ત કર્યું છે. કારણ કે મુનિએ અથવા શ્રાવકે જેણે જેને જૈન ધર્મમાં સ્થીર કર્યો હોય તેજ ત્હેનો ધર્માચાર્ય કહેવાય છે, તેમાં કાંઇ પણ સંશય નથી.

આ પ્રમાણેની હકીકત સાંભળીને તે વિદ્યાધરે દેવને ખમાવ્યો, પછી તે દેવે મદનરેખાને ઉપાડીને મિથિલા નગરીમાં મૂકી, પોતાના પુત્રને સુખી જોઇને તે સ્વસ્થ ચિત્તવાળીએ વૈરાગ્ય પામીને દીક્ષા લીધી, મદનરેખાના પુત્રનું નામ નમિ પાડયું. તે નમિકુમાર અનુક્રમે યુવાવસ્થા પામ્યો, ત્યારે મિથિલાપતિએ ત્હેને એકહજાર ને આઠ કન્યાઓ પરણાવી. પછી પદ્મરથ રાજાએ નમિને રાજ્યપર બેસાડી દીક્ષા લીધી.

અહીં જે રાત્રીએ મણિરથ રાજાએ પોતાના ન્હાના ભાઇને મારી નાંખ્યો, તેજ રાત્રીએ કૃષ્ણ સર્પના દંસથી રૌદ્રધ્યાનવડે મરણ પામીને તે

ચોથી નરકે ગયો, અને રાજ્યનો અધિકારી યુગબાહુનો મોટો પુત્ર ચંદ્રયશા થયો.

એકદા નમિરાજાનો પટહસ્તી આલાન સ્તંભને ઉખેડીને નાસી ગયો, તે ચંદ્રયશાના શિમાડામાં આવ્યો, એટલે તે હસ્તીને ચંદ્રયશાએ પકડી લીધો, નમિરાજાએ દૂતદ્વારા હાથી માગ્યો, ત્યારે ત્હેણે આપવાની ના કહી, તેથી નમિરાજા યુદ્ધ કરવા ત્યાં આવ્યો, અને ચંદ્રયશાના નગરને ઘેરો ઘાલ્યો. આ વૃત્તાંત મદનરેખાએ જાણ્યો, તેથી તે આર્યા ત્યાં આવીને નમિને કહેવા લાગી કે—" હે વત્સ ! મ્હોટા ભાઇ સાથે યુદ્ધ કરવું ત્હને યુક્ત નથી. " તે સાંભળી વિસ્મય પામેલા નમિરાજાને મદનરેખા આર્યાએ પૂર્વેનો સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો, અને વિશેષમાં પિતાના નામ અંકિત મુદ્રિકા જોઇ તેથી વધારે નિશ્ચય થયેલો નમિરાજા તરતજ ચંદ્રયશાનીપાસે ગયો, અને ત્હેને સર્વ વૃત્તાંત કહ્યો, બન્ને ભાઇઓ પરસ્પર મળ્યા. અને હર્ષના આંસુ આવ્યા. અનુક્રમે ચંદ્રયશાએ પોતાનું રાજ્ય નમિરાજાને સોંપી દીક્ષા લીધી.

બન્ને રાજ્યોનું પાલન કરતા અન્યદા નમિરાજાના દેહમાં છ માસની સ્થીતિવાળો મહા દાહજ્વર ઉત્પન્ન થયો. અનેક વૈદ્યોએ અનેક ઉપચારો કર્યા છતાં શાન્ત થયો નહીં. એકદા કોઈ વૈદ્યના કહેવાથી ત્હેને વિલેપન કરવા માટે સર્વ રાણીઓ ચંદન ઘસવા લાગી. તે વખતે રાણીઓના હાથમાં રહેલા કંકણો પરસ્પર અથડાવાથી બહુ શબ્દ થવા લાગ્યો. તે રાજાથી સહન થઇ શકયો નહીં, એટલે ત્હેના હુકમથી રાણીઓએ એકએક કંકણ રાખીને બીજાં કાઢી નાંખ્યાં. રાજાએ પૂછ્યું કે હવે કંકણનો શબ્દ કેમ સંભળાતો નથી ? ત્યારે રાણીઓએ એક એક કંકણ બતાવ્યું, તે જોઇને ચારિત્રાવર્ણ કર્મનો બંધ તૂટવાથી નમિરાજાને વિચાર થયો કે—" કંકણના સમુહના દ્દષ્ટાંતથી એવું સિદ્ધ થાય છે કે ઘણા પરિગ્રહને ધારણ કરનારો જીવ નિશ્ચે દુઃખનેજ અનુભવે છે, માટે એકલા રહેવું. તેજ શ્રેષ્ટ છે. " આ પ્રમાણે એકાકી વિચારનું ધ્યાન કરતાં રાજા નિદ્રાવશ થયો. સ્વપ્નમાં પોતાને મેરૂપર્વત ઉપર રહેલો ને શ્વેત હાથીપર ચઢેલો જોયો, સ્વપ્નમાંથી

જાગૃત થતાં. "આવો સુવર્ણ પર્વત મ્હેં ક્યાંક પૂર્વે જોયો છે." એમ ઊહાપોહ કરતાં તે રાજાને જાતિસ્મરણ જ્ઞાન થયું, અને પૂર્વભવ દીઠો. તે પૂર્વભવે અગણિત પુણ્યવાળું ચારિત્ર પાળવાથી અનુપમ લક્ષ્મીવાળા પુષ્પોત્તર વિમાનમાં દેવતા થયો હતો. તે વખતે જિનેશ્વરના જન્મ કલ્યાણક માટે ત્યાં આવેલો હોવાથી ત્હેણે સુવર્ણમય મેરૂપર્વત જોયેલો હતો, આ પ્રમાણે જાતિસ્મરણ થતાંજ ત્હેની ચારિત્ર લેવાની સબળ ઇચ્છા થઇ તેથી તે જ વખતે દેવતાએ ત્હેને સાધુ વેષ આપ્યો. એટલે નમિરાજા પ્રવ્રજ્યા ગ્રહણ કરીને ઘરથી બહાર નિકળ્યા.

નમિરાજાના આશ્ચર્યકારક પ્રતિબોધથી રંજીત સૌધર્મેન્દ્ર થયેલા અવધિ જ્ઞાનથી તે સ્વરૂપ જાણીને બ્રાહ્મણનો વેષ ધારણ કરીને નમિરાજર્ષી પાસે આવીને બોલ્યા કે—"હે મુનિ ! આ તમારા નગરના લોકો ઘણો આક્રંદ કરે છે. અને તમારા નગરમાં અગ્નિ લાગ્યો છે, પ્રવ્રજ્યા ગ્રહણ કરવી તે દયા પાળવાને માટે છે. તેથી પૂર્વાપર વિરોધવાળું આ તમારૂં ચારિત્ર યોગ્ય નથી. માટે પ્રથમ સર્વને સુખી કરીને પછી વ્રત લેવું યોગ્ય છે. વળી જરા પાછું વાળીને જુઓ કે પેલો અગ્નિ અને વાયુ તમારાજ મહેલને અને અંતઃપુરને બાળે છે, માટે ત્હેના નાથ થઇને ત્હેની તમે કેમ ઊપેક્ષા કરો છો ?"

આ પ્રમાણે ઇંદ્રના વચનો સાંભળી પ્રત્યેક બુદ્ધ મુનિ બોલ્યા કે—"હું સુખે વસુ છું, ને સુખે જીવું છું, કેમકે મ્હારૂં કાંઇપણ નથી. મિથિલાનગરી બળે છે, ત્હેમાં મારૂં કાંઇપણ બળતું નથી. સર્વ પ્રાણી પોતાના સ્વાર્થને માટે યત્ન કરે છે, કેમકે સ્વાર્થ સાધ્યા વિના દુઃખ પ્રાપ્ત થાય છે; તેથી હું પણ મમતારહિત ચિત્તવડે મારો સ્વાર્થજ ( આત્માનો અર્થ ) સાધું છું."

ફરીથી શક્રેન્દ્રે કહ્યું કે—"હે મુનિ ! સોનું, રૂપું, મણિ વિગેરેથી ભંડારની વૃદ્ધિ કરીને પછી વ્રત ગ્રહણ કરવું યુક્ત છે." તે સાંભળી નમિરાજર્ષિ બોલ્યા કે—"સુવર્ણના અને રૂપાના કૈલાસપર્વત જેવડા અસંખ્ય પર્વતો હોય, તો તેથી પણ લુબ્ધ પુરૂષને સંતોષ થતો નથી. કેમકે ઇચ્છા આકાશ જેવડી છે."

ઇત્યાદિ ઉત્તરાધ્યયન સૂત્રમાં કહેલી અનેક યુક્તિઓથી મુનિએ તે વિપ્રને નિરૂત્તર કર્યો. છેવટ ત્હેમનું ચિત્ત ક્ષોભ પામે તેમ નથી, એમ જાણીને ઇન્દ્રે બ્રાહ્મણના રૂપનો ત્યાગ કરી પોતાનું સ્વરૂપ પ્રગટ કરી ત્હેમને પ્રણામ કરીને સ્તુતિપૂર્વક કહ્યું કે–" અહો ! તમે ક્રોધને જીતી લીધો છે, વળી માનનો પરાજય કર્યો છે અને માયાનો તિરસ્કાર કર્યો છે અને વળી લોભને સમૂળગો વશ કરી લીધો છે, તેથી તમને ધન્ય છે." એમ બહુ પ્રકારે સ્તુતિ કરીને સ્વર્ગપતિ સ્વર્ગમાં ગયો. અને નમિ રાજર્ષિ અનુક્રમે કેવલજ્ઞાન પામીને મોક્ષે ગયા. એ પ્રમાણે એકત્વભાવના ભાવી ત્હેને અમલમાં મૂકવાથી નમિ રાજર્ષિ સંસાર સમુદ્રને તરીને કાંઠે પહોંચી ગયા. ઇતિ–શમ્.

---

## અથ અન્યત્વ ભાવના–હરિગીત છંદ.

આ દેહ છે નહીં આપણો તો અન્ય ક્યાંથી આપણું,
સૌ ટાઢ વારણ જાય જ્યાં જરી જૂવે સારૂં તાપણું;
સૌ સ્વજન પરિજન અન્ય છે ને જીવડા તું અન્ય છે,
તસ યોગને વિયોગ હર્ષ વિષાદનાં ઘર શૂન્ય છે. ૧
જેમ પંખીમેળો મળે તરૂપર જાય ભાગી સાંજરે,
તેમ કારમો સંસાર મેળો પુત્ર પિતુ મૂકી મરે,
દેહાદિ જીવથી ભિન્ન ત્હેના નાશથી દુઃખ શું ધરે ?
એમ જાણી વાઘણને પ્રબોધી સુકોશળ મુક્તિ વરે. ૨

## અથ શ્રી સુકોશળ મુનિની કથા.

અયોધ્યામાં કીર્તિધર રાજા રાજ્ય કરતો હતો. ત્હેને સહદેવી નામે પટરાણી હતી. અન્યદા રાજાએ પોતાને સુકોશળ નામનો પુત્ર થયેથી ત્હેને મૂકી ત્હેની બાળ વયમાંજ દીક્ષા લીધી. સુકોશળ મ્હોટો થયો, એટલે દેશનો અધિપતિ થયો, કેટલેક કાળે કીર્તિધર મુનિ વિહાર કરતા અયોધ્યામાં આવ્યા. મધ્યાન્હ સમયે ગોચરીને માટે ત્હેમણે નગરીમાં પ્રવેશ કર્યો. તે વખતે સહદેવી રાણીએ ત્હેને જોઇને વિચાર કર્યો કે–"જો કદાચ સુકો-

શળ આ ત્હેના પિતા કીર્તિધર મુનિને જોશે તો તે નક્કી દીક્ષા લેશે." એમ વિચારીને ત્હેણે પોતાના સેવકને કહીને તે મુનિને નગર બહાર કાઢી મૂકાવ્યા. તે જોઇને સુકોશળની ધાવ માતા રૂદન કરવા લાગી. અને ત્હેણે બધી વાત સુકોશળને કહી દીધી. પછી રાજા સર્વ સ્મૃદ્ધિ સહિત મુનિને વાંદવા ગયો. ત્યાં વાંદીને ધર્મદેશના સાંભળી. પછી રાજાએ પૂછ્યું કે–" હે સ્વામી ! મહાન્ ઉપસર્ગ થયા છતાં પણ મુનિઓ પોતાના નિર્ભયતા ગુણનું રક્ષણ શી રીતે કરી શકતા હશે ?" મુનિ બોલ્યા કે–" વિષનું ઔષધ વિષજ છે. અને અગ્નિનું ઔષધ અગ્નિજ છે. તે વાત સત્ય છે. કેમ કે ભવથી ભય પામેલાને ઉપસર્ગમાં પણ ભય હોતો નથી."

જેમ કોઈ માણસ વિષથી પીડા પામ્યો હોય તો તે વિષનું ઔષધ વિષજ કરે છે. જેમ સર્પથી ડંખાયલો માણસ લીંબડો વિગેરે ચાવવાથી ભય પામતો નથી. અથવા કોઇ અગ્નિથી દગ્ધ થયેલો માણસ અગ્નિદાહની પીડાનું નિવારણ કરવા માટે ફરીથી અગ્નિનો તાપ અંગીકાર કરેછે, તે સત્ય છે. તેમ ભવથી ભય પામેલા મુનિઓ અનાદિ કાળના સંચય કરેલા કર્મનો ક્ષય કરવામાં ઉદ્યમવંત થયેલા હોવાથી ઉપસર્ગોથી ભયભીત થતા નથી. ઇત્યાદિક વૈરાગ્યમય ઘણોજ સારો બોધ આપી મુનિરાજ બોલ્યા કે–" હે સુકોશળ રાજા ! ભવને વિષે નિરંતર ઉદ્વેગ ( વૈરાગ્ય ) ધારણ કરવો તેજ યોગ્ય છે, અને તેજ મોટા ઉપસર્ગોમાં પણ સહાયકારક છે એમ જાણવું."

આ પ્રમાણે ગુરૂના મુખથી ઉપદેશ સાંભળીને પ્રતિબોધ પામેલા સુકોશળ રાજાએ ત્હેની પાસે દીક્ષા લીધી. પછી સહદેવીરાણી પુત્રના વિયોગથી તથા પતિ પ્રત્યેના દ્વેષથી મૃત્યુ પામીને કોઈ વનમાં વાઘણ થઈ. દઇવયોગે વિહાર કરતા કીર્તિધર તથા સુકોશળ મુનિ તેજ વનમાં આવી ચાતુર્માસીક તપ કરીને રહ્યા. તપને અંતે પારણાને દિવસે ભિક્ષામાટે જતાં વાઘણે તે બંનેને જોયા, એટલે ત્હેમની સામે ક્રોધથી દોડી. ત્હેને આવતી જોઇને બંને મુનિએ પ્રાણાંત ઉપસર્ગ જાણી કાયોત્સર્ગ કર્યો. વાઘણે ત્હેમને પાડી દીધા, ને ખાવા લાગી. તે વાઘણથી ભક્ષણ કરાતા સુકોશળ મુનિ ક્ષપકશ્રેણીપર આરૂઢ થઇ કેવળજ્ઞાન પામીને મોક્ષે ગયા. પછી કીર્તિ-

પર મુનિનું ભક્ષણ કરતાં તે મુનિના મુખમાં સુવર્ણની રેખાથી મઢેલા દાંત ત્હેણે જોયા, એટલે ઉહાપોહ કરતાં ત્હેને જાતિસ્મરણ જ્ઞાન થયું. પોતાના પતિને ઓળખીને ત્હેને અત્યંત પશ્ચાત્તાપ થયો. એટલે તરતજ ત્હેણે અનશન કર્યું. અને મરણ પામીને આઠમા સહસ્રાર દેવલોકમાં ગઇ. કીર્તિધર મુનિ પણ શુક્લધ્યાન ધ્યાતા મોક્ષે ગયા.

આ પ્રમાણે ભવથી ઉદ્વેગ પામેલા બન્ને મુનિઓએ ઉપસર્ગમાં પણ તત્વદ્રષ્ટિ રાખી સમભાવમાં રહી અન્યત્વ ભાવના ભાવી ભવનો અંત આણ્યો. તે પ્રમાણે તત્વજ્ઞોએ વર્ત્તવું. ઇતિ—શમ્.

---

## અથ અશુચિભાવના—હરિગીત છંદ.

આ દેહથી શો નેહ ગંદી કારમી અશુચિ ભરી,
નવ દ્વાર રાત દિવસ વહે છે મોહ મૃગપતિની દરી,
મૃગમદ કપૂર પુષ્પાદિ દ્રવ્યો મલિન તસ સંગે કરી,
મળમૂત્ર ક્યારી કાય નર સ્ત્રી રાચ નહીં જીવડા જરી. ૧
વળી રૂધિર અસ્થિ માંસ મિજ્જા મેદ વિરજ ને ત્વચા,
એ સપ્ત ધાતુમય શરીર નારી નરક બાંરી યથા,
તે કારમી પર વસ્તુ ધારી ઉવેખી નિજ દેહને,
ચક્રી સનત્કુમાર સંજમ ભાર લે તજી મોહને. ૨

## અથ શ્રી સનત્કુમાર ચક્રીની કથા.

કાંચનપૂરમાં વિક્રમયશ રાજા હતો, ત્હેને પાંચસો રાણીઓ હતી, તે પૂરમાં નાગદત્ત નામે શેઠ રહેતો હતો. ત્હેને વિષ્ણુશ્રી નામે સ્ત્રી હતી. ત્હેને જોઇને રાજા મોહ પામ્યો, તેથી ત્હેનું હરણ કરીને પોતાના અંતઃપુરમાં રાખી. "અહા! યુદ્ધમાં બાણના ઘાતને સહન કરનારા ઘણા છે. પણ કામદેવના શસ્ત્રના પ્રહારને સહન કરનારા આ પૃથ્વિમાં વીરલા છે."

પોતાની સ્ત્રીના વિયોગથી વિવ્હળ થયેલો નાગદત્ત મહા દુઃખી થયો. વિષ્ણુશ્રીને અંતઃપુરમાં લાવવાથી રાજાની બીજી રાણીઓ કોપ પામીને

વિષ્ણુશ્રીને કાર્મણ પ્રયોગથી મારી નાંખી, પણ મોહાંધ રાજાએ હેને મ- રેલી જાણી નહી ને તે રીસાણી છે, એમ માની તેના પગમાં પડ્યો, ખોળામાં બેસારી, વિગેરે ગાંડાની માફક હેને અગ્નિસંસ્કારાદિ કરવા દીધાં નહીં, પછી હેને બીજા કાર્યમાં વ્યગ્ર કરી તે શબને વનમાં કોઈ એકાંત જગાએ મૂકી દીધું, પછી હેના વિયોગથી રાજાએ બહુ કલ્પાંત કરવાથી રાજાને તે શબની પાસે લેઇ ગયા, તે શબનું મુખ પહોળું થઇ ગયેલું હોવાથી દાંત દેખાવાને લીધે તે ભયંકર લાગતું હતું. પક્ષીઓએ ચાંચો મારી હેનાં નેત્ર ફોડી નાંખેલાં હતાં, હેના દેહમાં કીડા પડેલા હતા. નાક અને કાન પક્ષીઓ ખાઇ ગયા હતા, શિયાળ કાગડા, કુતરાં અને ઘુવડ વિગેરેએ તેને ચાવી નાંખ્યું હતું. આવી સ્થિતીમાં તે શબને જોઇને રાજાને પરમ વૈરાગ્ય થયો. તે વિચારવા લાગ્યો કે–"જ્યાં સુધી મ્હારો જીવ આ શરીરને તજીને જાય નહીં: ત્યાં સુધીમાં આ શરીરે કરીને મ્હારા આત્માનું હિત કરૂં." ઈત્યાદિ વિચારીને હેણે દીક્ષા ગ્રહણ કરી. પછી ચારિત્ર પાળી તપ તપીને ત્રીજા સ્વર્ગે દેવતા થયો.

ત્યાંથી ચવીને રત્નપૂરમાં જિનધર્મ નામે વણિક થયો, પેલો નાગદત્ત પણ ભવમાં ભમીને સિંહપૂરમાં અગ્નિશર્મા નામે બ્રાહ્મણ થયો, હેણે તાપસપણું અંગીકાર કર્યું, તે તાપસ બે માસના ઉપવાસના પારણા માટે રત્નપુરમાં આવ્યો, રાજાએ પારણા માટે નિમંત્રણ કર્યું, ત્યાં જિનધર્મ શ્રાવકને જોઇને હેણે રાજાને કહ્યું કે–"જો આ વણિકના પૃષ્ટપર ઉષ્ણ ભોજન પાત્ર રાખીને જમાડો તોજ હું જમું." તે સાંભળીને રાજાએ તે પ્રમાણે કરાવ્યું. ભોજનપાત્ર અતિ ઉષ્ણ હોવાથી જિનધર્મના પૃષ્ટની ચામડી ઉખડી ગઇ, તોપણ ક્રોધ કે દ્વેષ કર્યા વિના પોતાના પૂર્વ કર્મનું એ ફળ છે, એમ ધાર્યું, પછી હેણે સાતે ક્ષેત્રમાં દ્રવ્યનો વ્યય કરીને વ્રત ગ્રહણ કર્યું; પ્રાંતે અનશન કરી એક માસે કાળ કરી સૌધર્મ દેવલોકમાં ઇંદ્ર થયો. પેલો તાપસ મરીને તે ઇંદ્રનો ઐરાવણ હાથી થયો તે હસ્તી ત્યાંથી ચવી ભવમાં ભમી અમિત નામે યક્ષ થયો. અને જિનધર્મનો જીવ જે ઇંદ્ર હતો તે આયુષ્ય પૂર્ણ થતાં ચવીને ચૌદ મહાસ્વપ્નોથી સૂચિત

**સનત્કુમાર** નામનો ચોથો **ચક્રવર્તી હસ્તીનાપુરમાં અશ્વસેન** રાજાની **પટરાણી સહદેવીની** કુક્ષિથી ઉત્પન્ન થયો.

તે ચક્રીને **મહેંદ્રસિંહ** નામે મિત્ર હતો, એકદા વસંતઋતુનેવિષે યુવાવસ્થાના આરંભમાં મિત્ર સહિત સનત્કુમાર નંદનવન જેવા મકરંદ નામે વનમાં ગયો, ત્યાં કોઇ અશ્વપાલકે જાતિવંત અશ્વ કુમારને ભેટ આપ્યો, તેના ઉપર ચઢીને કુમાર ત્હેને ચલાવવા લાગ્યો. એટલે તે અશ્વ એક ક્ષણમાં સર્વ જનોને અદૃશ્ય થઇ ગયો, તે ખબર અશ્વસેન રાજાને થતાં ત્હેણે ઘણી શોધ કરાવી, પણ કાંઇ ભાળ મળી નહીં, પછી તે કુમારનો મિત્ર મહેંદ્રસિંહ રાજાની રજા લઇને મિત્રની શોધ માટે ચાલ્યો. એક વર્ષ સુધી તે મ્હોટા અરણ્યમાં ભટક્યો, પણ મિત્રની પ્રાપ્તિ થઇ નહીં, એકદા સારસ પક્ષીનો ધ્વનિ સાંભળી તે શબ્દને અનુસારે આગળ ગયો. ત્યાં એક સરોવર ત્હેના જોવામાં આવ્યું, ત્હેની પાસે કદલીગ્રહમાં સ્ત્રીઓના સમુહથી અનુસરાતા બંદીજનના મુખથી એવી બિરૂદાવળી સાંભળી કે—“ કુરૂદેશના એક માણિક્ય સમાન અને અશ્વસેન રાજાના પુત્ર એવા હે શ્રીમાન્ **સનત્કુમાર** ! ત્રણ લોકમાં વિખ્યાત એવા તમે જય પામો.”

એ પ્રમાણે બિરૂદાવળી સાંભળી મહેંદ્રસિંહ હર્ષ પામ્યો, આગળ જઇને જોતાં ત્હેણે સાક્ષાત્ સનત્કુમારને જોયો. બન્ને મિત્ર પ્રેમથી પરસ્પર મળ્યા પછી મહેંદ્રસિંહે પૂછવાથી સનત્કુમારની **બકુલવતી** સ્ત્રીએ અશ્વ હરણ કરીને કુમારને લઇ ગયો, ત્યાર પછીની વાત વિસ્તારથી કહી બતાવી, ત્હેમાં સનત્કુમારને વજ્રવેગના પિતાની સાથેના યુદ્ધમાં ચક્રરત્ન ઉત્પન્ન થયાની તથા ઘણી કન્યાઓ સાથે પરણ્યા સંબંધીની હકીકત કહી. પછી મિત્ર તથા સ્ત્રીઓને લઇને કુમાર વૈતાઢ્ય પર્વત ઉપર ગયા, ત્યાંથી મિત્રની પ્રાર્થનાને લીધે કુમાર પોતાના નગરમાં આવ્યા. ત્હેને જોઇને અશ્વસેન રાજા અતિ આનંદ પામ્યા. પછી કુમારને રાજ્યગાદી ઉપર બેસાડીને ત્હેણે શ્રી **ધર્મનાથપ્રભુ** પાસે દીક્ષા ગ્રહણ કરી, અશ્વસેનના પુત્ર **સનત્કુમાર ચક્રી** દસહજાર વર્ષ સુધી સમગ્ર ભરતક્ષેત્રને સાધી ચક્રવર્તી થયા.

**એકદા સૌધર્મ દેવલોકના ઇંદ્રની પાસે ઇશાન દેવલોકથી કોઇ મહા તેજસ્વી દેવ આવ્યો. ત્હેણે પોતાની કાંતીથી બીજા સર્વ દેવોની કાંતીને**

નિસ્તેજ કરી દીધી. તે દેવના ગયા પછી સૌધર્મ દેવલોકના દેવોએ ઇંદ્રને પૂછ્યું કે–" હે નાથ! બીજો કોઇ દેવોમાં કે મનુષ્યોમાં આવી કાંતીવાળો છે." ઇંદ્રે કહ્યું કે–" સનત્કુમાર જેવો તેજસ્વી અને રૂપવાન છે, તેવો મનુષ્યોમાં કે દેવલોકમાં પણ કોઇ નથી." આ પ્રમાણેના ઇંદ્રના વાક્ય ઉપર વિશ્વાસ નહીં આવવાથી કોઇ બે દેવો બ્રાહ્મણનું સ્વરૂપ ધારણ કરીને ચક્રીના મહેલમાં આવ્યા. ચક્રીનું અનુપમ રૂપ જોઇને વિસ્મય પામી તે બંને બોલ્યા કે–" હે ચક્રી! શું ત્હારૂં રૂપ! શી તારી કાંતી! અને ત્હારા શરીરની અદ્દભૂત લાવણ્યતા! ખરેખર ત્હારા અંગનું વર્ણન કરવામાં બ્રહસ્પતિ અને મ્હોટા કવિઓ પણ મુંગા થઇ ગયા છે." તે સાંભળીને રૂપથી ગર્વિત થયેલ ચક્રી બોલ્યા કે–" હે બ્રાહ્મણો! અત્યારે તો ખેળ અને તૈલાદિકનું મ્હારા શરીર ઉપર વિલેપનછે. પણ જ્યારે સ્નાન કરીને હું સભામાં આવું. ત્યારે મ્હારૂં રૂપ તમે જોજો," એમ કહીને તે બ્રાહ્મણોને રજા આપી ચક્રીએ સ્નાન કર્યું, પછી અંગ પર ઉત્તમ વસ્ત્રો તથા સર્વઅલંકારો ધારણ કરી છત્રાદિક રાજ્ય ચિન્હોથી ભૂષિત થઈ સભામાં આવીને સિંહાસન પર બેઠા, પછી તે બંન્ને બ્રાહ્મણોને બોલાવીને પોતાનું રૂપ દેખાડયું, તે જોઇ સાયંકાળે જેમ કમળો કરમાઇ જાય, તે પ્રમાણે બન્ને બ્રાહ્મણો મ્લાનમુખને ધારણ કરતા વિચારવા લાગ્યા કે–" અહો! મનુષ્યોનું રૂપ કેવું ક્ષણભંગુર છે." ત્હેમને વિચારમાં પડેલા તેમજ મ્લાન્ મુખવાળા જોઇને ચક્રીએ પૂછ્યું કે–" હે બ્રાહ્મણો! શું વિચાર કરો છો?" તેઓ પોતાનું સ્વરૂપ કહી બતાવીને બોલ્યા કે–" તમારા શરીરમાં રોગો ઉત્પન્ન થઇ ગયા છે." ચક્રીએ પૂછ્યું કે–" તમે કેમ જાણ્યું?" તે બોલ્યા કે–અમે જ્ઞાનથી જાણ્યું છે, તો પણ તમે ભક્ષણ કરેલા તંબોળને થુંકી જોઇને ખાત્રી કરો, મૂળ વર્ણ તજીને તમારૂં થુંક પરૂ જેવું થઇ ગયું છે, કાસ, શ્વાસ, અજિર્ણ અને અર્શ વિગેરે સોળ વ્યાધીઓ તમારા શરીરમાં ઉત્પન્ન થયા છે." તે સાંભળીને ચક્રી પોતાના શરીરને વિવર્ણ તેજવાળું જોઇ વિચારવા લાગ્યા કે–" નિરંતર વ્યાધિના સ્થાનભૂત એવા આ શરીરને ધિક્કાર છે. એવા શરીરની મૂર્ચ્છા તુચ્છ બુદ્ધિવાળા મૂર્ખ માણસો ફોકટજ કરે છે. શરીરની

અંદર ઉત્પન્ન થયેલા વિવિધ પ્રકારના ભયંકર વ્યાધીઓએ કરીને કીડાના સમૂહવડે કાષ્ટની જેમ આ શરીર વિદીર્ણ થાય છે. આજ કે કાલ નાશ પામવાવાળા શરીરનું મ્હોટું ફળ સકામ નિર્જરાના સારવાળો તપ કરવો તેજ છે." ઇત્યાદિ વિચાર કરીને ચક્રીપણાની ઋદ્ધિને તજી દઇને વિનયંધર સૂરિ પાસે સનત્કુમારે દીક્ષા લીધી. ગુરૂની આજ્ઞાથી એકલવિહારીપણે વિચરવા લાગ્યા, તેમની પાછળ દસ મહિના સુધી વિવિધ પ્રકારના આલાપ કરતી ત્હેમની રાણીઓ તથા મંત્રીઓ વિગેરે ફર્યા, પણ તે મુનીંદ્રે દૃષ્ટિ વડે જોવા જેટલી પણ ત્હેમની સંભાવના કરી નહીં. છટ્ઠ, અટ્ઠમ વિગેરે તપસ્યા કરીને પારણાને દિવસે ગોચરી માટે ફરતાં અન્યદા કુરીયા અને બકરીની છાશ ત્હેમને પ્રાપ્ત થઈ. ત્હેનો અહાર કરવાથી તેમના શરીરમાં સાત વ્યાધીઓ ઉત્પન્ન થયા. તેના નામ આ પ્રમાણે જાણવા." સૂકી ખરજ, જ્વર, શ્વાસ, કાસ (ખાંસી) અન્નપર અરૂચિ, નેત્ર રોગ અને ઉદર રોગ એ સાત વ્યાધિઓ અત્યંત દારૂણ થયા, તે સાતે વ્યાધિઓના દુઃખને ત્હેમણે સાતસો વર્ષ સુધી સહન કર્યું. પણ કોઇ વખતે પોતાના દેહમાં વ્યાધિઓ છે. એવો ઉપયોગ પણ ત્હેમણે દીધો નહીં. સયમની ક્રિયારહિત એક ક્ષણ પણ તેમનો નિર્ગમન થતો નહીં, કે જે વખતે વ્યાધિનું સ્મરણ થાય. એવી ત્હેમની ચારિત્રની સ્થિરતા જોઇને પેલા પ્રથમ આવેલા બન્ને દેવો તેમની પરીક્ષા કરવા માટે વૈદ્યનું રૂપ ધારણ કરીને પૃથ્વિ ઉપર આવ્યા, ત્હેમણે કહ્યું કે–"હે મુનિ! જો આપની આજ્ઞા હોય તો અમે વૈદ્યો આપના વ્યાધિની નિર્દોષ ઔષધથી ચિકિત્સા કરીએ." મુનિ બોલ્યા કે–"દ્રવ્ય અને ભાવ બે પ્રકારના વ્યાધિઓ છે, ત્હેમાં દ્રવ્ય એટલે બાહ્ય વ્યાધિના પ્રકારને તો હું પણ જાણું છું." એમ કહીને તે મુનિએ પોતાની એક આંગળીને પોતાના શ્લેષ્મ (થુંક) વડે લેપ કરીને સુવર્ણ જેવી કરી બતાવી. પછી મુનિ બોલ્યા કે–"આઠ કર્મ રૂપ જે ભાવ વ્યાધિઓ કહેલા છે તે કર્મની એકસોને અઠ્ઠાવન પ્રકૃતિઓ કહેલી છે, તેમના પ્રતિકારને હું પોતે ક્રિયાવડે કરૂં છું. તે પ્રતિકાર જ્ઞાનવિકલ અને ક્રિયામાં નપુંસક જેવા પુરૂષોને અતિ દુષ્કર છે. હું મ્હારા ચિત્તને ક્ષણવાર પણ શુભ ક્રિયા રહિત

રાખતો નથી, તે છતાં પણ ભાવરોગથી હમેશાં ભય પામતો રહું છું, માટે જો તમો ખરા વૈદ્ય હો તો મારા ભાવરોગનો પ્રતિકાર કરો." આ પ્રમાણે સાંભળીને તે બન્ને દેવો પોતાના આગમનનું કારણ કહી ત્હેમની સ્તુતિ કરીને પોતાને સ્થાને ગયા.

સનત્કુમારમુનીશ્વર ખડ્ગની ધારા સમાન તિવ્ર વ્રતનું પાલન કરીને અંતે અનશન ગ્રહણ કરીને ઉપાધિ રહિત સમાધિવડે દેહને તજી દઇ ત્રીજા દેવલોકમાં મહર્ધિક દેવતા થયા. ઇતિ—શમ્

---

## અથ આશ્રવ વિષે—હરિગીત છંદ.

હિંસાદિ પાપ જળે ભર્યું આશ્રવ સરોવર અટકળ્યું,
સંવર રવિ પ્રકટે તદા સોષાય તે સર નિર્જળું,
એ પાંચ અવિરતિ યોગ મિથ્યા સાર્ધો બાંધે પાપને,
ઇતઉત ભવે આશ્રવથકી કર્મે સહે બહુ તાપને. ૧
સૌ કર્મનો છે બાપ આશ્રવ તજી સંવરને ભજો,
કરી બંધ બેતાલીશ બારાં નિજ સ્વરૂપ સદા સજો;
કુંડરીક મહાવ્રત તજી ભાઇનું રાજ્ય લે એ આશ્રવે,
તે દુઃખ નરકે ભોગવે ભવિ તજો આશ્રવ નર ભવે. ૨

## અથ કુંડરીક પુંડરીકની કથા.

જંબૂદ્વિપના મહાવિદેહક્ષેત્રમાં પુંડરિકિણી નગરીમાં મહાપદ્મ રાજા હતો ત્હેને બે પુત્રો થયા. રાજાએ મોટા પુત્ર પુંડરીકને રાજ્યગાદી આપી દિક્ષા લીધી. ને ન્હાના પુત્ર કંડરીકને યુવરાજ પદવી આપી. એકદા કેટલાએક સાધુઓ તે નગરીમાં આવ્યા, ત્હેમને વાંદવા માટે બન્ને ભાઇઓ ગયા, ત્હેમને મનુષ્ય જન્મની દુર્લભતા વિષે મુનિએ ઉપદેશ કર્યાથી વૈરાગ્ય પામી બન્ને ભાઇઓ ઘેર આવ્યા. પછી પુંડરિકે ન્હાના ભાઇને કહ્યું કે—" હે વત્સ ! આ રાજ્ય ગ્રહણ કર. હું દીક્ષા લઇશ." કંડરિક બોલ્યો કે—" હે ભાઇ ! આ સંસારના દુઃખમાં મને કેમ નાંખો છો ? હું દીક્ષા લઇશ."

મ્હોટા ભાઈએ કહ્યું–" હે ભાઇ ! યુવાવસ્થામાં ઇંદ્રિયોનો સમૂહ જીતી શકાતો નથી. અને પરિષહ પણ સહન થઇ શકતો નથી." કંડરીક બોલ્યો કે–" હે ભાઇ ! નરકનાં દુ:ખ કરતાં, પરિષહાદિનું દુ:ખ કાંઈ વધારે નથી, માટે હું તો ચારિત્ર લઇશ." કંડરીકનો આવો આગ્રહ હોવાથી પુંડરિકે ત્હેમને રજા આપી, એટલે ત્હેણે મોટા ઉત્સવપૂર્વક દીક્ષા લીધી. અને પુંડરીક તો મંત્રીઓના આગ્રહથી ભાવચારિત્ર ધારણ કરીને ઘરમાં રહ્યો. કંડરીક ઋષિ અગિઆર અંગ ભણ્યા. લુખાં સુકાં ભોજનથી તથા ઘણું તપ કરવાથી ત્હેના શરીરમાં કેટલાક રોગો ઉત્પન્ન થયા.

અન્યદા ગુરૂની સાથે વિહાર કરતાં કંડરીક મુનિ પોતાના નગરમાં આવ્યા, પુંડરીક રાજા તેમને વાંદવા ગયો. સર્વ સાધુઓને વાંદ્યા. પરન્તુ શરીર કૃષ હોવાથી પોતાના ભાઇને ઓળખ્યા નહીં. તેથી ગુરૂ મહારાજને ત્હેના વિષે પૂછવાથી–" આ જે મ્હારી પાસે બેઠા છે, તેજ તમારા ભાઇ છે." એમ ગુરૂએ કહ્યું–રાજા ત્હેમને નમ્યો. પછી ત્હેમનું શરીર રોગ ગ્રસ્ત જણાયાથી ગુરૂની રજા લઇને ત્હેમને રાજા શહેરમાં લઇ ગયો, અને પોતાની વાહનશાળામાં રાખી સારાં સારાં રાજઔષધોવડે ત્હેમને રોગરહિત કર્યા. ત્યાં રાજ્ય સંબંધી સ્વાદિષ્ટ ભોજન કરવાથી તે મુનિ રસમાં લોલુપ થઇ ગયા. તેથી ત્યાંથી વિહાર કરવાની ઇચ્છા ન થઇ. એટલે રાજા ત્હેને હમેશાં કહેવા લાગ્યો કે–" હે પૂજ્ય મુનિ ! તમે તો અહર્નિશ વિહાર કરનારા છો; દ્રવ્ય ક્ષેત્ર કાળ અને ભાવ એ ચારે પ્રકારના પ્રતિબંધથી રહિત છો. હવે નિરોગી થવાથી તમે વિહાર કરવા ઉત્સુક થયા હશો. તમને નિર્ગ્રંન્થને ધન્ય છે. હું અધન્ય છું–કેમકે ભોગરૂપી કાદવમાં ખુંચ્યો સતો કદર્થના પામું છું." ઇત્યાદિ વચનો રાજાએ વારંવાર કહ્યાં. એટલે કંડરીક મુનિ લજ્જા પામી ત્યાંથી વિહાર કરીને ગુરૂની પાસે ગયા.

એક દિવસ વસંતઋતુમાં પોતપોતાની સ્ત્રીઓ સાથે ક્રીડા કરતાં નગરજનોને જોઇને ચારિત્રાવર્ણ કર્મના ઉદયથી કંડરીક મુનિનું મન ચારિત્રથી ચળાયમાન થયું. તેથી તે ગુરૂની આજ્ઞા લીધા વિના પુંડરીકિણીનગરી પાસેના વનમાં આવ્યા, અને પાત્રાં વિગેરે ઉપકરણોને ઝાડની શાખા ઉપર

લટકાવીને કોમળ લીલા ઘાસ ઉપર આળોટવા લાગ્યા. ત્હેને આવી રીતે સંયમથી ભ્રષ્ટ ચિત્તવાળા થયેલા ત્હેની ધાવ માતાએ જોયા. તેથી ત્હેણે નગરમાં જઇને પુંડરીક રાજાને તે વાત કહી, તે સાંભળીને પરિવાર સહિત રાજા ત્યાં આવ્યો, તે વખતે કંડરિકને ચિંતાતુર, પ્રમાદી અને ભૂમિ ખોતરતો જોઇને રાજાએ કહ્યું કે—" હે સુખ દુઃખમાં સમાન ભાવનાવાળા ! હે નિઃસ્પૃહ ! હે નિર્ગ્રન્થ ! હે મુનિ ! તમે પુણ્યશાળી છો, અને સંયમ પાળવા વડે ધન્ય છો." ઇત્યાદિ અનેક પ્રકારે તેની પ્રસંશાકરી તોપણુ તે નીચું જ જોઇ રહ્યા. તેમ કાંઇ ઉત્તર પણુ આપ્યો નહીં. તેથી રાજાએ ત્હેને સંયમથી ભ્રષ્ટ થયેલા જાણીને પૂછ્યું કે—" હે મુનિ ! આ ભાઇના સામું કેમ જોતા નથી ? પ્રશસ્ત ધ્યાનમાં છો કે અપ્રશસ્ત ધ્યાનમાં ? જો અપ્રશસ્ત ધ્યાનમાં આરૂઢ થયા હો તો, તમે પૂર્વે બળાત્કારે મ્હોટું ભાવરાજ્ય ગ્રહણુ કર્યું છે. તેના ચિન્હરૂપ પાત્રાદિક મ્હને આપો, અને પરિણામે મહા વિરસ ફળ આપનાર રાજ્યના ચિન્હભૂત આ પટ હસ્તી વિગેરે તમે ગ્રહણુ કરો." આ પ્રમાણે રાજાનું વચન સાંભળીને કંડરીક બહુ હર્ષ પામ્યો. અને તત્કાળ પટ હસ્તી ઉપર ચઢીને નગરમાં ગયો. સાધુમાં શ્રેષ્ટ એવા પુંડરીકે વિલાપ કરતી રાણીઓ વિગેરેને સાપની કાંચળી માફક તજી દઇ યતિનો વેષ ગ્રહણુ કરીને ત્યાંથી તત્કાળ વિહાર કર્યો,

અહીં કંડરીકે ઘણા કાળનો ભૂખ્યો હોવાથી તેજ દિવસે ઇચ્છા મુજબ ભક્ષ્યાભક્ષ્યના વિવેક સિવાય અનેક પ્રકારનું ભોજન કર્યું. તે આહાર કૃષ શરીરે નહીં પચવાથી તથા રાત્રીએ ભોગ વિલાસને માટે જાગરણુ કરવાથી તત્કાળ રાત્રિમાંજ વિસુચિકાનો વ્યાધિ ઉત્પન્ન થયો. પેટ ફુલી ગયું; અપાન વાયુ બંધ થયો, અને તૃપાક્રાંત થવાને લીધે અત્યંત પીડા પામવા લાગ્યો; તે અવસરે " વ્રતનો ભંગ કરવાથી આ અતિ પાપી છે." એમ ધારીને સેવક પુરૂષોએ ત્હેનું ઔષધ કર્યું નહીં, તેથી ત્હેણે વિચાર્યું કે " જો આ રાત્રી વીતી જાય તો પ્રાતઃકાળમાંજ સર્વ સેવકોને હણી નાંખું," એવી રીતે રૌદ્ર ધ્યાનમાં વર્તતો તે રાત્રીમાંજ કંડરીક મૃત્યુ પામ્યો,અને સાતમી નરકમાં અપ્રતિષ્ટાન નામના નરકાવાસમાં ઉત્પન્ન થયો.

પુંડરીક રાજર્ષિએ તો પોતાની નગરીથી ચાલતાંજ અભિગ્રહ કર્યો કે—"ગુરૂ પાસે જઇ વ્રત ગ્રહણ કર્યા પછી આહાર લઇશ." એવો અભિગ્રહ કરીને ચાલતાં માર્ગમાં ક્ષુધા, તૃષા વિગેરે પરિષહ સહન કરવા પડયા છતાં અને કોમળ દેહ છતાં પણ તે ખેદ પામ્યા નહીં, બે દિવસે છઠ્ઠનો તપ થતાં ગુરૂ પાસે જઇને ચારિત્ર લીધું. પછી ગુરૂની આજ્ઞા લઇને પારણું કરવા માટે ગોચરી લેવા ગયા, ત્હેમાં તુચ્છ અને લુખો આહાર પામીને ત્હેનાવડે તેમણે પ્રાણવૃત્તિ કરી, પરંતુ તેવો તુચ્છ આહાર પૂર્વે કોઇ વખતે નહીં કરેલો હોવાથી ત્હેમને અતિ તીવ્ર વેદના થઇ, તોપણ શુભ આરાધના કરીને પુંડરિક રાજર્ષિ મૃત્યુ પામ્યા. અને સર્વાર્થસિદ્ધિ નામના વિમાનમાં ઉત્પન્ન થયા, તે વિષે છઠ્ઠા અંગમાં કહ્યું છે કે—

"હજાર વર્ષ સુધી વિપુળ સંયમ પાળ્યા છતાં પણ જો અંતે ક્લિષ્ટ અધ્યવસાય થાય છે તો, તે કંડરીકની જેમ સિદ્ધિપદને પામતા નથી," અને થોડો કાળ માત્ર પણ ચારિત્ર ગ્રહણ કરીને જો યથાર્થ પાળે છે. તે પુંડરીક ઋષિની જેમ પોતાનું કાર્ય સિદ્ધ કરે છે." આ પ્રમાણે જેવા જેવા અધ્યવસાય થાય, તે તે પ્રમાણે તેવું તેવું ફળ પ્રાપ્ત થાય છે, માટે કોઇએ આશ્રવસ્થાન સેવવું નહીં. ઇતિ શમ્

## અથ સંવરભાવના વિષે—હરિગીત છંદ.

વન્હિ કષાય સમે યથા ઘનવૃષ્ટિ ઉપશમ જળ વડે;
જો સ્વપર સમય વિચારીએ તો શુદ્ધ સંવર કર ચઢે,
વળી સર્વથા આશ્રવ નિરોધી ભાવ સંવરને ભજી,
તે ભાવ વંદો વજ્રસ્વામી ત્રિયા ઋદ્ધિ સો તજી. ૧

## અથ વજ્રસ્વામીની કથા.

"જેણે પારણામાં સુતાં સુતાં શ્રુતનો અભ્યાસ કર્યો, જે ૬ માસની ઉમરે ચારિત્ર લેવાના અભિલાષી થયા. અને ત્રણ વર્ષની વયે જેણે સંઘને માન આપ્યું, તે વજ્રસ્વામી કેમ નમસ્કાર કરવા લાયક ન હોય!"

તુંબવન ગામના રહીશ ધનગિરિ નામના શેઠે પોતાની સુનંદા નામની ગર્ભવતી સ્ત્રીને મૂકીને દીક્ષા લીધી. પછી સમય આવતાં સુનંદાએ પુત્ર પ્રસવ્યો. પ્રસવ સમયેજ માતા પાસે રહેલી સ્ત્રીઓના મુખથી પિતાની દીક્ષાનો વૃત્તાંત સાંભળીને ત્હેને જાતિસ્મરણ થયું. તેથી માતાને ઉદ્વેગ પમાડવા માટે તે નિરંતર રડવા લાગ્યો. તેના રડવાથી અત્યંત ખેદ પામેલી સુનંદાએ કાયર થઇને વિચાર્યું કે–" જો આના પિતા અહીં, આવે તો આ બાળક ત્હેને આપીને હું સુખે રહું." તેવામાં ધનગિરિ સહિત સિંહગુરૂ તે ગામે પધાર્યા, મધ્યાન્હ સમયે ધનગિરિએ આહાર લેવા જવા માટે ગુરૂની આજ્ઞા માગી. ત્યારે ગુરૂએ કહ્યું કે–" આજે ત્હને જે કાંઈ સચિત્ત કે અચિત્ત મળે તે વિના વિચાર્યે ત્હારે ગ્રહણ કરવું." ધનગિરિ ગામમાં ફરતાં અનુક્રમે સુનંદાને ઘેર જઇ ચઢ્યા. તે પોતાના પતિને જોઇને બોલી કે–" હે પૂજ્ય! આ તમારા પુત્રને તમે લઇ જાઓ." એમ કહીને ત્હેણીએ તે બાળકને સાધુના પાત્રામાં મૂક્યો. એટલે ત્હેણીને ધર્મ લાભ આપીને ધનગિરિ ગુરૂ પાસે લઇ આવ્યા. દૂરથી વજ્ર જેવા ભારવાળા ઝોળીને લઇને આવતા જોઇને ગુરૂએ તે ઝોળીમાંથી બાળકને કાઢીને પોતાના ઉત્સંગમાં લઇ તેનું વજ્રકુમાર નામ રાખ્યું. પછી ગુરૂએ તે બાળકને સાધ્વીના ઉપાશ્રયમાં સોંપ્યો, ત્યાં પાલણું બાંધીને શ્રાવિકાઓ ત્હેનું પાલણપોષણ કરવા લાગી, તે બાળક પાલણામાં સુતો સુતો સાધ્વીઓ શ્રુતનો અભ્યાસ કરતી હતી, ત્હેનું શ્રવણ કરવાથી અગીયાર અંગ શિખી ગયો, અનુક્રમે તે ત્રણ વર્ષનો થયો, ત્યારે તેના પિતા તથા ગુરૂ વિહારના ક્રમે ફરીથી ત્યાં આવ્યા, તે વખતે વજ્રકુમારની માતા સુનંદાએ આવીને મુનિ પાસે પોતાનો પુત્ર માગ્યો, પણ ત્હેમણે પાછો આપ્યો નહીં, એટલે સુનંદાએ રાજા પાસે ફરીયાદ કરી, ત્યારે રાજાએ ઠરાવ કર્યો કે–" તે બાળકનો પિતા તથા ત્હેની માતા ત્હેમે સભાની સમક્ષ બોલાવે, ત્હેમાં જેની પાસે તે જાય ત્હેને તે પુત્ર સ્વાધીન કરવો."

પછી વજ્રકુમારને સભામાં બોલાવ્યો, ત્હેની એક બાજુએ થોડે દૂર તેના પિતાને અને બીજી બાજુએ ત્હેની માતાને બેસાડયા, પછી હાથમાં

દ્રાક્ષ, સાકર, રમકડાં વિગેરે રાખીને ત્હેને બતાવતી સુનંદા બોલી કે–" હે પુત્ર ! અહીં આવ, અહીં આવ, આ લે" એ સાંભળીને લોભ પમાડતી માતાને જોઇ વજ્રકુમારે વિચાર્યું કે–" માતા એ તીર્થરૂપ છે ખરી, પરંતુ તે આ ભવમાંજ સુખ આપી શકે છે, અને ગુરૂતો દરેક ભવમાં સુખ આપે છે." એમ વિચારીને તે ત્હેની પાસે ન ગયો. પછી ત્હેના પિતાએ પોતાનો ઓઘો (રજોહરણ) બતાવીને કહ્યું કે–" આ લે" એટલે તે દોડીને ત્યાં ગયો અને પિતાનો ઓઘો લીધો, તેથી તે પુત્ર ત્હેમને આપવાનો નિશ્ચય થયો. એટલે સુનંદાએ પણ વૈરાગ્ય પામીને દીક્ષા લીધી. વજ્રકુમારે પણ ત્રણ વર્ષની વયે ચારિત્ર અંગીકાર કર્યું, એકદા વિહાર કરતાં માર્ગમાં સર્વ સાધુમાંથી વજ્રસ્વામીની પરીક્ષા કરવા માટે તેના પૂર્વ ભવનો મિત્ર કે જે દેવતા થયો હતો ત્હેણે જળની વૃષ્ટિ કરી, નિરંતર વરસાદ પડવાથી સર્વ સાધુઓ વૃક્ષ નીચે ઉભા રહી સ્વાધ્યાય ધ્યાન કરવા લાગ્યા, પછી તે દેવે મ્હોટો સાર્થ વિકુર્વીને ત્યાં આવી પડાવ નાખ્યો અને આહારને માટે મુનિઓ પાસે વિનંતી કરી, ત્યારે ગુરૂ બોલ્યા કે–" બીજા કોઇને આ વખતે આહારની ઇચ્છા નથી, પરંતુ આ વજ્રમુનિ બાળક છે, માટે ત્હેને લઇ જાઓ." એ પ્રમાણે ગુરૂની આજ્ઞા થતાં વજ્ર મુનિ ત્હેની સાથે આહાર લેવા ગયા. તે દેવ ઘેબર વિકુર્વીને મુનિને આપવા લાગ્યો. ત્યારે મુનિએ ત્હેની સામે જોયું. તો ત્હેની અનિમેષ દૃષ્ટિથી ત્હેને દેવતા ધારી આહાર લીધો નહીં તે જોઇને પ્રસન્ન થઇ તે દેવ બોલ્યો કે " હે મુનિ ! હું તમારો પૂર્વભવનો મિત્ર દેવતા છું. તમારા ચારિત્રની પરીક્ષા કરવા આવ્યો છું. પણ તમને ચળિત કરવા મારી શક્તિ નથી. માટે હું તમારા ઉપર પ્રસન્ન થયો છું. તેથી તમો કોઇ પણ વરદાન માગો." સાંભળીને વજ્રમુનિએ કહ્યું કે–" મ્હારી કાંઇપણ ઇચ્છા નથી." તે સાંભળીને અધિક પ્રસન્ન થયેલા તે દેવે ત્હેમને વૈક્રિય લબ્ધિ આપી. ફરીને બીજી વાર પરીક્ષા કરીને આકાશગામિની વિદ્યા આપી. એવી રીતે વજ્ર મુનિને અનેક લબ્ધિઓ પ્રાપ્ત થઇ.

અનુક્રમે વજ્રમુનિ આઠ વર્ષના થયા, ત્યારે એક વખતે ગુરૂ બહિર્

મીએ ગયા હતા, અને બીજા મુનિઓ ગોચરી ગયા હતા. તે વખતે વજ્રમુનિ સર્વ સાધુઓની ઉપધી પાસે જઇ તેઓ જે જે સૂત્ર ભણતા હતા. ત્હેની ત્હેને ઉદ્દેશીને વાચના આપવા લાગ્યા. બહિર્ભૂમિથી આવેલા ગુરૂએ તે બધું સાંભળ્યું તેથી ત્હેને મહા વિદ્વાન્ જાણીને સમગ્ર શાસ્ત્રનો અભ્યાસ કરાવ્યો. પછી ત્હેને યોગ્ય જાણીને સૂરિપદ આપ્યું તે વજ્રસ્વામીની વાણીથી પ્રતિબોધ પામીને પાંચસેં મુનિઓ ત્હેમના પરિવારમાં થયા. અને બીજા પણ અનેક ભવ્ય મનુષ્યોએ વ્રતો ગ્રહણ કર્યાં.

પાટલીપુરમાં (પટના) ધનશેઠને રૂકિમણી નામે પુત્રી હતી. ત્હેણીએ સાધ્વીઓના મુખથી વજ્રસ્વામીના ગુણોની પ્રસંશા સાંભળીને "આ ભવમાં મ્હારે વજ્રકુમારનેજ પતિ કરવો, તે સિવાય બીજા કોઇને વરવું નહીં." એવી પ્રતિજ્ઞા કરી. એકદા વજ્રસ્વામી પાટલીપુર પધાર્યા. તે ખબર સાંભળીને તે શેઠ એક ક્રોડ દ્રવ્ય સહિત રૂકિમણીને લઇ ગુરૂ પાસે જઇ ત્હેમને વંદના કરીને બોલ્યો કે—"હે સૂરિ! આ દ્રવ્ય સહિત તમે આ મ્હારી પુત્રીને ગ્રહણ કરો (પરણો) નહિ તો તે મરણ પામશે" વજ્રસ્વામી બોલ્યા કે—"અમે સાધુઓ મળ મલિન ગાત્ર વાળી સ્ત્રીઓની ઇચ્છા કરતાજ નથી." ઇત્યાદિ વચનોવડે રૂકિમણીને ધર્મોપદેશ આપ્યો. જેથી તેણીએ વૈરાગ્ય પામીને દીક્ષા ગ્રહણ કરી.

એકદા બારવર્ષી દુષ્કાળ પડવાથી સમગ્ર સંઘ અત્યંત વ્યાકુળ થયો. તે જોઇને વજ્રસ્વામી સમગ્ર સંઘને એક કપડા પર બેસાડીને આકાશગામિની વિદ્યાના બળથી સુભિક્ષાપૂરી (સુકાળવાળી નગરીએ) લઇ ગયા. ત્યાં રહીને દિવસો નિર્ગમન કરતાં પર્યુષણપર્વ આવ્યાં. તે વખતે તે નગરીનો રાજા બૌદ્ધ હોવાથી ત્હેણે જિનાલયને માટે પુષ્પ આપવાનો નિષેધ કર્યો. તેથી તે વાત સંઘે મળીને વજ્રસ્વામીને કહી. એટલે સૂરિ આકાશગામિની વિદ્યા વડે માહેશ્વરીપૂરીએ ગયા. ત્યાં પોતાના પિતાનો મિત્ર એક માળી હતો. ત્હેને પર્યુષણના ઉત્સવની વાત કહીને પુષ્પોની માગણી કરી. ત્હેણે એકવીસ ક્રોડ પુષ્પો એકઠાં કરીને આપ્યાં. તે લઇને સૂરિ હિમવાન પર્વત પર

ગયા. ત્યાં લક્ષ્મીદેવીએ મ્હોટું કમળ આપ્યું. તે લઇ ત્યાંથી હુતાશન યક્ષના વનમાં આવતાં ત્હેણે ઘણાં પુષ્પો આપ્યાં, તે સર્વ પુષ્પો લઇ પૂર્વ ભવના મિત્ર જૃંભક દેવે રચેલા વિમાનમાં બેસીને સૂરિ આકાશ માર્ગે તે સુભિક્ષાપૂરીમાં આવ્યા. પછી તે પુષ્પોથી મહા મહોત્સવ કર્યો, જૈન ધર્મની પ્રભાવના થઇ. તે જોઇ આશ્ચર્ય પામેલો બૌદ્ધ રાજા પણ શ્રાવક થયો.

એકદા વજ્રસ્વામીના શરીરમાં કફનો વ્યાધિ થયો. તેથી ભોજન કર્યા પછી ખાવા માટે એક સુંઠનો કકડો ત્હેમણે કાન પર રાખી મૂક્યો. પરંતુ ભોજન કર્યા પછી તે ખાવાનું ભૂલી ગયા. તે કકડો પ્રતિક્રમણ સમયે કાન પરથી પૃથ્વી પર પડ્યો. તે જોઇને "આવો અસંભવિત પ્રમાદ થવાથી હવે મૃત્યુ સમય નજીક છે." એમ નિશ્ચય કરી સૂરિએ પોતાના શિષ્ય વજ્રસેનને સૂરિપદે સ્થાપન કર્યા, અને પોતે રથાવર્ત ગિરિપર જઇ અનશન ગ્રહણ કરીને સ્વર્ગે ગયા.

શ્રીવજ્રસેનસૂરિ વિહાર કરતા કરતા સોપારકપૂરે ગયા. ત્યાં જિનદત્ત નામે એક શ્રાવક રહેતો હતો. ત્યાં દુષ્કાળને લીધે ધાન્ય એટલું બધું મોંઘું હતું કે—બે ચાર માણસોને માટે પણ એકલક્ષ દ્રવ્યનો ભોજન ખર્ચ થતો હતો. તે શેઠે એક લાખ દ્રવ્યની હાંડલી ચડાવી હતી, ત્હેમાં વિષ નાખી ખાઇ જઇને ત્હેણે મરવાનો નિશ્ચય કર્યો હતો, તે જ સમયે સૂરિ ત્હેને જ ઘેર ગોચરી માટે ગયા. ગુરૂને વંદના કરીને ત્હેણે બધી વાત ગુરૂને કહી. તે સાંભળી ગુરૂ બોલ્યા કે—" હે શેઠ ! આવતી કાલે પુષ્કળ ધાન્ય આ નગરીમાં આવશે. અને દુષ્કાળનો નાશ થશે. માટે તું મરણ કરવાનો વિચાર કરીશ નહીં." ગુરૂના કહેવા પ્રમાણે બીજેજ દિવસે ચારે બાજુથી પુષ્કળ ધાન્ય આવ્યું. સર્વત્ર સુકાળ થયો. તે જોઇને શેઠે વૈરાગ્ય પામી ગુરૂ પાસે દીક્ષા લીધી. વજ્રસેનસૂરિ પણ ચાર ગણનું સ્થાપન કરીને જિનેશાસનના પ્રભાવક થયા, (આ ચરિત્ર વધારે વિસ્તારથી આવશ્યક નિર્યુક્તિની મોટી ટીકામાં આપેલું છે ત્યાંથી જાણી લેવું.) ઇતિ—શમ.

---

## અથ શ્રી નિર્જરા ભાવના—હરિગીત છંદ.

દ્વાદશ પ્રકારે તપ તપી નિર્જરે પ્રાચિન કર્મને,
સંવર થકી રોકે નવિન ભવિ કર્મના સવી મર્મને;
દુર્લભ અતિશય બોધિને વળી ધર્મબુદ્ધિ દુર્લભા,
ભવહરણી ભાવો ભાવના ભવિ નિર્જરા છે સુપ્રભા. ૧
જેમ તરણીથી નાસે તિમીર તેમ પાપ નાસે નિર્જરે,
એ ભાવ ભાવી નિર્જરાથી વર્તતાં ભવિ ભવ તરે;
નિર્જરાડકામ સકામ મરૂદેવી અકામે ભવજળ તર્યા,
વળી દ્રઢપ્રહારી ભાવ ભાવી નિર્જરે જયશ્રી વર્યા. ૨

( આ દ્રઢપ્રહારીનું દ્રષ્ટાંત પાછળ પૃષ્ટ ૧૮૪ માં મોક્ષ વર્ગમાં ક્ષમાના વિષયમાં આવ્યું છે ત્યાંથી જોઇ લેવું. )

---

## અથ લોકસ્વરૂપ ભાવના—હરિગીત છંદ.

દધિમંથને રહે પાદ તેવી આકૃતિ જાણો અધો,
વળી ઉર્ધ્વલોક મૃદંગ સમ આકાર જેનો છે બધો;
છે ઝલ્લરીસમ લોક તીર્છા લોકનાળે ભાખીયો,
એ લોક કટિ પર હાથ દઇ ઉભા પુરૂષ સમ દાખીયો. ૧
આ રંગ મંડપ લોકમાં જીવ પાત્ર ભજવે વેષને,
કાંઈ હર્ષ શોક ઉદ્યોત્ તમઃ દે રાગ દ્વેષ પ્રદેશને;
જે સ્થાન જંતુ અનંતનું નહીં આદિ અંત સુ શાશ્વતો,
શ્રી ભુવનભાનુ કેવળી એ ભાવ ભાવી શીવ જતો. ૨

## શ્રી ભુવનભાનુ કેવળીનું ચરિત્ર.

જંબુદ્વિપમાં ગંધિલાવતી નામના વિજયમાં વિજયપુર નામે નગર છે

ત્યાં ચંદ્રમૌલી નામે રાજા હતો. એકદા તે નગરમાં શ્રીભુવનભાનુ કેવળી પધાર્યા રાજા કેવળી ભગવંતને વાંદવા ગયો, કેવળી ભગવાને યોગ્ય અવસર જોઇ સમ્યક્ પ્રકારે ધર્મ દેશના દીધી. ત્હેમાં સંસારની અનિત્યતા દાખવી ત્હેમનું પોતાનું ચરિત્ર સભા સમક્ષ વિસ્તારથી કહી બતાવ્યું તે આ પ્રમાણેછે.

આ ગંધિલાવતી વિજયમાં ચંદ્રપુરી નામે નગરી છે. તે નગરીનો પ્રતાપી રાજા અકલંક નામે હતો. ત્હેને શુભ સ્વપ્નસૂચક બલિ નામે પુત્ર થયો યુવાવસ્થા થતાં ત્હેને રાજ્યભાર સોંપી અકલંક રાજાએ શ્રી કુવલયચંદ્ર કેવળી પાસે દીક્ષા લીધી. અને ચારિત્ર પાળી મોક્ષે ગયા, હવે બલિ રાજા નિર્વિઘ્ને રાજ્ય પાળે છે. એકદા રાજા પૌષધ વ્રત લેઇ તે પારી પ્રાતઃકાળમાં અનિત્યાદિ ભાવના ભાવતાં પૂર્ણ વૈરાગ્યલીન્ન થયો થકો વિચાર કરે છે કે "ભગવાન્ કુવલયચંદ્ર કેવળી અત્રે પધારે કે, જેઓ આ સંસારસાગરમાં મારા પિતા અકલંકને પણ નાવ સમાન થયા છે. તો ત્હેમની પાસે હું ચારિત્ર લેઇ મારૂં કાર્ય સાધી લઉં."

આ તરફ ભગવાન્ કુવલયચંદ્ર કેવળી બલિરાજાનો અભિપ્રાય જાણીને ચંદ્રપૂરી નગરી પાસેના મૃગરમણ ઉદ્યાનમાં પધાર્યા. રાજા આ સમાચારથી અતિ રોમાંચિત્ત થઇ સર્વ સામગ્રિ સહીત ત્યાં આવ્યો, અને પંચાભિગમ જાળવી ત્રણ પ્રદક્ષિણા દઇ પ્રણામ કરી બેઠો. પ્રભુએ ધર્મ દેશના દીધી. તે સાંભળી રાજા બોલ્યો "હે ભગવન્! આ મનુષ્ય જન્મ લગભગ નિરર્થક હારી જતાં અત્યારે હું આપનું શરણ પામ્યો છું. માટે બાકી રહેલો મ્હારો જન્મ આપ સફળ કરો." કેવળી બોલ્યા કે "હે રાજન્! આ જન્મમાં તો તું શું હારી ગયો છે? પરંતુ પુર્વભવોમાં તો તું એટલું બધું હારી ગયો છે કે જેનું વર્ણન કરતાં પણ સકળ જીવનને ભય અને આશ્ચર્ય ઉત્પન્ન થાય." બલિરાજાએ કહ્યું કે—"હે સ્વામિન્! હું તેજ સાંભળવા ઇચ્છું છું." પછી કેવળી ભગવાને રાજાની જિજ્ઞાસાથી ત્હેના પૂર્વભવનું વૃત્તાંત કહેવું શરૂ કર્યું.

"વર્તમાન કાળથી અનંત કાળ પહેલાં " તમે ચારિત્ર ધર્મ રાજાના

સૈન્યના સહાયક થઇને મોહ શત્રુના સૈન્યનો ક્ષય કરશે." એટલા માટે કર્મ પરિણામ રાજા તમને અસંવ્યવહાર નિગોદ નામના નગરમાંથી બહાર કાઢી વ્યવહાર નિગોદમાં લાવ્યો. એટલે તે વ્યતિકર જાણવામાં આવતાં મોહ વિગેરેએ કુપિત થઇને ત્હમને ત્યાંજ બાંધી રાખ્યો. પછી કર્મ પરિણામ ત્હમને પૃથ્વિકાય, અપ્કાય, તેજસકાય, વાયુકાય, વનસ્પતિકાય, બેઇંદ્રિય, તેંઇંદ્રિય, ચઉરિન્દ્રિય, પંચેંદ્રિય, તિર્યંચ, નરક અને અનાર્ય મનુષ્યોમાં લઈ ગયો, ત્યાંથી પણ વારંવાર વચમાં વચમાં મોહાદિ કુપિત થઇને ત્હમને પાછે મુખે વાળીને નિગોદાદિકમાં લઇ ગયા. એ પ્રમાણે તેઓએ ત્હમને એટલે સુધી ભમાવ્યા કે, અતિ દુઃખિતપણે પરિભ્રમણ કરતાં અનંત પુદ્ગળ પરાવર્ત્ત ચાલ્યા ગયા. પછી આર્ય ક્ષેત્રમાં તમે અનંતી વાર મનુષ્યત્વ પામ્યા. પરંતુ ક્યાંક કુજાતિ ભાવથી, ક્યાંક કુળદોષથી, ક્યાંક કુષ્ટાદિરોગથી, ક્યાંક જાત્યંધ, બધિરત્વ અને ખંજત્વ (લંગડાપણું) વિગેરે દોષથી ક્યાંક અલ્પ આયુષથી, અનંતીવાર મનુષ થયા છતાં ધર્મના નામ માત્રને પણ જાણ્યા વિના પૂર્વવત્ ત્હમને પાછે પગે વાળીને મોહાદિ શત્રુઓએ એકેંદ્રિયાદિકમાં લઇ જઇને અનેક પુદ્ગળ પરાવર્ત્ત સુધી ભમાવ્યા.

એકદા શ્રીનિલય નગરમાં ધનતિલક શેઠનો તું વૈશ્રમણ નામે પુત્ર થયો. ત્યાં સ્વજન, ધન, ભવન, યૌવન, વનિતાદિ બધું અનિત્ય સમજીને હે ભવ્યો આપત્તિથી રક્ષણ કરનાર એવા ધર્મનું શરણ કરો." આ પ્રમાણેનો ઉપદેશ સાંભળતાં તને ધર્મ કરવાની બુદ્ધિ થઈ, પરંતુ તે કેવળ કુદૃષ્ટિથી થયેલ હોવાથી પરમાર્થથી તો મહા પાપ બુદ્ધિજ હતી. તેના વશથી તું સ્વયંભૂ ત્રિદંડીનો શિષ્ય થયો. એટલે ત્યાં પણ મનુષ્ય જન્મ હારીને પાછો સંસારમાં અનંત પુદ્ગલ પરાવર્ત્ત સુધી ભમ્યો. પછી અનંતકાળ જતાં ફરી તું માનવ જન્મ પામ્યો. પણ શુદ્ધ ધર્મ શ્રવણના અભાવથી તે કુધર્મ બુદ્ધિ નિવૃત્ત ન થઇ. વળી કોઈ વખત સદ્ધર્મનું શ્રવણ થયું છતાં પણ સદ્ગુરૂ સમાગમના અભાવથી, કોઇવાર આળસ અને મોહના હેતુથી, કોઇવાર શૂન્યતાને લીધે તેના અર્થ પર લક્ષ્ય ન હોવાથી અને કોઇવાર અશ્રદ્ધાનથી કુધર્મ બુદ્ધિ નિવૃત્ત ન થઇ. એટલે કુધર્મ બુદ્ધિના ઉપદેશથી ધર્મના મિષે

પ્રાણવધાદિ મહા પાપ કરીને પૂર્વવત્ તું અનંત પુદ્દગલ પરાવર્ત્ત સુધી પાછો ભમ્યો. પછી વિજયવર્ધનપુરમાં સુલસ શેઠનો નંદનનામે પુત્ર થયો. ત્યારે યથાપ્રવૃત્તિકરણથી ત્હેં કુદૃષ્ટિને છેદીને આયુ વર્જીને બીજાં મોહાદિ સાત કર્મોની કાંઇક ન્યૂન કોટાકોટી સાગરોપમ જેટલી સ્થિતિ કરી. અને ગ્રંથિ પ્રદેશ સુધી પહોંચ્યો, પરંતુ ત્હેને છેદવાને સમર્થ ન થયો. ત્યાંથી અશ્રદ્ધાન રાગ અને દ્વેષાદિકોએ પાછો ફેરવ્યો. એમ અનંતીવાર પાછો વાળીને દરેક વખતે અનંતકાળ સુધી તને એકેંદ્રિયાદિકમાં બાંધી રાખ્યો

એકદા મલયપૂરમાં ઇંદ્રરાજાનો વિશ્વસેન નામે પુત્ર થયો. તે ભવમાં અપૂર્વ કરણરૂપ કુઠારથી ત્હેં ગ્રંથિનો છેદ કર્યો. પછી અનિવૃત્તિકરણ પ્રવેશાદિ ક્રમથી એટલા કાળે તું સમ્યકૃત્વ રત્ન પામ્યો. મોક્ષતરૂના મૂલરૂપ અને અતિ દુર્લભ એવા તે સમ્યકૃત્વને પામીને પણ કુદષ્ટિ રાગના વશથી પાછો તું હારી ગયો. પુનઃ ધનશ્રેષ્ટીના પુત્ર સુભગના ભવમાં ત્હેં સમ્યકત્વને પ્રાપ્ત કરીને સ્નેહરાગથી ત્હેનો નાશ કર્યો. ગૃહપતિના પુત્ર સિંહના ભવમાં વિષય રાગથી ત્હેનો ધ્વંસ કર્યો અને જિનદત્તની સુતા જિનશ્રીના ભવમાં દ્વેષથી ત્હેનો નાશ કર્યો. પછી બ્રાહ્મણના પુત્ર જ્વલનશિખના, ધનંજયના પુત્ર કુબેરના, ધનાઢયના પુત્ર પદ્મના અને શ્રેષ્ટિ પુત્ર સોમદત્તના ભવમાં અનુક્રમે ક્રોધ, માન, માયા અને લોભથી તું સમ્યકત્વ રત્નને હારી ગયો.

એ પ્રમાણે મોહાદિ શત્રુના વશે અસંખ્યાત ભવોમાં તું સમ્યકત્વ હારી ગયો. ધર્મ શ્રેષ્ટિના પુત્ર સુંદરના ભવમાં હિંસાથી, દેશવિરત એવા મણિભદ્રના ભવમાં મૃષાવાદથી, સોમદત્તના ભવમાં અદત્તા દાનથી, દત્તના ભવમાં મૈથુનથી, ધનવલ્લભ શ્રેષ્ટિના ભવમાં પરિગ્રહથી અને રોહિણી શ્રાવિકાના ભવમાં વિકથારૂપ અનર્થ દંડથી એ પ્રમાણે અપરાપર મોહાદિકનાં દોષથી સમગ્ર સુખની હેતુભૂત એવી દેશવિરતીને પણ તું અસંખ્ય ભવમાં હારી ગયો. પછી અરવિંદ કુમારના ભવમાં મહા કષ્ટે સર્વ ગુણોની અધિકારિણી એવી સર્વવિરતિ પ્રાપ્ત કરીને ક્રોધ અને માનથી ત્હેને હારી ગયો. પછી અમાત્યના સુત ચિત્રના જન્મમાં વિષયની સુખશીલતાથી હારી ગયો, વિજયસેન રાજપુત્રના ભવમાં તો તું સર્વવિરતિ પામીને અગીઆરમે ગુણ

સ્થાને આરૂઢ થયો, ત્યાંથી પણ કંઇક દેહ અને ઉપકરણની મૂર્છા આવવાથી પાછો પડ્યો. પછી શ્રેષ્ઠી પુત્ર પુંડરિકના ભવમાં તું પુનઃ સર્વવિરતિ પામ્યો. અને ત્યાં ચૌદ પૂર્વ ભણ્યો. આવી ઉંચ પદવી પામી તું નિંદ્રાને વશ હારી ગયો.

આ પ્રમાણે અનંતાનંત પુદ્ગલ પરાવર્ત્તોમાં પૂર્વોક્ત રીતે મોહાદિ શત્રુઓને વશ થવાથી અનંતીવાર મનુષ્ય જન્મને તું નિરર્થકજ હારી ગયો છું. પછી પદ્મસ્થલ નગરમાં તું સિંહવિક્રમ નામે રાજકુમાર થયો—ત્યાં પુનઃ તું સર્વવિરતિ પામ્યો. તે ભવમાં ત્હેં તેનું સારી રીતે આરાધન કર્યું, અને મોહાદિકને અત્યંત ક્ષીણ કરી મૂક્યા, તથા પુણ્યોદયને પુષ્ઠ કર્યો. ત્યાંથી મહાશુક્ર નામે દેવલોકમાં જઇને કમલાકર નગરમાં શ્રી ચંદ્રરાજાનો તું ભાનુ નામે પુત્ર થયો. ત્યાં પણ તેવીજ રીતે સર્વવિરતિનું આરાધન કર્યું. મોહાદિકને અધિકતર ક્ષીણ કર્યા અને પુણ્યોદયને વિશેષે પુષ્ઠ કર્યો, ત્યાંથી નવમા ગ્રૈવેયકમાં જઇને પદ્મખંડ નગરમાં તું ઇંદ્રદત્ત નામે રાજા થયો. ત્યાંપણ સમ્યક્ રીતે સર્વવિરતિ આરાધીને મોહાદિકને વધારે ક્ષીણ કરી, પરમપ્રકર્ષથી પુણ્યોદયને પુષ્ટ બનાવીને તું સર્વાર્થસિદ્ધ વિમાનમાં ઉત્પન્ન થયો. ત્યાંથી ચવીને તું આ ભવમાં બલિનરેંદ્ર થયો છે."

આ પ્રમાણે કુવલયચંદ્ર કેવળીથી પોતાનું ચરિત્ર સાંભળીને બલિનરેંદ્ર અતિ વૈરાગ્યવાન થયો થકો પોતાના પુત્ર નયસારને રાજ્યાસન પર સ્થાપવાની સામંતોને આજ્ઞા કરી તે બલિરાજાએ પાંચસો મનુષ્યો અને પોતાની કેટલીક રાણીઓ સાથે દીક્ષા અંગીકાર કરી. પછી ભણીને તત્ત્વજ્ઞ થયા એટલે કેવળીભગવાને ત્હેને આચાર્ય પદ આપ્યું અને શ્રી કુવલયચન્દ્ર કેવળી મોક્ષે ગયા.

પછી બલિરાજર્ષિ પૃથ્વિ પર વિહાર કરતા અનેક ભવ્ય જીવોને પ્રતિબોધ આપવા લાગ્યા, અને અનુક્રમે તેમને કેવળજ્ઞાન પ્રાપ્ત થયું. તે બલિ રાજર્ષિ ( કેવળી ) જેમનું સંતુષ્ટ થયેલા લોકોએ બીજું નામ ભુવનભાનુ રાખેલું છે, તે બલિકેવળી બોલ્યા કે—"હે ચંદ્રમૌલી રાજા ! તમને અને અન્ય લોકોને મોહની વિડંબનાઓથી મુક્ત કરાવવાને માટે હું અહીં આવેલો છું."

આ પ્રમાણે કેવળી ભગવંતના મૃદુ વચનો અને હેમનું પોતાનું અતિ દુર્ધર ચરિત્ર સાંભળી ચંદ્રમૌલી રાજાએ પોતાના ચંદ્રવદન નામના પુત્રને પાટે બેસારી કેવળી ભગવાન્ પાસે દિક્ષા લીધી, અનુક્રમે તેમને આચાર્ય પદે સ્થાપન કરી બલિરાજર્ષિ કેવળી મોક્ષ પધાર્યા. ઇતિ—શમ્.

---

## અથ બોધિદુર્લભ ભાવના—હરિગીત છંદ.

આ મનુષ્ય ભવ દ્રષ્ટાંત દશથી દોહિલો અતિ જાણીએ,
વળી ક્ષેત્ર આર્ય નિરોગી સુકુળે જન્મ મોંઘો માનીએ;
તે સર્વ અનુકૂળતા છતાં પણ બોધિબિજ ક્યાંથી જડે!
તે વિના ભવ લેખે ન લાગે પુનઃ ભવોદધિમાં પડે. ૧
તે બોધિદુર્લભ શુદ્ધ સાચી આત્મ કરજો નિર્મળો,
ભવની ગણત્રી થાય ત્યાંથી બોધિ ધર્મ તરૂ ફળો;
મધુબિંદુ સમ સંસાર મિશ્રીત વિષ છતાં લાગે ગળ્યો,
તેથી ઇલાસુતબોધિબીજ લઈ મુક્તિવધુને જઈ મળ્યો. ૧

પાછળ પૃષ્ટ ૭૧ માં ધર્મવર્ગમાં ભાવના વિષયમાં ઇલાચીકુમારની કથા છે ત્યાંથી વાંચી લેવી.)



## અથ ધર્મભાવના વિષે—હરિગીત છંદ.

શુભ ધર્મ દુરગતિ જીવ પડતાને સદા ધારણ કરે,
તે ભાવનાચંદન સમો જે તાપ ત્રિવિધ તણા હરે;
અહારાદિ સંજ્ઞા મનુષને સૌ પ્રાણીમાં સમતુલ્ય છે;
પણ ધર્મ એક વિશેષ નરમાં ધર્મ વિણ પશુતુલ્ય છે. ૧
તે ધર્મ દે સુખ સંપદા વળી સ્વર્ગને અપવર્ગને,
આધિ ઉપાધિ વ્યાધિ આદિક હરે સૌ ઉપસર્ગને;

જિન ચૈત્ય બિંબ ભરાવિયા ગુરૂ આર્યસુહસ્તી બોધથી,
તે ધર્મ કીધ સ્વીકાર સંપ્રતીરાયે સાચી શોધથી. ૨

## અથ શ્રી સંપ્રતિ મહારાજાની કથા.

**સંપ્રત્તિ રાજા** ત્રણ ખંડ પૃથ્વિનો વિજય કરીને સોળહજાર રાજાઓના પરિવાર સહિત અવંતી નગરીએ આવ્યો, અને પોતાની માતાના ચરણમાં પડ્યો. તે વખતે માતાનું મુખ મ્લાન્ થઇ ગયું. તે જોઇ રાજાએ પૂછ્યું–" હે માતા! હું ઘણા દેશ સાધીને આવ્યો તે છતાં તમે કેમ હર્ષ પામ્યા નહીં ?" માતા બોલ્યાં–" હે પુત્ર! ત્હેં રાજ્યના લોભથી સંસારજ વધાર્યો છે, અને માથા ઉપર પાપનો બોજો ઉપાડીને અહીં આવ્યો છે ! તેથી અત્યારે હર્ષનો અવસર નથી. મ્હને તો જિન ચૈત્ય વિગેરે પુણ્યનાં કામ કરી આવે તોજ હર્ષ થાય, હે વત્સ! મ્હેં આર્ય સુહસ્તીસૂરિની પાસેથી સાંભળ્યું છે કે–શ્રી જિનપ્રાસાદ કરાવવાથી મ્હોટું પુણ્ય થાય છે, કહ્યું છે કે–શ્રી જિનપ્રાસાદ અંદરના કાષ્ટ વિગેરેમાં જેટલાં પરમાણું છે તેટલા લાખ વર્ષ સુધી તે પ્રાસાદનો કરાવનાર સ્વર્ગનાં સુખ પામે છે."

વળી કહ્યું છે કે " વિવેકી પુરૂષને નવો જિન પ્રાસાદ કરાવવામાં જે પુણ્ય થાય છે, તેથી આઠગણું પુણ્ય જીર્ણોદ્ધાર કરાવવામાં થાય છે." " અગ્નિ, જળ, ચોર, યાચક, રાજા, દુર્જન તથા ભાગીદારો વિગેરેથી ઉગરેલું જેનું ધન જિનભુવન વિગેરેમાં ખરચાય છે, તે પુરૂષને ધન્ય છે." માતા કહે છે–" હે વત્સ! મ્હેં આ પ્રમાણે તે સૂરિ પાસેથી સાંભળ્યું છે, વળી ચૈત્ય કરાવવામાં મ્હોટું પુણ્ય છે, ત્હેનું એ પણ કારણ છે કે ચૈત્ય પરિમિતક્ષેત્રને ચૈત્ય કરાવનારે સંસારારંભના વ્યાપારમાંથી દૂર કરીને ધર્મ વ્યાપારમાં જોડી દીધું છે. સાંભળ્યું છે કે–"જેટલા ક્ષેત્રમાં ચૈત્ય હોય તેટલા ક્ષેત્રમાં ચુલા માંડવા નહીં, તેમજ રાંધવું, પીસવું, વિષય સેવન કરવું, દ્યૂત ક્રીડા કરવી, વસવું અને ખેત્ર ખેડાવવાં વિગેરે અધર્મ કાર્ય કરવાં નહીં; ચૈત્ય ક્ષેત્રને તેવાં કાર્યથી દૂર રાખવું. લોકોના સ્થાનકો પાપ ક્રીયાની પ્રવૃત્તિવાળાં હોય છે, તેથી આ સ્થાન તેવું કરવું નહિં પુણ્ય બુદ્ધિએ ધર્મ ક્રિયાનુંજ તે

સ્થાન કરવું." વળી હે વત્સ ! ચૈત્ય કરાવનારે મત્સર કરવો નહિ. આ પ્રમાણે માતાના મુખથી શિક્ષા પામી સંપ્રતિરાજાએ ઘણાં ચૈત્યો નવાં કરાવવા માંડયા. એકદા સંપ્રતિ રાજાએ ગુરૂના મુખથી સાંભળ્યું કે પોતાનું આયુષ્ય સો વર્ષનું છે. તેથી ત્હેણે એવો નિયમ લીધો કે પ્રતિદિન એકએક જિનપ્રાસાદ ઉપર કળશ ચઢેલા સાંભળ્યા પછી અન્ન જમવું. આવા નિયમ પ્રમાણે સો વર્ષમાં છત્રીસ હજાર જિનચૈત્યો ત્હેણે નવાં કરાવ્યાં.

એક વખતે રાજાએ ગુરૂના મુખથી દેશના સાંભળી કે—"જિન ભુવનના કરાવનારે પોતાના આત્માનો, પોતાના વંશનો અને તેની અનુમોદના કરનારા બીજા ભવ્ય પ્રાણીઓનો ઉદ્ધાર કર્યો એમ સમજવું." આપ્રમાણેની દેશના સાંભળી સંપ્રતિ રાજાએ બીજા છન્નુ હજાર જીર્ણોદ્ધાર કરાવ્યા. એટલે સર્વ મળીને સવાલાખ જિન ચૈત્ય થયાં.

એક વખતે ગુરૂના મુખથી આ પ્રમાણે સાંભળ્યું કે—"સર્વ લક્ષણવાળી અને સર્વ અલંકારોથી યુક્ત એવી પ્રાસાદમાં રહેલી પ્રતિમાને જોઇને જેમ જેમ મન હર્ષ પામે તેમ તેમ નિર્જરા થાય છે." તેવાં જિન બિંબો મણી, રત્ન, સુવર્ણ, રૂપું, કાષ્ટ પાષાણ અને મૃતિકાનાં અથવા ચિત્રમાં કરાવવાં. વળી "મેરૂગિરિ જેવો બીજો ગિરિ તથા કલ્પવૃક્ષ સમાન બીજું કોઈ વૃક્ષ નથી; તેમજ જિનબિંબ નિર્માણ કરવા જેવો બીજો કોઈ ધર્મ નથી." જો ધન ખર્ચવાની શક્તિ હોય તો પાંચસો ધનુષ્ય પ્રમાણવાળી પ્રતિમા કરાવવી તેવી શક્તિ ના હોય તો એક આંગળનું પણ બિંબ કરાવેલું હોય તો તે મુક્તિના સુખને અર્થે થાય છે." કહ્યું છે કે "જે પુરૂષ શ્રી ઋષભદેવથી વીર ભગવાન સુધી ગમે તે પ્રભુનું અંગુષ્ઠ પ્રમાણ વાળું પણ બિંબ કરાવે છે. તે સ્વર્ગમાં પ્રધાન એવી વિશાળ સમૃદ્ધિના સુખ ભોગવ્યા પછી પ્રાંતે અનુત્તર પદ (મોક્ષ)ને પ્રાપ્ત કરે છે." આ પ્રમાણે ગુરૂ મહારાજનો ઉપદેશ સાંભળી સંપ્રત્તિ રાજાએ સવાક્રોડ જિનબિંબ શિલ્પ ગ્રંથોમાં લખ્યા પ્રમાણે સીત્તેર ભાગ પ્રમાણ બરાબર કરાવ્યા.

એક વખતે આર્ય સુહસ્તીસૂરિ કે જેમને પૂર્વ ભવે જોયા હતા. તેમને

જોઇ રાજાએ જાતિસ્મરણવડે પૂર્વભવ જાણ્યો. તેથી ગુરૂને ઓળખી પ્રણામ કરી પોતાનો પૂર્વભવ પૂછ્યો એટલે ગુરૂએ શ્રુતજ્ઞાનના બળથી કહ્યું–" હે રાજન્! પૂર્વે તું ભિક્ષુક હતો. એક વખતે મોટી કિંમતના અલંકાર યુક્ત રાજા, મંત્રી, શ્રેષ્ઠિ વિગેરેને મોટી સમૃદ્ધિ સાથે અમારા ચરણને વંદના કરતાં જોઇ ત્હને વિચાર થયો કે–" હું પણ આ સૂરિરાજના ચરણ કમળને સેવું." પછી ત્હેં અમારા શિષ્ય પાસે ભોજન માગ્યું ત્યારે તે મુનિએ કહ્યું–" જો તું અમારા જેવો થાય તો અમે ત્હને ભોજન આપીશું." પછી ત્હેં દીક્ષા લીધી. પણ અન્ન ગળા સુધી ખાધું, તેથી ત્હને તત્કાળ અજિર્ણ થઇ આવ્યું. તે સમયે ત્હેં અનેક મુનિઓના મુખથી ધર્મ વાક્યો સાંભળ્યાં, તેથી ત્હેં ત્હેની અનુમોદના કરી અને તારૂં આયુષ્ય પણ પૂર્ણ થઈ ગયું. એટલે ત્યાંથી મૃત્યુ પામી એક દિવસના દીક્ષાને પ્રભાવે તું ત્રણ ખંડનો રાજા થયો."

આ પ્રમાણે સાંભળી પ્રતિબોધ પામીને ત્હેણે દેશવિરતિ ધર્મ અંગીકાર કર્યો. એ પ્રમાણે ધર્મ ભાવનાના પ્રભાવથી સંપ્રતિ રાજા મોટી ઋદ્ધિને પામ્યો ને અનેક જિનાલયો તથા અગણિત જિનબિંબો ભરાવી પરભવનું પાથેય બાંધ્યું. ઇતિ–શમ્.

---

## અથ રાગ વિષે–હરિગીત છંદ.

ભવ બંધ જાણી રાગથી રાચે ન જ્ઞાની પ્રાણીયા,
જે જાણ તે પણ રાગ વશ અજ્ઞાન પૂર્ણ પ્રમાણીયા;
હર ગૌરીને અર્ધાંગ રાખે રાગવશ ત્રીક ચોકમાં,
વિષ્ણુ દીએ વામાંગ "શ્રી"ને લાજ નહીં આ લોકમાં. ૧

જગતમાં રાગ અને દ્વેષ એ બન્ને અનાદિ કાળના શત્રુ છે. તેનાવડેજ જીવ ભવમાં ભમ્યાં કરે છે સામાન્ય રીતે માણસો સ્વજન કુટુંબાદિકના રાગથી અથવા કોઇ સ્વાર્થના અંગે ઘણાં અકાર્ય કરે છે. અને તેથી થતા પાપનાં પોટલાનો વહન કરનાર પોતેજ બને છે. એ વાત ખરીછે કે મહાયોદ્ધાઓ

રણુરંગ કરીને શત્રુનો પરાજય કરે છે. પણ રાગનો પરાજય કરવાને માત્ર વીતરાગ શિવાય કોઇ સમર્થ નથી. અહિં કોને દોષ આપવો ? જેઓ દુનીઆમાં દેવપણે લૌકિકમાં ગણાય છે. તેવા મહાદેવ અને વિષ્ણુ પણ રાગવશ મોહાંધ થઇ કામાંધ બનીને બજાર વચ્ચે અર્ધાંગે સ્ત્રીઓને રાખે છે. તો પછી સામાન્યની તો વાતજ શી ! ઇતિ-શમ.

---

## અથ દ્વેષ વિષે-હરિગીત છંદ.

રે જીવ ! દ્વેષ ન લેશ રાખે કર્મવશ જીવ માનજે,
નવ કો બગાડે કોઇનું અરિ મિત્ર નિમિત્ત પ્રમાણ જે;
અતિ દ્વેષ રાખી બ્રાહ્મણી દે આળ સુંદર શેઠને,
ધર્મે થયો જય પાપનો ક્ષય મરી ગઈ કરી વેઠને. ૧

## ઉપજાતિ છંદ.

સાસુ નણંદે મળી કુડ કીધું, જુઠું સુભદ્રા શીર આળ દીધું;
અંતે તર્યું સત્ય કલંક છાંડ્યાં, ચંપા તણાં દ્વાર શીલે ઉઘાડયાં.૧

## દ્વેષથી જુઠું આળ મુકનાર બ્રાહ્મણીની કથા.

કોઈ એક ગામમાં સુંદર નામે એક શેઠ હતો.' તે ઘણો દાતાર હોવાથી લોકપ્રિય થઇ પડયો હતો કેમ કે જે દાતાર હોય તેજ પ્રજાને પ્રિય થાય છે. કાંઇ ધનવાન હોવાથી પ્રિય થતો નથી. જેમ કે લોકો વરસાદને ચાહે છે. પણ જેમાંથી વરસાદ ઉત્પન્ન થાય છે એવા ખારા સમુદ્રને ચાહાતા નથી. એવા દાતાર શેઠની માત્ર એક બ્રાહ્મણી નિંદા કરતી હતી. તે કહેતી કે, જે પરદેશીઓ આવે છે, તે આ શેઠને ધર્મી જાણી ત્હેને ઘેર દ્રવ્યની થાપણ મૂકે છે, અને તેઓ પરદેશમાં જઇને મૃત્યુ પામે છે, ત્હેની દોલત શેઠને ત્યાં રહે છે તેથી શેઠ ઘણો હર્ષ પામે છે, માટે એનું બધું કપટ છે. એક વખતે કોઇ કાપડી તે શેઠને ઘેર આવ્યો, તે ક્ષુધાવડે બહુ પીડિત હતો તેથી ત્હેણે ખાવાનું માગ્યું. તે વખતે શેઠના ઘરમાં કાંઇ મો-

જન કે પેયપદાર્થ હતા નહીં, તેથી દયાને લીધે શેઠે કોઇ આહેરન સ્ત્રીને ઘેરથી છાશ લાવી આપી. તે પીતાંજ તે કાપડી મરણ પામ્યો. કારણકે તે છાશની દોણી માથા પર રાખી ઢાંકયા વિના આહીરની સ્ત્રી ક્યાંક જતી હતી, તેવામાં એક સર્પને લઇ આકાશે સમળી ઉડતી હતી. તે સર્પના મુખમાંથી ઝેર નીકળીને તે છાશમાં પડયું હતું. તે વિષમય છાશ પીવાથી કાપડી મરણ પામ્યો હતો. પ્રભાતે પેલી વૃદ્ધ બ્રાહ્મણી ખુશી થતી કહેવા લાગી કે જુવો, આ દાતારનું ચરિત્ર! તેણે દ્રવ્યના લોભથી બિચારા કાપડીને વિષ આપીને મારી નાંખ્યો. એ સમયે તે કાપડીના મરવાથી જે પાપ રૂપ હત્યા પ્રકટ થઇ. તે સ્ત્રીરૂપે ભમતી હતી. ત્હેણે વિચાર્યું કે, હું કોને લાગુ પડું. આ દાતા તો અતિ શુદ્ધ મનવાળો છે. ત્હેનો આમાં કાંઇ દોષ નથી. વળી સર્પ તો પરાધીન હતો. અને ત્હેને લઇ જનારી સમળી તો સર્પનો અહાર કરનારીજ છે. તેમજ આ આહીરની સ્ત્રીતો તદ્દન અજાણી છે. હવે હું કોને વળગું? આવું વિચારતી ફરતી હતી, તે પેલી નિંદા કરનારી બ્રાહ્મણીને લાગુ પડી. કારણ કે શેઠને ખોટું આળ દેવાથી ખરી રીતે તેજ દોષવાન્ હતી હત્યાના સ્પર્શથી તે સ્ત્રી તત્કાળ શ્યામ, કુબડી, અને કુષ્ટ રોગિણી થઇ ગઇ. સર્વ તેની નિંદા કરવા લાગ્યા. કહ્યું છે કે, "માતા પોતાના વહાલા બાળકની વિષ્ટા ફુટેલા ઘડાની ઠીબ વડે લે છે, પણ દુર્જન માણસ તો પોતાના કંઠ, તાળુ અને જિવ્હા વડે લોકોની નિંદા કરવાને મિષે ત્હેની વિષ્ટા ગ્રહણ કરેછે. એથી દુર્જને તો માતાને પણ હરાવી દીધી. ઉપર કહેલા બ્રાહ્મણીના દ્રષ્ટાંતથી એટલું સમજવું કે કોઇનો પણ અવર્ણ વાદ લોક સમક્ષ બોલવો નહીં, તો પછી રાજા, અમાત્ય, દેવ અને ગુરૂના અવર્ણવાદ વિષે તો શું કહેવું! ત્હેમાં પણ સાધુ મુનિરાજના અવર્ણવાદ બોલવાથી ભવાંતરમાં નીચગોત્રની તથા કલંકની પ્રાપ્તિ થાયછે. ઇતિ-શમ્.

## સુભદ્રા સતીની કથા.

વસંતપુરમાં જિતશત્રુ રાજાને જિનદાસ નામે પ્રધાન હતો. તેની તત્વમાલિની પત્નિની કુક્ષિથી સુભદ્રા નામની પુત્રી થઇ. ત્હેને કોઇ જૈન-

ધર્મીને આપવાની શેઠની ઇચ્છા હતી. એકદા ચંપાનગરીથી બૌધધર્મી બુદ્ધદાસ નામનો વ્યાપારી ત્યાં આવ્યો. તે સુભદ્રાના રૂપમાં લલચાયો. તેથી ત્હેણે જૈન ધર્મી સાધુ પાસે જઇ જૈન શાસ્ત્રો તથા ક્રિયાનો અભ્યાસ કરી કપટ શ્રાવક થયો. અને તેની બાહ્ય ક્રિયા અને જિન પૂજાદિ પ્રબંધથી જિનદાસ શેઠ મોહ પામ્યો. અને પોતાની પુત્રીનું તે કપટી બુદ્ધદાસ સાથે પાણીગ્રહણ (લગ્ન) કરાવ્યું. પછી ત્હેણે વ્યાપારમાં બહુ દ્રવ્ય ઉપાર્જન કર્યું, તે લઇ સસરાની આજ્ઞા માગી અને સુભદ્રાને સાથે લઇ પોતાના નગરે જઇ માતા પિતાને મળ્યો. ત્હેમણે મ્હોટા ઉત્સવ કર્યો અને સુભદ્રાએ સાસુ સસરાનો વિનય કર્યો.

એકદા પ્રભાતે ઉઠી જિન મંદિરે જઇ જિન પ્રતિમાના દર્શન કરી તથા જૈન મુનિને વંદના કરીને ઘેર આવી. એટલે સાસુએ કહ્યું-"હે વત્સે! આપણા ઘરમાં તો બુદ્ધ એજ દેવ છે, ત્હેનું જ તમારે આરાધન કરવું." સુભદ્રાએ વિચાર્યું કે "અહો! હું તો ઠગાણી! આ ભરતારે મ્હને કપટબાજી માંડીને પરણી છે. આ લોકો તો બૌદ્ધ છે. હવે શું કરવું? જે થવાનું હોય તે થાઓ. મ્હારે તો જે મ્હારૂં હિતકારક હોય તેજ આચરવાનું છે." એમ વિચારી તે તો નિરંતર પોતાના નિત્ય નિયમ પ્રમાણે જિનમંદિરે જતી. પણ સાસુ તે જોઇને મનમાં આવે તેમ બોલતી, ને તેણીએ તેણીને જૂદા ઘરમાં રાખી. ત્યાં પણ સુભદ્રા તો જિનેંદ્રની પૂજા કરતી, તથા જૈન સાધુને વહોરાવતી. ક્ષણમાત્ર પણ પોતાના ધર્મથી ચૂકતી નહીં.

એકદા કોઇ માસખમણના પારણાના અર્થે સાધુ સુભદ્રાને ઘેર વહોરવા આવ્યા. તેમને વહોરાવતાં તેણીએ તેમની ચક્ષુને વિષે કાંઇ તૃણ પડેલું જોયું. તેથી તેણીએ વિચાર્યું કે જો એ એમની આંખમાં વધારે કાળ રહેશે તો આંખો ખોઇ બેસશે." એમ ધારી ત્હેણીએ યત્નાપૂર્વક મુનિની આંખમાંથી જિહ્વાવડે તૃણ કાઢી લીધું. એટલે તેણીના કપાળમાં જે નાનું તિલક હતું, તે યતિના કપાળમાં પણ પડયું. ત્હેની ત્હેણીની સાસુને ખબર પડી તેથી તેણીએ બુદ્ધદાસને કહ્યું કે-ત્હારી સ્ત્રીનાં ચરિત્ર જો, એ આ સાધુને વિષે લુબ્ધ થઇ છે." એટલામાં તો સર્વ કુટુંબ મળ્યું, તેમણે વહુનું ચેષ્ટિત

જોઇને કહ્યું. "એ વહુ પોતાના સ્વચ્છંદે વર્તનારી કુશીલા છે. એ આપણા કુળને કલંકિત કરશે, એ યોગ્ય નથી." એ સાંભળીને બુદ્ધદાસ સુભદ્રા ઉપર નિસ્નેહ થયો. પણ સુભદ્રા બોલી "મ્હેં તો ભલું કર્યું છે; છતાં આ કુટુંબી જન એમ બોલે છે. તો મ્હારે હવે શું કરવું?" વિચાર કરીને તે કાયોત્સર્ગધ્યાને રહી કે જ્યાં સુધી સાશનદેવી મ્હને આ કલંકથી મુક્ત નહીં કરે, ત્યાં સુધી આ મ્હારૂં ધ્યાન મૂકીશ નહીં. આવા તેના સાત્વિક સ્વભાવ અને ધ્યાનથી શાસનદેવી પ્રકટ થઇને બોલી કે-"હે સુભદ્રા! ત્હારો કાઉસ્સગ્ગ પૂરો કર." તે ઉપરથી કાઉસ્સગ્ગ પૂરો કરી સુભદ્રા બોલી "હે દેવી! મ્હારૂં કલંક ઉતારો." દેવીએ કહ્યું "પ્રભાતે તું એથી મુક્ત થશે. હું આકાશમાં રહીને બોલું તે પ્રમાણે ત્હારે કરવું." એમ કહી તે અંતર્ધાન થઇ. ને સુભદ્રા હર્ષ પામી.

હવે પ્રભાતે દ્વારપાળો જેવા નગરના દરવાજા ઉઘાડવા જાય છે. તો દરવાજા લેશમાત્ર પણ હાલતા નથી. તે વાતની ખબર પડવાથી રાજા પણ ત્યાં આવ્યો. ત્હેણે પ્રયત્ન કર્યો પણ તે વૃથા ગયો. સર્વ લોકો વ્યાકુળ થયા; રાજા પણ ખેદ કરવા લાગ્યો. શાંતિક કાર્ય કર્યાં તો પણ કાંઇ થયું નહીં. એટલે શાસનદેવીએ અંતરીક્ષમાં રહીને કહ્યું-"જે સતી સ્ત્રી હોય તે કાચે તાંતણે કૂવામાંથી ચાલણીવડે જળ કાઢીને તે કમાડને છાંટે એટલે તે ઉઘડશે." તે ઉપરથી રાજાએ પટહ વજડાવ્યો કે "જે સ્ત્રી એ પ્રમાણે કરી દરવાજા ઉઘડાવશે તેણીને બહુ સન્માન આપવામાં આવશે." તે સાંભળી બહુ સ્ત્રીઓ જળ કાઢવા આવવા લાગી, પણ જળ તો ચાળણીમાંથી ગળી જવાથી તેણીઓ વિલક્ષ થઇને જતી રહેવા લાગી. રાજાએ ચિંતા કરવા માંડી. એટલામાં સુભદ્રાએ પોતાની સાસુને કહ્યું. "જો તમારી ઇચ્છા હોય તો હું જઇને દરવાજા ઉઘાડું."

તે સાંભળી સાસુએ કહ્યું "એકવાર તો ત્હેં કુળને કલંકિત કર્યું છે; હવે ત્હારે (વધારે) શું કરવું છે?" પણ વહુએ વિનય સહિત કહ્યું કે-"હે માતા! આપે જે કહ્યું તે પ્રમાણ છે, પણ હું આકાશને પૂછું ને જો તે પ્રત્યુત્તરમાં "હા" કહે તો ઉઘાડવા જઉં." એમ કહીને તેણીએ પ્રશ્ન

કર્યો. તેના ઉત્તરમાં "ઉઘાડ" એમ સાંભળીને ત્હેણીએ પટહને સ્પર્શ કર્યો. પછી હજારો માણસો અને સ્ત્રીઓના વચ્ચે શીલગુણથી શોભતી એવી સુભદ્રાએ સાશનદેવીના પ્રભાવથી કૂવામાંથી કાચે તાંતણે ચાળણીવડે જળ કાઢયું ને તે નગરના દ્વારને છાંટયું એટલે તત્ક્ષણ તે દ્વાર ઉઘડી ગયું! આ પ્રમાણે કરીને તે મહાસતીએ ત્રણ પોળનાં દ્વાર તો ઉઘાડયાં. એટલે સાશનદેવીએ કહ્યું–"હવે જે કોઇ એવી બીજી સતી સ્ત્રી હોય તે એ ચોથી પોળના દ્વાર ઉઘાડે." પણ કોઇ તે ઉઘાડી શકી નહિં. તે હજુ સુધી પણ એ પ્રમાણે બંધજ છે. પછી દેવીએ કહ્યું. "જે કોઇ એ સતી સુભદ્રાનું વિરૂદ્ધ ચિંતવન કરશે, ત્હેને હું શીક્ષા કરીશ, એ સાંભળી મહીપતિ આદિ તમામ લોકોએ ચમત્કાર પામી જૈનધર્મ ગ્રહણ કર્યો. સાસુએ પણ ઉભા થઇને વહુની ક્ષમા માગી. ત્યારથી તેણીનું સર્વ કુટુંબ જૈન ધર્મી થયું. અનુક્રમે સુભદ્રા ગુરૂ પાસે દીક્ષા લઇ સર્વકર્મનો ક્ષય કરી મોક્ષે ગઇ. ઇતિ

---

## અથ સંતોષ વિષે–હરિગીત છંદ.

સંતોષવાન સદા સુખી જસ આશ પરની નહીં કદા,
શ્રીમંત પણ લોભે ભિખારી લાલસા ધનની સદા;
સંતોષી, રાજા રંકને સરખા ગણીને લેખવે,
નહીં સ્પૃહા પરની સદા સેવે લોક તેના ગુણ સ્તવે. ૧
શ્રી **સિદ્ધસેન** ગુરૂતણી વાણી રૂચિ વિક્રમ મને,
થઈ પ્રસન્ન દે નિજ રાજ પણ સંતોષથી સૂરિ ના ભણે;
જસ વિદ્વત્તા મહા ગિરાને સુણી ચમત્કારે નરહરી,
રોમાંચ થઈ ગુરૂભક્ત બનીને આણ જિન અંગે ધરી. ૨

## શ્રી વૃદ્ધવાદીસૂરિ ને સિદ્ધસેન દિવાકરનું દ્રષ્ટાંત.

વિદ્યાધર ગચ્છમાં શ્રી પાદલિપ્તસૂરિની પરંપરામાં ખંદીલાચાર્ય પાસે મુકુંદ નામના એક વૃદ્ધ બ્રાહ્મણે દીક્ષા લીધી. તે રાત્રે મ્હોટા સ્વરે

પાઠ ગોખતા હતા. ત્હેને ગુરૂએ કહ્યું કે "હે વત્સ! રાત્રે ઉંચે સ્વરે ભણવું યોગ્ય નથી." પછી દિવસે તે વૃદ્ધ સાધુ ઉંચે સ્વરે ગોખતા હતા, તે સાંભળીને શ્રાવકો હસતા હતા. તેઓ બોલ્યા કે–"આ વૃદ્ધ સાધુ ભણીને શું સાંબેલું નવપલ્લવિત કરશે?" તે સાંભળીને ખેદ પામેલા વૃદ્ધ મુનિએ વિદ્યા પ્રાપ્તિને માટે સરસ્વતી દેવી પાસે બેસી એકવીસ ઉપવાસ કર્યા, તેથી તુષ્ટમાન થયેલી બ્રાહ્મિદેવીએ કહ્યું કે–"હે મુનિ! હું તમારાપર તુષ્ટમાન થઈ છું, તેથી વરદાન આપું છું કે તમે "સર્વ વિદ્યા સિદ્ધ થશો." તે વરદાનથી આનંદ પામેલા વૃદ્ધ મુનિએ ચૌટામાં જઈ એક સાંબેલું જમીન પર ઉભું રાખી ત્હેને પ્રાસુક જળવડે સિંચવા માંડયું. અને કહ્યું કે–"હે સરસ્વતી દેવી! અમારા જેવા જડ મનુષ્યો પણ ત્હારા પ્રસાદથી વિદ્વાન્ થઇ જાય છે, માટે આ મુશળ (સાંબેલું) પણ પૂષ્પીત થાઓ." એમ કહી મંત્ર બળથી તે મુશળને પત્ર, પુષ્પ અને ફળવાળું (નવપલ્લવિત) કર્યું. ત્હેનો આવો ચમત્કાર જોઇને ગરૂડના નામથી સર્પની જેમ વાદીલોકો ત્હેનું નામ સાંભળતાંજ નાસી જવા લાગ્યા. ગુરૂએ ત્હેને યોગ્ય જાણીને સૂરિપદ આપ્યું.

એ સમયમાં દેવર્ષિ નામના બ્રાહ્મણની દેવશ્રી નામની સ્ત્રીથી ઉત્પન્ન થયેલો **સિદ્ધસેન** નામનો પંડિત વિક્રમ રાજાનો ઘણો માનીતો હતો. તે મિથ્યાત્વી હોવાથી પોતાની બુદ્ધિના અતિશયપણાને લીધે આખા જગતને તૃણ સમાન માનતો હતો. કહ્યું છે કે–"વીંછી થોડા વિષથી પણ ગર્વ પામીને પોતાનો આંકડો ઉંચોને ઉંચો રાખે છે, પરંતુ વાસુકી નાગ (તેની દાઢ)માં હજાર ભાર વિષ છતાં પણ ગર્વ કરતો નથી."

એ સિદ્ધસેને એવી પ્રતિજ્ઞા કરી હતી કે–"મ્હને કોઇ વાદમાં જીતે ત્હેનો હું શિષ્ય થઇ જાઉં" એકદા વૃદ્ધવાદિની કીર્તિ સાંભળીને ત્હેને નહીં સહન કરતો સિદ્ધસેન પાલખીમાં બેસી અનેક છાત્રો સહિત ભરૂચ તરફ ત્હેમની સામે ચાલ્યો. માર્ગમાંજ ત્હેને વૃદ્ધવાદી મળ્યા, પરસ્પર વાતો કરતાં સિદ્ધસેને કહ્યું કે–"વાદ કરો" વૃદ્ધવાદી બોલ્યા કે–"બહુ સારૂં, પરંતુ અહીં કોઇ સભ્ય (મધ્યસ્થ) નથી, તેથી મધ્યસ્થ વિના જય પરાજયની

શી ખાત્રી થાય ?" તે સાંભળીને ગર્વથી ઉદ્ધત થયેલો સિદ્ધસેન બોલ્યો કે "આ ગોવાળ લોકો જ મધ્યસ્થ થાઓ" ગુરૂએ તે વાત મંજુર કરી. ગોવાળોને મધ્યસ્થ રાખી કહ્યું કે–"હે સિદ્ધસેન! પ્રથમ તું જ વાદ શરૂ કર." ત્યારે તર્કશાસ્ત્રની અવચ્છેદકાવચ્છિન્ન પ્રસંગવાળી શબ્દોથી કઠોર લાગે તેવી સંસ્કૃત વાણી ઉંચે સ્વરે બોલવા લાગ્યો. તે બહુ વખત સુધી બોલ્યો, એટલે ગોવાળીયાઓએ કહ્યું કે–"અરે! આ તો વાચાળ જણાય છે, કાંઇ સમજતોજ નથી, કેવળ ભેંસની જેમ બરાડા મારીને કાનજ ફોડી નાંખેછે. માટે આ તો મૂર્ખજ છે. તેથી હે વૃદ્ધ! તમે કોઇ કાનને સારૂં લાગે તેવું બોલો." તે સાંભળીને અવસરને જાણનારા સૂરિ નાટકને યોગ્ય સંગીતને અનુસારે, ગણ, છંદ, તાલ પૂર્વક ઉંચે સ્વરે તાબોટા લેતા બોલ્યા કે–

नवी मारीए नवि चोरीए परदारगमण निवारीए,
थोवाथोवं दाइए, तउ सगिग टगा टग जाइए ॥ १ ॥
गेहु गोरस गोरडी, गज गुणिअण ने गान,
छ गग्गा जो इहां मीळे, तो सग्गहथुं शुं काम ॥ २ ॥
चूडो चमरी चुंदडी, चोळो चरणो चीर,
छहु चच्चे सोहे सदा, सोहव तणुं शरीर ॥ ३॥

એટલે કે–"કોઇને મારવો નહીં, કોઇનું ચોરવું નહીં, પરસ્ત્રીગમન કરવું નહીં, અને થોડામાંથી પણ થોડું દાન આપવું, તેથી તરતજ સ્વર્ગે જવાય છે, ઘઉં, ગોરસ (દહીં દૂધ વિગેરે) ગોરડી (સ્ત્રી) ગજ (હાથી) ગુણી જનની ગોષ્ટી અને ગાન (ગાન તાન) એ છ ગકાર જો અહિંજ મળે તો પછી સ્વર્ગનું શું કામ છે? ચૂડો, ચમરી, (કેશ) ચુંદડી, ચોળી, ચરણો, (ઘાઘરો) અને ચીર એ છ ચકાર વડે સૌભાગ્યવંતી સ્ત્રીઓનું શરીર સદા શોભે છે."

આ પ્રમાણે સૂરિ બોલતા હતા, તે વખતે ત્હેમના શબ્દની સાથે તે ગોવાળીયા પણ ગાયન કરતા નાચવા કૂદવા લાગ્યા, અને બોલ્યા કે "આ

સૂરિએ આ બ્રાહ્મણને હરાવ્યો." એ પ્રમાણે પોતાની નિંદા સાંભળીને **સિદ્ધસેને**, સૂરિને કહ્યું કે–" હે પૂજ્ય ! મ્હને દીક્ષા આપો." સૂરિ બોલ્યા કે–" હજુ આપણે વાદ માટે રાજસભામાં જઇએ." એમ કહીને તેઓ રાજસભામાં ગયા. ત્યાં પણ અવસરના જાણ સૂરિએ સિદ્ધસેનનો પરાજય કર્યો, તેથી સત્ય પ્રતિજ્ઞાવાળા સિદ્ધસેને સૂરિ પાસે દીક્ષા ગ્રહણ કરી. પછી અનુક્રમે તે જૈન શાસ્ત્રમાં પ્રવીણ થયા, ત્યારે **સિદ્ધસેન દિવાકર** એવું બિરૂદ આપી ગુરૂએ ત્હેમને સૂરિ પદ આપ્યું.

ભવ્ય પ્રાણીઓરૂપી કમળને પ્રબોધ પમાડતા સૂર્ય જેવા વાદીન્દ્ર સિદ્ધસેનસૂરિ અવન્તિ નગરીમાં આવ્યા. ત્હેમને સર્વજ્ઞ પુત્ર કહેવાતા સાંભળી ત્હેમની પરીક્ષા કરવા માટે **વિક્રમાર્ક** રાજાએ ત્હેમને મનથી જ નમસ્કાર કર્યો. તે જાણીને સૂરિએ ત્હેને ઉંચે સ્વરે ધર્મલાભ આપ્યો, ત્યારે રાજાએ કહ્યું કે "હે સૂરીંદ્ર ! નહીં નમસ્કાર કરનારા અમને પણ ધર્મલાભ કેમ આપ્યો ?" સૂરિ બોલ્યા કે–" હે રાજન્ ! આ ધર્મલાભરૂપ આશીર્વાદ ક્રોડ ચિંતામણી કરતાં પણ અધિક દુર્લભ છે. તેવો આશીર્વાદ મનથી નમન કરતા એવા ત્હમને અમે આપ્યો છે. કેમ કે–" હે રાજા ! તું દીર્ઘ આયુષ્યવાળો થા, એવો આશીર્વાદ આપીએ તો દીર્ઘ આયુષ્ય તો નારકી જીવોને પણ છે, સન્તાનને માટે પુત્રવાન્ થા, એ આશીર્વાદ આપીએ તો કુકડાઓને પણ ઘણાં બચ્ચાં હોય છે, માટે સર્વ પ્રકારનાં સુખ આપનાર ધર્મલાભરૂપી આશીર્વાદ તમારી લક્ષ્મીને માટે હો."

ઉંચા હાથ કરીને ધર્મ લાભરૂપ આશીષ આપતા સૂરિના વચનથી સંતોષ થયેલા રાજાએ તેમને ક્રોડી દ્રવ્ય આપ્યું. પરંતુ નિઃસ્પૃહી હોવાથી ત્હેમણે તે દ્રવ્ય લીધું નહીં, એટલે રાજાએ શ્રાવકોને આપ્યું, ત્હેમણે જિર્ણોદ્ધારાદિકમાં તે દ્રવ્યનો વ્યય કર્યો. એકદા સૂરિ વિહાર કરતા ચિતોડ ગઢ ગયા. ત્યાં એક સ્તંભ હતો, ત્હેની અંદર પૂર્વની આમ્નાવાળાં પુસ્તકો ગુપ્ત રાખેલાં હતાં. ત્હેને જળ, અગ્નિ, શસ્ત્ર વિગેરેથી અભેદ્ય એવી ઔષધીયોથી લિપ્ત કરેલો જોઇને સૂરિએ તે સર્વ ઔષધીઓ ગંધ વડે ઓળખીને ત્હેની પ્રતિસ્પર્ધિ ઔષધીઓવડે મિશ્રિત જળ છાંટી તે સ્તંભ કમળની જેમ વિક-

સિત કર્યો ( ખોલ્યો ) પછી ત્હેમાંથી એક પુસ્તક લઇ ત્હેનું પ્રથમ પાનું વાંચ્યું, તો ત્હેમાં સરસવ વિદ્યા અને સુવર્ણ વિદ્યા એ બે વિદ્યાઓ જોઇ. પહેલી વિદ્યાનો ચમત્કાર એવો હતો કે તે મંત્રવડે મંત્રેલા જેટલા સરસવના દાણા જળાશયમાં નાખે, તેટલા ઘોડેસ્વારો ત્હેમાંથી નીકળીને શત્રુના સૈન્યનો પરાભવ કરીને પાછા અદ્રષ્ય થઈ જાય, બીજી વિદ્યા એવી હતી કે, તે મંત્રવડે મંત્રીત કરેલા ચૂર્ણના યોગથી કોટી સુવર્ણ ઉત્પન્ન થાય. પછી આગળ બીજું પાનું વાંચવા જાય છે, તેવામાં દેવીએ સૂરિને નિષેધ કરી હાથમાંથી પુસ્તક લઇ લીધું; અને તે સ્તંભ પણ હતો તેમ પાછો મળી ગયો.

ત્યાંથી વિહાર કરીને સૂરિ કુમારપુરે આવ્યા. ત્યાંના રાજા દેવપાળે સૂરિને નમન કરીને કહ્યું કે, " હે ગુરૂ ! મ્હારા સીમાડાના રાજાઓ મ્હારૂં રાજ્ય લેવાને ઇચ્છે છે, માટે જો આપ કાંઇ કૃપા કરો તો મ્હારૂં રાજ્ય સ્થિર થાય " તે સાંભળીને ગુરૂએ સરસવ વિદ્યાના બળે શત્રુના સૈન્યનો પરાભવ કર્યો. તેથી દેવપાળરાજા જૈનધર્મી થઇ આચાર્યનો એકાંત ભક્ત થયો. પછી રાજાના આગ્રહથી સૂરિ હંમેશાં સુખાસનમાં બેસી બંદીજનોથી સ્તુતિ કરાતા રાજસભામાં જવા લાગ્યા. આ પ્રમાણેના ત્હેમના પ્રમાદની વાત સાંભળીને ત્હેમના ગુરૂ વૃદ્ધવાદી વેષ બદલીને ત્યાં આવ્યા. તે વખતે સૂરિ રાજસભામાં જવા માટે નીકળ્યા હતા ત્હેના સુખાસનના એક દંડને વૃદ્ધવાદીએ પોતાના સ્કંધ ઉપર લઇ લીધો, તે વખતે અસ્તવ્યસ્ત ચાલતા તે વૃદ્ધને જોઇને સૂરિ બોલ્યા કે. " હે વૃદ્ધ !

**भूरिभारभराक्रान्ते, स्कन्धोऽयं तव बाधति ।**

ભાવાર્થ—" ઘણો ભાર ઉપાડવાથી ત્હારા ખભાને બાધા થાય છે ?". તે સાંભળીને વૃદ્ધવાદી બોલ્યા કે—હે સૂરિ !

**न तथा बाधते स्कन्धो, बाधति बाधते यथा ॥**

જેવો તમારો બાધતિ પ્રયોગ બાધા કરે છે, તેવો મ્હારો સ્કંધ મ્હને બાધ કરતો નથી. " ( આથી વૃદ્ધવાદી એ એવો જવાબ આપ્યો કે " હે સૂરિ ! તમે બાધતિ એ અશુદ્ધ પ્રયોગ બોલ્યા, તે મ્હને ઘણો બાધા કરે છે; કેમકે બાધતે બોલવું જોઇએ. " )

તે સાંભળીને સૂરિને શંકા થઇ કે–" જરૂર મ્હારા ગુરૂ વિના બીજો કોઇ મ્હારી ભૂલ કાઢે તેવો નથી. " એમ વિચારીને તે તરતજ સુખાસનમાંથી ઉતરી ગુરૂના પગમાં પડયા–પછી પોતાના પ્રમાદની આલોચના લઇ રાજાની રજા માગીને પોતાના ગુરૂ સાથે ત્યાંથી વિહાર કર્યો.

કેટલેક કાળે વૃદ્ધવાદી સ્વર્ગે ગયા, પછી એકદા (મગ્ગ દયાણું) ઇત્યાદિ પ્રાકૃત ભાષાના સૂત્રો બોલતાં લોકોએ મશ્કરી કરી, તેથી લજ્જા પામીને તથા બાલ્યાવસ્થાથીજ સંસ્કૃતનો અભ્યાસ હોવાથી અને કાંઇક કર્મના વશથી પણ ગર્વ પામેલા સિદ્ધસેનસૂરિએ સંઘની સમક્ષ કહ્યું કે " હું સંઘની અનુમતિથી પ્રાકૃત ભાષામાં રચાએલા સિદ્ધાન્તોને સંસ્કૃત ભાષામાં કરૂં. " તે સાંભળીને સંઘે યથાર્થ સ્વરૂપ કહી બતાવ્યું કે–

" ચારિત્રની ઇચ્છાવાળા એવા બાળ, સ્ત્રી, મન્દ અને મૂર્ખ મનુષ્યોના ઉપકારને માટે તત્વજ્ઞ પુરૂષોએ સિદ્ધાન્તને પ્રાકૃત ભાષામાં કર્યા છે. " અને બુદ્ધિવાનને માટે તો ચૌદપૂર્વ સંસ્કૃત ભાષામાંજ રચાએલાં અમે સાંભળ્યાં છે. માટે હે સૂરિ ! તમે શ્રી જિનેશ્વર વિગેરેની મ્હોટી આશાતના કરી, ત્હેને માટે તમારે મ્હોટું પ્રાયશ્ચિત કરવું પડશે. " તે સાંભળી સૂરિએ સંઘની આજ્ઞાથી સાધુ વેષને ગોપવી અવધૂતનો વેષ ધારણ કર્યો, અને સંયમ સહિત મૌનવ્રત ધારણ કરી માણસો ઓળખી શકે નહીં તેમ વિચરવા લાગ્યા. એવી રીતે સાત વર્ષ વ્યતીત થયાં. ત્યારે સૂરિ ઉજ્જયિની ગયા. ત્યાં મહાકાળેશ્વર મહાદેવના દેરામાં રહ્યા. મહાદેવને પ્રણામ કે વંદના કર્યા વિના ત્હેની ઉપર પગ રાખીને બેઠા, તે જોઇને તેના પૂજારીએ સૂરિને પગ ઉઠાવીને નમન કરવાનું કહ્યું, પણ તે મૌનધારી સૂરિ કાંઇ બોલ્યા નહીં અને ત્હેનું કહેવું સાંભળ્યું પણ નહીં. એટલે પૂજારીએ રાજાને જાહેર કર્યું, તેથી આશ્ચર્ય પામીને રાજાએ ત્યાં આવીને અવધૂતને કહ્યું " અરે ! તમે મહેશ્વરને કેમ વાંદતા નથી ? " સૂરિએ જવાબ આપ્યો કે જેમ કોઇ જ્વરાર્દિત મનુષ્ય મોદક પચાવવા સમર્થ હોતો નથી, તેમ આ દેવ મ્હારી સ્તુતિને સહન કરવા સમર્થ નથી. " તે સાંભળીને રાજાએ કહ્યું કે " હે જટિલ ! એવું અસંભવીત વચન કેમ

બોલો છો ? તમે સ્તુતિ કરો, અમે જોઇએ છીએ કે આ દેવ શી રીતે સહન કરી શકતા નથી ? " પછી સૂરિ બોલ્યા. " પોતાની મેળે જ્ઞાનને પ્રકટ કરનારા, જ્ઞાનરૂપી હજારો નેત્રને ધારણ કરનારા, અનેક ગુણવાન, અદ્વિતીય અને અવિનાશી ભાવલિંગને ધારણ કરનારા, અવ્યક્ત, સમસ્ત વિશ્વના જીવોને વ્યાઘાત નહીં કરનારા, આદિ મધ્ય અને અન્ત રહિત તથા પુણ્ય પાપ રહિત એવા દેવને નમસ્કાર હો. "

ઇત્યાદિ કાવ્યો વડે સૂરિએ શ્રી મહાવીર સ્વામીની બત્રીસ બત્રીસી વડે સ્તુતિ કરી, પછી મોટા મહિમાવાળા શ્રી પાર્શ્વનાથ સ્વામીની સ્તુતિ કરી, તેમાં કલ્યાણમંદિર નામના સ્તોત્રનું અગિઆરમું કાવ્ય બોલતાં તે શિવલિંગ ફાટયું અને હેની અંદરથી વીજળીની જેવી કાંતીવાળું શ્રી અવંતિ પાર્શ્વનાથનું બિંબ પ્રકટ થયું. તે જોઇને વિસ્મય પામેલા વિક્રમ રાજાએ સૂરિને પૂછયું કે " હે સ્વામી ! આ દેવ કોણે નિર્માણ કર્યા છે ? " સુરિ બોલ્યા. " આ અવન્તિ નગરીમાંજ ભદ્ર શેઠની ભદ્રા નામની સ્રીથી ઉત્પન્ન થયેલો અવંતી સુકુમાળ નામે પુત્ર હતો. હેણે ગુરૂની પાસે જૈન દીક્ષા અંગીકાર કરી, તેજ દીવસે શમશાનમાં જઇ અનશન કર્યું. તે સમયે હેના પૂર્વભવની અપમાનિતી સ્રી કે જે શીયાળણી થઇ હતી, હેણે આવીને તે મુનિના શરીરને ચાવવા માંડયું. ત્રણ પહોરમાં હેણીએ આખું શરીર ભક્ષણ કર્યું એટલે ચોથા પહોરમાં તે મુનિ શુભ ધ્યાનને લીધે મૃત્યુ પામી નલિની ગુલ્મ વિમાનમાં ઉત્પન્ન થયો. તે સાંભળીને હેની ભદ્રા માતાએ હેની એક ગર્ભીણી સ્રીને મૂકીને બાકીની એકવીશ સ્રીઓ સાથે દીક્ષા લીધી. પછી તે ગર્ભિણી સ્રીને પુત્ર થયો. તે પુત્રે પોતાના પિતાના મૃત્યુ સ્થાને આ પ્રાસાદ કરાવી, તેમાં આ પાર્શ્વનાથ સ્વામીનું બિંબ સ્થાપન કર્યું હતું. અનુક્રમે કેટલેક કાળે બ્રાહ્મણોએ આ બિંબ ઉપર શિવલિંગ સ્થાપન કર્યું, તેથી હે રાજન્ ! તે શિવ અમારી કરેલી સ્તુતિને કેમ સહન કરી શકે ! " તે વૃત્તાંત સાંભળીને રાજા ઘણોજ પ્રસન્ન થયો, અને તે બિંબની પુજાને માટે હેણે સો ગામ આપ્યાં. પછી વિક્રમ રાજા સુરિની પ્રસંશા કરતાં બોલ્યા કે—" હે ગુરૂ તમારા જેવા મહર્ષિ દુનિયામાં ક્યાંથી હોય ? ભાગ્યેજ પ્રકટ

હોય. કેમકે–"દેડકાનું ભક્ષણ કરવામાં પ્રવીણ એવા સર્પો તો દુનિયામાં ઘણા હોય છે, પણ પૃથ્વિને ધારણ કરવામાં સમર્થ એવો શેષ નાગતો તે એકજ છે." ઇત્યાદિ ગુરૂની સ્તુતિ કરીને રાજા પોતાને સ્થાને ગયો. આ પ્રમાણે શ્રી જૈન સાશનની ઘણીજ ઉન્નત્તિ થવાથી શ્રી સંઘ સૂરિપર પ્રસન્ન થયો. તેથી સૂરિની આલોયણાનાં બાકી રહેલાં પાંચ વર્ષો માફ કરીને ત્હેમને પાછા સૂરિ પદે સ્થાપન કર્યા.

એકદા કુવાદીરૂપી અંધકારનો નાશ કરવામાં સુર્યસમાન સૂરિ ઓંકાર પૂરે ગયા. ત્યાંના શ્રાવકોએ ત્હેમને વિજ્ઞપ્તિ કરી કે–"હે સ્વામી! અહીં મિથ્યાત્વીઓનું ઘણું જોર હોવાથી તેઓ જૈન ચૈત્ય કરવા દેતા નથી. તે સાંભળીને સૂરિ ચાર શ્લોક (નવા) હાથમાં લઇ વિક્રમ રાજાની સભા સ્થાનમાં ગયા, અને દ્વારપાલના હાથમાં એક શ્લોક આપીને રાજાને આપવા કહ્યું, એટલે ત્હેણે જઇને રાજાને તે શ્લોક આપ્યો. તેનો ભાવાર્થ આ પ્રમાણે હતો.

"કોઇ ભિક્ષુ આપને મળવા આવ્યો છે, તે દ્વારપાલના અટકાવવાથી દ્વારે ઉભો છે, તેના હાથમાં ચાર શ્લોક છે, તે સભામાં આવે કે જાય?"

તે વાંચી રાજાએ જવાબમાં એક શ્લોક લખી મોકલ્યો. ત્હેનો ભાવાર્થ એવો હતો કે "જેના હાથમાં ચાર શ્લોક છે. તેમને દસલાખ રૂપૈયા અને ચૌદ ગામ આપવામાં આવે છે. હવે જો આવવું હોય તો આવો, અને જવું હોય તો જાઓ."

તે વાંચીને સૂરિ સભામાં ગયા, અને રાજાએ આપેલા આસન પર સન્મુખ બેઠા, પછી સૂરિ ચારે દિશાએ રહીને એકએક શ્લોક બોલ્યા, અને રાજા દરેક શ્લોકે એક એક દિશા બદલીને બેઠા, એટલે ચાર શ્લોકે કરીને ચારે દિશામાં ત્હેણે મુખ કર્યું. તે શ્લોકો આ પ્રમાણે—

अपूर्वेयं धनुर्विद्या, भवता शिक्षिता कुतः ।
मार्गणौघः समभ्येति, गुणो याति दिगन्तरम् ॥१॥

ભાવાર્થ:—"હે રાજન્! તમે આવી અપૂર્વ ધનુર્વિદ્યા ક્યાંથી શિખ્યા કે જેથી માર્ગણનો સમૂહ સમીપે આવે છે, અને ગુણ દિગંતરમાં જાયછે."

सरस्वती स्थिता वक्त्रे, लक्ष्मी करसरोरुहे ।
कीर्तिः किं कुपिता राजन्, येन देशान्तरं गता ॥२॥

"હે રાજન્! સરસ્વતી તો તમારા મુખમાં રહીછે, અને લક્ષ્મી હસ્ત કમળમાં રહીછે. પરંતુ કીર્તિ તમારા પર કોપાયમાન કેમ થઇ કે જેથી તે દેશાન્તરમાં ગઈ?"

सर्वदा सर्वदोऽसीति, मिथ्या त्वं स्तूयसे बुधैः ।
नारयो लेभिरे पृष्ठं, न वक्षः परयोषितः ॥३॥

"હે રાજન્! તમે સર્વદા સર્વનું દાન કરોછો, એવી તમારી પ્રશંસા પંડિતો કરે છે, તે ખોટી છે. કેમકે તમારા શત્રુને ત્હમે તમારી પીઠ આપતા નથી, અને પરસ્ત્રીને વક્ષઃસ્થલ આપતા નથી, માટે તમે સર્વનું દાન કરનારા ક્યાં થયા?"

कीर्तिस्ते जातजाड्येव, चतुरंभोधिमज्जनात् ।
आतपाय धरानाथ, गता मार्तंडमंडलम् ॥ ४ ॥

"હે રાજન્! તમારી કીર્તિ ચાર સમુદ્રમાં મગ્ન થવાથી ત્હેને જાણે ટાઢ ચઢી ગઇ હોય, તેથી તે આતપ લેવા માટે સૂર્યમંડલ તરફ ગઇ છે. અર્થાત સમુદ્ર પર્યંત વિસ્તરેલી તમારી કીર્તિ સ્વર્ગલોકમાં પણ ગવાય છે."

તે ચારે શ્લોકે ચારે દિશામાં ફરેલો રાજા તુષ્ટમાન થઇ બોલ્યો કે- "હે સૂરિ! આ ચારે દિશામાં ફરીને મ્હેં મ્હારૂં ચારે દિશાનું રાજ્ય તમને આપી દીધું છે, જે તમે ગ્રહણ કરો." સૂરિ બોલ્યા "હે રાજા! અમારે નિર્ગ્રન્થને રાજ્યનું શું પ્રયોજનછે? કાંઇજ નથી." રાજાએ પૂછ્યું "ત્યારે તમારી શી ઇચ્છા છે?" સૂરિ બોલ્યા "ઓંકારપૂરમાં મહાદેવના પ્રાસાદથી ઉંચો ચાર દ્વારનો પ્રાસાદ કરાવીને ત્હેમાં શ્રી પાર્શ્વનાથના બિંબને સ્થાપન કરો." તે સાંભળીને રાજાએ તેવી રીતે કરાવી આપ્યું.

પછી સૂરિ વિચરતા વિચરતા દક્ષિણ દેશમાં ગયા. ત્યાં પ્રતિષ્ઠાનપુર (પેંઠ)માં પોતાના આયુષ્યનો અંત જાણીને અનશન ગ્રહણ કરી સ્વર્ગે નિવાસ કર્યો, સુરિના મૃત્યુ સમાચાર ચિતોડગઢ પોહોચાડવા માટે ત્યાંના

સંઘે એક હુંશિયાર બ્રાહ્મણને મોકલ્યો. તે બ્રાહ્મણ ચિતોડગઢમાં આવીને ગામમાં ટેલ નાંખતો અર્ધો શ્લોક બોલવા લાગ્યો. ત્હેનો અર્થ એ હતો કે "હાલમાં વાદીરૂપી પતંગિયાઓ દક્ષિણ દેશમાં પ્રકાશ કરે છે."

એ પદ સાંભળીને સિદ્ધસેન દિવાકરની બ્હેન સરસ્વતિ સુરિના મરણનો નિશ્ચય કરી બોલી કે "અહો ! નક્કી વાદી સિદ્ધસેન દિવાકર (સુર્ય) અસ્ત પામ્યો છે એમ બ્રાહ્મણના શ્લોકાર્ધથી સિદ્ધ થાય છે."

પછી બ્રાહ્મણે સર્વ વૃત્તાંત યથાર્થ કહી સંભળાવ્યો તે સાંભળીને સર્વ સંઘ ઘણો શોકાતુર થયો.

"જેમ સિંહનો શબ્દ સાંભળીને મોટા હસ્તીઓ પણ પોતાનો મદ તજી દે છે, તેમ વૃદ્ધવાદી અને સિદ્ધસેન દિવાકરનો શબ્દ સાંભળીને ન્યાય શાસ્ત્રમાં પ્રવીણ વાદીઓ પણ ગર્વનો ત્યાગ કરે છે." ઇતિ-શમ્.

---

## અથ વિવેક વિષે—હરિગીત છંદ.

જસ હૃદય ઘરમાં દીપ જ્યોત વિવેકની પ્રકટે મુદા,
તવ મોહ તિમિર વિનાશ પામે સુમતિ રતિ જાગે તદા;
સુવિવેક ને વિજ્ઞાનતાથી તત્ત્વ ભાસે નિર્મળા,
જીવાદિ વસ્તુ સ્વભાવથી પ્રતિકુળ તે તસ અનુકુળા. ૧
સંયમ ગ્રહી જે બાળયોગી તારી જળમાં કાચલી,
શ્રી વીરનો અઇમુત્ત સાધુ બાળક્રીડા અટકળી,
પ્રતિબોધ ગુરૂથી પામીને વિવેક બુદ્ધિને વર્યા,
પ્રાયશ્ચિત લઈ મુનિ કાચલી સમ સ્હેજમાં ભવજળ તર્યા. ૨

## અથ અતિમુક્ત (અઇમુત્ત) કુમારની કથા.

પોલાસપૂર નામે નગરમાં વિજયરાજા અને શ્રીદેવી રાણીને અતિમુક્ત નામે પુત્ર હતો. તે ૭ વર્ષનો થયો, તેવામાં એક વખત શ્રી ગૌતમસ્વામી છટ્ઠને પારણે ગોચરી જતા હતા, ત્હેમને જોઇને તે બાળક

પૂછ્યું. "તમે કોણ છો ? અને કેમ ફરો છો ?" ગણધરે કહ્યું–"વત્સ ! અમે સાધુ છીએ, અને ભિક્ષામાટે ફરીએ છીએ." ત્હેણે કહ્યું "ભગવન્! ચાલો પધારો, હું ત્હમને ભિક્ષા અપાવું" આ પ્રમાણે કહી ભગવંતની આંગળી પકડી રાજકુમાર પોતાને ઘેર તેડી લાવ્યો. મુનિને આવેલા જોઇ, શ્રીદેવીરાણી બહુ ખુશી થઇ, અને ત્હેમને પ્રતિલાભિત કર્યા. બાળ છતાં બુદ્ધિથી અબાળ એવા તે કુમારે ફરીથી સ્વામીને પૂછ્યું–'ભગવન્! આપ ક્યાં રહો છો ?' ગણધર બોલ્યા–'ભદ્ર! અમે શ્રી વીરપરમાત્મા જે અમારા ગુરૂ છે, ત્હેમની પાસે રહીએ છીએ.' કુમાર બોલ્યો–'શું તમારે પણ બીજા ગુરૂ છે ? ચાલો, તમારી સાથે હું ત્હેમની પાસે આવું.' ગણધર બોલ્યા 'યથાસુખં દેવાનુપ્રિય' પછી તે અતિમુક્તકુમાર ભગવંતનીપાસે આવ્યો. ભગવંતને નમસ્કાર કરી ધર્મ સાંભળી પાછો ઘેર આવી માતા પિતાને કહેવા લાગ્યો–"હે માતા પિતા ! હું આ સંસારથી નિર્વેદ (ખેદ) પામ્યો છું. માટે મ્હને દીક્ષા લેવાની આજ્ઞા આપો." માતા પિતા બોલ્યા "વત્સ! તું બાળક છે, દીક્ષા કેવી હોય તે તું શું જાણે ?" કુમાર બોલ્યો "હે માતા પિતા ! જે હું જાણું છું તે નથી જાણતો, જે નથી જાણતો તે જાણું છું." માતાપિતાએ કહ્યું–'તે કેવી રીતે ?' કુમાર બોલ્યો–"જે હું જાણું છું તે એ કે જે જન્મ્યો તે અવશ્ય મરવાનો." પણ હું નથી જાણતો કે–'તે ક્યાં અને કેવી રીતે મરવાનો ?' તેમજ હું નથી જાણતો ? 'કેવા કર્મથી જીવ નરકાદિકમાં ઉત્પન્ન થાય છે ?' પણ હું જાણું છું કે–'જીવ પોતાનાં કરેલાં કર્મવડેજ ગતિને પામનારો છે.' આ પ્રમાણે અનેક યુક્તિથી માતા પિતાને સમજાવ્યાં. પછી માત પિતાએ કરેલા મહોત્સવથી અતિમુક્તકુમારે શ્રીવીરપ્રભુપાસે દીક્ષા લીધી, પ્રભુએ ત્હેને શિક્ષણ આપવા માટે સ્થવીરોને ભળાવી દીધો.

એક વખતે અતિમુક્ત મુનિ સ્થવિરસાથે સ્થંડિલ ગયા હતા. માર્ગમાં પ્રથમ મેઘ વૃષ્ટિ થવાથી બાળકો ખાડામાં ભરાયેલા જળ ઉપર ખાખરાનાં પાંદડાનાં નાવડાં કરી તરાવતા હતા, અને મ્હારૂં નાવ તરે છે એમ

બોલતા હતાં. તે જોઇ અતિમુક્ત મુનિએ પણ પોતાનું પાત્ર પાણીમાં મૂકી તરાવતાં સત્તા કહ્યું કે-' જુઓ, આ મ્હારૂં નાવ પણ તરે છે' તે જોઇ સ્થવિરે ત્હેને તેમ કરતાં વાર્યો. પછી કેટલાક સાધુઓએ શ્રી વીર પ્રભુને કહ્યું કે-" ભગવન્! આ છ વર્ષનો બાળક જીવ રક્ષા કરવાનું શી રીતે જાણી શકે? હમણા તો તે ષટકાય જીવનું ઉપમર્દન કરે છે." પ્રભુ બોલ્યા "હે મુનિઓ! તમે તે બાળકની હીલના કરશો નહીં, ત્હેને સમજાવીને ભણાવો તે તમારી પહેલાં કેવળી થશે." આ પ્રમાણે સાંભળીને સર્વે મુનિઓએ તે બાળ સાધુને ખમાવ્યા

પઠન કરતા એવા તે બાળમુનિ થોડા સમયમાં એકાદશાંગી ભણી ગયા. એક વખતે માર્ગમાં પૂર્વની જેમ બાળકોને નાવની ક્રીડા કરતા જોઇ પોતાની પૂર્વે કરેલી ક્રીડાને નિંદતા થકાં સમોસરણમાં આવ્યા. ત્યાં ઇર્યાપથિકી પડિક્કમતાં ત્હેના અર્થની ભાવના કરતાં "દગમટ્ટી" એ પદવડે પોતે કરેલા સચિત પાણી અને મૃતિકાની વિરાધનાને સંભારી ગર્હા કરવા લાગ્યા. તે વખતે શુક્લ ધ્યાનના વશપણાથી તત્કાળ ઘાતી કર્મને ખપાવીને કેવળી થયા, દેવતાઓ ત્હેમનો મહોત્સવ કરવાને આવ્યા. તે સમયે શ્રીવીરપ્રભુએ કહ્યું-' અહો સ્થવિરો! જુઓ આ નવ વર્ષનો બાળક કેવળી થયો.' પછી સર્વેએ મળી ત્હેમને વંદના કરી.

શ્રી અંતગડ સૂત્રમાં તથા ભગવતીજીમાં જેનું વર્ણન કરેલ છે. તે આ મુનિ સંભળાય છે, અને અનુત્તરોપપાતિક સૂત્રમાં જે અતિમુક્ત મુનિ કહેલ છે તે યાદવ ચરિત્રમાં વર્ણવેલ છે, તે અતિમુક્ત હશે એમ લાગે છે.

આ પ્રમાણે જે બાળક છતા પણ માત્ર વિવેક બુદ્ધિથી જળમાં તરાવેલ પાત્રની આલોચના કરતાં પોતાના આત્માને તારીને મોક્ષગામી થયા—

---

## અથ નિર્વેદ વિષે—હરિગીત છંદ.

સંસાર કારાગ્રહ વિષે જીવ દેહમાં કેદીપણે,
ચોકી દરોગા કર્મની ક્યારે છૂટું ભવિ મન ગણે;

સંસારમાં રહી જળ કમળપરે પાપથી ન્યારો રહે,
ધન સ્વજન એ પર છે નથીં મમ જાણીને બોજો વહે.૧
છે કર્મબંધન બંધુવર્ગ ભુજંગ સમ ભોગો ગણે,
વિષ તુલ્ય વિષય ગણી બધા સંસારના દુઃખને હણે;
નિર્વેદથી તજી રાજશ્રી યોગિંદ્ર ભર્તૃહરિ થયો,
અહી કંચુકી સમ પિંગળા તજી યોગ વૈરાગ્યે ગ્રહ્યો.૨

## અથ શ્રી ભર્તૃહરિ રાજાની કથા.

અવંતી નગરીમાં ભર્તૃહરિ નામે રાજા હતો. તેના રાજ્યમાં મુકુંદ નામે એક નિર્ધન બ્રાહ્મણ રહેતો હતો. ત્હેણે લક્ષ્મી મેળવવાને માટે હરસિદ્ધ દેવીની આરાધના કરવા માંડી–દેવીએ સંતુષ્ટ થઇ ત્હેને અલ્પ પુણ્યવાન્ જાણીને અમરફળ આપ્યું, અને કહ્યું કે ત્હારા ભાગ્યમાં અલ્પપુણ્યને લીધે દ્રવ્ય નથી માટે આ અમરફળ લે. આ ફળનું ભક્ષણ કરવાથી તું ઘણું જીવિશ અને શરીરે નિરોગી રહીશ. મુકુંદ તે ફળ લઇને ઘેર આવ્યો. પછી ફળ ખાવાની ઇચ્છા કરતાં ત્હેને વિચાર થયો કે, આ ફળ મ્હારે ખાઇને શું કરવું? મારે તો વધારે જીવવાથી ઉલટી હાનિ છે, તેથી જે જગતના આધારભૂત હોય ત્હેને આપું તો ત્હેની કૃતાર્થતા થાય. આ પ્રમાણે વિચારી ત્હેણે અવંતીપતિ ભર્તૃહરિને તે ફળ આપ્યું. રાજાએ પોતાની પટરાણી પિંગળા ઉપર ઘણી પ્રીતિ હોવાથી ત્હેને આપ્યું. અને ત્હેનો સમગ્ર પ્રભાવ જણાવ્યો રાણીએ પોતાનો જારપતિ જે હાથીનો મહાવત હતો, ત્હેને તેનો પ્રભાવ જણાવીને તે ફળ આપ્યું. મહાવતે વિચાર્યું કે, મારે વધારે જીવીને શું કરવું છે? માટે મારી પ્રાણપ્રિયા જે વેસ્યા છે, ત્હેને આપું કે જેથી તે મારી ઉપર પ્રસન્ન રહે. આમ વિચારી ત્હેણે વેસ્યાને આપ્યું. વેસ્યાએ ચિંતવ્યું કે, મ્હારે આ ફળ ખાઇને શું કરવુંછે? વધારે જીવવાથી આ વેસ્યાનો પાપ કર્મનો ધંધો કરી મ્હોટો પેટનો બાંધવો તેના કરતાં સર્વ પ્રજાના નાથ ભર્તૃહરિને આપું તો તે વધારે જીવી પ્રજાનું પાલન

કરે. આમ વિચારી ત્હેણીએ તે ફળ રાજાને આપ્યું. રાજા ભર્તૃહરિએ તે ફળ ઓળખી વેશ્યાને પૂછયું કે, આ ફળ ત્હને ક્યાંથી મળ્યું? રાજદંડના ભયથી વેશ્યાએ યથાર્થ હકીકત જણાવી. એટલે રાજાએ હાથીના મહાવતને બોલાવીને પૂછયું તાડનાદિકના ભયથી ત્હેણે રાણીનું નામ આપ્યું, એટલે રાણીને પૂછ્યું. પરંતુ તત્કાળ ભયથી વિહ્વળ બનેલી રાણી કાંઇપણ ઉત્તર આપી શકી નહીં. રાજા સ્ત્રીને અવધ્ય જાણી સંસારની અસારતા વિષે વિચાર કરી આ પ્રમાણે બોલ્યો કે—

यां चिंतयामि सततं मयि सा विरक्ता,
साप्यन्यमिच्छति जनं स जनोन्यसक्तः ।
अस्मत्कृते च परितुष्यति काचिदन्या,
धिक्तां च तं च मदनं च ईमांच मां च ॥

જે સ્ત્રીને માટે હું હમેશાં ચિંતવનકરૂંછું. તે સ્ત્રી મારામાં વિરક્તછે. અને તે બીજા પુરૂષને ઇચ્છે છે, તે પુરૂષ બીજી સ્ત્રીમાં આસક્ત છે, અને તે સ્ત્રી વળી મારે માટે સંતુષ્ટ થાય છે. માટે તે રાણીને, તે જારને, કામદેવને, આ વેશ્યાને અને મને ધિક્કાર છે.

“સ્ત્રીઓ મોહ ઉત્પન્ન કરે છે, મદ ચઢાવે છે, વિડંબના કરે છે, તરછોડી નાંખે છે, રમાડે છે, અને ખેદ કરાવે છે. અહો! સુંદર નેત્રવાળી સ્ત્રીઓ પુરૂષોના દયાળુ હૃદયમાં પેશીને શું શું નથી કરતી?” આ પ્રમાણે વિચારી રાજા ભર્તૃહરિએ માળવાનું રાજ્ય તૃણવત્ છોડી દઇ વ્રત ગ્રહણ કર્યું. અને યોગી સન્યાસીનો વેષ લઈ પૃથ્વી ઉપર ફરવા લાગ્યો. એકવખત ફરતાં ફરતાં તે રાજા કોઇ વનમાં રહેતા તાપસના આશ્રમમાં ગયો. તાપસને નમી આગળ બેઠો. તાપસે રાજા છતાં ત્હેનો અનાદર કર્યો. એટલે રાજાએ વિચાર્યું કે, જરૂર આ કોઇ માયાવી લાગે છે, તેથી છુપી રીતે આની માયાનું અવલોકન કરૂં. આવું ધારી રાજા એકાંતે છુપો રહ્યો. રાત પડતાં તે તાપસે પોતાની જટામાંથી એક ડાબલી કાઢી. તે ઉઘાડીને તેમાં જળની અંજલી છાંટી એટલે એક સુંદર સ્ત્રી ઉત્પન્ન થઇ, તેની સાથે કામ

સેવન કરી તે તાપસ સૂઇ ગયો. પછી થોડીવારે તે સ્ત્રીએ પોતાની વેણી-માંથી એક ડાબલી કાઢી અને તેને જળની અંજલી છાંટી એટલે ત્હેમાંથી દેવકુમાર જેવો એક પુરૂષ ઉત્પન્ન થયો. તેની સાથે ભોગવિલાસ કરી પછી તે ડાબલી ત્હેણે પોતાની વેણીમાં ગોપવી દીધી. પછી તાપસે જાગીને તે સ્ત્રીને ડાબલીમાં ગોપવી દીધી. આ પ્રમાણે ત્હેનું ચરિત્ર પ્રત્યક્ષ જોઇ તે રાજાએ ચિંતવ્યું કે—

**मत्तेभकुंभदलनेभुविसंतिशूराः**
**केचित् प्रचंडमृगराजवधेपि दक्षाः ॥**
**किंतु ब्रवीमि बलिनां पुरतः प्रसह्य,**
**कंदर्पदर्पदलने विरला मनुष्याः ॥ १ ॥**

"અહો! આ પૃથ્વી ઉપર ઉન્મત્ત હાથીઓના કુંભસ્થળને તોડી પાડનારા શૂરવીરો છે. અને પ્રચંડ કેશરીસિંહનો વધ કરનારા વીરો પણ છે. પરંતુ મ્હારે તેવા બળવાનોની આગળ આગ્રહથી કહેવું જોઇએ કે, કામદેવના ગર્વને તોડનારા તો વિરલા મનુષ્યોજ છે." આ પ્રમાણે વિચારી રાજા ભર્તૃહરિ શ્રીપુર નગરના ઉદ્યાનમાં જઇ કોઈ વૃક્ષની નીચે સૂઇ ગયો. આ અરસામાં એવું બન્યું કે, તે નગરનો રાજા અપુત્ર મૃત્યુ પામેલો હોવાથી ત્હેના મંત્રીઓએ પાંચ દિવ્ય પ્રકટ કર્યાં. તે અહીં સુતેલા રાજાની પાસે આવીને ઉભા રહ્યાં. મંત્રીઓએ નગરજન સાથે ત્યાં આવી રાજાને જગાડ્યો. અને રાજ્ય લેવાને કહ્યું. રાજાએ કહ્યું મ્હારે રાજ્યનું કાંઈપણ પ્રયોજન નથી. નગર જનોએ વિનંતી પૂર્વક કહ્યું કે—હે મહારાજ! આપ આ રાજ્ય સ્વીકારો, અને અમોને કૃપા કરીને જીવીત દાન આપો, એટલે રાજાએ દયાથી રાજ્ય સ્વીકાર્યું. અને ન્યાયપૂર્વક રાજ્ય ચલાવવા લાગ્યો. પછી સર્વે જનોએ બળાત્કારે પ્રથમના રાજાની એક પુત્રી હતી, તે ત્હેને પરણાવી. તે નવયૌવના રાણી એક વખતે રાજમહેલના ગોખમાં બેઠી હતી, ત્યાં કોઇ શેઠનો સુંદર પુત્ર ત્હેના જોવામાં આવ્યો. ત્હેને જોઇ તે બાળાએ કટાક્ષ બાણવડે ત્હેનું હૃદય ઘાયલ કર્યું. તે કુમાર પણ રાણીને મળવા ઉત્સુક થયો.

તેથી તે ઇચ્છા પૂર્ણ કરવાને માટે એક પુરૂષના પ્રમાણુની અને સહસ્ર દીવાઓની શ્રેણીવાળી એક પોલી દીવી ત્હેણે કરાવી, તેમાં પોતે પેઠો, અને સંકેત કરી રાખેલા પુરૂષોએ તે દીવી રાજાને ભેટ કરી. રાજાએ તે અંતઃપૂરમાં મૂકાવી. પછી જ્યારે સમય આવ્યો, ત્યારે તે તેમાંથી નીકળ્યો અને રાણીની સાથે વિષયભોગ ભોગવી પાછો ત્હેમાં પેસી ગયો. એવી રીતે હમેશાં કરવા લાગ્યો. એક સમયે ત્હેના વસ્ત્રનો દોરો દીવીના કાષ્ટના સાંધાની બહાર રહી ગયેલો તે રાજાના જોવામાં આવ્યો. ત્હેને ખેંચતાં તે દોરો લાંબો લાગ્યો, એથી ત્હેને ત્હેમાં કોઇ જાર પુરૂષ છે. એવો નિશ્ચય થયો. પણ તે વખત તે કાંઇ બોલ્યો નહીં.

પછી એક દિવસે પોતાની પટરાણીને હાથે રસવતી કરાવી, પેલા યોગીને ભોજન કરવાને નિમંત્રણ કર્યું. તે ભોજન કરવા આવ્યો, એટલે ત્હેની આગળ છ પત્રાવળી માંડી. તાપસ ભોજન કરવા બેઠો, એટલે રાજાએ કહ્યું કે–મહારાજ ! તમારી જટામાં રહેલી સ્ત્રીને બહાર કાઢો. તાપસે ભયથી તેમ કર્યું. પછી તે સ્ત્રીને રાજાએ કહ્યું કે–તું પણ ત્હારી ડાબલીમાંથી પુરૂષને કાઢ. ત્હેણે પણ તેમ કર્યું. પછી પોતાની રાણીને કહ્યું, તું પણ આ દીવીમાંથી ત્હારા પતિને બહાર લાવ્ય, શામાટે ત્હેને કારાગ્રહમાં રાખ્યો છે? ત્હેની સાથે ભોજન કર્ય. રાણીએ પણ ભયથી તેમ કર્યું. પછી તે સર્વને ભોજનાદિવડે સંતુષ્ટ કરી અંતરમાં ઉગ્ર વૈરાગ્યને ધારણ કરતા રાજા ભર્તૃહરિએ સર્વ મંત્રી અને નગરજનોને બોલાવીને જણાવ્યું કે, આવા વિષયને ધિક્કાર છે. પછી તેવી આઘોષણા આખા નગરમાં કરાવી. ભર્તૃહરિ રાજાએ બીજી વાર રાજ્ય છોડી દઈ નિશ્ચળ શીલવ્રત ગ્રહણ કર્યું. અને તે એક જ વ્રતના આરાધનથી દેવપણાને પ્રાપ્ત થયા. એ મહારાજા ભર્તૃહરિનો રચેલો વૈરાગ્યશતક ગ્રન્થ અદ્યાપિ લોકમાં વિખ્યાત છે.

"મૃગના જેવા લોચનવાળી સ્ત્રીઓને નિહાળીને કામાંધ પુરૂષો લુબ્ધ થઇ ઉભય ભવ બગાડે છે. પરંતુ ત્હેનાં વિષમ ચરિત્રો જોઇ રાજા ભર્તૃહરિની જેમ સાપ કંચુકીને તજે તે પ્રમાણે તજીને ચાલ્યા જાય છે. ને પોતાના આત્માનું કલ્યાણ કરે છે. તેવા મહાપુરૂષોને ધન્ય છે. ઇતિ–શમ્.

—❀○❀—

## સત્ત્વ વિષે–હરિગિત છંદ.

સૌ ગુણુ વિષે છે સત્ત્વ સાચો જગત્માં ચિંતામણી,
એ વિના ગુણુ બીજા ન શોભે કનકમાં લોઢાકણી,
છે સત્ત્વ આધિન કલ્પતરૂ ચિંતામણી ને સુરગવી,
તે સત્ત્વ સૌ શીરતાજ દુઃખ નગ ચૂર્ણ કરવાને પવી. ૧

સંગ્રામમાં જયલક્ષ્મી વરીએ સત્ત્વથી સોહામણી,
સૌ સિદ્ધિના વિધાનમાં છે સત્ત્વ સાચો દીનમણી,
બત્રીસ લક્ષણુથી અધિક શુભ સત્ત્વ લક્ષણુ છે મુદા,
પુરૂષાર્થસિદ્ધિ સત્ત્વદ્વારે સંભવે છે સર્વદા. ૨

ઉદ્યોત્ શશિ જે કરે તે તારાગણો કદી નવ કરે,
તેમ સત્ત્વ એક સમર્થ કાજ કરે બીજા ગુણુતો ડરે,
શત્રુ હતો લંકેશ કરવો હતો જય લંકા તણો,
જળધિ પગે તરવો હતો સહાયક હતા કપિના ગણો. ૩

પણુ યુદ્ધમાં સંહાર સૌ રાક્ષસ તણો રામે કર્યો
છે ક્રિયાસિદ્ધિ સત્ત્વમાં વ્યક્તિ વિષે નવ ઉચ્ચરો,
રથચક્ર એકજ સાત હય ભુજના પ્રમાણુ અચંભ છે,
તસ પગ વગરનો સારથી વળી માર્ગ નિરાલંબ છે. ૪

રવી કરે વ્યોમ પ્રદક્ષિણા હંમેશ સત્ત્વ થકી યથા,
છે કાર્ય સિદ્ધિ સત્ત્વમાં પણુ વ્યક્તિમાં નહીં સર્વથા,
સ્થુળ દેહ હસ્તી છતાં અંકુશ વશ રહે છે ગુણુમણી,
અંકુશ ગજ ન સમાન સત્ત્વ સમાન નહિ ચિંતામણી. ૫

લઘુ દીપ નાશ કરે તમઃ શું તિમિર દીપક જેવડો?
વજ્રે હણાતો ગિરિ તેથી ગિરિ વજ્ર ન પરવડો,

લંબાઈ કે પહોળાઈ કે સ્થુળ દેહથી બળ નવ ઘટે,
સાત્વિક ભવરણજય કરી ઝટ જાય અંતે ભવતટે. ૬
ચળ લક્ષ્મી પામો નાશ કહીં ગુણ અન્ય થાઓ અન્યથા,
વળી પ્રાણ જાઓ ભલે તથાપિ સત્ત્વ જાઓ ન સર્વથા,
દુઃસાધ્ય સાધે સત્ત્વથી પુરૂષાર્થસિદ્ધિ સત્ત્વથી,
છે સત્ત્વ સાંકળચંદ સાચો ધરો ઊર નવ તત્ત્વથી. ૭

## અથ આત્મ પ્રબોધ—હરિગીત છંદ.

તજ મોહ નિંદ પ્રભાત રૂપ પુણ્યે મળી નરભવ લચ્છી,
જો લગ્ન વેળા જાય ઉંઘમાં, થાય પસ્તાવો પછી;
નિજ સ્વરૂપ આત્મ પ્રકાશ જ્યોતી જગમગે જે બોધથી,
તે આત્મ બોધથી મોક્ષ સાધો પાપના અવરોધથી. ૧

મન રંજની દુઃખ ભંજની સ્ત્રી સ્વજન બંધુ સુયોગ છે,
આજ્ઞા ઉઠાવે અનુચરો ધન ધાન્ય દેહ નિરોગ છે;
ગજ ઝૂલે દ્વારે હય ખોંખારે સકલ સ્મૃદ્ધિ સુભોગ છે,
સો વ્યર્થ નેત્ર મિંચાય તવ શુભ ધર્મ પરમપ્રયોગ છે. ૨

તે ધર્મનું મૂળ દયા દાન દમન બધી ઇંદ્રિય તણું,
પ્રિય વચન સત્ય ક્ષમા સરળતા અર્થનું મૂળ એ ભણું;
વળી કામનું મૂળ વિત્ત વપુને વય વિબુદ્ધોએ ગણ્યું,
તે સર્વ અર્થથી નિવૃત્તિ તે મોક્ષનું મૂળ ફળ ઘણું. ૩

છે વિષયનાં સુખ ચપળ તે પળમાં વિનશ્વર થઈ જશે ?
પ્રિયતમ પ્રિયાના ભોગ ભંગુર રોગ ભવોભવના થશે ?
કુર કર્મદલથી રંગ ભવરણમાં કરી જયશ્રી વરો,
ધન્ય ધન્ય તે નરનાર કેવળ પામી મોક્ષે સંચરો. ૪

## મનહર છંદ.

રાજનગર નિવાસી સામળાની પોળ વાસી,
સાંકળચંદે પ્રકાશી પુરૂષાર્થસિદ્ધિ આ;
શ્રાવક શ્રીમાળી જ્ઞાતિ તાત પીતાંબર ખ્યાતી,
ટળી પૂર્વ પુણ્યે ભ્રાન્તિ મળી જ્ઞાન ઋદ્ધિ આ. ૧
ખટ મુનિ ભક્તિ શશિ વિક્રમ સંવતે કરી,
નવ નવા કાવ્યે ભરી નવરસ વિધિ આ;
સુક્ત મુક્તાવળિમાંથી સાર સાર મોતી શોધી,
ગુંથી કાવ્યમાલા બોધિ ગદ્ય પદ્ય વિધિ આ. ૨

## ઉપજાતિ છંદ.

આનંદનો કંદ અખંડ જેમાં, લાલિત્ય કાવ્યો રસ રંગ તેમાં;
કારૂણ્યને શાન્ત રસાદિ એમાં, જો બોધ ના થાય સુબોધ શેમાં? ૧
આ ગ્રન્થના પંથથી મુક્તિ પાવે, જન્માદિ ફેરા ફરી તે ન આવે;
વાંચો વિવેકે પુરૂષાર્થ સિદ્ધિ, આત્માબળે બોધિ મળે સુસિદ્ધિ. ૨

ઇતિ શ્રીપુરૂષાર્થસિદ્ધિપ્રબંધે ચતુર્થમોક્ષવર્ગઃ સમાપ્તઃ



॥ શ્રી ॥

# संसारचित्र.

## કરમચંદના કર્મની કથા.

### પાપનો બદલો, મહાપાપ.

### ખોદે તે પડે.

સુણ સજ્જન સંધ્યા સમય શેલને સારૂ—એ રાગ-લાવણી.

અલકાપૂરી સમ ચંપાપૂરી શોભેસારી,બહુબાગબગિચા મંદિરમાળઅટારી;
ત્યાં કરમચંદ ને ધરમચંદ બે ભાઇ,કરમાશાકપટીસરળધરમચંદન્યાયી.
ક્રોડપતિતેશાહુકારમહા વહેપારી, નહિ લક્ષ્મીનો કાંઈ પાર ધનદ ભંડારી;
નહિસંતતીકોઇનેધનભોક્તાકોણથાશે?કરેકરમચંદ ચિંતારહેસદા ઉદાસે. ૨
એક સમય કરમચંદ નૈમિત્તિકને પૂછે, કહો કોણથશેધનભોક્તાકારણશુંછે ?
કહે તવ નૈમિત્તિક ત્રંબાવતીપૂરી સારી, ત્યાંકમળાકરનામેમ્હોટોવહેપારી
તસઘરદાસીનંદાનોપુત્રપનોતો, તુમ શ્રી ભોક્તા તે થશેનિમિત્તનહીંખોટો;
સુણીવાતશેઠનેઝાળમસ્તકેલાગી,ધિક દાસી સુતમમધન ભોક્તા નિર્ભાગી. ૪
કેમ પાપી દાસી પુત્ર થાય ધન ભોક્તા, કરી ઉદ્યમ કાઢું ફાંસનહિ એયુક્તા
એમઆર્ત્તરૌદ્રધ્યાનેબહુચિંતાકરતો,હિતશિક્ષાદેલઘુબાંધવ ધર્મસમરતો. ૫
ભાઈ કરીએ ક્રોડ ઉપાય બનાવ બનાવી,શુભઅશુભથવાનુંથાયનમિથ્યાભાવી
કર્યું કામ ન ઉદ્યમ કરે કહે કરમાશા, ઉદ્યમથી કામ સફળ સૌથાયધરમશા ૬
ઉદ્યમથી જળધી તરાય ઉડે આકાશે, ઉદ્યમથી ચાલે રેલ આપદા નાસે
કરી ઉદ્યમ દાસી પુત્ર કાશ હું ટાળું, ન વધે વિષવેલ સવેળા કાપું ડાળું. ૭

તવ કહે લઘુ બાંધવ જેમઇચ્છા તેમકરીએ.ચિંતાથીચતુરાઇઘટેનાંખીએદરીએ
પછી કરમચંદ કપટી ખેલે છળ બાજી, કમળાકર સાથે આડત બાંધે તાજી ૮
વિધ વિધ કરીઆણું કાપડ ચોપડ સાથે, ક્રય વિક્રય કરવા જાય કમળનાહાથે
વળીત્રંબાવતીથી માલઅન્ય મંગાવે,ચાલ્યોવ્યવહારઅપારવરસ એકભાવે. ૯
તે સમે કમાશાની સ્ત્રી ચંદા નામે, થઈ ગર્ભવતી તે શેઠ હર્ષ બહુ પામે
વળી નંદાદાસી ગર્ભવંતી થઈ ત્યારે, ભાવી મિથ્યાનવથાયકર્મજેધારે ૧૦

## પદ્ય બીજું.

આવો આવો જશોદાના કંથ અમઘેર આવોરે—એ રાગ.

પછી હીસાબ કરવા કરમચંદ ભલી ભાતેરે,
જાય ત્રંબાવતી કમળાકરને ઘેર જાતેરે;
થયો કમળાકર ખુશ શેઠને પુષ્પે વધાવેરે,
મળ્યો લાભ અપાર એ શેઠ પ્રતાપે સ્વભાવેરે. ૧
સામ સામી હિસાબ કર્યો તે બન્ને શેઠરે,
નંદા **દાસી** ઘરકાજ કરે ઘર પેઠેરે;
જોઈ ગર્ભવતી નંદા પાપી છળ તાકેરે,
મમ ધનભોક્તા તે થાય પુત્ર તસ પાકેરે. ૨
રહ્યો ચાર દિવસ પછી રજા કમળની માગેરે,
કહે કમળ બતાવો કામ બજાવું રાગેરે;
કહે કરમચંદ કાંઈ કામ ન એવું ભારેરે,
મમ સાથે નંદા મોકલો કહો છો ત્યારેરે. ૩
મ્હારે ઘેર પ્રિયા મમ ગર્ભવતી છે હમણાંરે,
નંદા પણ ગર્ભણી ગમશે બેઉને ઠમણાંરે;
દીન થોડા થાપણુ સમ રાખી ભલી ભાતેરે,
પછી આવશે પાછી ફેર ન કોઈ એ વાતેરે. ૪

મુજ ઘરનો છે શણગાર કમળ કહે ત્યારેરે,
વિશ્વાસનું પાત્ર છે દાસી છતાં એ મ્હારેરે;
ઉપકાર તમારો ના ન કહી શકું ક્યારેરે ?
કરી જતન અહીં મોકલજો માગું ત્યારેરે. ૫

કહી એમ વળાવી ચીર શણગાર સજાવીરે,
ચાલ્યો કપટી કરમો લઈ ગયો વેષ ભજાવીરે;
એક ગામથી બીજે ગામ જાય રથ હાલીરે,
મધ્ય રાત્રીએ થઈ નંદા શંકાણી લાલીરે. ૬

ઉતરી રથથી જેવી લઘુશંકા તે નિવારેરે,
તેવે પાપીયો કર્મચંડાળ કમો મન ધારેરે;
જો વૃક્ષ રહે તો ફળ ત્હેને ફરી આવેરે.
પણ મૂળ છેદંતા બીહીક ફળની બધી જાવેરે. ૭

એમ ધારીને પાપીએ લાત પહેડામાં મારીરે,
પણ ઘોરકર્મ કરનાર ભૂલે નિરધારીરે;
મારી લાત ચઢી રથ હંકાર્યો ઝટ એણેરે,
અહીં ટકતાં માર્યો જઈશ વિચાર્યું ત્હેણેરે. ૮

પણ મિથ્યા થાય ન લખીયા લેખ કપાળેરે,
મારી લાત મરી ગઈ નંદા પાપી ભાળેરે;
પણ પુત્ર જણ્યો તત્કાળ ન પાપીએ ભાળ્યોરે,
રમે ચણીયામાં શશિનું મુખ જોઈ રઢીયાળોરે. ૯

જેણે જન્મતાં ચંદ્રનું મુખ જોયું ચંદ્રપ્રભાવેરે.
માનું ચંદ્ર મનુષ્યઅવતાર ધરી મહી આવેરે;
કરે અંગુઠાનું પાન તે ચંદની રાતેરે.
કરે રક્ષણ પ્રભુ એ બાળકનું ભલીભાતેરે. ૧૦

## કવ્વાલી—પદ ત્રીજું.

**નવલબાઈ** પાછલી રાતે, અડઇયાં વેણુવા માટે
પડ્યું મહડું જૂવે વાટે, રમે ત્યાં બાળ એકાન્તે. ૧
ઘરેણાં વસ્ત્ર સૌ ભાળી, વિચારે બુદ્ધી વયવાળી;
પડે માથે વિપત્ત ઠાલી, સુણાવું રાયને ચાલી. ૨
ગઈ દરબારમાં ડોસી, કહી સૌ વાત ત્યાં પોષી;
ગયો દરબાર હય બેસી, થયો એ ચિત્ર જોઈ રોશી, ૩
**નવલબાઇને** તનુજ આપ્યો, ઘરેણાં વસ્ત્ર સહુ સ્થાપ્યો;
રૂડો દરમાયો કરી આપ્યો, **સુજનસિંહ** નામ શુભ સ્થાપ્યો ૪
પુત્ર નહિં ડોસીને એકે, ઉછેર્યો પુત્રની ટેકે;
લલિત લાવણ્ય રૂપ રેખે, મદન બીજો સરવ લેખે. ૫
કહી ઠાકોર બોલાવે, **સુજન** સૌ લોકને ભાવે;
વરસ પંદર તણો થાવે, અશ્વ આરૂઢ ખેલાવે. ૬
**કરમચંદ** ઘેર થઇ બેટી, **સુભદ્રા** નામ ગુણપેટી;
ઉર્વશી ઉતરી હેઠી, સ્વર્ગથી મોહની ચેટી. ૭
સુજનને ગામ વરરાજા, પરણવા જાય શુભ માઝા;
જાનૈયા ન્હોતર્યા ઝાઝા, સુજનને સાથ લે તાજા. ૮
ગઈ તે જાન વડગામે, **કરમચંદ** માંડવા ઠામે;
કન્યા પરણાવવા કામે, પધાર્યો હોંશથી તામે. ૯
સુજનને કામ સમ ભાળી, થયો ખુશ કર્મશા ન્યાળી;
વિચારે ભાગ્ય જો ભારી, કુંવારો હોય ટંકશાળી. ૧૦
થશે કૃત્ય પુત્રીને આપી, કરૂં જમાઈ ઘર સ્થાપી;
ગોષ્ટિ કરીને પૂછ્યું ચાંપી, વિચારે એમ એ પાપી, ૧૧
કુંવરને લેઈ એકાન્તે, પુછે સૌ વાત ભલીભાતે;

કુંવર કહે પાપીએ ખાંતે, મારી મમમાત મધરાતે. ૧૨
રમું તસ અંકમાં બાળો, લઈ એક ડાસીએ પાળ્યો;
સુણી એ વાત તત્કાળો, કરમચંદ મુખ થયો કાળો. ૧૩
અરે! મ્હેં શું હતું ધાર્યું, થયું મુજ પાપથી ન્યારૂં;
જીવે હજી પાપીયો વારૂ, થનારૂં તે થશે ચારૂ? ૧૪
તથાપિ ઉદ્યમે કાજી, હજી છે હાથમાં બાજી;
કરૂં ઉપાય કોઈ પાજી, મરે સ્વયમેવ થઈ રાજી. ૧૫
સુજનને કહે કમો તામે, મળે સોરંગી મુજ ગામે;
લઇ આ પત્ર મુજ ધામે, જવાથી લાભ બહુ પામે. ૧૬
કુંવર લઇ પત્ર હય બેસી, ગયો ચંપાપુરે પેસી,
પૂછે ઘર શ્રેષ્ઠિ ઉદ્દેશી, સુભદ્રા ગોખમાં બેઠી. ૧૭
કુંવર રૂપરંગ વપુ ચંગે, કુંવરી પુલકિત થઈ અંગે;
મદન મમ ઘેર ઉછરંગે, ખરેખર આવીયો રંગે. ૧૮

## પદ ચોથું.

અવરમદન અલબેલો, આતો દીસે અવરમદન અલબેલો—એ રાગ.

ઈંદ્ર ચંદ્ર રવી આવ્યો, મ્હારે ઘેર ઈંદ્ર ચંદ્ર રવી આવ્યો. ટેક.
સહસ્ર ભગો છે શક ન આતો, સુભગ મ્હારે મન ભાવ્યો. મ્હારે.
ચંદ્ર કલંકિત આ નિઃકલંકી, તેજથી ચંદ્ર હઠાવ્યો. મ્હારે.
...ન તપાવે રવી આ શીતળ, જ્યોતમાં રવી નવ ફાવ્યો. મ્હારે.
અનંગ કહું પણ અંગે રૂપાળો; વિધિએ હાથે બનાવ્યો. મ્હારે.
એ મનમોહન પ્રાણજીવન મમ, દર્શને દુઃખ હઠાવ્યો. મ્હારે.
દેવપણે મનમંદિર સ્થાપી, બાળાએ મોતીડે વધાવ્યો. મ્હારે.
કામદેવ મમ મંદિરે આવ્યો, ભાગ્યદેવીએ મનાવ્યો. મ્હારે.
કામકુંભ સુરતરૂ ચિંતામણી, નરરૂપે અહીં આવ્યો. મ્હારે.

કુંવર ભણે અહા સ્વર્ગની દેવીએ, મહીતળ વાસ બનાવ્યો મ્હારે.
જો મુજ ભાગ્યે મળે એ બાળા, કામદુઘા ઘેર લાવ્યો. મ્હારે.

## પદ પાંચમું–સિંહાનો કનરો.

હુંતો અહીં નહીં આવું હવેથી ફાંકડેરાવ શી ફેક ફજેતી–એ રાગ
સ્વર્ગથી ઉતરી ઉર્વશી આવી ? નાગકન્યા અહીં આવી રીસાવી ?
મનોહર વેણી ભ્રમર સમ કાળી, વસી મનમંદિરમાં લટકાળી. સ્વ૦ ૧
અષ્ટમી શશિ સમ ભાળમાં ચંદો, શોણિત છાંટો બરફે અખંડો;
નયન કટાક્ષે ઘાયલ કીધું, કાળજું ગયું પ્રિયા પાસે સીધું. સ્વ૦ ૨
શુક ચંચુ અણીઆળી નાશા, શ્વાસ સુગંધી રમે અલી રાસા;
કોમળ ગાલે ગુલાબી છવાઇ, કમળ ગયાં સરોવરમાં સંતાઈ. સ્વ૦ ૩
અધર પ્રવાળ સુધા સમ મીઠા, દેવકન્યાના ન સ્વપ્ને દીઠા;
શરદ શશિ સમ મુખની શોભા, બ્રહ્મા પણ ક્ષણ રહે સ્થિર થંભ્યા. સ્વ૦ ૪
પીન પયોધર વનમાં ભુલ્યો, પ્રેમ હિંડોળે મનમૃગ ઝુલ્યો;
સિંહ સમ લંક કટિનો માનું, રૂપ રંગ વય વપુ શુભ જાણું. સ્વ૦ ૫
જો મમ ભાગ્યે મળે અલબેલી, ભાગ્યદેવી માનું ગુણવેલી;
પ્રેમપાસમાં કુંવર ફસાયો, સાંકળચંદ સંસ્કાર સવાયો. સ્વ૦ ૬

## પદ છઠું–હરિગીત છંદ.

કહે કુંવર કરમાશાતણું ઘર બતાવો બાઈ પાધરૂં;
બાળા ભણે આ ઘર પિતા મમ કરમચંદ તણું ખરૂં.
પછી પત્ર આપ્યો હાથમાં તે લેઈ બાળા ઉચ્ચરે;
અહીં બિરાજો સરદાર આસન આપી સન્માન્યો ખરે. ૧
કંચન તણી ઝારી ભરી ગંગાજળે આણી ધરી,
જળપાન કરી લ્યો પાન ને ગુલાબ મુખથી ઉચ્ચરી,
પછી પત્ર જઈ એકાન્ત વાંચે લખ્યું તે કુંવરી પઢે,

ઓ ધમા બંધુ! "મારજે વિષ શસ્ત્રથી શત્રુ નડે" ૨
એ વાક્ય વાંચી કંપી થરથર સુભદ્રા તે અવસરે,
પાપી પિતા નિર્લજ નફ્ટ ચિંતામણી કયાં સંહરે?
કયાં સરલ ને સજ્જન કુંવર કયાં પિતા મ્હારો દુર્મતિ?
નરરત્નનો એ નાશ કરવા ઇચ્છતો પાપી અતિ. ૩
પછી શસ્ત્રને વિષ વાક્ય સ્થાને સુભદ્રા દેજો યથા,
વળી શત્રુ સ્થાને મિત્ર અક્ષર ગોઠવ્યા યુક્તા તથા;
કોઈ પ્રયોગે અક્ષર ઉડાડી ગોઠવ્યા મન માનતા,
નિજ પિતાના અક્ષર પ્રમાણે લખે તે અક્ષર છતા. ૪
કાકો ગયો તો બહાર આવ્યો કવર બીડી દે તદા,
દે કુંવરને સન્માન શાતા પૂછતો નિરખે મુદા;
એ કવર ફોડી શેઠ શાણો પઢયો પત્ર યથાવિધિ,
મુજ બંધુએ જોયો જમાઈ સુરૂપ ગુણ કલાનિધિ. ૫
કરી લગ્ન સામગ્રિ સકળ તેડાવીં ને જોશી તદા,
શુભ લગ્ન છે કયું કહે જોશી આ સમાન નહિ કદા?
તવ રચી ચોરી ચારૂ મંગલ ચાર ત્યાં વરતાવીયાં,
તે સુજનસિંહની સાથ કાકે સુભદ્રા પરણાવીયાં. ૬
પછી પત્ર ભાઇને પાઠવ્યો મ્હેં લખ્યાં કાજ બજાવીયાં,
ત્હેં જમાઈ સારો મોકલ્યો મ્હેં દંપતી પરણાવીયાં;
પણ પુત્રી એકજ આપણે ને દ્રવ્યનું લેખું નથી,
દ્યો દાયજો કરી વરા લ્હાણાં આવજો વહેલા મથી. ૭
એ પત્ર વાંચી ગાત્ર ગળીયાં કમાશાના તત્ક્ષણે,
નક્કી કર્યું કાવત્રું આ મમ પુત્રીએ મનમાં ભણે;
વિષ વૃક્ષ વાવ્યું પુત્રીએ ફળ સ્વાદ ઝેરી ચખાડવો,

પુત્રી ભલે રંડાય કરૂં રિપુનો ઘડો પર લાડવો. ૮
પૃથ્વિ રસાતળ જાય નવ દેવાય પુત્રી નીચને,
મમ કુળ વટાળ્યું કાશ ટાળું ઘાટઘડી એ કીચને;
પછી ઘેર આવી મન બતાવી ઉપરથી ઘન વાવરી,
નિજ પ્રિયા ચંદ્રાને કહે વિષ દે જમાઇને છે અરી. ૯
જો ખપ કરે મ્હારો પ્રિયા તો કામ કર સત્વર ભલું,
નહિતો નથી તું કે પ્રિયા હું જાણુ નિશ્ચે એટલું;
એ વાતનો કાંઈ ભેદ જાણ્યો સુભદ્રાએ ભાગ્યથી,
નિજ નાથને કહે લક્ષ્મિ લઇને ભાગીએ કોઇ લાગથી. ૧૦
માતા અરી શત્રુ પિતા ત્યાં વસંતાં શું ફાયદો ?
દુઃખ પડે દેશાવર જવું એ કાળ કુદરત કાયદો;
કહે સુજન છાના ભાગતાં શીર આળ રહે ચોરી તણી,
ભાવી થવાનું થાય પણ રહું ચેતતો પ્રભુ છે ધણી. ૧૧

## પદ સાતમું—રાગ સોરઠ.

વિમળા નવ કરશો ઉચાટ કે વહેલાં આવશું રે—એ રાગ.

વહાલા પ્રાણજીવન મમ અરજી આ અવધારજોરે,
સુણી આ મંત્રભેદ વિશ્વાસ ન કોઇનો ધારજોરે. વ્હાલા૦ ટેક.
વણિક તણો વિશ્વાસ ન કરીએ, કાતીલ ઝીકે દુઃખને દરીએ;
વણિક મિત્રને અગ્નિ પવિત્ર ન ધારજોરે. વહાલા૦ ૧
માત પિતા મમ દુષ્ટ અઘાપી, વાંચ્છે ઘાત જમાઇનો પાપી;
માત તાત રંડાપાનું દુઃખ વારજોરે. વહાલા૦ ૨
જળ કે બીડી પાન સાથથી, નાથ ન લેશો અવર હાથથી;
રસોઈ મુજ કરની જમી ભુખ નિવારજોરે. વહાલા૦ ૩
નાથ નગીના સરલ સ્વભાવી, શત્રુમાં રહેવું કેમ ફાવી ?

કાકૂવિદ્યા કરી જરી વિશ્વાસ ન ધારજોરે. વહાલા૦ ૪
પ્રાણજીવન મમ પ્રાણથી પ્યારા, તમે છો મુજ આંખ્યોના તારા;
ઘડીય ન રહો ન્યારા પતિ પ્યારા પાળજોરે. વહાલા૦ ૫
જળ જંતુને જળથી પ્રિતી, ત્વચા અને નખ સમ અમ રીતી;
**સાંકળચંદ** સુખ દુ:ખમાં સમય વિચારજોરે. વહાલા૦ ૬

## પદ આઠમું–કવ્વાલી.

જૂવે છળ રાતને દહાડો, ન આવે દાવમાં લાડો;
**કરમચંદ** થઈ ગયો ગાંડો, તથાપિ ન રોષ મન છાંડયો. ૧
પછી ઉભા કર્યા મારા, સહસ્ત્ર દસ દામ નિર્ધાર્યા;
કરો મમ શત્રુ સંહારા, ફેંકી દ્યો ગંગ જળધારા. ૨
છિદ્ર મારા ઘણા તાકે, પુણ્ય રાખે ન કોઈ ચાખે;
**સુજન** એકદા પવન માટે, સુતો ઘર ચોકમાં રાતે. ૩
ઊંઘ આવી સુતો માંચે, જોઈ મારા ઘણું રાચે;
દેઈ ઝટકા કરો કટકા, સબુર કહે એક નહિ ચટકા. ૪
વણિક વિશ્વાસ નવ રાખો, ફેરવે પાઘડી લાખો;
મરાવે પાસ રહી પાકો, પૂછયા પછી મારજો આખો. ૫
કમાને જઈ પૂછે જ્યારે, કરો કહે કાજ અત્યારે;
દીધા સૌ દામ તે વારે, ગયા ઘર મૂકવા ત્યારે. ૬
સુજન માંચા થકી જાગી, ગયો તે મેહેડીએ ભાગી;
કમાને ચોટ મન લાગી, ગયો જોવા પુંઠે તાગી. ૭
ટુંકે માર્ગે ગયો પહેલો, સુનો માંચો દીઠો સ્હેલો;
વિચારે મન વિષે ઘહેલો, ગયો લઈ મારીને વહેલો. ૮
સુતો નિરાંતથી માંચે, શત્રુનું સાલ ગયું રાચે;
ભૂલાવ્યો કુદરતે સાચે, ઊંઘ્યો તે પાપીઓ માંચે. ૯

મૂકી ધન આવીયા મારા, સુજનને જાણી હત્યારા;
કરે કટકા અસી ધારા, ગયો ચંડાળ યમદ્વારા. ૧૦
બાંધીને ગાંસડી ગંગા, વહેવરાવી બધા અંગા;
ગયા નિજ ઘેર તે ઠુંગા, અધમ પાકે અધમ સંગા. ૧૧
વિચાર્યું શું હતું ખાંતે? ગઈ કુદરત અવર વાટે;
ખાડ ખોદી બીજા માટે, પડયો તે ખાડમાં જાતે. ૧૨
પ્રભાતે ધર્મશા ચંદા, જાગીને આ જૂવે ફંદા;
હબક ખાઇને મૂવા ખંધા, સુજન ધનપતિ થયા બંદા. ૧૩
પરાયું જે બૂરૂં તાકે, બૂરૂં નિજ થાય તે વાંકે;
કુમાનો દાખલો દાખે, સાંકળચંદ આ કથા ભાખે. ૧૪

## પ્રેમઘેલી પ્રમદા.

### યાને પતિભક્ત સતી કમળાવતી.

હરિગીત છંદ.

નગરી અવંતી માનું મહીતળ અમરપુરી ઊતરી ખરી,
ગઢ માળ મંદિર વાવ્ય સરોવર સકળ સમૃદ્ધિથી ભરી;
ત્યાં પ્રજાપાળ ભૂપાળ રાજ્ય વિશાળ ન્યાય શિરોમણી,
પાળે પ્રજાને પુત્ર પુત્રી તુલ્ય તેહ ધરાધણી. ૧
ત્યાં ધનદ સમ ધનવાન શ્રેષ્ઠિ ધનંજય વસતો મુદા,
તે જાણુ તત્ત્વાતત્ત્વનો શીલ સત્ય વિનય ધરે સદા;
ગૃહિણી પ્રભાવતી તાસ શીલગુણુ વાસ ગુણુ રૂપે રતી,
દંપતી પરસ્પર પ્રેમ રાખે કરે પતિ ભક્તિ સતી. ૨
છે ઋદ્ધિ સિદ્ધિ વૃદ્ધિ પણુ નહીં સંતતી કોઈ કર્મથી,
સંસારનાં સુખ દુઃખ રૂપે ગણે દંપતી ધર્મથી;

એક દીવસ શેઠ ઉદાસ બેઠા ચિત્તમાં ચિંતા ધરી,
કર જોડીને કહે કામની હે નાથ શી ચિંતા કરી? ૩
પિયુ આજ તક અવિનય ન કીધો પ્રેમ પડદો નહીં કદા,
આજ્ઞા ઉઠાવું અનુચરી પાળું પતિવ્રત હું સદા;
તે છતાં ભૂલ ચૂક હોય તો તે દાખીએ કરૂણા કરી,
નાંખી નિસાસો શેઠ કહે નહીં વાંક ત્હારો સુંદરી. ૪
નહીં પુત્ર કુળ ઉદ્યોતકારક પ્રિયા એ ચિંતા વધી,
સુત વિના ઘર શમશાન સમ કોણ ભોગવે સ્મૃદ્ધિ બધી;
કહે વિનિત વનિતા વ્યર્થ ચિંતા કેમ કંતા કીજીએ?
ભાવી ટળે નહીં મળે કયાંથી ભાગ્ય વિણ શું લીજીએ? ૫
પણ પુણ્ય દાને ધર્મ ધ્યાને સુકૃતસુરતરૂ વર ફળે,
વાંચ્છીત મળે વિપત્તિ ટળે વળી વ્હાણ ડુબેલાં વળે;
એ વાત વનિતાની સુણી ગઈ વિકળતા એ શેઠને,
હરખ્યો હૃદય એ શેઠ મનથી તજી ચિંતા વેઠને. ૬
પછી અન્યદા કહે ભામિની ભરથારને પ્રિય સાંભળો,
મમ હૃદય અનુભવ રસ વસ્યો આનંદ જાય ન અટકળ્યો;
શશિ પૂર્ણ પીધો પ્રેમથી મ્હેં આજ રાત્રે સ્વપ્નમાં,
નિશ્ચે ટળે વંધ્યા તણું મ્હેણું થયું મન મગ્નમાં. ૭
સુણી શેઠ હરખ્યા પુણ્ય દાને વિત્ત અતિશય વાવરે,
દે દાન યાચક બંદીજનને ભક્તિ પ્રભુની આદરે;
નવ માસ પૂર્ણ પ્રભાવશાળી ગર્ભનું પાલન કરે,
પછી પૂર્ણ માસે તે પ્રભાવતી પુત્ર રત્નને અવતરે. ૮

દોહરા.

પુત્ર પ્રભાવતીએ જણ્યો, આનંદ અપરંપાર;
લાવે સ્વજન વધામણાં, શેઠજી કરે સ્વિકાર. ૧

શેઠ સ્વજનને હર્ષથી, દાન માન દે સાર;
યાચક બંદીજન તણી, પુરે આશ અપાર. ૨
સ્વજન નોંતર્યા સ્નેહથી, આપે જમણ શ્રીકાર;
શાક પાક પક્વાનનો, રાખ્યો નહીં કાંઈ પાર. ૩
સ્વપ્ન સૂચક તે કુંવરનું, ચંદ્રાનન શુભ નામ;
પાડયું દેવકુંવર સમો, વિચરે બાળક તામ. ૪

પારણું.

માતા પ્રભાવતી ઝૂલાવે સુતને પારણે,
લુંછણા લે ચંદ્રાનન બાળકનાં નિજમાત;
વપુ શુભ કોમળ નિરખી હરખે હૈયું માતનું,
ચાંપે હૃદય વિષે બાળકને માત સુજાત. માતા૦ ૧
પ્રેમભરી દૃષ્ટિથી નિરખે માતા બાળને,
મન વિકસે તન ફરસે આનંદ અંગ ન માય;
અલોલોલો હાલ્ય ખમા લાડકડા મ્હારા લાલને,
દુઃખડાં લઊં ત્હારાં એમ હાલરડાં શુભ ગાય. માતા૦ ૨
ચતુરાં ચપટી બજાવે કર આંગળીને ટેરવે,
મોર ચકોર ચરકલી દેખાડે ભલી ભાત;
કુંવરજી ઘણું જીવો કુળનો દીવો તું થજે,
કરજે માત તાતની ભક્તિ થઈ રળીયાત. માતા૦ ૩
શિખવે માત તાતને ભાઈ બ્હેનના નામને,
કાકા કાકી મામા મામીનાં શુભ નામ;
શિખવે સાત વારને પંદર તિથિ સોહામણી,
એક થકી સો લગી ગણાવે અંક તમામ. માતા૦ ૪
રમણિક વાતો સંભળાવે મહાત્મા નરનારની,

સત્ય ક્ષમા સંતોષ પરાક્રમનો દે બોધ;
શુભ સંસ્કારો સાચી માતા પાડે પારણે,
કડવું કથન ન બોલે ગાળ આળ નહીં ક્રોધ. માતા૦ ૫
ભૂત પ્રેત ડાકણુ કે શાકણુ બાવા બાવલાં,
બિહુક બતાવી ન કરે બિહુકણુ નંદન તામ;
એવા શુભ સંસ્કારો પડતાં સુતને પારણે,
રહેશે સાંકળચંદ સદા નવ ખંડે નામ. માતા૦ ૬

## પદ ચોથું.

નાથકેસે ગજકો બંધ છોડાયો—એ રાગ.

કુંવરની આલપાલ કરે ભારી, જસ કાંતી મનોહર સારી. કું. ટેક
ડગમગ પગલાં ઠમઠમ ભરતો, સ્મિત હાસ્યે મનોહારી;
દંત કળી દાડમની દીપે, અધર પ્રવાળ પ્રકારી. કુંવર૦
શરદ શશિ સમ મુખની શોભા, તન સુકુમાળ અપારી;
આનંદમાં ચંદ્રાનન ઉછરી, પાંચ વર્ષ વય ધારી. કુંવર૦
તાતે તવ નિશાળે મૂકયો, વિનયાદિક કરે ભારી;
અલ્પ સમયમાં શિખ્યો વિદ્યા, સકળકળા ગુણધારી. કુવર૦
બાર વર્ષનો કુંવર થયો તવ, પંડિત પદવી ધારી;
અધ્યાપક સંતોષી પહેરામણી, આપે ધનંજય સારી. કુંવર૦
કુંવર અધ્યાપકને સોંપી, શેઠ કહે નિરધારી;
હજી અભ્યાસ કરાવો ભારી, ચંદ્રાનનને અપારી. કુંવર૦

દોહરો.

ચંદ્રાનન પંડિત કને, ભણે તર્કને ન્યાય;
બને બનાવ કુસુમપુરે, શ્રોતા સુણો કથાય. ૧

## કવ્વાલી.

**કુસુમપુરી** છે નગરી ભારી, સ્વર્ગપુરી માનુ શણગારી;
ઝરૂખા મહેલ નિરધારી, બગિચા વાવ્ય મનોહારી. ૧
**વિજય નરરાય** સુખકારી, દેવી **ગુણમંજરી** નારી;
સુજશ જગ ન્યાય વિસ્તારી, સુશીલગુણ રાણી સહચારી. ૨
કુંવરી **કમળાવતી** સારી, રૂપે સુરસુંદરી હારી;
ગતિ ગજગેલ સહચારી, તનુ સુકુમાળી કુંવારી. ૩
મદનનું શસ્ત્ર તે બાળા, કળા ભંડાર ગુણમાળા;
ભૂલી ગઈ ઉર્વશી ચાળા, બૂડે લાવણ્ય લટકાળા. ૪
વેણુ નાગણુ સમી કાળી, મોદ મદમાતી લટકાળી;
રસાળી વાણી મુખ લાલી, વિચારે રાય ટંકશાળી. ૫
અહા ! મમ પુત્રી છે પ્યારી, નયનથી ના રહો ન્યારી;
વિદેશે આપતાં ભારી, વિરહનો ઘા પડે કારી. ૬
**કમળ** પરધાન છે મહારો, **મદન** તસ પુત્ર છે સારો;
આપી કન્યા કરૂં પ્યારો, પુત્રીથી ના રહું ન્યારો. ૭
રાણીને વાત કહી સારી, મંત્રીને પાસ બેસારી;
દીધી મ્હેં અંગજા મ્હારી, તનુજ તુજ મદનને ધારી. ૮
મંત્રી કહે વાત નહીં યુક્તિ, સગાઈ સરખા થકી જાુક્ત;
સ્વામી સેવક તણી ભક્તિ, બને ન વિવાહની રક્તી. ૯
વિવાહ સરખા કુળે કીજે, સુજશ જગમાં સબળ લીજે;
સેવકપર સ્વામી જો રીઝે, તથાપિ ન દીકરી દીજે. ૧૦
કહે તવ ભૂપ હું રાજી, કરે શું એહુમાં કાજી ?
ફરે નહીં માહરી બાજી. મંત્રી કહો હાજી એ હાજી. ૧૧
સચિવ મન ચિંતવે ત્યારે, વ્યાઘ્ર તટિ ન્યાય એ મ્હારે;

રાય વાર્યો ન રહે કયારે? હવે હું શું કરૂં ધારે? ૧૨
કહ્યું તું ભૂપને પહેલાં, મદન મમ પુત્ર રૂપરેલા;
રહ્યો મોશાળ આ વેળા, છુપાવી કુષ્ટિની લીલા. ૧૩
રાયની અંગજા રંભા, પુત્ર મમ કુષ્ટિ ભૂથંભા;
યુક્ત નહીં જોડ અહા! દંભા, કરી મરવું પડે દંભા. ૧૪
તથાપિ રાય હઠ ભારી, ન મિથ્યા ભાવી નિરધારી;
નિરોગી પુત્ર ઉપચારી, કરીશ કોઈ યુક્તિને ધારી. ૧૫
મંત્ર તંત્રો દવા કીધી, કર્યા ઉપચાર બહુ વિધિ;
ન શાન્તિ રોગની વૃદ્ધિ, મટે નહિ કર્મની આંધી. ૧૬
સંભારી ગોત્ર તવ દેવી, સ્વપ્નમાં આવી સ્વયમેવી;
ઘટે સંભાળ મુજ લેવી, હરો સુત રોગ બહુ સેવી. ૧૭
કહે દેવી ન એ બાળો, નિરોગી થાય પંપાળ્યો;
કર્મના મર્મનો ચાળો, ટળે નહીં દેવથી ટાળ્યો. ૧૮

## પદ સાતમું.

શા માટે શ્રમ કરે સતી તુજપતિ ભક્તિ સાચી—એ રાગ.

શું ચિંતા મન કરે સચિવ તું, લખ્યાલેખનવટળે, કર્મના મર્મનેકોણકળે!

સાખી. { કર્યાં કર્મ ન ટળે કદા, કોટિ કલ્પ હોય વર્ષ;
ભોગવવાં નિશ્ચે પડે, શુભાશુભ આદર્શ.

કહે દેવી નહીં જોર અમારૂં, સાર નથી કાંઇ એમાં વારૂં;
જો ભાડે વર લાવી આપું તો, કદી આશ તુજ ફળે, કર્મના મર્મને. ૧

સાખી. { કહે સચિવ માતા મ્હને, લાવી દીઓ વર તેહ;
રાય પુત્રી પરણાવીને, લાવું મ્હારે ગેહ.

પછી થશે સો સારાંવાના, દેવી ઘો વાંચ્છિત ફળદાના;
પાડ માનું માતા સુખદાતા, કામકુંવર જો મળે. કર્મના મર્મને. ૨

સાખી. કહે દેવી ઉજ્જયણીમાં, ચંદ્રાનન સુકુમાર;
પંડિત પાસે શિખવા, હરગિશ જાય સવાર.

લચાવીને લાવો ત્યાંથી, કામ સફળ સૌ થાય એનાથી;
ાય પુત્રી ભાડે પરણીને, દે તુજ સુતને છળે. કર્મના મર્મને. ૩

ચોપાઇ.

એમ કહી દેવી ગઈ સ્થાન, હરખ્યો મંત્રી કમળ નિદાન;
ચરપુરૂષો કીધા તૈયાર, જાઓ ઉજ્જયણી આ વાર. ૧
કળ બળથી કરી યુક્તિ સાર, છાનો લાવો અહીં કુમાર;
જો જાણે એ રાય પ્રકાર, મારે બહુ મુદ્દગરનો માર. ૨
માટે ત્યાં કે અહીં કોઈ વાત, ગુપ્તભેદ જાણે નહીં ભ્રાત;
મંત્રભેદ જો કોઈ જાણશે, રાય મ્હોત મ્હારૂં આણશે. ૩
શિખવી ચર મોકલીયા ત્યાંઇ, અહીં નૃપ લગ્નની કરે સજાઇ;
લગ્ન દિવસ શુભ નક્કી કરી, રાય મંત્રીને કહે નોતરી. ૪

પદ નવમું.

રામ લક્ષમણ વનમાં સિધાવતાં—એ રાગ.

રૂડા વિવાહના દે વધામણાં, નૃપને નૃપમંત્રીના દ્વાર;
મંડપ રચ્યા સાર, અવસર આવ્યો ઉજળો. ટેક૦
થંભ થંભ જડી મણી પુતળી, કરે નાટારંગ શ્રીકાર;
નાચે થેઇ થેઇકાર, અવસર આવ્યો ઉજળો.
બાંધ્યાં મોતીના તોરણ બારણે, ઝરી ઝુલનો છે બહુ બ્હાર;
શોભાનો ન પાર, અવસર આવ્યો ઉજળો.
વાજાં વાગે ને ગાજે આભલું, ગોરી ગાયછે મંગળમાળ;
ત્યાં બાળ ગોપાળ, અવસર આવ્યો ઉજળો.

## કવ્વાલી.

ચતુર ચર ચાર ચૂપ ચાલ્યા, અવંતીપૂર ભણી હાલ્યા;
જતાં નિશાળમાં ભાળ્યા, ચંદ્રાનનને તીહાં ખાળ્યા. ૧
કહે ચર કુંવર અહીં આવો, બતાવું શ્વેત ગજ ચાવો;
સાત સુંઢનો સુમન ભાવ્યો, ગજેંદ્ર જૂવો ન કોઇ આવો. ૨
કુંવર ગજ દેખવા માટે, ગયો ચર પુરૂષની સાથે;
કુંવરને લઈ પડયા વાટે, કુસુમપૂરીમાં ગયા ખાંતે. ૩
મંત્રીને કુંવર જઇ સોંપ્યો, થંભ માણેક જ્યાં રોપ્યો;
મંત્રી કરજોડી કહે ઓપ્યો, કુંવરજી વેણુ નવ લોપો. ૪
અશનને વસનથી ભક્તિ. વિનય કરી સાચવે જુક્તિ;
કુંવર મન ચિંતવે વ્યકતી; વિના સ્વાર્થે ન હોય ભક્તિ. ૫
કુંવર કહે કામ ફરમાવો, મંત્રી કહે તુમ ઉપર દાવો;
મનાવી નૃપ સુતા લાવો, પરણી ભાડે અહીં ઠાવો. ૬
કુષ્ટિ મમ પુત્ર છે કુડો, રૂપને રંગમાં ભૂંડો;
કામ સમ તું રૂપે રૂડો, કરો ઉપકાર એ રૂડો. ૭
કહ્યું મ્હેં ના છતાં આપી, ભૂપે મમ પુત્ર વધુ સ્થાપી;
પરણી દ્યો રૂપ રતિ વાપી, કુંવર કહે કામ એ પાપી. ૮
મૂર્ખ કોણુ હોય અવિચારી, પરણી પરને દીએ નારી;
નહિ ઉત્તમ કુળાચારી, ન બોલો લાજ પરિહારી. ૯
કુવે નાંખી વરત કાપે, નાર પરને પરણી આપે;
નરકની છાપ તે છાપે, ઘાતવિશ્વાસના પાપે. ૧૦
મંત્રી કહે કામ ના કીજે, મરણનું તો શરણ લીજે;
ન કોઇ અહીં સાહ્ય તુજ દીજે, વિના મ્હોતે જીવિત ખીજે. ૧૧
ભણે તવ કુંવર મતિ લાવી, થવાનું તે થશે ભાવી ?

નથી અહીં કાંઇ મુજ ચાવી, ભાગ્ય તો જઇશ હું ફાવી ? ૧૨
વિના મન વાત તવ માની, ભણી હા કહે કુંવર જ્ઞાની;
ભાડું શું આપશો જાણી ? મંત્રી ઉપકાર મુજ માની. ૧૩
સુણી મંત્રી થયો રાજી, રાય જે ચીજ દે તાજી;
વળી તું માગજે વાજી, જજે ઉજ્જયણી લઇ ગાજી. ૧૪
ઢોલ નિશાન વજડાવે, મંત્રી મન હર્ષ નવ મ્હાવે;
લગ્નનો દિવસ જ્યાં આવે, પીઠી વાહી કુંવર ન્હવરાવે. ૧૫
ભૂષણને ચીર પહેરાવે, ગોરી મળી ગીત ગુણ ગાવે;
ચઢયો ઘોડે કુંવર ભાવે, માનું શક્રેંદ્ર મહી આવે. ૧૬

## વરઉઘલાવો—વરઘોડો.

વરરાજા ઘોડે ચઢી સંચર્યા, સાથે સાજનનો નહીં પારરે. જગલીલડી.
વાજાં વાગે ને નોબત ગડગડે, વાગે ભુંગળ ભેરી શ્રીકારરે. જગ૦
ઢોલ વાજે ને ગાજે આભલું, ગોરી ગાય છે મંગલ ચારરે. જગ૦
મ્હારો છેલ છબીલો બાળો રાજીયો, જાણે કામકુંવર અવતારરે. જગ૦
લાડી ગોખે ચઢીને વરને નિરખતી, એને આનંદનો નહિપારરે. જગ૦
વરઘોડો ચઉટે ફરી આવીયો, જ્યાં રાજનનો દરબારરે. જગ૦
ચારૂ ચોરી રચી સોહામણી, બેઠાં દંપતિ ત્યાં નિરધારરે. જગ૦
પંચને અગ્નિ શાખે પરણાવીયાં, ચંદ્રાનનને કુમળાવતી નારરે. જગ૦
કરમોચન વેળાએ નૃપ દીએ, ચીર ભૂષણને શણગારરે. જગ૦
વરરાજા માગે ઘણો દાયજો, માગે અશ્વ રતન પંચ સારરે. જગ૦
રાય આપે તે હય ગય હર્ષથી, કન્યાસહ લઈ જાય મંત્રીદ્વારરે. જગ૦
હવે બને બનાવ મંત્રી ઘરે, સુણો શ્રોતા વાણી શ્રીકારરે. જગ૦

દોહરા.

કુંવરી સ્વર્ગથી ઉતરી, અમરી ઉર્વશી જાણ;

કુંવર મદન અવતાર એ, સરખી જોડ સુજાણ. ૧
ચિંતે કુંવર મ્હેં કર્યું, અતિ અણઘટતું આળ;
કુષ્ટિ કંઠે કાગને, ધરી મુક્તાફળ માળ. ૨
દેખી દુ:ખ દયામણો, આમણ દુમણ થાય;
મન ચિંતે અહીંથી છૂટી, જઊં કરી કોય ઉપાય. ૩
પિયુનું ચળ ચીત્ત જોઇને, ચમકી ચતુરાં તેહ;
કેડ ન મૂકે કુંવરની, રાગે રંગાણી દેહ. ૪
દેહ ચિંતાનું મિષ કરી, નિકળ્યો ઘરની બ્હાર;
જળ ઝારી લેઇ કામની, ચાલી ત્હેની લ્હાર. ૫
શુન્યમને ઊભો રહ્યો, શી ચીંતા છે નાથ?
ભામની કહે કરજોડીને, લાજ તમારે હાથ. ૬
ભૂખ તરશ કાંઇ હોય તો, મોદક જમો સુજાણ;
એક ભાણે દંપતી જમે, બોલ્યો કુંવર સુ વાણ. ૭
મીઠા એ મોદક ભલા, ખાતાં ભાગે ભૂખ;
પણ ક્ષીપ્રાનું નીર મળે, તો થાવે સૌ સુખ. ૮
ચીંતે કુંવરી ચિત્તમાં, ઉજ્જેણીની વાત;
શું જાણે એ કુંવરજી? હશે પીયર ત્યાં માત? ૯
ગયાં શયનગૃહ દંપતી, દેખી કુંવર ચળ ચિત્ત;
કહે કામની કંથને, કેમ પટંતર પ્રીત? ૧૦

## પદ તેરમું.

પધારોને પ્રીતમજી પલંગેરે—એ રાગ.

પધારોને પ્રીતમજી ઊમંગેરે, રંગ અનંગ રસરેલ છેલ કરો અતિ ઉછરંગેરે. પધારોને પ્રીતમજી ઊમંગેરે. ટેક૦
હર્ષની વેળા શું અલવેસર? રંગમાં ભંગ કરો પ્રાણેશ્વર;

પ્રીતની રીત ન એ વાલેસર, રમીએ રંગેરે૦ પધારોને૦ ૧
પ્રાણજીવન રહો પલક ન ન્યારા, પ્રભુ છો મમ આંખ્યોના તારા;
હું માલતી મધુકર છો પ્યારા, સ્થાપો ઉત્સંગેરે૦ પધારોને૦ ૨
ચોરીમાં કોલ આપ્યો સમ વહાલા, વાંક પડ્યો શો મ્હારો લાલા;
કેમ રીસાયા છેલ છોગાળા ? બોલો ઉમંગેરે૦ પધારોને૦ ૩
હું અબળા છું દાસી તમારી, તમે શીરતાજ પ્રિયા શીર ભારી;
મૌન રહ્યા શું નેહ નિવારી, હર્ષ પ્રસંગેરે૦ પધારોને૦ ૪

## પદ ચૌદમું.

કંગનવા મેરા ઢરકેં સરક સરકેરે—એ રાગ.

રંગીલી ત્હારા રૂપ ગુણે મોહી રહ્યોરે, પ્રાણથી પ્યારીરે,ઘડીય ન ન્યારીરે.
નવ મૂકું કદી વિસારી, પરણીની પ્રીત નિવારી, તજતાં દુ:ખ સાલે ભારી;
સાચો સ્નેહ થયોરે. રંગીલી૦ ૧
પણ ઉદરે પીડ આવેરે, પ્રાણ પલકમાં જાવેરે, હું જંગલ જઇને આવું,
પછી નિ:શંક થઈ મનાવું,એમ કહી ગયો હું આવું વહાલીસુખે રહોરે.રં.૨
વનિતા રહી વિશ્વાસેરે, જળ ઝારી લેઇ જાશેરે, પિયુ મળે ન તે સંડાસે;
વાલમ એવંતી જાશે, અંતે સત્યનો જય થાશે; ઢાળે નીર વહ્યોરે. રંગીલી.૩

દોહરા

માત પિતા કુંવર તણા, ઝુરી અડધાં થાય;
ભાળ ન લાગી પુત્રની, કેતા દીન વહી જાય. ૧
રથ બેસીને આવતો, દીઠો જામ કુમાર;
હરખ્યાં માવિત્રો ઘણાં, આનંદ અપરંપાર, ૨
હવે કમળાવતીની સુણો, પરણ્યા પછીની વાત;
કુસુમપૂરમાં જે બન્યો, ખેદજનક ઉત્તપાત. ૩

### ચોપાઈ.

વાર થઇ નવ આવ્યો નાથ, જોવા ગઈ ઝારી લઈ હાથ;
નાથ ન દીઠો વાડા માંહ્ય, વિરહાનળની લાગી લાહ્ય. ૧
મૂર્છા ખાઇને ધરણી ઢળી, શિતળ પવને મૂર્છા વળી;
હા ! નાથ ઉચ્ચરે મુખ એમ, રૂવે કુટે દુઃખ આવ્યું જેમ. ૨
ચંદ્રાનન કુંવરનો વેષ, સચીવ સજાવે સુતને એશ;
રાજકુમરી પાસે મોકલ્યો, જેવો સજ્જાપર સંચર્યો. ૩
કુત્સીત રૂપે એ કોઢીયો, દીઠો કુમરીએ દોઢીયો;
ઝબકીને અળગી ગઈ તામ, પ્રાણપ્રિયા મમ આવો આમ. ૪
રમો જમો વહાલી મમ સાથ, તું મમ પ્રાણાધાર છો આથ;
કહે કુંવરી વિમાસી બોલ, મૂરખ ઘટશે ત્હારો તોલ. ૫
પુર્વકૃતિનાં ફળ પામીયો, દુઃશીલ થઇશ નરકાગામીયો;
અલગો રહે પાપી આ ઠામ, પરસ્ત્રી સંગે વિણસે કામ. ૬
વાલમ મમ ઉજ્જેણી વસે, મળવાથી મ્હારૂં મન હસે;
વાસભૂવનથી નિકળી બહાર, દાસી પૂછે સ્વામીની સાર. ૭
કેમ નાંખોછો તમે નિશ્વાસ, કહે મમ વાલમ નહિ આવાસ;
પાપી કોઢીયો આછે કોક, ભૂત પ્રેત સમ આવ્યો ફોક. ૮

### પદ સત્તરમું

રાગ સોરઠ—વિમળા નવકરશો ઉચાટ કે-એ રાગ.

વાહાલા પ્રાણજીવન પિયુ વિનતી આ અવધારજોરે,
પરણી તરત તજી વણ વાંકે વાત વિચારજોરે. વહાલા૦ ટેક.
વરત કાપીયું કુવે ઉતારી, નિર્દય નાથ દયા નવ ધારી;
એ વિશ્વાસઘાતનું પાતક વારજોરે. વહાલા૦ ૧
ગયા હોત મમ દોષ દાખવી, દુઃખ ન લાગત વ્યથા સાંખવી;

વિરહવ્યથા પ્રાણેશ્વર આવી નિવારજોરે. વહાલા૦ ૨
છળથી છેતરી નાથ નમેરા, ઉજ્જેણી પંથે કીધ ડેરા;
સમજી ક્ષીપ્રા જળનો મર્મ હું ઠારજોરે. વહાલા૦ ૫
નાથ તજી પણ તજું ન પ્યારા, ન્યારી ન રહે જીવતાં દારા;
સાંકળચંદ ઉજ્જેણી પંથ સુધારજોરે. વહાલા૦ ૪

## પદ અઢારમું.

આશાગોડી–કામ છે દુષ્ટ વિકારા અહા પ્રભુ—એ રાગ.

કર્મતણી બલિહારી, જગમાં કર્મતણી બલિહારી. ટેક.
રાત વિતી રવી ઉગ્યો ત્યારે, પિયર ગઈ તે બિચારી;
માતને વાત સુણાવી રડતાં, થઈ માતા દુઃખીયારી. જગમાં૦ ૧
રાજસભામાં મંત્રી આવ્યો, પાપબુદ્ધિને પ્રચારી;
શ્યામ વદનં નીચું મુખ રાખી, મૌન રહ્યો નિરધારી. જગમાં૦ ૨
રાય કહે હર્ષવેળા દીલગિર, કેમ દીસો છો અપારી?
પ્રીત તીહાં પડદો નવ રાખો, વાત કહો વિસ્તારી. જગમાં૦ ૩
નાંખી નિસાસો કહે મંત્રી તવ, દૈવથી નવ બળજોરી;
દોષ ન મંત્રી કહે કુંવરીનો, કર્મ તણી ગતિ ન્યારી. જગમાં૦ ૪
વિધિ પ્રતિકુળથી કુંવરી સંગે, કુષ્ટિ થયો સુત ભારી;
રાય ભણે કુળ ખંપણ કુંવરી, વિધિએ દીધ વિષક્યારી. જ૦ ૫
દેવકુમર સમ કુંવરને કીધો, સ્પર્શે કોઢીયો ભારી;
મંત્રી ઘર જઇ જૂવે જમાઇને, દીઠો રોગી તે વારી જગમાં૦ ૬
કર્મથી કુષ્ટિ થયો મંત્રી સુત, દોષ કુંવરી શીર જારી;
રાય કહે મ્હેં જોરે દીધી, કામ કર્યું અવિચારી. જગમાં૦ ૭
મંત્રી કહે નહીં દોષ રાયનો, વાંક ન વહુનો લગારી;
પુત્રીની પેરે પાળીશ પ્રેમે, કર્મને વશ નરનારી. જગમાં૦ ૮

વહાલી પણ વેરણ થઈ ભૂપને, રાખી એકલહારી;
સા ચિંતે મરવું અતિ સારૂં, આવ્યું કલંક શીર ભારી. જગમાં૦ ૯
ઉદ્યમ કરીને આળ હું ટાળું, ધર્મે વિજય વધારી;
**સાંકળચંદ** ઉજ્જયણી પૂરમાં, મળશે પિયુ નિરધારી. જગમાં૦ ૧૦

## પદ ઓગણીસમું.

રાગ ભૈરવી—આખી આલમને ઠગનારી—એ રાગ.

તેડી સિંહસામંત એકવારી, કુંવરી વાત કહે વિસ્તારી;
આળ અકારી, પડી શીર ભારી, સાહ્ય કરો પ્રભુ ખાતર મારી;
તો થઉં નિઃકલંક નારી, તેડી સિંહસામંત એકવારી. ટેક. ૧
કહે સિંહ ધારી, બ્હેન તું મ્હારી, રાયને કહી ઉપાય વિચારી;
સાહ્ય કરીશ હું ત્હારી, તેડી૦ ૨
રાયની પાંસે, સિંહ ઉલ્લાસે, જઈ સમજાવી સત્ય પ્રકાસે;
દોષ રહિત છે કુમારી. તેડી૦ ૩
કહે તવ રાજા, એ મમ તનુજા, વહાલી પણ થઈ વેરણ તાજા;
કર્મતણી ગતિ ન્યારી, તેડી૦ ૪
ભૂપે તેડાવી, કુંવરી ત્યાં આવી, કરજોડી કહે શીર નમાવી;
નરનો વેષ દો ભારી. તેડી૦ ૫
ભાગ્ય જો ભાવી, નાથ મનાવી, રાજ્ય મહેલ પધરાવું લાવી;
શીરથી કલંક ઉતારી. તેડી૦ ૬
પણ સિંહ સાથે, આવે જો આથે, પ્રભુ કરૂણાથી પકડી હાથે;
નાથને લાવું લ્હારી. તેડી૦ ૭
રાયે વળાવી, સિંહને ભળાવી, કુંવરી એવંતીએ સિધાવી;
**સાંકળચંદ** સુખકારી. તેડી૦ ૮

## પદ વીસમું.

મહીનું મૂલ બતાવ પ્રેમદા પ્રેમ ધરીરે—એ રાગ-કાફી.

કુંવરી ઉજ્જેણી જાય, નરનો વેષ ધરીરે. કુંવરી ઉજ્જેણી જાય. ટેક.
પંથ કાપતાં આવ્યો ઉજ્જેણી, કુસુમપૂરીથી કુમાર;
સામો આવ્યો ભૂપ ઉજ્જેણનો, દે આવાસ શ્રીકાર;
અતિ સન્માન કરીરે. કુંવરી૦ ૧
નિર્મળ જળનું નવાણ નિહાળી, કુંવરી કરે ત્યાં નિવાસ;
અશ્વરતન પંચ પીવા પાણી, આવ્યા અતિ ઉલ્લાસ;
ઓળખીયા કુંવરીરે. કુંવરી૦ ૨
સેવકને કહે અશ્વ એ કોના, પૂછો નામ નિશાન;
કહે સૌ એ હય ચંદ્રાનનના, શેઠ ધનંજય જાણ;
ત્હેનો સુત સફરીરે. કુંવરી૦ ૩
નામ ઠામ સૌ નક્કી કરીને, આવ્યા સેવક ઠામ;
ચંદ્રાનન ગયો લેખશાળાએ, તેડયો અધ્યાપક તામ;
છાત્ર સહીત નુંતરીરે. કુંવરી૦ ૪
સૌ છાત્રોને પીરસ્યું ભોજન, ભક્તિ કરી સામાન્ય;
ચંદ્રાનનને કંચન થાળે, પીરશી દે બહુમાન;
વીંઝે વા કુંવરીરે. કુંવરી૦ ૫
બીજા છાત્રો પંક્તિ ભેદથી, ખેદ ધરે મન માંહ્ય;
માન દીએ કેમ ચંદ્રાનને, સ્નેહ સાગરમાં નાહ્ય;
કુંવરી પ્રેમ ધરીરે. કુંવરી૦ ૬
કીમતી ભૂષણ કુંવરને આપે, દે બીજાને સામાન્ય;
કુંવરે નિજ પ્યારીને પિછાણી, ધન્ય સતી ચતુરસુજાણ;
તજી વણુવાંકે પરીરે. કુંવરી૦ ૭

કહે બાળા સૌ છાત્રો ભાખો, નિજપર વિતી વાત;
તવ કહે સૌ ચંદ્રાનન કહેશે, છે વલ્લભ એકાન્ત;
વાત તે કહેશે ખરીરે. કુંવરી૦ ૮
અધ્યાપકની આજ્ઞા લઇને, કુંવર કહે સુણો વાત;
કલ્પિત કહું કે અનુભવની કહું, બોલો બોલ સુજાત;
સુણજો હર્ષ ધરીરે. કુંવરી૦ ૯
કુંવરી કહે કહો વાત વીતેલી, કુંવર કહે બધી વાત;
હરણ થયું પછી પરણ્યો ભાડે, કાઢયો ઘરથી નિપાત;
મંત્રીએ છળ ઉચ્ચરીરે. કુંવરી૦ ૧૦
હૃદય હસે પણ કૃત્રિમ કોપે, સેવકને કહે તામ;
એ જુઠા બોલાને પકડો, નાઠા છાત્ર તમામ;
કુંવરને કહે કગરીરે. કુંવરી૦ ૧૧
નાથ ઘટે નહીં આવું કરવું, વણ વાંકે તજી આપ;
વાળ્યું વરત કુવે ઉતારી, એ સમ અવર ન પાપ;
બોલો પ્રેમ ધરીરે. કુંવરી૦ ૧૨
તજી નર વેષ બની તે નારી, સિંહને કહે મમ નાથ;
કુંવરને સિંહ નમ્યો તે વેળા, સતી કમળાવતી સાથ;
નિરખે નજર કરીરે. કુંવરી૦ ૧૩
થાય થવાનું ભાવી ભાવે, કર્મને શરમ ન લેશ;
ખેદ ન ધરશો નાથ નગીના, હર્ષ છે આજ વિષેશ;
બાજી સૌ સુધરીરે કુંવરી૦ ૧૪

## પદ એકવીસમું.

લીલાવતીએ લખી મોકલ્યોરે-કાગળ પ્રીતમ પાસ-એ રાગ.

પરણીને પ્રીતમ પરહરીરે, શા વાંકે મમ નાથ ?

છેલ છબીલા છેતરીરે, પિયુ અબળા હું છું અનાથ.
વહાલા મનમાં વસ્યા, પ્રભુ લાજ તમારે હાથ.
વહાલા મનમાં વસ્યા. ૧
ચંદ્રવદન તુમ ભાળીનેરે, ચમકી ચકોરી હું ચીત્ત,
ભાડે પરણીને ગયારે, નહીં સજ્જનની એ રીત, વહાલા;
જ્યાં પડદો ત્યાં શી પ્રીત? વહાલા. ૨
કુષ્ટિ કર પ્રિયા સોંપતાંરે, ઉગ્યાં શીરે દુઃખ ઝાડ,
વણિક વિદ્યા પીયુ કેળવીરે, આવ્યા છળથી ઉજ્જેણી નિલાડ, વહાલા.
માનું ક્ષીપ્રા એધાનીનો પાડ. વહાલા. ૩
સતી શીરોમણી તું ખરીરે, કીધું અઘટતું મ્હેં આમ,
પ્રાણ વિયોગ સંજોગમાંરે, મ્હારે કરવું પડ્યું એ કામ.
પ્યારી મમ મન વસી, ચતુરાં તું ચતુરાઈનું ધામ, પ્યારી૦ ૪
દંપતી ધર્મને પાળશુંરે, તજીશ ન પ્રેમનો પંથ,
અર્ધું અંગ છો ભામનીરે, દુઃખ સુખમાં સાથી આદ્યંત. પ્યારી૦
ગુંથે ગુણના સાંકળચંદ ગ્રંથ. પ્યારી. ૫

દોહરા.

મન સંશય ટળવા ગયો, સિંહ ધનંજય ગેહ,
રાય દીધા ભાજન જૂવે, ભૂપ નામ સસનેહ. ૧
સિંહ કહે સુણો શેઠજી, એ તુમ સુતની નાર.
સુણી હરખ્યો તે શેઠ તવ, લેઈ ગયો નિજ દ્વાર. ૨
સાસુ સસરાને નમી, કુંવરી ત્યાં તત્કાળ,
પુરજન સૌ જોવા મળ્યા, હરખ્યા બાળ ગોપાળ. ૩
સિંહસામંત નિજપૂર ગયો, કહી પૂરપતિને વાત;
રોમ રોમ નૃપ હરખીયો, ધન્ય મમ પુત્રી સુજાત. ૪

નર વેષે ચતુરાઇ કરી, શોધ્યો નિજ ભરથાર,
સત્ય તણો જય જય થયો, ધિક્ મંત્રી અવતાર. ૫
મોકલીયો એવંતીએ, સિંહસામંત તે વાર,
જમાઇને તેડાવીયો, આવ્યો કામ કુમાર ૬
કુસુમપૂર દંપતી ગયાં, સન્મુખ ભૂપતિ જાય,
દે સન્માન જમાઇને, ગજ વર ખંધ ચઢાય. ૭
પૂર પ્રવેશ મ્હોત્સવ કર્યો, હરખ્યો સકળ સમાજ;
ચિરંજીવો દીવો કુંવર, કહે સૌ સફળાં કાજ. ૮

## પદ ત્રેવીસમું ઉપસંહાર.

મુજ ઉપર ગુજરી પિતા પાદશાહ જાણી–એ રાગ લાવણી.

પછી મંત્રીનેબોલાવી ભૂપતિ ભાખે,ધિકધિકપાપી તું પાપતણાં ફળ ચાખે;
ત્હેં કલંક કુડું સતીનેદીધું પાપી,નધરીપ્રભુનીબ્હિકમ્હારી લાજ ઉથાપી. ૧
નિજ તનુજ કોડીયોછતાં ગયો મોશાળે,છે રૂપ ગુણનોભંડાર કહ્યું કુટ કાળે;
વિશ્વાસે રંભા સમી પુત્રી મ્હેં આપી,ત્હેં સાચી વાત ન કહી છેતર્યો પાપી ૨
કરી પ્રપંચ ચંદ્રાનન પરણાવી ભાડે,સતીને શીર દેઈ કલંક કાજ વિણસાડે;
મુજ પુત્રી કળા કેળવી નાથમનાવી,લાવીસતી શિરોમણીનિજ ભાગ્યે ફાવી.૩
એમ કહી વધકને વધ કરવાને સોંપ્યો, મંત્રીના રૂઠયા રામ ભૂપતી કોપ્યો;
સુણીકુંવરકહે કરજોડ મ્હેરમુજ કીજે,મહારાજ મંત્રીને જીવિતદાનશુભદીજે૪
બુદ્ધિ કર્માનુસાર જીવની જાણો, મહારાજ નિમિત્ત એ મંત્રી સ્હેજ પ્રમાણો,
બનવાનું ભાવી બને ન વાંક બીજાનો,જેલખ્યા લેખનવ ટળે ભૂપતિ માનો.૫
કુંવરે મંત્રીને જીવીત દાન અપાવ્યું, અપકારીનો ઉપકાર કરી બતલાવ્યું;
ઘરબાર જપ્ત કરી કાઢયો નિજ દેશેથી, કંગાલ કર્મથી થયો ભિક્ષુ વેષેથી.૬
નહીં ભૂપને સુત ચંદ્રાનનને સુત થાપે ,તસ માતતાતને રાય બોલાવી આપે,
અંતે ચંદ્રાનનનેભૂપતિપદ દીધું,કમળાવતીથઈ પટરાણી કારજ સીધ્યું.૭

ચંદ્રાનન ભૂપનું રાજ્ય ન્યાયથી ચાલે,નિજ પ્રજા પુત્ર પુત્રીસમ રાજા પાળે,
કર્મે હોય રાજા રંક રંક વળી રાજા,સાંકળચંદપુણ્ય પ્રભાવઅનાજાતાજા.૮



## શઠ બ્રહ્મચારી અને વિશ્વાસી વિપ્ર.

સાદી લાવણી–મુજ ઉપર ગુજરી પિતા પાદશાહ જાણી—એ રાગ.

વૈરાટયપૂરિમાં વિશાળનામમહારાજા,ત્યાંબ્રાહ્મણભોળાનાથદ્રવ્યમાંતાજા;
તસનારમરીગઈવૃદ્ધવિપ્રનેમેલી,ભટપરણ્યા ચંદ્રમુખી દેઇ નાણાથેલી. ૧
તેસોળવર્ષનીસુંદરીરૂપનો રેલો, તસ પ્રેમ પાસમાં પડયો વિપ્ર મૃગ ઘહેલો;
જસકેશવેણીજોઈનાગવશ્યોપાતાળે,શુભરક્તચાંદલોઅષ્ટમીશશિસમભાળે ૨
વળી ઇંદ્રધનુષ સમભ્રમરસ્મરને ભમાવે, નરનયનકટાક્ષકટારીથીઘાયલ થાવે;
અણીઆળી નાશા શુકચંચુસમ શોભે,છેરક્ત અધર પરવાળાજોઈમનલોભે.૩
છેકપોલલાલગુલાબીરંગેગોરા, જસ વદન ચંદ્રસમ ચંદ્રમુખી એ ચકોરા;
વળી પીન પયોધર કટિ કેસરી લંકી, એ મદનશસ્ત્ર સીઘાયલકરેઅટંકી ૪
તસરૂપદીપકમાંપડીપતંગભટ ભૂલ્યો, પ્રેમદા રસ રંગે પ્રેમ હિંડોળે ઝુલ્યો;
એકદા કારણસર જવું ગોરને કાસી, નહિ રેલ જતાં આવતાંથાયછમાસી ૫
ભટકરેવિચારગયાવિણુત્યાંનવચાલે, સુની રહે ચંદ્રમુખી તો પરઘર મહાલે;
વળી પરદેશે પગબંધન સાથે લેતાં,શું કરવું ભોળાનાથ કરે એમચિંતા? ૬
એકદાકોઈબ્રહ્મચારીમ્હેલામાંઆવ્યો,જમવાનું કહીને ભટે નોંતર્યો બાવો;
તેઘરમાંબેઠોચંદ્રમુખીનેનિરખી,ભૂલ્યોનિજભાનનેસ્રી બાવોજોઇ હરખી. ૭
બ્રહ્મચારીબાળેવેષયુવાનરૂપાળો, જોઇ ચમકી ચતુરાં કરે આંખ્યનો ચાળો;
બેઉનેરઢલાગીઅરસપરસ્સકરીસંજ્ઞા,ખાધુંનવખાધુંગયોસ્થાન ચિત્ત ભમ્રા. ૮
આ ભોળો બ્રાહ્મણ કશુંનસમજ્યોત્યારે,પાપીબ્રહ્મચારીઆવ્યોફરીજરીવારે;
લ્યો આ તરણું મહારાજાતસારાઘરનું,મુજકપડેચોટચુંઆવ્યુંપણુતેપરનું. ૯
વણુ દીધું નવ લેવાય અદત્તા લાગે, બ્રહ્મચર્ય નાશ તો થાય લેઉં વણુ માગે;

એમકહીતરખલુદેભટનેનિરધારી,મનભોળોકરેવિચારમલોબ્રહ્મચારી. ૧૦
સોંપું એને ઘર નાર બિગાડ ન થાવે? બ્રહ્મચારી હા ! જો ભણે પુણ્યપરભાવે;
કહેવિપ્રસુણોમહારાજવિદેશેજાવું,કરીકામસફળદીનથોડારહી ઘર આવું. ૧૧
ત્યાંલગીઆપસાચવોનારઘર મ્હારાં, માનીશ મ્હોટો ઉપકાર તમે છો સારા;
રહીમાંડવીમાકરીરસોઈજમજોભાવે, આ ચંદ્રમુખીનેજવાનદેશોકયાંએ ? ૧૨
કહેબ્રહ્મચારીમહારાજ ભૂત વળગાડો, સ્ત્રી પાસે રાખી બ્રહ્મચર્ય વણસાડો;
સ્ત્રીવસેઔતજ્યાંઆડીહોયનિવાસે,ત્યાંબ્રહ્મચારી નવ વસે રહે કેમ પાસે ? ૧૩
મળવાઆવ્યોદળવાબેસારોરાજા, પણજમ્યોઅન્નતુમનાકહુંકેમમહારાજા !
દીનથોડારહીઆવજોપત્રપાઠવજો,સાંકળચંદભટજીઘરનીચિંતાતજજો. ૧૪

## પદ બીજુ—રાગ કવ્વાલી.

શુકન જોઈ વિપ્ર સંચરીયા, કાશી સન્મુખ પરવરીયા;
રહ્યાં ઘર લ્હેરમાં પડીયા, ચંદ્રમુખી જાર સુખ ભરીયા. ૧
જોડ આશુક માશુકની, અમન ચમને રમે બમણી;
ગયા દીન વહી થઇ રમણી, ચંદ્રમખી ગર્ભણી ઠમણી. ૨
કરે વિચાર બ્રહ્મચારી, ફજેતી થાય અહીં મ્હારી;
કૂટીને કાઢશે મારી, ચંદ્રમુખીને કહે ધારી. ૩
જવું પરગામ નિરધારી, લઈ ધન માલ સૌ લ્હારી;
જતાં ગુપ્ત ચોર સૌ ધારો પડોશી કેડ લે મ્હારી. ૪
ખુશીથી મોકલે હેવો ? તમાશો હું કરૂં કેવો ?
ભજવજે વેષ તું તેવો ? નવિન નાટક રચું કેવો ? ૫
ગયો પછી આગલે ગામે પોષ્ટમાં પત્ર જઈ નામે;
નાંખી આવ્યો તરત ધામે, બીજે દીન પત્ર તે પામે. ૬
પત્ર તે પંચમાં ખોલ્યો, લખે કાશી થકી ભોળો;
પડયો માંદો ઘણો ઢોલો, પ્રિયા મ્હો દેખવા મ્હેલો. ૭

સાથ સમજાવી બ્રહ્મચારી, પડોશી મોકલો લ્હારી;
કુટે શીર ચંદ્રમુખી નારી, રૂઠયો હા! દૈવ નિરધારી. ૮
લખ્યો આ લેખ મમ નાથે, પડોશી કોઈ ચલો સાથે;
પડોશી કહે મળી ખાંતે, જાઓ બ્રહ્મચારી સંગાથે. ૯
હવે બ્રહ્મચારી ના પાડે, પડી વેળા પડો આડે;
પડોશી કહે કામ કાઢે, ફરજ બ્રહ્મચારીને પાડે. ૧૦
પછી બ્રહ્મચારીને નારી, સિધાવ્યાં લઈ પુંજી સારી;
ગયાં ઉજ્જયની નિરધારી, થયાં ત્યાં દાનવીર ભારી. ૧૧
લઈ એક મ્હેલ શણગારી, નવિન જોડું રહ્યું જારી;
કરે સુખ ચેન નરનારી, પ્રસિદ્ધિ દાનથી ભારી. ૧૨

## પદ ત્રીજું—ભુજંગીછંદ.

થયું કામ કાશી થકી ઘેર આવ્યો,ભલો વિપ્ર ભોળા સ્વભાવે ન ફાવ્યો.
નહીં ઘેર નારી નહીં બ્રહ્મચારી, દીઠું ઘેર તાળું થયો ત્રાસ ભારી ૧
પૂછે પ્રશ્ન પાડોશીને વિપ્ર ત્યારે, ગઈ કયાં પ્રિયાને ગયો બ્રહ્મ કયારે?
કહે મંદગીનો અહીં પત્ર આવ્યો, તમો પાસ તે બ્રહ્મચારી સિધાવ્યો. ૨
લઈ ચંદ્રમુખી ગયો આપ પાસે, વિચારે ભલો હું ઠગાયો નિરાશે;
અરે! ઘાત વિશ્વાસનો કીધ એણે, ફજેતી થશે ગુપ્ત હું રાખું ત્હેને. ૩
હવે ઉદ્યમે શોધ કાઢું હું રાચી, થઈ ઠાવકો તે કહે વાત સાચી;
મળ્યા તે ન વાટે ગયાં બીજી વાટે, કરી શોધને ઘેર લાવું હું જાતે. ૪
પછી જોઈ વિપ્રે હવેલી તપાસી, ગયાં લેઇ વાળી ન કોડી નિવાસી;
ધરી ધૈર્યને વિપ્ર ચાલ્યો વિદેશે, પડી આપદા સંપદા ધીર લેશે? ૫
જૂવે ગામ ગામે ન કયાં ભાળ લાગે! ગયો વિપ્ર ઉજ્જેણીમાં એ સુ ભાગ્યે;
કરી પુછ તો દાન દે જેહ થોકે, બતાવ્યા નવી જોડ ત્યાં ગામ લોકે. ૬
ગયો વિપ્ર છાનો જૂવે ગુપ્ત મોખે, નવું જોડું બેઠું દીઠું મ્હેલ ગોખે

પછી પાપીને જોઇ મ્હોચ્યો મશાણે, મઠે મ્હાલતો યોગિ દીઠો અજાણે. ૭
નમી યોગિને તે વદે વિપ્ર વાણી, સુવા દ્યો મ્હને આજની રાત જ્ઞાની
કહે યોગિ ના પાસ રાખું કદાપી, અમે યોગિને માણુસો આજ પાપી,
ન સંસારીનું કામ વૈરાગી પાસે, કુસંગે રૂડા કસ્તુરી વાસ નાસે;
કહે વિપ્ર જો આગના હોય ખાંતે, પડયો ઓટલે હું રહું આજ રાતે ૯
ન આપે રજા તે સુતો ત્યાં પરાણે, અઝંપે ન ઊંઘે જૂવે ખેલ છાને;
પછી મધ્યરાત્રી થઇ ઘોર કાળી, કરી ચોર ચોરી પધાર્યા ખુશાલી. ૧૦

## પદ ચોથું—ચોપાઇ.

મધ્ય રાત્રીએ તસ્કર માલ, ચોરી કરી લીલમને લાલ;
રાય તણો લુંટી ભંડાર, ચોરી લાવ્યા અપરંપાર. ૧
મણી માણેક મોતીને લાલ, રત્ન જડીત સોનાનો માલ;
તસ્કર પેઠા મઠમાં તામ, બાવાને દે માલ તમામ. ૨
બાવો રીઝયો દે સન્માન, ધૂણી ખોદી કહેડ સમાન;
ઘાલ્યો ધુણી નીચે માલ, ઉપર માટી અગ્નિ ઝાળ. ૩
વિપ્ર કપટ ઉંઘે જાગતો, જૂવે કર્યો બાવે જાપતો;
પરભાતે પગલું તત્કાળ, આવ્યું મઠમાં કહે કોટવાળ. ૪
બાવા દે રાજાનો માલ, નહીંતો આવ્યો ત્હારો કાળ;
બાવો કહે અહીં કરો તપાસ, આ લંગોટી છે મુજ પાસ. ૫
કહે પગી પગલાંનો તાલ, નિશ્ચે આવ્યો મઠમાં માલ;
તવ બાવો કહે પંથી કોક, સુતો ઓટલે છાનો લોક. ૬
ચોરી કરી એણે કદી હોય, પકડો એ પાપીને તોય;
પકડી બાંધ્યા ભટને તામ, દ્યો ભટજી એ માલ તમામ. ૭
બોલે નહીં બ્રાહ્મણ તે વાર, મારે મુદ્દગરનો બહુ માર,
ત્યાં રાજા નરસિંહ ભૂપાળ, ન્યાયવંત દાનો નરપાળ. ૮

લાવ્યા બાંધી રાય હજુર, પૂછે વિપ્રને રાય સનુર;
કરી ચોરી કે ત્હેં નવ કરી, બોલ્ય વાત સાચી ઉચ્ચરી. ૯
દીઠો માલ કે તાલ તમામ, દીઠા ચોરકે શું થયું આમ ?
મુદ્દામાલ ન ત્હારી પાસ, પણ આવ્યું પગલું ત્યાં ખાસ. ૧૦
કરી ચોરી કે ન કરી હોય, પણ નિશ્ચે જાણે તું સોય;
ગુન્હેગાર સો છૂટી જાય, બિન ગુન્હે માર્યો નવ જાય. ૧૧
માટે સાચી કહે તું વાત, છોડી મૂકું હું સાક્ષાત;
નહિતો બ્રાહ્મણનો વધ થાય, મ્હારે કરવો પડશે ન્યાય. ૧૨
વિપ્ર ન બોલે નામ નિશાન, ડોક હલાવી કરતો સાન;
મુખે ન બોલે એક ઉચ્ચાર, સભા કહે પાખંડીયાર. ૧૩
નિશ્ચે એ છે સાચો ચોર, માલ ગોપવ્યો કોઈક ઠોર;
પછી રાયે કરી શિક્ષા તામ, લેઈ જાઓ વધ કરવા કામ. ૧૪
વધક ગયા લેઇને વધ સ્થાન, વિપ્ર કહે એક અરજ નિદાન;
મહારાજાને કરવી ખાસ, વધક ગયા લેઈ રાજા પાસ. ૧૫
ખડો કર્યો બ્રાહ્મણને જામ, વિપ્રે નૃપને કર્યા પ્રણામ;
કહે મહારાજા બોલો બોલ, વિપ્ર વદે તવ બોલ નિટોલ. ૧૬

## પદ પાંચમું—રાગ સોરઠ.

વિમળા નવ કરશો ઉચાટ કે વહેલાં આવશું રે—એ રાગ.

મહારાજા તાજા આ રંકની અરજ સ્વિકારજોરે,
શું હું ચોર અગર શાહુકાર, તે આગળ ધારજોરે. ટેક.
પ્રજા પુત્ર પુત્રી સમ પાળો, ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ દયાળો;
અંત્યજ હાથે બ્રાહ્મણનો વધ વારજોરે. મહારાજા૦ ૧
ક્ષીપ્રા નદીને તટ ચ'ય ખડકી, મરવું મ્હારે હાથે હરખી;
અંગુઠે અગ્નિ મૂકવાનું ધારજોરે. મહારાજા૦ ૨

પણ એક અરજ કરૂં હું ભાવે, એહ તમાશો જોવા આવે;
બુઠ્ઠા બાળ નગરના સૌ જન સારજોરે. મહારાજા૦ ૩
જે જોવા નવ આવે એનો, ન્યાય થાય મ્હારા સમ ત્હેનો;
હુકમ કરી નૃપ પ્રજા સહીત પધારજોરે. મહારાજા૦ ૪
રાયે વિપ્રની અરજ સ્વિકારી, હુકમ કરી કીધી તૈયારી;
બીજે દીન તટીની તટ ઠઠ મળી ધારજોરે. મહારાજા૦ ૫
ચિતા રચી બ્રાહ્મણ મુખ બોલે, સળગાવો રવી ચ'ય નિજ ઝાળે;
સત્ય હોય તો આ ચ'ય જળથી ઠારજોરે. મહારાજા૦ ૬
એમ વદી ચ'ય પ્રદક્ષિણા દે, ત્રઇણુ વાર ફરી ફરી બ્રાહ્મણ તે;
સાંકળચંદ શું અચરજ થાય વિચારજોરે. મહારાજા૦ ૭

પદ ૬ ઠું—ચોપાઇ.

હવે વિપ્ર તે ભોળાનાથ, ભજવે નાટકનો ત્યાં પાઠ;
રાજા પ્રજા શેઠ શાહુકાર, મળી અઢારે વર્ણ અપાર. ૧
જીહાં તમાશો ત્યાં સૌ જાય, હોય ન તેડું ત્હેનું કયાંય ?
અચરજ જોવા મેદની મળી, હવે વિપ્રની આશા ફળી. ૨
ત્રણ પરદક્ષિણા દે તે ઠામ, ચ'યની પાછળ બ્રાહ્મણ તામ;
એકએક ફેરે એક પદ કહે, એકએકને પકડી કર ગ્રહે. ૩
સોંપ્યા સિપાઇને તે વાર, ત્રઇણેને વિપ્રે તે ઠાર;
જે પદ બોલ્યો ભોળાનાથ, તે સાંભળજો સૌ મળી સાથ. ૪

"તરખલું ન ચોરે આવો બ્રહ્મચારી." ?
"પતિવ્રતા વાહ ! આ નારી ?"
"ચોરી શું કરાવે આવો મઠધારી ?"
"મારી જાય આ ઘર બારી ?"

પહેલું પદને પહેલી વાર, બ્રહ્મચારી પકડયો તે ઠાર;
બીજે પદે ફર્યો બીજી વાર, ચંદ્રમુખી પકડી નિરધાર. ૫

ત્રીજું પદ કહી ત્રીજી વાર, ફરતાં મઠધારી પર સ્વાર;
ચોથું પદ બોલી તત્કાળ, છાતી ફૂટે વિપ્ર વિશાળ. ૬
પામ્યા પ્રેક્ષક અચરજ તામ, ખડખડ હસતા લોક તમામ;
પણ એ ભેદુકથાનો ભેદ, કોઈએ ન કળ્યો વિપ્રનો વેદ. ૭
તવ વિપ્રે અથથી ઇતિ વાત, સમજાવી સૌને સાક્ષાત;
મઠમાં જઈ બતાવ્યો તાલ, ધૂણી ખોદી નિકળ્યો માલ. ૮
રાય વિપ્રને કહે સાબાશ, ચંદ્રમુખી સોંપાવું ખાસ;
વળી પુરોહિત તુજને કરૂં, દરમાયો દઇને દુઃખ હરૂં. ૯
કહે વિપ્ર એ નાગણ નાર, દૂધ સાકરથી પોષી સાર;
છતાં ઘાત વિશ્વાસી તણો, કર્યો રાય એ નાગણ હણો. ૧૦
રાય કહે સ્ત્રી વધ નવ થાય, શાસ્ત્ર વિષે એવી આમ્નાય;
નાકે કાન છેદી પૂર બહાર, બેસારી ખર કાઢી નાર. ૧૧
પાપી બ્રહ્મચારી મઠધાર, શિક્ષા કરી કર્યો દેશનિકાલ;
ફરી પરણ્યો નહિ ભોળાનાથ, રાય હજુર રહી થયો સનાથ. ૧૨
શઠ બ્રહ્મચારી કુલટા નાર, છળથી છેતરીયો ભરથાર;
જો શઠનો કરીએ વિશ્વાસ, સાંકળચંદ થઇએ દુઃખદાસ. ૧૩

## બારવર્ષની બાળા અને બ્યાસી વર્ષનો બુઢ્ઢો.॥
## કન્યાવિક્રયનો કબાલો ને ફજેતીના ફાળકા. ॥

### હરિગીત છંદ.

પૂર પુરંધરમાં રાય નરહરિ વણિક લોભાકર વસે,
માંજાર દૂધ દેખી ધસે તેમ દ્રવ્ય જોઈ લોભી ધસે;
તે વણિકને કન્યા કુંવારી ત્રણ બેટી છે ભલી,
એક બાર બીજી ચૌદ ત્રીજી સોળ વર્ષની અટકળી. ૧

મ્હોટી દીવાળી વચટ પાલી છેક નાં'ની ડાહી છે,
સૌથી રૂપાળી ને ભણેલી ડાહી ગુણની આહી છે;
જેમ કસાઈ બકરો કાપવા દઈ મલીદા પોષે યથા,
તેમ વણિક કન્યા વેચવા સાકર અને દૂધ દે તથા. ૨
કન્યા થઈ વર યોગ્ય જ્યારે માગણી લોકો કરે,
પાંપી પિતા કન્યા બતાવી મૂલ્ય જુજવું ઉચ્ચરે;
વીસ સહસ્ર માગે ડાહીના તે પ્રથમ નંબરની ગણી,
બીજી ત્રીજીના બાર પંદર સહસ્રની છે માગણી. ૩
જેમ બકાલું વેચે બજારે તેમ બેટી વેચવા,
નિર્લજ થયો તૈયાર લોભી મૂર્ખની નહિ કાંઈ દવા;
માગાં ઘણાં આવે બતાવે દામનો નહિ કાંઈ ધડો,
આવ્યો વરસ બ્યાશી તણો એક આંખ્ય કાણો લંગડો. ૪
તે લખપતિ બુઢ્ઢો નવલશા નવી કન્યા વહોરવા,
માગું કરે તે ડાહીનું વીસ સહસ્ર મુલ્ય દઈ વર થવા;
કીધો કબાલો ડાહીનો બહાનું લીધું લોભાકરે,
લેઈ જાન વહેલા આવજો મુજ વચન પાછું નવ ફરે. ૫
પણ કયાસ રેડીમેડને દર દાગીના લઈ આવજો,
શુભ લગ્ન દિન નિરધારીને સંદેશડો અહીં કહાવજો;
તે સમય લોભાકર તણો જે મિત્ર દાનો સન્મતિ,
આપે શિખામણ સ્નેહથી માને ન લોભી દૂરમતિ. ૬
પરમાટી વેચે ખાટકી તે દેખી દીલમાં કંપીએ,
નિજ લાડકીની માટી વેચી કોયલાથી ન જંપીએ;
ભરીએ ન પાપી પેટ દુહિતા દામથી દિન દોહલા,
એ દ્રવ્ય મૂળ લેઈ જાય મન પસ્તાય અંતે કોયલા. ૭

લોભી કહે રે મિત્ર! બુદ્ધિ નથી એક બદામની,
ફળ ખાય વૃક્ષ ઉછેરનારો થાય નવ બીજો ધણી;
નિજ ખેતરે જે પાક પાકે ખાય કે વેચે ધણી,
જે પુત્રી પાકે ઘેર આપણુ વેચીને લઈએ મની. ૮
તવ મિત્ર કહે કોઇ યુવકને દે ભલે પૈસા લેઇને,
કાં વહેર વાળે પુરાતનનું લુલો બુઢ્ઢો જોઇને ?
છે અભણને વળી આંખ્ય કાણો લજાવે ઘર આપણું,
પૂર્વજ તણું ધન ખાય બેઠો તપે પરનું તાપણું. ૯
લોભી કહે કાણોજ રાણો બાળ બુઢ્ઢાને ગણું,
છે લંગડો પૈસે વડો તે ઈંદ્રભંડારી ભણું;
મુખથી કહ્યા તે દામ દીધા વા'રી મંથે શું વળે ?
છઠ્ઠી તણા જે લખ્યા ધાત્રી લેખ ટાળ્યા નવ ટળે. ૧૦
બહુ શિખ દેતાં વિખ વ્યાપ્યું લોભીએ જરી નવ લહી,
કપિને શિખામણ આપતાં કરી સુગ્રહીને નિર્ગ્રહી;
વિવાહ ડાહીનો નવલથી નક્કી કર્યો દુરભાગીએ,
લીધાં લગન મહાસુદ બીજનાં ધવળ મંગળ વાગીયાં. ૧૧

ચોપાઈ.

લોભાકરનું ઘર રંગાય, પાપડ વડીયો ત્યાં બહુ થાય;
માનનિઓ મળી મંગળ ગાય, ધન ઘહેલો ગર્ણી ગર્ણી હરખાય. ૧
એક કહે વર ન્હાનો બાળ, વરસ બારનો નવલ રસાળ;
બીજી સખી કહે બુઢ્ઢો કાળ, કાણો ને લુલો વિકાળ. ૨
ત્રીજી કહે ધનનો નહિ પાર, ડાહીને ઘેર મોટર છે ચાર;
ચોથી કહે ધિક પાપી પિતા, પુત્રીને જોઈ બળતી ચિત્તા. ૩
રંડાપો વહોર્યો રોકડો, જાય ન લેઈ સાથે દોકડો;

એમ પરસ્પર કરીને હાસ્ય, ગાય ગીત માનનીઓ ખાસ. ૪
લોભાકરનો મહા અન્યાય, પ્રભુ કૃપાથી મિથ્યા થાય;
એક દિવસ સન્મતિને ઘેર, ગઈ ડાહી છાની શુભપેર. ૫
કાકા હુંછું અબળા રાંક, હું નિર્દોષ નથી મુજ વાંક;
છતાં લોભી મમ પાપી પિતા, હોમી મુજને બળતી ચિતા. ૬
પૈસાનો પૂજારી ખરે, પેટ પુત્રી વેચીને ભરે;
કસાઈથી છોડાવો ગાય, પુણ્ય આપને મોટું થાય. ૭
શાન્તિદાસનો રમણિક પુત્ર, છે વિદ્વાન યુવક ઘરસુત્ર;
લગ્ન કરો મમ ત્હેની સાથ, સામ દામથી કરો સનાથ. ૮
લગ્ન સમે કોઇ કરીને મિષ, રાત્રે આવીશ હું હરગીશ;
પછી કરજ્યો મમ કારજ સિદ્ધ, થશે પુણ્ય કીર્તિ પરસિદ્ધ. ૯
કાકે કહ્યું બેટા ધર હામ, કરી ન શકું પ્રભુ કરશે કામ;
શાન્તિદાસને સન્મતિ મળી, કર્યો સાલ સંચો હળીમળી. ૧૦

## કવ્વાલી.

દિવસ શુભ લગ્નનો ભાવ્યો, નવલ ત્યાં જાન લેઇ આવ્યો;
વરસ ખ્યાશી તણો બુઢ્ઢો, લથડીયાં ખાય તે મુઢ્ઢો. ૧
ન કાણો રાતમાં ભાળે, લુલો લેઈ લાકડી ચાલે;
નિરખી મન લોકનાં દાઝે, નફ્ટ પાપી ન કાંઈ લાજે. ૨
કરે નિંદા મળી થોકે, પિતા પાપીને કોણ રોકે?
ઝરે નીર આંખથી સઉને, દયા દીલ ના ભૂખ્યા મઉને. ૩
કીહાં બુઢ્ઢો કીહાં બાળા, કાગને કંઠ મણિમાળા;
અરે કાણો અને લુલો, વરે કેમ અપ્સરા ભૂલો ? ૪
થાય અન્યાય આ ટાણે, ન કોઇનું લોભીયો માને;
લોક ચરચા ઘણી ચાલે, લગ્ન વેળા થઇ મ્હાલે. ૫

પછી શણગાર પહેરાવે, સગાં સૌ ડાહીને ભાવે;
કહે ડાહી તે સમે ચાવું, જઈ જંગલ તરત આવું. ૬
પેટમાં પીડ બહુ આવે, પલકમાં પ્રાણ મુજ જાવે;
સજેલાં વસ્ત્ર સૌ પહેરી, લઈ કળશો ગઈ વહેલી. ૭
ગઇ તે સન્મતિ ઘેરે, ગુપ્ત એ વાત નવ ચહેરે;
પીતળ લોટા તણી ચોરી, રચી પરણાવી એ ગોરી. ૮
રમણથી હસ્ત મેળાવી, હૃદયભૂમિ પ્રેમબીજ વાવી;
રમણના ભાઇને ભાવે, ડાહીનાં વસ્ત્ર પહેરાવે. ૯
સજી શણગાર સૌ ડાહીનો, ગયો ન્હાનો સમી વયનો;
ઘુંઘટડે ડાહીને માની, ચોરીમાં લેઈ ગયા જાણી. ૧૦
નવલની સાથ પરણાવી, મંગળ શુભ ચાર વરતાવી;
અતિ લોભી પિતા પાપી, થયો ખુશ ડાહીને આપી. ૧૧
ગયાં નિજ ઘેર સૌ દોડી, વાસગ્રહ ગઈ નવી જોડી;
પછી ત્યાં હાસ્ય થયું કેવું ? ન સ્વપ્ને જોયું એ જેવું ? ૧૨

હરિગીતછંદ.

પછી મધ્યરાત્રે વાસગ્રહમાં દંપતી બેઉ બણબણે,
હા ! કર્યો કાળો કેર વાળ્યું બ્હેર ના'નો મુખ ભણે;
હે નવલ ! ત્હારા સ્પર્શથી નારી મટી હું નર ભયો,
કાંઇ કર્યું કામણ નવલ નવલા જૂલમ આ કેવો થયો ! ૧
કહે નવલ વીસ સહસ્ર લેઇને ભાયડો પરણાવીયો,
હા ! લોભી ધૂર્ત પ્રપંચજાળે મ્હને ત્હેં સપડાવીયો;
પછી નવલ ના'નો અને ઘરનાં સર્વ નીચે ઉતર્યાં,
એ ચોકમાં ભેળાં થયાં ત્યાં ભસે રાત્રે કુતરાં. ૨
મ્હેલા તણા લોકો બધા જાગ્યા સુણી ગરબડ ઘણી,

નાનો રૂવે ને નવલ કૂટે થઈ ભવાઈ દંપતી તણી;
લોકો હસે ઢોરો ધસે સૌ કહે કેવો કોયડો ?
નહિ તમાશાનું હોય તેડું નવલ પરણ્યો ભાયડો. ૩

ગઈ જામની ઉગ્યો દિવાકર પ્રભાતે કહે સૌ મળી,
દરબારમાં ફરિયાદ કરી દોરાવીએ લોભી વળી;
પછી નવલશા દરબાર જઇ પોકાર કરતાં ઉચ્ચરે,
સરકાર લોભાકર વણિક વિશ્વાસઘાતી છે ખરે. ૪

વીસસહસ્ર લઇ નિજ પુત્રી દેઈ વિશ્વાસ આપી છેતર્યો,
આ કબાલો કન્યા તણો કરી ફેરફારો બહુ કર્યો;
પછી જાન તેડાવી ભલી ચોરી રચી શુભ ચોકમાં,
સ્ત્રી બદલ પરણાવી પુરૂષ હાંશી કરી સૌ લોકમાં. ૫

આ હાસ્ય સુણી રાજા પ્રજા ને સભા સૌ અચરજ ધરે,
સ્વપ્ને બને ન બનાવ તેવું થયું કાવત્રું ખરે;
આજ્ઞા સુણી રાજા તણી તે લોભી બાંધી આણીયો,
આ વાતનો નવ ભેદ જાણું બોલ બોલ્યો વાણીયો. ૬

રાજા કહે કન્યા તમારે ઘેરથી લાવો અહીં,
કહે વાણીયો નથી ઘેર મ્હારે નથી માલમ કયાં ગઈ ?
પછી અચાનક તે સભા વચે ડાહી હાજર થઇ તદા,
નમી રાયને કહે પિતા મારા કર્મની સુણજો કથા. ૭

આ કથાનાયક હું બની પાપી પિતા ઘર અવતરી,
એવા બનાવ બને ઘણા કન્યા વિક્રયથી નરહરી;
નાટક સુણો આ નવલ આપ કને કહું જે થયું યથા,
કરી કાયદો કન્યાવિક્રયનો ચાલ બંધ કરો તથા. ૮

શું કહું કથની મારી રાજ—એ રાગ.

કન્યાવિક્રય ટાળો રાજ, કન્યાવિક્રય ટાળો;
થાય કેર પુત્રીપર કાળો રાજ, કન્યાવિક્રય ટાળો. કેક.
પાપી પિતા લોભાકરની હું, પુત્રી છું નામે ડાહી;
ઝેર ન દીધું ગળથુથીમાં, મારી ન કેમ નખ વાહી રાજ? કન્યા. ૧
નિજ સ્વાર્થે એ પાપી પિતા મમ, દૂધ સાકરથી પોષે;
રૂપ રંગ ખીલવવા માટે, જતન રતન કરે હોંશેરાજ. કન્યા. ૨
માંસની ખાતર જેમ બકરાને, કસાઈ ખુબ ખવરાવે;
વિશ્વાશી નિર્દોશી પશુને, પાળી પ્રાણ લે ભાવે રાજ. કન્યા. ૩
તેમ મુજને આ લોભી પિતાએ, પૈસા ખાતર પોષી;
સહસ્રવીસ લેઈ મુજને વેચી, રાજન્ હું નિર્દોષી રાજ. કન્યા. ૪
મુજ માટે આ કાણો લૂલો, બ્યાશી વર્ષનો બુઢ્ઢો;
વર વહોરી ચોરીમાં આણ્યો, જઠર મૂર્ખને મુઢ્ઢો રાજ. કન્યા. ૫
મ્હેં જાણ્યું આ ચોરી કરતાં, બળતી ચિતા બહુ સારી;
આ વરને વરવાથી મરવું, બ્હેતર ધાર્યું વિચારી રાજ. કન્યા. ૬
લોભી પિતાની પુત્રી ખરી પણ, ગુલામડી નથી એની;
વેચી શકે કેમ પુત્રી પાળી, હક નથી રકમ ન લ્હેણી રાજ. ક. ૭
માણસ કે ગુલામ ન વેચે, કર્યો આકટ સરકારે;
તો તનુજા વેચાય ન દમડે, થશે કાયદો ક્યારે રાજ? કન્યા. ૮
પછી મ્હેં ધૈર્ય ધરી કરી યુક્તિ, કપટ પીડા ઉચ્ચારી;
જંગલને મિષ ગઈ સન્મતિ ઘર, રમણ વરી નિરધારી રાજ. ક. ૯
તે પછી જેહ બનાવ બન્યો તે, આ ના'નો સૌ કહેશે;
મ્હેંમારી વીતી કહી સાચી, રાય ન્યાય શુભ દેશે રાજ. કન્યા. ૧૦
નીચ અનાર્ય ન દીકરી વેચે, આર્ય નામ ધરી વેચે;

રાખ કોયલા ન રહે કોડી, જાય નેપાળા રેચે રાજ. કન્યા. ૧૧
કસાઈ પરની માટી વેચે, તે દેખી દીલ ડરીએ,
નિજ તનુજાની માટી વેચી, પાપી પેટ ન ભરીએ રાજ. કન્યા. ૧૨
ગાયને દીકરી જ્યાં દોરે ત્યાં, જાય બિચારી બાળા; •
દીન અબળાની હાય લઇને, જપે ન કરી કૃત્ય કાળાં રાજ. ક. ૧૩
કન્યાની વયથી ત્રમણી વય, એવો વર પરહરીએ;
તો વ્યભિચારનું કારણ બુઠ્ઠો, જોઈ ન ઝીકો દુઃખ દરીએ રાજ. ક. ૧૪
અબળાના દુઃખની સુણી કહાણી, આર્ય દયા દીલ ધરજ્યો;
સાંકળચંદ કન્યાવિક્રયનું, ઝેરી જડમૂળ હરજ્યો રાજ. કન્યા. ૧

સુંદર શામળીયા—એ રાગ.

રાજ આ અરજ સુણો, કહે ન્હાનો મહારાજ; મ્હને નિર્દોષ ગણે
કર્યું અબળાનું કાજ, રાજ આ અરજ સુણો. ટેક.
સન્મતિને ઘેર ડાહી આવી, વાર થઈ કરે શોધ સિધાવી;
પકડાવે કદી વહારને લાવી, તેથી વેષ વિચિત્ર ભજાવી;
સન્મતિ કહે કર કાજ. રાજ આ અરજ સુણો.
દીન અબળાની દયા મ્હને આવી, તેથી હા, ભણી હિમ્મત લાવી
વેષ ડાહીનો સૌ પહેરાવી, મોકલીયો ચોરીમાં સજાવી;
ભાડે પરણ્યો હું રાજ. રાજ આ અરજ સુણો.
ઘુંઘટડે નર કોઇએ ન જાણ્યો, મુહુર્ત્ત વિતે પરણે નહિ કાણો;
ઉતાવળ કરી ગોરે તાણ્યો, પરણ્યો નવલ મ્હને વર પહાણો;
ઉભો કર્યો અહીં આજ. રાજ આ અરજ સુણો.
કૌતક આ સુણી રીઝયો રાજા, ધન્યવાદ દે ડાહીને તાજા;
ના'નાને સન્મતિને ઝાઝા, સન્માને રાજા રહી માઝા;
ડાહીને દે ચીર સાજ. રાજ આ અરજ સુણો.

કહે મહારાજા બેટી તું મારી, ત્હેં કુળ ઉભયની લાજ વધારી;
વળી નિજ બુદ્ધિથી વિપત વિદારી, ત્હારા ગુણ ગાશે નરનારી;
થા સુખી આશિર્વાદ. રાજ આ અરજ સુણો. ૫
અરે નફ્ટ! લોભાકર પાપી, ત્હેં કુળ રાજની લાજ ઉથાપી;
વેચે ન પુત્રી કસાઇ કદાપી, ત્હેં કસાઇની છાપજ છાપી;
નર રાક્ષસ નહી લાજ. રાજ આ અરજ સુણો. ૬
સેવકને કહ્યું તવ મહારાજે, જપ્ત કરો લોભી ઘર આજે;
નાણું નવલને ઘો અંદાજે, ફરી ન કરે કોઈ કાજ સમાજે;
અમલ કરો ઝટ આજ. રાજ આ અરજ સુણો. ૭
કહે નવલને રાજા ત્રાઠી, સાઠે બુદ્ધિ બુઢ્ઢા નાઠી;
વર્ષ બ્યાસીનો પકડી લાઠી, પરણીને પડવું છે કાઠી;
ફરી ન કરીશ એ કાજ. રાજ આ અરજ સુણો. ૮
આજથી મુજ રાજ્યે કોઇ પાપી, પુત્રી વેચશે આણ ઉથાપી;
શિક્ષા દંડ કરીશ દુ:ખ આપી, કર્યો કાયદો છાપે છાપી;
સાંકળચંદ સર્યાં કાજ. રાજ આ અરજ સુણો. ૯

દોહરા.

દિન પલટયો પાટી ઘડી, જ્યાં કન્યા વેચાય;
અન્ન વસ્ત્ર ન મળે કદી, બુરે હાલ મરાય. ૧
જુઓ કાઠિયાવાડની, ચઢતી હતી અપાર;
કન્યાવિક્રયથી થઇ, પડતીના નહિ પાર. ૨
જો ધન હોયતો વાવરી, કરીએ લાખ પસાય;
નહિતો કંકુને કની, દેવાનો છે ન્યાય. ૩
પણ કન્યાવિક્રય તણું, દ્રવ્ય કોયલા રાખ;
નાત જાત વ્યવહારમાં, બગાડીએ કેમ શાખ? ૪

લોભાકર દૃષ્ટાંતથી, પડીએ નહિ એ ફંદ;
કન્યાવિક્રય પરહરો, કહે કવિ સાંકળચંદ. ૫

## ભાગ્યદેવી અને શ્રીદેવીનો સંવાદ.

### ચોપાઈ.

જંબુદ્વિપે મુકુટ સમાન, હિમવંત પર્વત ગુણ ખાણ,
પદ્મદ્રહ માનુ કૈલાસ, અલકાપૂરિનો છે પ્રતિભાસ. ૧
રત્નમયી એક કમળ વિકાશ, ત્યાં છે **શ્રીદેવીનો** વાસ,
**ભાગ્યદેવી** ત્યાં મળવા ગયાં, સ્વાગત કરી લક્ષ્મી ખુશ થયાં ૨
વાત વાતમાં વાદે વધ્યાં, ચઢ્યું વહાણુ ચકડોળે તદા,
પૂર્વ પક્ષ **શ્રીદેવી** કરે, ભાગ્ય**દેવી** ઉત્તર આદરે. ૩
શ્રી દેવી કહે હું સાક્ષાત, કરૂં રંકને રાય વિખ્યાત,
ન મળે કુટી કોડી જામ, કરી વૃષ્ટિ વરસાવું દામ. ૪
જસ ઘર કાગ ઉડે ખર ચરે, મુજ પસાય ત્યાં ગજ સંચરે,
ન મળે જ્યાં રાસભની લાદ, ત્યાં છપ્પનપર ભુંગળનાદ. ૫
એવો મ્હારો મહિમા ખરો, ભાગ્યદેવી નહિ તુજ આશરો,
વળતાં **ભાગ્યદેવી** ઉચ્ચરે, **શ્રીદેવી** શો બકવા કરે ? ૬
તું ભંડાર ભરે સોહલા, ભાગ્ય વિના દેખે કોયલા,
જ્યાં મ્હારો નહિ પગ સંચાર, થાય ન ત્હારો ત્યાં સત્કાર. ૭
જો તું ધનના ઢગલા કરે, હોય રોગી તો કોણુ વાવરે ?
બુદ્ધિ હીણુ ને હોય ગમાર, ભાગ્ય વિના લક્ષ્મી લાચાર. ૮
ભાગ્યવાન જ્યાં પગલાં કરે, ઋદ્ધિ સિદ્ધિ ત્યાં સૌ સંચરે,
છતાં હોંશ જો મનમાં હોય, દેખાડો કરી પ્રત્યક્ષ સોય. ૯

એમ વિવાદે ચઢી બેઉ સખી, એક એકથી અધિકી લખી,
હવે થયો કેવો સંજોગ ? તે સાંભળજો શ્રોતા લોક. ૧૦

હરિગીત છંદ.

શ્રીદેવી ત્યાંથી સંચર્યાં પૂર નગર ગામ જુવે યથા,
કોઈ ભાળું નિર્ધન કરૂં ધનપતિ પ્રતિજ્ઞા પાળું તથા,
મહા મગધમાં ચંપા થકી દસ કોસ ગોહલ ગામ છે,
હાળી વસે ત્યાં જાત ગોહલ મૂર્ખ વીરો નામ છે. ૧
છે એકલો વાંઢો નિરક્ષર બુદ્ધિહીણને નિર્ધની,
એક ઝુંપડીમાં વસે ને એક વીઘાં ખેતરનો ધણી;
તે ઝુંપડીમાં ગયાં શ્રીમતિ ગંદવાડ ન સ્વચ્છતા,
પાછાં વળ્યાં ત્યાંથી ગયાં તસ ખેતરે દીઠી લતા. ૨
વાવી હતી ત્યાં જાર ત્હેના કણુસલે મોતી ભર્યાં,
સાંઠા કર્યા સોના તણા દેવી ગુઠયાં સ્થાને ગયાં;
નિજ ક્ષેત્રમાં વાસો વસી હોલા ટુવે હાળી સદા,
પણ ભાગ્યવિણુ ભાળે ન લક્ષ્મી જાર ભાળે મન સુદા. ૩
ત્યાં વણજ કાજે કુસુમપુરથી વણિક આવ્યો અન્યદા,
ભાગોળમાં વાડી વીરાની જોઈ ધન હરખ્યો તદા;
પામ્યો અચંબો વીરાને કહે પાક આ શાનો કર્યો ?
કહે વીરો વાવી જાર બાપા માલ ધરતીમાં ધર્યો. ૪
દસ વીસ પચીસ પચાસનો જો પાક ઉતરેતો ભલો,
ભાવી વરસ ભાવે વિતાડું એહ મમ આશા ફળો;
તવ વણિક કહે હું દામ આપું સો રૂપૈયા રોકડા,
જો માલ આપો વીરા હાળી કરો રોકડ દોકડા. ૫
રાજી થયો હાળી વીરો સો માલ વેચ્યો સામટો,

લઈ વણિક મોતીચંદ આવ્યા કુસુમપુર કરી જાપતો;
બે ક્રોડ મૌક્તિક હેમના લઇ ભેટ મૂકે ભૂપને,
હરખ્યો કનકરથ ભૂપ આ ધન ક્યાંથી આવ્યું તુજ કને? ૬
ધન્ય નગર તે ધન્ય રાયને ધન્ય ધરા માનું હાલઆ,
તે ભાગ્યશાળી ભૂપના કોણુ નગર પાકે માલઆ?
તે રાયને મમ પુત્રી અર્ધું રાજ્ય આપું જઈ ભણો,
મુજ કામ શ્રેષ્ઠિ કરો સત્વર પાડ માનું તુમ તણો. ૭
શ્રેષ્ઠિ વિચારે વિકટ કામે વ્યર્થ આશા કાયની,
પણ વીરાનો ઉપકાર છે પરણાવું પુત્રી રાયની;
કહે શેઠ એ અતિ કામ દુષ્કર સફળ શી રીતે કરૂં?
વીરસિંહ એ મહારાજ મ્હોટો બને શાથી પાધરૂં? ૮
જો ગુપ્ત એકાકિપણે સમજાવી ત્યાંથી લાવીએ,
ઘડીયાં લગન કરી રાતમાં પરણાવીએતો ફાવીએ?
રાજા કહે સત્વર કરીશું સકળ સાધન મેળવી?
પણ કરો કાજ સફળ અમારૂં બુદ્ધિબળને કેળવી. ૯
લેઇ રજા રાજાની ગયો ધન લેઈ મોતીચંદ ત્યાં,
જ્યાં વીરોહાળી વસે તે શુભ ઠામ ધોહલ ગામ જ્યાં;
ઓ વીરા! કન્યા ભૂપની પરણાવું તુજને પદમણી,
જો ભાગ્ય સાંકળચંદ ચઢતું મળે તો ચિંતામણી. ૧૦

દોહરા.

વાત સુણી વીરો કહે, શું બોલો છો શેઠ?
નિર્ધનને ઘર કામની, હોય નકામી વેઠ. ૧
ન ઘટે કંઠે કાગને, મુક્તાફળની માળ;
ગમાર સાથે ગોઠડી, કરતાં બહુ જંજાળ. ૨

હું મુરખ ખેડુત છું, રાયની પુત્રી સુજાણ;
જો પરણું એ પદમણી, તો મમ જાએ પ્રાણ. ૩
શેઠ કહે વીરા સુણો, ફિકર ન કરીએ કાંય;
નિશ્ચે પરણાવું ત્હને, ભૂપ પુત્રી સુ પસાય. ૪
દેઊં પ્રાણ સાટે ત્હને, પ્રાણ તણું હું દાન;
પણ કહું તે કરજે યથા, ભૂલીશ નહિં તું ભાન. ૫
બોલ ન એકે બોલવો, મુંગા રહેવું તામ;
રાય સલામ કરે ત્હને, હલાવજે શીર નામ. ૬
પ્રતિ ઉત્તર પૂછ્યા તણો, દેઇશ નહિ તું લેશ;
હું-હું-હુકારો કરી, કરજે સઘળું બેશ. ૭
જે કરવું ઘટશે મ્હને, કરીશ સઘળાં કામ;
અલંકાર વસ્ત્રાદિકે, શણગાર્યો તે ઠામ. ૮
નાટ્યકળા શુભ કેળવી, કર્યો પાત્ર તૈયાર;
કુસુમપુર જઈ ભજવશે ? વીરો વેશ શ્રીકાર. ૯

હરિગીતછંદ.

પહોચ્યા કુસુમપુર પંથ કાપી વણિકને વીરો તદા,
રાયે વિનય સત્કાર કરીને કર્યું શામૈયું મુદા;
ભૂપે કરી ફરી ફરી સલામો વીરો શીર ધુણાવતો,
આદર થકી બોલાવતાં બોલ્યો નહિ-હું-હું થતો. ૧
તવ ભૂપ કહે સુણો શેઠ લજ્જાથી કુંવર બોલે નહિ,
કહે શેઠ હા ! સરકાર પ્રયોજન વગર એ બોલે નહીં;
રાયે બોલાવ્યા જોશીઓ કહો લગ્ન ક્યારે છે યથા ?
કહે જોશીયો અબઘડી છે પછી યોગ વરશે નહિ તથા. ૨
ઉરવશી ઉતરી સ્વર્ગથી તેમ કનકવતી કન્યા તદા;

પરણાવી ભૂપે વીરસિંહને હાથજો બહુ દે મુદા.
શણગારી સારો મ્હેલ આપ્યો શયનગ્રહ માટે ભલો;
વીરસિંહને વણિકે કહ્યું ત્યાં જાઓ પ્યારીને મળો. ૩
વીરો ગયો સુખ મ્હેલમાં ત્યાં સ્વર્ગની શોભા કરી;
શુભ રત્નજડીત પલંગ ઢાળ્યો કુસુમ ચાદર પાથરી;
ચઢતાં નિસરણીપર ઝરીની ઝૂલને શેત્રંજ છે,
મણિદ્યોત દીપક જ્યોતથી રંગમ્હેલ શોભા ગંજછે. ૪
વીરો વિચારે શ્રેણી ચઢતાં પાદના કચરા વડે,
ઝરી ઝૂલને શેત્રંજ બંગડે રાય પુત્રી તો લઢે;
સુતો નિસરણી તળે હાળી રહે જ્યાં જુતાં સદા,
શણગાર સજી ત્યાં રાયપુત્રી કનકવતી આવી મુદા. ૫
નિજ હાથ કંચન થાળમાં મીઠાઇ મેવા સાર છે,
વળી પુષ્પ અત્તરને ફુલેલાદિકનો નહિ પાર છે;
નવયોવના રૂપે રતી ચપળા મૃગાક્ષિ અપ્સરા,
આવી જૂવે રંગમ્હેલમાં તો પ્રાણનાથ સુતો ધરા. ૬
ઢંઢોળતાં જાગે નહિ બે નેત્ર ચોળે હાથથી,
બોલાવતાં હું-હું-કહે જેમ પડયો ભૂલો સાથથી;
તવ રાયપુત્રી મન વિચારે મૂર્ખ માથે ભાગીયો,
વેરી વણિક વેરીપતિ આ પ્હાણ લમણે લાગીયો. ૭
મારી મરૂં નિશ્ચે હવે પળવાર હું જીવું નહીં,
કહાડી કટારી કહેડથી તે મ્યાનથી કાઢે સહી;
ત્યાં ભાગ્ય ને લક્ષ્મી સખી બે ગોખમાં બેઠાં હતાં,
કહે ભાગ્યદેવી બચાવો શ્રી મરે હાળી તુમ છતાં. ૮
કરજોડી શ્રીદેવી કહે નહિ આશરો મ્હારો જરી,
કરી કૃપા હાળીને બચાવો ભાગ્યદેવી તું ખરી;

તવ ભાગ્યદેવીએ વીરાપર કર્યું આકર્ષણ મુદા,
જ્યાં કટારી નીકળે યદા ઝબકી ઉઠયો વીરો તદા. ૯
કહે વીરસિંહ ઓ રાયપુત્રી પરિક્ષા જોઇ તાહરી,
હું ધરણી સુતો જાણીને ત્હેં સાર ન કરી માહરી;
દુષ્ટા નજરથી દૂર થા નથી કામ મ્હારે તાહરૂં,
હું સહસ્ર લાવીશ અપ્સરા કુળ ગોત્ર ઊંચું માહરૂં. ૧૦
તવ કનકવત્તી ગોપવી કટારી કહો સ્વામી તે કરૂં,
કર્યું ભાગ્યદેવી પસાય પાનુ વીરા હાળીનું ખરૂં;
નમી વારવાર ખમાવી લઈ ગઈ નાથને રંગમ્હેલમાં,
દંપતી રમ્યાં સુખ ચેનમાં રજની વિતી રંગરેલમાં. ૧૧

ભુજંગીછંદ.

ભાતે ઉઠ્યા રાય તે વાર રાણી, ભરી હેમઝારી દીએ ગંગ પાણી;
ર દંતશુદ્ધિ તદા દ્વારઠામે, જુવે હેમને મોતીના છોડ સામે. ૧
રે પાક આદેશ મ્હારા તણોછે, અહીં કોણ લાવ્યું હજીત્યાંઘણોછે ?
ા હાથ જોડી કહે રાણી વાણી, મુકયો ભેટ શેઠે વિદેશેથી આણી ૨
ી શેઠ તેડાવીને ગુસ ભાખે, કરૂં જે કૃપાળુ ત્હને તે તું સાંખે;
ી શેઠનો માલ સો જસ ત્યારે, ઘણા દામ છાના દીએ નેહ ધારે. ૩
ીથી રજા લેઈ રાજાની ચાલ્યો, બન્યો ભાગ્યથી રાય વીરો વિશાળો;
ા ગામ ત્યાં શેહેર મ્હોટું વસાવ્યું, કર્યા મ્હેલને માળીયાંસર્વફાવ્યું ૪;
યાં ભાગ્યદેવી ત્રુઠ્યાં લક્ષ્મી માતા ? કર્યું રાજ્ય તે વીરસિંહે વિખ્યાતા
ે શ્રી તથાપિ ન જો ભાગ્યભારી, ન ભોક્તા રહે શ્રી ટકે કેમ સારી ? ૫
ક ભાગ્યને શ્રી સદા સંપસંપી, તદા શ્રીપતિ વાવરે ખાય જંપી;
હાં સંપ સંતોષને નમ્ર ટેવી, ટકે ત્યાં સદા શ્રી અને ભાગ્યદેવી. ૬
ે શ્રી બને ગર્વથી છેક ઘેલો, ખરો મૂર્ખ શિરોમણી તે છકેલો;
ક સવ્વ સાદો ખીલે ભાગ્ય ધર્પે, રચ્યા છંદ આ સત્ય સાંકળચંદે. ૭

# ચંદન મલયાગિરિ.

## દુઃખના વાદળમાં સત્યનો પ્રકાશ.

### કવ્વાલી.

કુસુમપુરી શોભતી સારી, સ્વર્ગપૂરી હોડમાં હારી;
રાય ચંદન ગુણે ભારી, રાણી મલયાગિરિ નારી. ૧
સતી શીલવંતી તે બાળા, સાયર નીર પુત્ર સુકુમાળા;
ન્યાયમાં રાય રઢીયાળા, શક્ર સમ ઋદ્ધિ મહીપાળા. ૨
એકદા વાસગ્રહમાં તે, સુતો નૃપ પાછલી રાતે;
સ્વપ્ન દૃશ્ય દેખતો જાતે, રાજ્ય ગયું વૈરીના હાથે. ૩
પડે સુખ દુઃખ જે આવી, ન મિથ્યા થાય કદી ભાવી;
શકે નહિ દેવ પણ ફાવી, દૈવને હાથ એ ચાવી;
ભણે ભૂપ શું ડરી કરીએ? હર્ષ કે શોક નવ ધરીએ;
સદા સમભાવ આદરીએ, સુખ દુઃખ સાથ અનુસરીએ. ૫
વિદેશી રાય ચઢી આવ્યો, તુમુલ યુદ્ધે ન નૃપ ફાવ્યો;
પરાજય ચંદનજ પાયો, કુટુમ્બ સહ ભાગીઓ ચાવો. ૬
પુત્ર એક રાણીની કહેડે, પુત્ર એક રાજવી તેડે;
પગે બેઉ ચાલતાં હીંડે, વખત પડી પૃથ્વિને ખેડે. ૭
ન દીઠો ચંદ્ર રવી આગે, શૂળો કાંટા પગે વાગે;
વહે શોણિત પગ નાગે, પડેને આખડે ભાગે. ૮
લખ્યું સુખ દુઃખ જે કરમે, સહન કરવું નરમ ગરમે;
ન વધ ઘટ કોઇની શરમે, થાય સુખ સેવતાં ધરમે. ૯
કુશસ્થળમાં અટન કરતા, આવીયાં દંપતી ફરતા;
પૂજારી દેવ નૃપ ઠરતા, કાષ્ઠ રાણી વહન કરતા. ૧૦

ઊદર નિર્વાહ એમ કરતા, દોષ કોઈ શીર નવ ધરતા;
હજી છે દેવ પ્રતિકુળતા, દંપતી પર કરે ક્રુરતા. ૧૧
વિદેશી સાર્થપતિ આવ્યો, રૂપ સ્વર રાણીનો ભાવ્યો;
કાષ્ટ લે તે મુંઘા ભાવો, વિશ્વાસે છેતરી ફાવ્યો. ૧૨
કાષ્ઠનું મુલ્ય દેવાને, ગયો લેઈ ભોળવી છાને;
પાપીઓ દૂર લેઇ તાણે, નાંખી રથ હાંકો દુરધ્યાને ૧૩
સતી પતિ પુત્ર વિયોગે, કરે કલ્પાંત દુઃખ યોગે;
પાપીચો કામ સંયોગે, ઇચ્છે સંભોગ સતી જોગે. ૧૪
કહે હે ! સુભૂ મુજ સંગે, રમો દીનરાત નવરંગે;
કામ સંતાપ ઉછરંગે, ટાળી સુખી થાઓ મમ સંગે. ૧૫
સતી કહે અગ્નિમાં બળવું, ભલું વિષ ખાઇને મરવું;
જીવન ગિરિથી પડી હરવું, તજી શીલ જીવી શું કરવું ? ૧૬
રવી પશ્ચીમ કદી ઉગે, જળધિ મરીયાદ કદી મૂકે;
તથાપિ ન શીલ સતી ચૂકે, વીરા સુક તંત કહું ટુંકે. ૧૭
સતીને છેડવી વસમી, થઇશ કોપાગ્નિમાં ભષ્મિ;
માન વીર વેણુ કહું રસમી, પ્રિયા પર પ્રીત દુઃખ દરમી. ૧૮

## પદ બીજું–ગરબો.

અલબેલીરે અંબે માત જોવાને જઇએ—એ રાગ.

સુણ બંધુ કહું હિત વાત, શીયળ ધરમ સાચો;
એ વિણ નર નારી એકાંત, ભવ નાટક નાચો. ટેક.

પર નર નારીદેહ દીપકમાં, ભષ્મ પતંગ સમ થાયરે;
કુળમા મરીનો કુચડો વાહી, પાછળથી પસ્તાય. શિયલ. ૧
અંગ રૂપાળો પણ નાશા વિણ, નકટો નર કહેવાયરે;
શિયલ વિના નર નારી નકટાં જગમાં અપયશ થાય. શિયલ. ૨

પ્રેમ પટંતર પરણીનો કરી, પરથી બાંધે પ્રીતરે;
લગ્ન સમે જે કરી પ્રતિજ્ઞા, ભંગ કરે તે પતિત. શિયલ. ૩
વીત્ત વપુને વય ક્ષય એ વાટે, થાય ચોર કહેવાયરે;
થાય ફજેતી ચકલે ચઉટે, દરબારે દોરાય. શિયલ. ૪
લંકાધિશ રાવણ અભિમાની, સતીને રોતી આણીરે;
દસ મસ્તક રણમાં રોળાયાં, લંકા થઈ ધૂળધાણી. શિયલ. ૫
નિજકુળ લજ્જા લોપી પાપી, રમે પ્રિયા પર સાથેરે;
સાંકળચંદ તે પાપી વહોરે, પાપ પોટલો માથે. શિયલ. ૬

## પદ ત્રીજું—ભુજંગી છંદ.

ગઇ વાર રાણી ન આવી અદ્યાપી, ઘણી શોધ કીધી ન લાધી તથાપિ;
બળી પુત્ર સાથે કરે શોક રાજા, દઈ હાથ માથે રડે ના અવાજા ૧
જૂવો દૈવ વિપ્રીત તો કષ્ટ આવે, સુધા ઝેરને દોરડું સર્પ થાવે;
રૂડું શોધતો ઉદ્યમે રાણીં આવે, લખ્યા લેખ ભાવી ન મિથ્યા બનાવે.
પછી પુત્ર સાથે ગયો શોધ માટે, નદી એક આવી જતાં એક વાટે;
મૂકી એકને એક કાંઠે બીજાને, લીધો સાથ તેડીને મૂકયો ઓર સ્થાને.
ફરી જે તટે પુત્ર લેવા ઝુકાવ્યું, નદી ઉતરીને જતાં પૂર આવ્યું;
તણાઈ ગયો રાયને પુત્ર બન્ને રહ્યા બેઉ કાંઠે રડે વાટ શુન્યે. ૪
જૂવો દૈવ રાખે ન ચાખે કદાપિ, મળ્યું કાષ્ઠ ઝાલી તર્યો તે પ્રતાપી
નદીમાં તણાતાં રૂડા રાય દાખે, થજો પુત્ર સુખી દુહો એક ભાખે. ૫

" કીહાં ચંદન મલયાગિરિ, કિહાં સાયર કિહાં નીર; "
" જો જો પડે વિપત્તડી, સો સો સહે શરીર. "

નદી વેગ એવાં પૂરે તે તણાણો, ગયો એક કાંઠે સુભાગ્યે સુજાણો;
વિચારે મળ્યું રાજ્ય તે દુઃખ હેતુ, જીવાણી મહે તેર મરે દુઃખ હેતુ.

શું રાજ્ય રાજા થયો રાંક મર્મી, વિચારે મરૂં છોડશે કેમ કર્મી!
રી ધૈર્યને જોઅ એવો ગુજારૂં, નરો જે જીવ્યા પામતા ભદ્ર વારૂ. ૭

ભેરવી, કામજી દુષ્ટવિકારી—એ રાગ.

કર્મતણી ગતિ ન્યારી, અહા પ્રભુ, કર્મતણી ગતિ ન્યારી;
શું સમજે સંસારી ? અહા પ્રભુ, કર્મતણી ગતિ ન્યારી. ટેક.
ક્યાં સાયર ક્યાં નીરને ચંદન, ક્યાં મલયાગિરિ નારી ? અહા.
ક્યાં રાજા ક્યાં રંક ભિખારી, સરખા દિન નહિ જારી. અહા.
જગ નાટકમાં પાત્રપણે જીવ, ભજવે વેશ અપારી. અહા.
રાજ્ય તજી દંપતી પરગામે, જઇ રહ્યાં વખત વિચારી. અહા.
રાણી કાષ્ઠની વેચે ભારી, રાય થયો પૂજારી. અહા.
તોપણ દૈવે દયા નવ આણી, ઉલટી વિપત્ત વધારી. અહા.
હરીશ્ચંદ્ર રાજાની રાણી, પરઘરની પનિહારી. અહા.
રાય રહ્યો ચંડાળ તણે ઘર, સત્ય ન મુકયું વિસારી. અહા.
આ સંસાર ચોપાટે રમતાં, ઉલટ સુલટ પડે બાજી. અહા.
સાંકળચંદ શિયલથી મળશે, દંપતી સંપતી તાજી. અહા.

પદ ૫ મું—હરિગીતછંદ.

પછી રાય ચંદન ધૈર્ય ધરી આનંદપુર આવ્યો ખરે,
રૂપ તેજ ભાગ્ય વિશાળ ન છુપે જો ભભુત અંગે ધરે;
તસ રૂપથી મોહીત પ્રોષિત ભર્તૃકા સ્ત્રી તે સમે,
થઈ પ્રેમઘહેલી પ્રેમદા કરી ચાકરી નૃપને નમે. ૧
કહે નાથ રહો મમ ઘેર અમ તુમ મેળ કીધો ઈશ્વરે,
ખાઈ પી કરો સુખચેન જીવો ત્યાં લગી રહો મમ ઘરે;
સુણાં પડે નિમાજ ત્યાંતો મસીદ વળગી કોટમાં,
ચંદન વિચારે શિયલવંત ન પડે પરસ્ત્રી ચોટમાં. ૨

કહે રાય હું દુઃખી દરિદ્રી નથી સ્થીર મન માહરૂં,
પ્રીત ચળ વિચળની સાથ કરતાં વળે શું બાઈ તાહરૂં ?
એમ કહી નિજ શીલ સાચવી સત્વર ગયો તે શ્રીપુરે,
વિશ્રામ કીધો વૃક્ષ નીચે ઊંઘ આવી ત્યાં ઠરે. ૩
એ અવસરે તે પુરાધિપ વણુપુત્ર પરલોકે ગયો,
ત્યાં પંચદિવ્ય પ્રધાનમંડળ કરે જયરવ જ્યાં થયો;
ચંદન સુતો જે વૃક્ષ નીચે દિવ્ય ત્યાં આવી ઠર્યાં,
ગજ કળશ ઢોળે હય ખોંખારે છત્ર ચામર શીર ધર્યાં. ૪
નેકી પોકારે મંત્રી ત્યારે કહે સ્વામી પધારીએ,
પટહસ્તી બેસી પુર પધારી ન્યાયરાજ્ય સ્વિકારીએ,
ચંદન થયો રાજા ચલાવે ન્યાયપૂર્વક રાજ્ય તે,
શુભ પ્રાર્થના મંત્રી કરે પરણો નવોઢા વાજતે. ૫
તવ રાય કહે મમ રાણીની કાંઈ ભાળ ન મળે જ્યાં લગી,
પરણું નહીં એક છતાં બીજી સત્ય ટેક શિયળ નકી;
સાયર અને નીર બે કીનારે નદી પર મૂકયા હતા,
તે લેઈ કોઇક સાર્થવાહે ઉછેર્યા મ્હોટા થતા. ૬
યૌવન વયે તે આવીયા તવ સાર્થપતિ આજ્ઞા થકી,
શ્રીપુર વિષે કોટવાલ પાસે નોકરી કરતા નકી;
અહા ! દૈવની કેવી ગતિ જ્યાં પિતા રાજા ગાજતો,
ત્યાં પુત્ર સીપાઈગીરી કરે હે દૈવ ! શું નથી લાજતો ? ૭
પણ બાર વર્ષ ગયાં વિતિ તે પિતા પુત્ર ન ઓળખે,
તે સાર્થવાહની પાસ મલયા બાર વર્ષ રહી દુઃખે;
અતિ તપ તપી કૃષ દેહ કીધો રંગ રૂપ પલટાઈ ગયાં,
અણગમો સાર્થપને થયો પણ શિયળનાં રક્ષણ થયાં. ૮

સતી શ્રાપ બીહીકે સાર્થપતિએ પ્રથમતો છેડી નહીં,
પછી કૃષ થવાથી નવ ગમી ને ગયા દુઃખના દીન વહી;
તે સાર્થપતિ લઈ સાથ મલયા અન્યદા શ્રીપુર ગયો;
કરી ભેટ રાય હજુર તવ કહે રાય કારજ કાંઈ કહો. ૯
સાર્થપ કહે મમ સાથ ને વળી માલની રક્ષા કરો,
તવ રાય કહે કોટવાલને ત્યાં ચોકી પહેરો દ્યો ખરો;
સાયર અને નીર નવા પહેરેગીરને ત્યાં મોકલ્યા,
સાર્થપ તણા સાથી અને બે ભાઈ વાતોમાં ભળ્યા. ૧૦
નિજ નિજ વિતકની વાત આપસમાં કહે ત્યાં સૌ મળી,
સાયર અને નીર વાત પોતાની કહે સઘળી હળી;
તંબુ વિષે મલયાગિરિ રહી વાત તે સૌ સાંભળી,
એ પુત્ર મ્હારા છે નકી બાઝી ગળે થઈ ગળગળી. ૧૧
માતા તણું વૃત્તાંત પુત્રોએ લહ્યું અથથી ઇતી,
છાનાં રહો માતા પ્રભાતે થશે સૌ સારી કૃતી;
સાર્થપ કદી જો જાણશે તો રાતમાં ઉપડી જશે,
આ છંદ સાંકળચંદ કહે કુદરત તણું ધાર્યું થશે ? ૧૨

દોહરો.

સાયર નીર મલયાગિરિ, પ્રભાત લેવા દાદ;
ગયાં નૃપ દરબારમાં, રાય સુણો ફરિયાદ. ૧

## પદ છઠું—રાગ સોરઠ.

વિમળા નવ કરશો ઉચાટ કે વહેલાં આવશું રે—એ રાગ.
મ્હોટા મહિપતિ વિનતી રંકની આ અવધારજોરે,
સુણી અમ કર્મની કહાણી વાણી આપ સ્વિકારજોરે. ટેક.
પ્રજા પુત્ર પુત્રીરૂમ પાળો, ન્યાયથી રામ બિરૂદ અજવાળો;

અમે અનાથના નાથ થઈ દુ:ખ વારજોરે. મ્હોટા૦ ૧
મલયાગીરી આ માત અમારી, પુત્ર અમે સાયર નીર ધારી;
આ પાપી સાર્થપથી આપ ઉગારજ્યોરે. મ્હોટા૦ ૨
લેઇ ગયો છળ કરી અમ માતા, પિતા શોધવા ત્હેને જાતા;
સરીતાપૂરમાં તાત તણુાયા ધારજ્યોરે. મ્હોટા૦ ૩
બે ભાઇને જુજવા બે કાંઠે, મુકયાલા તાતે નહી ભાઠે;
સુજન સાર્થપે લેઈ ઉછેર્યા સારજ્યોરે. મ્હોટા૦ ૪
પાપી સાર્થપથી છોડાવી, ન્યાય કરો અમ માત સોંપાવી;
મહારાજા અમ દુ:ખના દિવસ નિવારજ્યોરે. મ્હોટા૦ ૫
સુણી રાજા આસનથી ઉઠયો, પુત્ર પ્રિયા દેખી બહુ ત્રુઠયો;
દઈ આલિંગન અંક ધર્યા સુત ઠારજ્યોરે. મ્હોટા૦ ૬
નૃપ નયને હર્ષાશ્રુ રેલા, ટળ્યો વિયોગ કુટુમ્બના મેળા;
રાજ્યસભા પૂરજન આનંદ સ્વિકારજોરે. મ્હોટા૦ ૭
રાણીને સન્માની ખાસી, કરી પટરાણી દેઇ શાબાશી;
પ્રાણપ્રિયા મમ અંત:પુરમાં પધારજ્યોરે. મ્હોટા૦ ૮
જયરવ શબ્દ કરે હય પાળા, બંદી બોલે મંગળમાળા;
રાજ્યસભા કહે સ્વામી લાજ વધારજ્યોરે. મ્હોટા૦ ૯
દુરમતિ સાર્થપનું ધન લૂંટી, પૂરથી કાઢયો શિક્ષા કુટી;
સુજન સાર્થપતિ શોધી મહત્ત્વ વધારજ્યોરે. મ્હોટા૦ ૧૦
શીલ સોભાગી દંપતી તાજા, મલયાગિરિ ને ચંદન રાજા;
વિષમ વખત શીલ પાળ્યું લીલ વધારજ્યોરે. મ્હોટા૦ ૧૧
ન્યાય શીલથી રાજ્ય સંભાળી, સ્વર્ગ ગયાં દંપતી પુણ્યશાળી;
સાંકળચંદ શિયળ મહિમા શુભ ધારજ્યોરે. મ્હોટા૦ ૧૨



## વગર વિચાર્યું કામ ન કરવા વિષે.

## જિતશત્રુ ભૂપતિની કથા.

### ચોપાઈ.

દેશ અવન્તિમાં ઉજમાળ, ઉજ્જયણીપૂર પુણ્યની પાળ;
કૂવા વાવ સર મંદિર માળ, રાજા જિતશત્રુ ભૂપાળ. ૧
પ્રજા પુત્ર પુત્રી સમ ગણે, ન્યાયે રામ રાજા સૌ ભણે;
રાણી વિજયસિરિ રતિ સાર, શીલ ગુણનો એને શણગાર. ૨
રાજ્યસભામાં પૃથ્વિનાથ, બેઠો સામંત મંત્રી સાથ;
દ્વારપાળ આવી મુખ ભણે, ચાર પુરૂષ આવ્યા આંગણે. ૩
રૂપ ગુણના ભંડાર સુહાય, સ્વામી એ આવે કે જાય;
નૃપ કહે આવ્યા આપણ દ્વાર, સ્વાગત કરી લાવો આવાર. ૪
ચતુર પુરૂષ ચારે આવીયા, રાજ્યસભાને મન ભાવીયા;
વંશ હંસ છાના નવ રહે, વગર કહે ભવ્યાકૃતિ કહે. ૫
પૂછે રાય કુંવર કહો કેમ? શા કારણ આવ્યા છો એમ?
ભાખે તવ અનુજાત કુમાર, સ્વામી કરીએ સેવક સાર. ૬
કનકતિલક નગરી વિખ્યાત, રિપુમર્દન રાજા પ્રખ્યાત;
તસ રાણી નામે સુંદરી, રૂપ ગુણ શીલ મહિમાની દરી. ૭
થયા ચાર સુત સોહામણા, દેવરાજ, વત્સરાજ નમણા;
દુર્લભ ને વળી કીર્તિરાજ, મ્હોટો દેવરાજ મહારાજ. ૮
સકળ કળા વિદ્યા અભ્યાસ, કરીને નિપુણ થયા તે ખાસ;
પરણાવ્યા તે ચાર કુમાર, રાય પડયા માંદા નિરધાર. ૯
દેવરાજને સોંપી પાટ, રાયે લીધી પરભવ વાટ;
ન્યાય રાજ્ય પાળે દેવરાજ, ભાઇઓ કોપી લે રાજ.

દીન પલટયો પલટી ઘડી યદા, રાય રંક દેવરાજ તદા;
તે સેવા કારણ આવીયા, સાહ્ય કરો સાહ્યબ ભાવીયા. ૧૧
જિતશત્રુ રાજા કહે તામ, રહો આનંદે અહીં મમ ધામ;
બનતી સેવા કરશું અમો, ભલા ભૂપ ગુણિયલ છો તમો ૧૨
કર્યા અંગરક્ષક તે ચાર, રાય પાસ અહનિશ રહે સાર;
રાય તણો વિશ્વાસ તમામ, ચતુર ન ચૂકે સોંપ્યું કામ. ૧૩

## પદ બીજું—હરિગીત છંદ.

તે યામિનીના ચાર યામે જુજવી ચોકી કરે,
નિજ નિજ યામે જરી ન નિદ્રા પ્રમાણિકતા આદરે;
મન વચન કાયા નિર્મળા કરી રાજસેવા સાચવે,
કદી જીવ જાય તથાપિ જરી ન પ્રમાદ પોતે અનુભવે. ૧
કોઈ કામ દેવકુમાર પહોચ્યો ગામ નૃપ આદેશથી
કરી કામ માર્ગ વળ્યો મળ્યો કોઈ ભવિષ્યવેત્તા વેષથી;
કહી વાત ભેગી વાત ત્હેણે પ્રથમ પહોરે રાતમાં,
ક્રુર સાપ ડશશે આજ તારા સ્વામીને એક શાતમાં. ૨
એ વાત સુણી કંપ્યો કુંવર તે અહા! કર્મ તણી ગતી,
ગુણચોર ઢોર ન થાઉં સ્વામી જનક સમ પૃથ્વિપતિ;
કરી યત્ન ક્રોડ ઉપાયથી હું વિઘ્ન રાય તણું હરૂં,
તે ગયો રાય હજુર ચિંતે સ્વામીનું કારજ કરૂં. ૩
પછી રાજ્ય કાજ વિસર્જી રાજા વાસઘર આવ્યો નિશી,
પટ ઓઢી સૂતો સોઢ તાણી સાથ પટરાણી વસી;
ભુજબંધ ભીડી બેઉ સુતાં આવી નિદ્રા તે સમે,
ત્યાં પ્રથમ પ્હોરે ચોકી ભરવા દેવરાજ કુમર ભમે. ૪
તે દ્વારના સુક્ષ્મ છિદ્રથી અંદર નિહાળે ગુણમણી,

અહી ખડ્ગ ઉભો ભૂપ સેંજે લંબ અહી દીઠો ફણી;
તવ એક કર મુખ દાબી બીજે હાથ ખંડ કર્યા અસી,
તે ગોપવ્યા એક ઠોર જઇ એ દેવરાજ સુ સાહસી. ૫

તે સર્પના શોણિત તણા છાંટા પડયા રાણી ઉરે.
નિદ્રા વિષે દેવી નિહાળી કુંવર મન ચિંતા કરે;
મમ રાજ્યમાતા મૃત્યુ પામે અરે આ વિષ ક્વાથશ્રી,
એમ જાણી સ્વામીભક્ત તે લોહી લુંછી નાખે હાથથી. ૬

તવ અશુભ ઉદયે રાય જાગ્યો દેવરાજ દીઠો તદા,
દેવી કુચસ્થળ હાથ દેખી રાય મન શંકયો યદા;
ધરી ક્રોધ મનમાં મારૂં એ વિશ્વાસઘાતી છે ખરો,
રજની વિષે રહી પાસ દુષ્ટ કરે કુકર્મ નિશાચરો. ૭

જ્યાં પ્રીત ત્યાં રમણિ અને વળી અર્થ નવ કદી સોંપીએ,
ગુરૂપત્નિભોગી બ્રહ્મ હત્યાકાર ઉપર કોપીએ;
ધન દેવ સાધારણ તણું જે ખાય નારક છાપીયો,
કૃતગુણ વિસારે વાદ ધારે સ્વામી સાથે પાપીયો. ૮

પણ નૃપ વિચારે હું અને આ બેઉ એકાકી ખરે,
બળવાન એ છે હણું હું કે એ હણે શંશય ધરે;
માટે કરી કોઇ યુક્તિ એને મારશું પરભાતમાં,
વેરી અને વિષવેલ છેદી નાખવા એક ઘાતમાં. ૯

શ્રીફળ જળે વિષ કપુર થાવે ગુણ દોષ રૂપે થયો,
પૂરો થયો જ્યાં યામ પહેલો દેવ નિજ મંદિર ગયો;
પછી પહોર બીજે આવીયો વત્સરાજ કરવા ચાકરી,
ઉભો હજુર જઇ રાયની નિદ્રા ગઇ ચિંતા ધરી. ૧૦

## ભુજંગીછંદ.

કહે રાય તેવાર હે વત્સ! મારૂં, કરે કામ જો એક તો થાય સારૂં;
કહે વત્સ સ્વામીની આજ્ઞા ન લોપું, ભલે આપ માગો તદા શીર સોંપું.
કહે રાય તો દેવ જે બંધુ ત્હારો, હણી લાવ્ય માથું ખરો ભક્ત મ્હારો;
ધરી આણુ માથે ગયો વત્સ ત્યાંથી, મને ચિંતવે તે થયું આમ શાથી?
ન ચૂકે કદી બંધુ જો મેરૂ કંપે, છતાં રાય શાથી અરે આવું જલ્પે.
જિતેંદ્રિય છે બંધુ મ્હારો અદ્યાપી, કુપંથે કુચ્છંદે ન ચાલે કદાપી.
છતાં કેમ કોપ્યો હશે રાય તાતો, ખરેખાત ક્રોધે થયો તેહ રાતો;
અચિંતી થઇ આજ મ્હોટી ઉપાધી, પરીક્ષા ન એને ખરો રાય વ્યાધી.
છતાં કાળ વિલંબથી કાર્ય સિદ્ધિ, વિચારી ફરી આવીયો તે સુબુદ્ધિ;
કહે રાય માથું ન લાવ્યો તું પાપી, ખરેખાત ત્હેં આણ મારી ઉથાપી.
કહે વત્સ તે જાગતો છે અદ્યાપી, હણાએ ન ઉંઘે હણું હે! પ્રતાપી;
ભલા ભૂપ ને સ્વામી છો આપ મારા, ક્યાં ત્હેં સુણો ના ભૂલું ટેક દ્વારા.
પછી રાયને વત્સ ભાખે તમારી, ગઇ નિંદ સ્વામી કહો વાત સારી;
કહોતો સુણાવું કહે રાય ભાખો, કહે વત્સ રાજા સુણો ધ્યાન રાખો.

## કવ્વાલી.

નગર પટના અતિ સારૂં, સ્વર્ગ અલકાપૂરી ધારૂં;
ધનદ સમ શેઠ ત્યાં વારૂ, સદાનંદ નામ છે સારૂં. ૧
પુત્ર ધનદત્ત ટંકશાળી, સરળ ઉપકારી પુણ્યશાળી;
કમાઈ એ તાતની પાળી, ભોગવે કોક કહે હાળી. ૨
સુણી ચિત્ત ચોટ બહુ લાગી, અહા! ભુજબળ ગયું ભાગી;
મેળવું લક્ષ્મી મહો માગી, જવા જળધિ મતિ જાગી. ૩
પિતાની આણ તવ માગે, તાતને ખેદ બહુ લાગે;
લોમવો શ્રી બધી ભાગ્યે, રજા આપેજ મન પાખે; ૪

ભર્યાં બહુ વહાણુ કરિયાણે, શુકન શુભ શબ્દ તે જાણે;
ચઢયો પુણ્યશાળી વડ વ્હાણે, પ્રયાણે જળધિ તે ટાણે. ૫
મધ્ય દરીએ ઝાઝ તરતો, દીઠો શુક વ્યોમ સંચરતો;
ચાંચમાં આમ્રફળ ધરતો, લથડતો થાકથી પડતો. ૬
દયા ધનદત્તને આવી, ધિવરની પાસ મંગાવી;
પંપાળી અંકમાં ઠાવી, હૃદય ચાંપ્યો સૂડો ભાવી. ૭
મનુષ્ય ભાષા થકી બોલે, કહે શુક શેઠ તુમ તોલે,
જડે નહીં વિશ્વમાં ખોળે, દયાળુ શ્રેષ્ટ જન ટોળે. ૮
દીધું જીવદાન ત્હેં જેથી, જીવ્યાં મા બાપ વૃદ્ધ તેથી;
અમરફળ આમ્ર લ્યો તેથી, જીવો ઘણું ભોગ લ્યો જેથી. ૯
વૃદ્ધ મા બાપની સેવા, કાજ લેવા ગયો મેવા;
લેઈ ફળ આવીયો હેવા, જીવાડયો આજ ત્હેં દેવા. ૧૦
ઘણો ઉપકાર છે ત્હારો, જરી વાળું બદલ સારો;
વૃદ્ધ મા બાપને પ્યારો, બીજું ફળ લાવી દેઉં ધારો. ૧૧
પરાણે પંખીએ દીધું, વધાવી શ્રેષ્ટીએ લીધું;
ગયો ઉડી શુકે કીધું, અહા! શુકદક્ષ કીધસીધું. ૧૨
વિચારે શેઠ ફળ સારૂં, આપું કોઈ રાયને પ્યારૂં;
થાય ઉપકાર તો વારૂં, પેટ ભરવું ન કાંઈ સારૂં. ૧૩
પછી એક બંદરે આવે, વધાવે રાયને ભાવે;
અમરફળ ભેટણું ઠાવે, તાસ મહિમા મૂખે ગાવે. ૧૪
રાય સન્માન બહુ આપે, દાણુ કર્યું માફ વણ દાપે,
લક્ષ્મી વહેપારથી વ્યાપે, કમાઈ ધન દેશ જઈ સ્થાપે. ૧૫
વિચારે રાય ટંકશાળી, અહા! આ આંમ્રફળ શાળી;
ભખું હું એકલો ખાલી, ભૂખ શું ભાગશે ઠાલી? ૧૬

ઘણાં ફળ મેળવું વાવી, થાય ઉપકાર તો ભાવી;
ફળે સહકાર જો ભાવી, ભોગ બહુ લોક લે ફાવી. ૧૭
આમ્રફળ ઠામ શુભ વાવી, મૂકયા ત્યાં રક્ષકો ઠાવી;
કાળ વિતે ફળ્યો ભાવી, કલ્પતરૂ મંજરી આવી. ૧૮
રીઝયો સુણી રાય દીનબંધુ, ફળ્યાં ફળ પકવ ગુણસિંધુ;
પડયું ફળ પકવ એક હેઠું, રક્ષકે રાયને દીધું. ૧૯
પુરોહિતને પ્રથમ આપ્યું, ભૂપે નિજ ગોર કર સ્થાપ્યું;
ભખંતાં વિષ બહુ વ્યાપ્યું, ગયો મરી વિપ્ર છગ છાપ્યું. ૨૦
થયો હા! કાર પૂર માંહે, રાય મન શોક પસ્તાએ;
અહા! વિષવૃક્ષ એ છાયે, જતાં નિશ્ચે મરણ થાએ. ૨૧
અરે! જડમૂળથી છેદો, ન રાખો અંકુરો કંદો;
રાય અવિચારી મતિમંદો, લહ્યો નહીં ભેદ તે ફંદો. ૨૨
કુઠારે સેવકે કાપ્યો, મૂળસહ વૃક્ષ ભુંઈ સ્થાપ્યો;
કામ અવિચારી આલાપ્યો, અહા! થઈ અજ્ઞ તરૂ કાપ્યો. ૨૩
તદા ત્યાં કોઢીઆ આવ્યા, દુઃખે મરવા થયા ચાવા;
ફળો કાચાં ભખ્યાં ભાવ્યાં, નિરોગી તે થયા ફાવ્યા. ૨૪
રાય ચિંતે સ્વરૂપ આનું, ખરે વિપરીત મન માનું;
રંકને ગુણ થયો જાણ્યું, વિપ્રનું મ્હોત કેમ આણ્યું.? ૨૫
પૂછે ચર પુરૂષને ભાવે, હાથથી તોડીને લાવે;
પડયું ભૂતળથી ઉઠાવે, કહે પડયું ભોંયથી આવે. ૨૬
સુણી મન ચિંતવે રાજા, ભોંય વિષ સંક્રમી તાજા;
અહા! ગુણ વૃક્ષના ઝાઝા, વગર સમજે તજી માઝા. ૨૭
ફળ્યો સહકાર મમ દ્વારે, કર્યો મ્હેં નાશ અવિચારે;
ઘેર ગંગા મળી ત્યારે, નીર ખારૂં પીવા ધારે. ૨૮
ખોઈ મ્હેં આથ સૌ તાજી, મૂર્ખ પસ્તાઉં હું પાજી;

થયો મમ વક્ર મન વાજી, બગાડી હાથથી બાજી. ૨૯
કરો સાહસ ન કોઈ આવું, પડે નહીં જેથી પસ્તાવું;
સાંકળચંદ સહજ સમજાવું, વિચારી કામ કર ચાવું. ૩૦

દોહરા.

બીજો પહોર કથા થતાં, વ્યતીત થયો તેવાર;
વત્સ ગયો આવ્યો તદા, દુર્લભ કરે જુહાર. ૧
ચિંતે રાજા ચિત્તમાં, વત્સે કહી શુભ વાત;
પણ મુજ કારજ નવ કર્યું, આવ્યો એનો ભ્રાત. ૨
ત્હેને પણ તેમજ કહ્યું, હા ભણી ઉઠયો તામ;
કાળક્ષેપ કરી આવીયો, નૃપને કરે સલામ. ૩
ભૂપ ભણે કેમ નવ કર્યું ? તે કહે બાંધવ દોય;
જાગે છે મહારાજ તે, કયાંથી કારજ હોય ? ૪
વેળા નિર્ગમ કારણે, કહો કાંઈ રૂડી વાત;
અથવા સાંભળ સાહ્યબા, કહું શુભ વાત વિખ્યાત. ૫
રાય હુકમથી કહે કથા, દુર્લભરાજ સુજાત;
રાય સુણે એક ધ્યાનથી, અવન્તર યુક્તિ વાત. ૬

## લાવણી.

મુજ ઉપર ગુજરી પિતા પાદશાહ જાણી—એ રાગ.

શુભ દક્ષણ ભરતે રાજપૂર રઢીયાળું,
ત્યાં શત્રુદમન રાજાનું છે રખવાળું;
તસ રાણી શાણી રત્નમાળ શુભનામે,
મહારાજા બેઠા રાજયસભાનાં કામે. ૧
મંડળીકને સામંતાદિક ત્યાં બહુ શોભે,
એક બટુક આવીયો રાજસભામાં શોભે.

બટુકે આપી આશીષ ન સુણી ભૂપ અરજી
ચિત્ત વ્યગ્ર થકી નવ દીઠો સભા વીસર્જી. ૨
પછી સ્નાન કરી નૃપ દેવાલયમાં પેઠો,
લેઈ ભેટ પુષ્પની બટુક વિનિત થઈ બેઠો;
તવ રાય ગુણી જોઇ પ્રેમ ધરીને પૂછે,
હે ભદ્ર ! કોણ ક્યાંનો ને કારજ શું છે ? ૩
તે કહે યજ્ઞદત્ત તનુજ શુભંકર નામે,
અરિષ્ટાપૂર વાસી દેશ દેખવા કામે;
હું આવ્યો છું મહારાજ સેવ તુમ સારૂં,
રહી રાત દિવસ પ્રભુ પાસ વિઘ્ન સૌ વારૂં. ૪
લજ્જાળુ સજ્જન વિનિત બટુકને ભાળી,
અંતઃપુર નાયક કર્યો ભૂપે તત્કાળી;
એકદા પૂર ઉપવનમાં મૃગપતિ એક આવે,
કરે નરનારીનો નાશ પશુને ખાવે. ૫
સજી સૈન્ય ચઢયો ભૂપ કરી કુંજર અસવારી,
બેઠો મહાવત થઇ બટુકે અંકુશ ધારી;
નૃપ રહ્યો મોખરે સામંતાદિક પુંઠે,
લલકાર્યો સિંહને આવ્યો નૃપ પર રૂઠે. ૬
આકાશ ઉછળતો ફાળ તાક્તો જ્યારે,
મન બટુક વિચારે પાપી પ્રશુ ભૂપ મારે;
તવ ભરી છલંગ કુંભસ્થળ પર હરી આવ્યો,
બટુકે અંકુશ મુખ મારી સિંહ હઠાવ્યો. ૭
અંકુશથી તાળુ વિંધાઈ મરણ હરી પામ્યો,
કહે રાય અઘટતું કર્યું અયશ મુજ ઝામ્યો;

ત્હેં હણ્યો હરી પણ સુજશ હણાયો મારો,
મંડળિક રાજામાં અપજશ મુજ વિસ્તાર્યો. ૮
તવ કહે શુભંકર તલપ રાજપર મારી,
ભૂપના જીવ ખાતર નાંખ્યો સિંહ વિદારી;
નથી કર્યું નમ્ર થઈ કહે સુજસ મ્હેં લેવા,
મહારાજ બજાવી આજ આપની સેવા, ૯
એમ છતાં સ્વામીને સેવક બે અત્યારે,
નથી ત્રીજો કોઈ જોનાર શી ફિકર તમારે ?
હું કહીશ સૈન્યમાં સિંહ મહારાજે માર્યો,
અંકુશથી હરીને નિજ હાથે સંહાર્યો. ૧૦
છે ચાર કાનની વાત છ કાન ન જાણે,
એ સજ્જનની રીત દુર્જન વિપરીત માને;
કહે ભૂપ ભાઈ આ મંત્રભેદ કદી થાશે,
તો મુજ પરીયાની બધી પ્રતિષ્ઠા જાશે. ૧૧
પછી સિંહનું શબ લેઈ રાજા પૂરમાં આવ્યો,
પૂર પ્રજા મળી રાજાને મોતીડે વધાવ્યો;
સૈનીક સામંતમાં વાત શુભંકર બોલે,
માર્યો સિંહ રાયે ભુજબળ નહીં તસ તોલે. ૧૨
મંડળિક સામંતમાં ભૂપની થઇ સરસાઇ,
પૂર પ્રજા મળી મ્હોત્સવથી કરે વધાઈ;
પછી સભા વિસર્જી રાય વાસગ્રહ આવ્યો,
કહે રાણી આ શો પૂર મ્હોત્સવ મંડાવ્યો! ૧૩
કહે રાય સુણો દેવી પંચાનન બળીયો,
મ્હેં હણ્યો ભુજાના બળે ઉપદ્રવ ટળીયો;

મુજ સમ નહીં કોઈ બળવાન પરાક્રમ ભારી,
પંચાનનને હણી પ્રજા પીડ મ્હેં વારી. ૧૪
તેથી રૈયત મળી મ્હોત્સવ કરે વધાઇ,
મુજ ભુજના બળથી સફળાં કાજ સવાઈ;
તવ રાણી કહે મહારાજ ન જુઠું ભાખો,
ઉત્તમ વંશે ગળીડાગ પ્રભુ ક્યાં દાખો? ૧૫
એ મૃગપતિ બટુકે હણ્યો છતાં કહ્યું કુડું,
નિજ વંશ હંસને શ્યામ કરો છો ભુંડું;
તવ રાય ચિંતવે પાપી બટુકે કીધી,
છાની તે છતરાઈ કરી રાણીએ લીધી. ૧૬
આ મંત્રભેદ વિશ્વાસઘાત કરી કીધો,
નહીં કહું કોઇને કહી ગળે પાસલો દીધો;
એ પ્રપંચીને હણું વાત હજી છે ઘરમાં,
પછી જશે બહાર તો થશે ફજેતી પૂરમાં. ૧૭
એમ ચિંતી મહા ગુણવાન બટુકને માર્યો,
એકદા રાણી કહે બટુક ગયો ક્યાં સારો;
કહે રાજા એણે ગુહ્ય તમોને કીધું,
તેનું ફળ તેણે મરણ શરણથી લીધું. ૧૮
હા! હા! રાણી કહે અવિચાર્યું પેઉ કીધું,
એ ગુણનિધિએ નથી કહ્યું પ્રત્યક્ષ મ્હેં દીઠું;
હું સાતમી ભૂમિએ ચઢી હતી તે વેળા,
અંકુશથી બટુકે હણ્યો સિંહ જોયું મ્હેલાં. ૧૯
એ સજ્જન અતિ ગુણવાન કળામાં સાચો?
નહીં જગમાં એની જોડ હણી શું રાચો;

સુણી રાય કંપીયો કાર્ય કર્યું મ્હેં કુડું,
અહા! કલ્પવૃક્ષ મૂળથી છેદી કર્યું ભુડું. ૨૦
હું પાપી ભેદ ન લહ્યો બંધુને માર્યો,
મુજ સમ નહીં કોઈ જગમાં બીજો હત્યારો;
કલ્પાંત કરી પસ્તાય વળે શું તેથી ?
અણુ સમજ્યું સહસા કરે થાય દુઃખ એથી. ૨૧
કહે દુર્લભ સુણો મહારાજ વિચારી કરીએ,
એક પગલું સાંકળચંદ વિચારી ભરીએ,
એ વાત થઇ પૂરી તવ કીર્તિ આવ્યો,
થયો પૂરો ત્રીજો પ્હોર દુર્લભ સિધાવ્યો. ૨૨

ચોપાઈ.

રાય કહે કીર્તિ કર કાજ, મારૂં એક ફરમાવું આજ;
કીર્તિ કહે ફરમાવો કામ, કો ન કરે તે કરૂં તમામ. ૧
ભૂપ કહે તવ ત્હારો ભ્રાત, લાવ્ય દેવનું શીર કરી ઘાત;
હુકમ ચઢાવી શીર તે ગયો, કાળ વિલંબ કરી પાછો વહ્યો. ૨
આવી નૃપને કરે અરદાસ, બાંધવ ત્રણ જાગે મમ ખાસ;
પ્રસ્તાવે કરશું એ કાજ, સ્વામી વાત કહો કાંઈ આજ. ૩
નૃપ કહે કોઈ અપુરવ વાત, કીર્તિ આજ કર તું સાક્ષાત;
તવ તે કહે સુણો વાત રસાળ, પાણી પહેલાં કરીએ પાળ. ૪

પદ.

શું કહું કથની મારી રાજ—મહાશ્વેતાનો રાગ.
કાજ વિચારી કરીએ રાજ, કાજ વિચારી કરીએ;
સહસા કરતાં દુઃખ હરીએ રાજ, કાજ વિચારી કરીએ. ટેક.

દક્ષણુ ભરતે મહાપૂર નગરે, શત્રુંજય ભૂપ ભારી;
એક દીન રાજસભામાં બેઠો, આવ્યા હય વહેપારી રાજ. કાજ૦ ૧
અશ્વ રત્ન એક ભૂપને આપ્યો, ભૂપ થયો ખુશ મનથી;
ચિંતે મનોહર હય રૂપાળો, રૂપ સમ ગતિ છે કે નથી રાજ. કાજ૦ ૨
કરી અસ્વારી રાયે દોડાવ્યો, પવન વેગથી ચાલ્યો;
સૈન્ય રહ્યું પાછળ હય હાલ્યો, વેગ રહે નહીં ખાળ્યો રાજ. કાજ૦ ૪
જેમ લગામ ખેંચે તેમ ઉછળે, ગગને ગરૂડ સમ શોભે;
રાયે થાકી લગામ ઢીલી કરી, તવ તે હય સ્થિર થોભે રાજ. કાજ૦ ૩
વક્રગતિ શિખવી આ હયને, સમજી પલાણુ ઉતાર્યું;
તવ તે અશ્વની સાંધો ત્રુટ્યાથી, મરણુ શરણુ નિરધાર્યું રાજ. કાજ૦ ૫
ભૂખને તરશથી રાય પીડાણો, ઈત ઉત ફાંફાં મારે;
ભમતાં એક મોટો વડ ભાળી, છાયે વિસામો ધારે રાજ. કાજ૦ ૬

તે વડની શાખાથી પડતાં, જળનાં ટીપાં ભાળ્યાં;
પલાશ પત્રનો પડીયો કરીને, તરશ છીપાવા ઝીલ્યાં રાજ. કાજ૦ ૭
રાય વિચારે વર્ષાનું જળ, હશે વિવરમાં ભરાયું;
હળવું તે જળ બિંદુ પડે છે, તરસ નિવારૂં ધાર્યું રાજ. કાજ૦ ૮
તે મેલાં પાણીનો પડીયો, ભરી જેવો મુખ માંડે;
ઉપકારી એક પંખી આવી, ઝપટ મારી ભોંય પાડે રાજ. કાજ૦ ૯
થઈ નિરાશ ફરી ભૂપ પડીયો, ભરી જળથી મુખ માંડયો;
વૃક્ષથી ઉતરી ઝાપટ મારી, ફરી તે પંખીએ પાડયો રાજ. કાજ૦ ૧૦
ક્રોધ ભરાણો રાય વિચારે, પાપી જો ફરી આવે;
મારૂં જરૂર હું એ પંખીને, ચિંતી જળ ભરે ભાવે રાજ. કાજ૦ ૧૧
પંખી વિચારે કોપ્યો રાજા, જરૂર હણે આમર્ષે;
ભલે મરૂં એ જીવે તો સારૂં, પાળે પ્રજા એ હર્ષે રાજ. કાજ૦ ૧૨

એક હાથમાં ચાબુક રાખી, બીજે કર જળ પડીયો;
રાયે મુખ આગળ જ્યાં ધરીયો, આવી ત્યાં પંખી અડીયો રાજ. કાજ૦ ૧૩

ઝાપટ મારીને પાડયો પડીયો, રાયે ચાબુક મારી;
તરફડતો પડીયો ભુંઈ પંખી, ધિક હણીયો ઉપકારી રાજ. કાજ૦ ૧૪

પછી રાજાએ પડીયો ધરીયો, જળ ભરવા દુઃખ ખોવા;
આડું અવળું જળ ટપકયાથી, નૃપ તરૂ ચઢીયો જોવા રાજ. કાજ૦ ૧૫

તે વડ વૃક્ષના એક કોટરમાં, અજગર પડયો નિહાળ્યો;
ગરલ પડે તસ મુખથી નીચે, હા! હા! પંખીએ ખાળ્યો રાજ. કાજ૦ ૧૬

જળ નથી પણ એ વિષમય વારી, પીતાં બચાવ્યો મુજને;
અહો! એ ઉપકારી પંખીએ, વાર્યો ફરી ફરી મુજને રાજ. કાજ૦ ૧૭

મુજને જીવીતદાન ત્હેં આપ્યું, અહો પંખી! ઉપકારી.
ઉપકારીનો અપકારે મેં, વાળ્યો બદલો મારી રાજ. કાજ૦ ૧૮

પંખીથી પણ હું નીચ પાપી, તું સજ્જન સહચારી;
મરતાં લગી ઉપકાર ન ભૂલું, ગણું ગુણમાળા તારી રાજ. કાજ૦૧૯

પશ્ચાતાપ કરે મહારાજા, સૈન્ય મળ્યું તે વેળા;
પંખીનું શબ ઉપડાવી લીધું, નિજ નગરે ગયા ભેળા રાજ. કાજ૦ ૨૦

ચંદનચય શણગાવી બાળ્યો, પ્રેત કાર્ય કર્યું હાથે;
રાય જલાંજલી આપે જાતે, પૂછે મંત્રી એકાન્તે રાજ. કાજ૦ ૨૧

એ પંખીનું જાતે આપે, પ્રેત કાર્ય કર્યું શાથી?
રાયે અથથી ઇતિ સંભળાવી, એ મમ બંધુ આથી રાજ. કાજ૦ ૨૨

પસ્તાયો જીંદગી લગી રાજા, વગર વિચાર્યું કીધું;
સહસા કામ ન કરવું કદાપી, સાંકળચંદ કહે સીખ્યું રાજ. કાજ૦૨૩

## હરિગીત છંદ.

એ વાત પૂરી થઈ તદા પરભાતનાં તૂર વાજીયાં,
રવી વ્યોમ ઉગ્યો દેવમંદિર ઘંટનાદો ગાજીયા;
બંદીજનો જયઘોષ મંગલપાઠ મુખથી ઉચ્ચરે,
જય ચિરંજીવો રાજ સૌ શીરતાજ પ્રભુ વિઘ્નો હરે. ૧
નિજ મહેલ કીર્ત્તિરાજ પહોચ્યો વિચારે છે નરપતિ,
એકચિત્ત ચારે બાંધવો મુજ કાજ નં કર્યું દુરમતિ;
દાસી ભરી જળ ઝારી દાતણુ લેઇને આવી તદા,
મુખ શુદ્ધિ કરી શુભવેષ ધરી નૃપ સભામાં બેઠો મુદા. ૨
તવ હાથ જોડી માન મોડી દેવરાજ ઉભો યદા,
રીસે ભરાણો રાજ વિણુસે કાજ મુખ મરડે તદા;
કહે દેવરાજ ન રોષ કીજે ગુણુને અવગુણુ ગણ્યો,
છે લાજ બાહ્ય ગ્રહ્યા તણી હયો ભેદ પરમારથ તણો. ૩
કદી હોય અવગુણુ દાસનો તો નાથ કહો એકાન્તમાં,
તજી સ્નેહ ઈતરાજી કરી કોપો ન વાતની વાતમાં:
નથી ગુનોહ મ્હેં કાંઈ કર્યો દોષ ન ચાર બંધુમાં જરી,
કહી વાત નિમિત્તથી માંડીને જે બની તે સૌ ઉચ્ચરી. ૪
માનો ન જો મહારાજ તો છે ખંડ સાપ તણા અસી;
આણી બતાવ્યા તામ નૃપ મન વાત તે સાચી વસી;
હે તાત! વિષ સંક્રમણુ ભયથી અંગ ફૂરશું માતનું,
નથી લેશ બૂરી વાસના કે કપટ નથી કોઈ જાતનું. ૫
જોઈ બાહ્યનેત્રથી હૃદયનેત્ર ખુલ્યાં તદા તે રાયનાં,
ત્રુઠયો ભલો ભૂપાળ અહો ઉપકારી ગુનળાં ન્યાયનાં;
જગમાં ન મુજ સમ પાપમૂર્તિ પુણ્યમૂર્તિ ન એ સમી,

બાંધવ ગુણી છે એહુના દૃષ્ટાંત શાં દીધાં નથી? ૬
ઉપકારી માર્યો હોત તો નીશ્ચે હતી નારક ગતી,
અંગજ નથી કોઈ માહરે પ્રભુએ દીધા એ શુભમતી;
નિજ પાટ સ્થાપ્યો દેવને યુવરાજ વત્સ કર્યો તદા,
યોગિંદ્ર એ રાજા થયો સંસારથી વિરમ્યો સદા. ૭
સાહસ કરે જે કોઈ પરમારથ લહ્યા વિણ પ્રાણીયા,
પસ્તાય પાછળથી પૂરા પામર જનો અજ્ઞાનીયા;
ભાવી વિચારી એક પગલું ભરો ન ભરો કલેષથી,
કર કામ સાંકળચંદ સમજી સફળ થાય ન દ્વેષથી. ૮



## દાંપત્ય ધર્મ.

### પતિવ્રતા ધર્મ—કવ્વાલી.

પતિ સમ દેવ નહીં દુજા, કરૂં હું પ્રેમથી પૂજા;
પતિની વામ હું ભુજા, પતિવ્રત પ્રેમથી પાળું. ૧
પતિ મમ પ્રાણથી પ્યારા, પતિ મમ નેત્રના તારા;
પતિ હૈયા ઠરણ હારા, પતિવ્રત પ્રેમથી પાળું. ૨
સુકાની પત્નિ સંસારે, પતિના વહાણને તારે;
સતી શોભે ન શણગારે, પતિવ્રત પ્રેમથી પાળું. ૩
પતિ ઉંઘ્યા પછી ઉંઘું, પતિ જાગ્યા અવલ જાગું;
કરી હઠ કાંઈ નવ માગું, પતિવ્રત પ્રેમથી પાળું. ૪
પતિદુઃખે રહું દુઃખી, પતિ સુખે થઉં સુખી;
પતિ ભુખ્યા રહું ભુખી, પતિવ્રત પ્રેમથી પાળું. ૫
જપું જપમાળ પ્રિતમની, રટું પતિ ધ્યાન દીન રજની;
કરૂં નહીં લાલસા ધનની, પતિવ્રત પ્રેમથી પાળું. ૬

પતિ કડવું કદી બોલે, ગણું મીઠું સુધા તોલે;
ચઢું નહીં માન ચકડોળે, પતિવ્રત પ્રેમથી પાળું. ૭
કદી પતિ હોય કદરૂપો, મદન માની ગણું ભૂપો;
ન સ્વપ્ને ઇચ્છું મહીભૂપો, પતિવ્રત પ્રેમથી પાળું. ૮
કદી પતિ હોય જો રોગી, ગણું મહાત્મા ભલો ભોગી;
કરૂં ઉપચાર થઈ યોગી, પતિવ્રત પ્રેમથી પાળું ૯
પતિની છાંય ત્યાં કાયા, પતિ મૂડી અને માયા;
પતિ શીરછત્ર મુજ છાયા, પતિવ્રત પ્રેમથી પાળું. ૧૦
પતિ કોપે કદી રોષે, ખમાવી હું રહું તોષે;
ન રાખું રોષ હું લેશે, પતિવ્રત પ્રેમથી પાળું. ૧૧
કદી વ્યસની પતિ ભાળું, સુધારી એ વ્યસન ટાળું;
પ્રતિજ્ઞા લગ્નની પાળું, પતિવ્રત પ્રેમથી પાળું. ૧૨
પતિ આવક અને ખરચો, વિચારીને કરૂં ફૂડચો;
તવંગરનો ન જોઉં પડછો, પતિવ્રત પ્રેમથી પાળું. ૧૨
કરી ઘરકાજ શુભ કર્મો, ગૃહિણીના ધરી ધર્મો;
સુખ દુઃખ કર્મના મર્મો, પતિવ્રત પ્રેમથી પાળું. ૧૪
સદાચારે સદા રહીશું, વડીલની આણ શીર વહીશું;
સદા સમભાવમાં રહીશું, પતિવ્રત પ્રેમથી પાળું. ૧૫
સતીનો ધર્મ આ દાખ્યો, સાંકળચંદે મુખે ભાખ્યો;
સતીએ ધ્યાનમાં રાખ્યો, પતિવ્રત પ્રેમથી પાળું. ૧૬



## પત્નિવ્રત ધર્મ–કવ્વાલી.

પ્રિયા અર્ધાગના મ્હારી, પ્રિયા મમ પ્રાણથી પ્યારી;
સદા સુખ દુઃખ સહચારી, પત્નિવ્રત પ્રેમથી પાળું. ૧

કોલ મ્હેં ચોરીમાં આપ્યો, પંચમાં હાથ શુભ ચાંપ્યો;
પ્રેમપૂર ઉરમાં સ્થાપ્યો, પત્નિવ્રત પ્રેમથી પાળું. ૨
પટંતર પ્રેમનો કરતાં, પ્રીત પરનારથી ધરતાં:
સાત પરીયા ડૂબે ઝૂરતા, પત્નિવ્રત પ્રેમથી પાળું. ૩
પ્રિયા સંસારની સાથી, પ્રિયા મનમોહના આથી;
પ્રિયા મમ પ્રેમની પોથી, પત્નિવ્રત પ્રેમથી પાળું. ૪
પઢયો હું પ્રેમની પોથી, પ્રિયાથી મ્હેં કરી ગોષ્ટિ;
વિસારૂં નહીં કદી દોસ્તી, પત્નિવ્રત પ્રેમથી પાળું; ૫
દંપતી મહેલનો પાયો, પ્રિયા, પતિ મોભ કહેવાયો;
અચળ રહો મ્હેલ સ્થીર ઠાયો, પત્નિવ્રત પ્રેમથી પાળું. ૬
પ્રિયા માલીક છે મનની, પ્રિયા માલીક છે તનની;
પ્રિયા માલીક મમ ધનની, પત્નિવ્રત પ્રેમથી પાળું ૭
ધર્મને કર્મમાં બેલી, પ્રિયા તો સત્ય ગુણવેલી;
બની મુજ પ્રેમમાં ઘહેલી, પત્નિવ્રત પ્રેમથી પાળું. ૮
પ્રિયા રોગી અને ગાંડી, પ્રિયા કદી હોય અજ્ઞાડી;
ગણું દેવી સમી દહાડી, પત્નિવ્રત પ્રેમથી પાળું. ૯
પ્રિયા સંસારમાં વહાલી, પ્રિયા મમ પ્રેમની પ્યાલી;
પ્રિયા વાડી પતિ માળી, પત્નિવ્રત પ્રેમથી પાળું. ૧૦
પત્નિનો દ્રોહ જો કરીએ, પૂરા પસ્તાઇને મરીએ;
નરક કારાગ્રહે ઠરીએ, પત્નિવ્રત પ્રેમથી પાળું. ૧૧
પત્નિવ્રત જો પતિ પાળે, સ્વર્ગ સંસારમાં ભાળે;
સાંકળચંદ પાપ પરજાળે, પત્નિવ્રત પ્રેમથી પાળું. ૧૨

## આશાનો નેગ–રાગ સિંહાનો કનરો.

હું તો અહીં નહીં આવું હવેથી—એ રાગ.

આશા સ્વર્ગ પતાલમે દોડી, બહોત ગઈ રહી ઉમ્મર થોડી;
ધન્ય ધરા સુત દારાકી આશા, આશા ઓરકી કોઈએ ન છોડી. ૧
તાપ શીત સહી દેહ પ્રજાલત, ભાગ્ય બીના ન જડે કછુ કોડી;
કલ્પ વિકલ્પસેં ચિંતત મનમે, લખપતિ બન કરૂં ભુપસેં હોડી. ૨
ચલત ચલત આશા ચલી આગે, પિછે હુઠા મનજી હઠ છોડી:
ધરતીકી સેજ ને આભ પિછોડી, તૃષ્ણાકી સોડ સમાણી ન ચોડી. ૩
આશાકે દાસ હે છોટે મ્હોટે, રહે સબ આશાસેં દો કર જોડી;
કમલ કોષમેં ભ્રમર બિડા જબ, આશા કે પાસસેં જીંદગી છોડી. ૪
નીંદ તજી અપ્પા અબ જાગો, ભોર ભયો રજની રહી થોડી:
**સાંકલચંદ** સંતોષ છુરીસેં, કાટ લે આશાની ફાંસીકી દોરી. ૫



## ઝેરી જમાનો–કવ્વાલી.

જમાનો ઝેરનો પ્યાલો.

કુડો કળિયુગ આ આવ્યો, વિપતના પોટલા લાવ્યો;
જુવાનોને ઘણો ભાવ્યો, જમાનો ઝેરનો પ્યાલો. ૧
થઈ બહુ આજ હોટેલો, જમે ઉંચ નીચના ભેળો;
સોડા ચહા કાફીનો રેલો, જમાનો ઝેરનો પ્યાલો. ૨
જમે શિખંડ બાસુદી, બટાટા કાતરી કુલફી;
જમી ભજીયાં દે મેસુદી, જમાનો ઝેરનો પ્યાલો. ૩
અભક્ષાભક્ષ ત્યાં ભક્ષે, ઉઘાડાં લાજનો રાખે;
જાય જર રોગ દીલ દાખે, જમાનો ઝેરનો પ્યાલો. ૪

સીનેમા નાટકો ભારી, દેખવા જાય નર નારી;
થયા કંઈ છેક વ્યભિચારી, જમાનો ઝેરનો પ્યાલો. ૫
વધ્યો શેર, રૂ, અફીણનું સટ્ટો, શાક ભાજી કાપડ સટ્ટો;
રૂપા સોના તણો સટ્ટો, જમાનો ઝેરનો પ્યાલો. ૬
ચઢ્યા વહેપારીઓ સટ્ટે, મળે મોંઘી ચીજો બટે.
ગરીબનાં ખુન પી ખટ્ટે, જમાનો ઝેરનો પ્યાલો. ૭
ઝીણાં વસ્ત્રો સજે ભારી, ગરીબ શ્રીમંત નર નારી;
દિગમ્બર મૂર્તિ નિરધારી, જમાનો ઝેરનો પ્યાલો. ૮
વધી ફેશીન ફિશીયારી, સ્ત્રીઓ ઘડિયાળ ઉર ધારી
બુટ પગ છત્રી શીર ધારી, જમાનો ઝેરનો પ્યાલો. ૯
કર્યો કારિગરે એક્કો, કર્યા ત્રગણા બધા રેટ;
પ્રજાની પિડ કોઈ પેખો, જમાનો ઝેરનો પ્યાલો. ૧૦
ચઢ્યા સુથારને કડીયા, ચઢ્યા દરજી રજક ફડીયા;
થઈ મોંઘા ઘણા નડીયા, જમાનો ઝેરનો પ્યાલો. ૧૧
થયા ઘરના ધણી આડા, વધાર્યા હાટ ઘર ભાડાં:
થયા જૂલમી કરી ત્રાડા, જમાનો ઝેરનો પ્યાલો. ૧૨
ભેળવી દૂધમાં પાણી, કમાણી ઘાંચીએ તાણી;
દામ લે ચોગણા જાણી, જમાનો ઝેરનો પ્યાલો. ૧૩
ખાંડ ઘી ગોળ વ્હેપારી, કરી એક હાથ ચિજ સારી;
વધારી ભાવ લે ભારી, જમાનો ઝેરનો પ્યાલો. ૧૪
કમાયા ખુબ તંબોળી, પાન દે બીડીપો વાળી;
દામ લે ચોગણા ખાળી, જમાનો ઝેરનો પ્યાલો. ૧૫
લઢાઇનો લાભ લઇ ખોટો, કર્યો સૌ ચિજનો ટોટો;
ભર્યું ઘર વાણીને ગોટો, જમાનો ઝેરનો પ્યાલો. ૧૬

યુવક કહે ક્યાં કશું મોઘું ? કમાણી પાસ સૌ સોંઘું;
ભલે અદશેર ઘી થાતું, જમાનો ઝેરનો પ્યાલો. ૧૭
તોરમાં બોલ જે બોલ્યા, ખરે થયું ઘીજ વીસતોલા;
કમાણીના ઘટ્યાં ડોલાં, જમાનો ઝેરનો પ્યાલો. ૧૮
અરે ! એ હાયના પૈસા, જશે કરતા હલે હૈસા;
બળ્યા એ પાપના પૈસા, જમાનો ઝેરનો પ્યાલો. ૧૯
કમીશન મીલ એજેન્ટે, વધાર્યું એકલાપેટે;
ટળો શરહોલ્ડરો છેટે, જમાનો ઝેરનો પ્યાલો. ૨૦
થવું શ્રીમંત પર પૈસે, મહાલવું મોટરે હોંશે;
મીલો નવી થાય બહુ જોશે, જમાનો ઝેરનો પ્યાલો. ૨૧
ગયું નખોદ નહિ ચડાનું, પીએ બે ચાર કપ માનું;
ગરિબ શ્રીમંતનું ખાણું, જમાનો ઝેરનો પ્યાલો. ૨૨
મળેછે ખાંડ બહુ મોંઘી, નથી અન્ન ચિજ કોઇ સોંઘી;
વધ્યા દાક્તર વધ્યા રોગી, જમાનો ઝેરનો પ્યાલો. ૨૩
પ્રજાની પિડ પોકારે, કર્યો કંટ્રોલ સરકારે;
છતાં સોઘું મળે ક્યારે ? જમાનો ઝેરનો પ્યાલો. ૨૪
જમાનો ચાલતો ઝેરી, હવા પસરી બધે ઝેરી;
વધ્યા ફૂકડ અને લ્હેરી, જમાનો ઝેરનો પ્યાલો. ૨૫
પ્રજાના પૂર્ણ આક્રંદે, કવ્વાલી આ રચી છંદે;
સાંકળચંદ સ્હેજ આનંદે, જમાનો ઝેરનો પ્યાલો. ૨૬

## સંસારચિત્ર સમાપ્ત.



# વિવિધ વિષય.

## અથ શ્રી ઉપધાનનું સ્તવન.

### ઢાળ પહેલી.

તિરથની આશાતના નવી કરીએ—એ રાગ.

સમભાવે ઉપધાન તપ ભવિં વહીએ, હાંરે ભવિ વહીએરે ભવિ વહીએ
હાંરે વીર આણા મસ્તકે વહીએ, હાંરે ચઢીએ ગુણસ્થાન. સમ૦ ૧
બારપરખદામાં વદ્યા વીર વાણી, હાંરે શ્રાવક શ્રાવિકા ગુણ ખાણી
હાંરે ઉપધાન વહો ભવિ પ્રાણી, હાંરે શીવપુર સોપાન. સમ૦ ૨
સુઝે જો નવકાર ગણીએ પ્રીતે, હાંરે પ્રતિક્રમણ ક્રિયા એ રીતે
હાંરે વહીએ ઉપધાન સુચિત્તે, હાંરે શ્રાવક સાવધાન. સમ૦ ૩
તપ નવકાર અઢારીયું પહેલું વહીએ, હાંરે બીજું ઈરીયાવહીનું કહીએ
હાંરે અઢાર અઢાર દી લહીએ, હાંરે હોય ભવ અવસાન. સમ૦ ૪
સાડાબાર બાર બે તપે ઉપવાસ, હાંરે લહો પૌષધ ગુરૂની પાસ
હાંરે ચોથ એકાંતર ઉલ્લાસ, હાંરે એકાસણું થાય. સમ૦ ૫
બે ઉપધાને નાંદ શુભ માંડીજે, હાંરે પુજા પરભાવના કીજે
હાંરે મુનિરાજની રહેણી રહીજે, હાંરે કિરીયા નિરમાંય. સમ૦ ૬
દેવવંદન દહેરે કરો ભલી ભાતે, હાંરે પંચ સમિતી ગુપ્તિ ત્રીક ખાંતે
હાંરે ચૈત્યવંદન કરીએ નીરાંતે, હાંરે શુદ્ધ મન વચ કાય. સમ૦ ૭
દોય સહુસ્ર નવકાર પ્રતિદિન ગણીએ, હાંરે પોરશી ભણી સંથારો કરીએ
હાંરે સ્નાન મજ્જન સો પરહરિએ, હાંરે નખ કેશ વધાય. સમ૦ ૮

### ઢાળ બીજી.

આવો આવો જસોદાના કંથ અમ ઘેર આવોરે—એ રાગ.

ઉપધાન વહો ભવિ એમજ, સૂત્ર પ્રમાણે રે;

શ્રાદ્ધધર્મ સફળ તો થાય શ્રી વીર વખાણે રે;
પાંચ ઉપવાસે ભવિ પહેલી વાયણા લીજે રે,
તપ પૂરે બીજી વાયણા ગુરૂમુખ લીજેરે. ઉપ૦ ૧
એઠું છાંડે તો દિવસ વધે તસ ન્યાયે રે,
વળી મુહપત્તિ પડે ન જડે ને અકાળ સંજ્ઞાએ રે;
તેમ વમન થાય તો દહાડો લેખે ન થાવે રે,
જીવઘાત હાંસી વિકથાથી આલોયણ આવે રે. ઉપ૦ ૨
અરિહંતચેઈયાણું ચોકીયું તે ઉપધાન રે,
ઉપવાસને આંબીલ ચાર દિવસનું માન રે;
ઉપવાસ અઢી જબ તપ સંપુરણ થાય રે,
વાયણા તસ લીજે પામી સુગુરૂ પસાય રે. ઉપ૦ ૩
વળી છક્કીયું વહીએ સાત દિવસ પરિમાણ રે,
બે ઉપવાસે પુખ્ખરવરદી વઢેનું માન રે;
સિદ્ધાણં બુદ્ધાણં અઢી ઉપવાસે સુજાણ રે
એ ચાર થયા ઉપધાન વહો ગુણવાન રે. ઉપ૦ ૪

## ઢાળ ત્રીજી.

શું કહું કથની મારી રાજ—એ રાગ.

વીરા માળપહેરાવો રાજ, વીરા માળ પહેરાવો
શુભ લક્ષ્મી તણો લહો લહાવો રાજ. વીરા૦ ટેક.
ભોજન ભક્તિથી સાહમી સાહામણનો, સાહામીવત્સલ કરીએ;
રજત રકાબી શ્રેષ્ટ ઘડાવી, મેવા મીઠાઈ ભરીએ રાજ. વીરા૦ ૧
હીરાગળ કસબી ધરી કમખા, મૂકો રૂપા નાણું;
ચાર પહોર શુભ ભાસ દેવાયે, ફરી ન મળે એ ટાણું રાજ. વીરા૦ ૨
સાહામીણીને તંબોળ દો ભકતે, રાત્રીજગો કરો જુકતે;

એણીપેરે હર્ષે માળ જગાવો, વાવરો વીત્ત નિજ શકતે રાજ. વીરા૦ ૩
પંચશબ્દ વાજાં શરણાઈ, ઢોલભુંગળ વગડાવો;
સાંબેલા શણગારો રૂડા, બાળા ગાય વધાવો રાજ. વીરા૦ ૪
કુંવર કુંવરી શીર ખુંપ ભરીજે, ઇંદ્ર ઇંદ્રાણી કીજે;
જિનશાસન ઉદ્યોત કરીને, બોધિબીજ વાવીજે રાજ. વીરા૦ ૫
ગયવર શીર ઠવી માળ વિશાળા, દાન દ્યો જાતાં પાંથે;
સંઘ સાજન સહુ એણીપેરે માળા, આણી દીયો ગુરૂ હાથે રાજ. વીરા૦ ૬
ગુરૂવર વાસ ઠવે શ્રાવક શીર, આનંદ અતિશય વ્યાપે;
માળ ઠવે જે શ્રાવક કંઠે, તે તસ ભુષણ આપે રાજ. વીરા૦ ૭
અંગપૂજા પરભાવના કીજે, વ્રતધારી પહેરાવીજે;
પાઠાં પુસ્તક ને ઉપગરણો, ગુરૂની ભક્તિ કીજે રાજ. વીરા૦ ૮
સ્વર્ગ ને અપવર્ગની શુભ શ્રેણી, માળા લીલવિશાળા;
બોધિજળ સિંચન ઘટમાળા, શીવસુંદરી વરમાળા રાજ. વીરા૦ ૯
પુણ્યની માળા સુકૃત શાળા, કામદુધા વરમાળા;
**સાંકળચંદ** પ્રવહણ ભવ દરીએ, માળા ગુણમણી માળા રાજ. વીરા૦ ૧૦

## ઢાળ ચોથી. રાગ સારંગ.

સુણો ચતુરસુજાણ પરનારી શું પ્રિત કબુ નવ કીજીએ—એ રાગ.
સુણો શ્રાવકજી વહી ઉપધાન નિદાન સફળ કિરિયા કરો,
છો ભાવિકજી પ્રડિક્રમણાં આવશ્યક કરી ભવજળ નિસ્તરો;
હવે શક્રસ્તવ ઉપધાન વડો, પાંત્રીસ દિવસ તસ માન લહો
ઉપવાસ સાડાઓગણીસ ગ્રહો. સુણો૦ ૧
વાયણા ત્રણ શુભ એમાં આવે, પછી અઠ્ઠાવીસું મન ભાવે;
ઉપધાન એ લોગસનું ધ્યાવે. સુણો૦ ૨

એ સાઠાપંદર ઉપવાસે, વાયણા ત્રણ ગુરૂમુખ ઉલ્લાસે;
તપ સંપુરણ સૌ મળી થાશે. સુણો૦ ૩
એ રીતે છ ઉપધાન વહો, શ્રાવક શ્રાવિકા વ્રત શુદ્ધ ગ્રહો;
સંસાર સમુદ્રનો પાર લહો. સુણો૦ ૪
શ્રી વીરપ્રભુ એમ વિધિ ભાખે, મહાનિશિથ્થ સિદ્ધાંતતણી સાખે;
સુલભબોધિ મનમાં રાખે. સુણો૦ ૫
ઉપધાન વહંતા આરાધે, દાનાદિક ચાર ધર્મ સાધે;
નર સુરભવ સુખ સંપદ વાધે. સુણો૦ ૬
ભય રોગ શોગ સંકટ જાવે, શુભ ઘાટ શરીર સુંદર થાવે;
ઉપધાનથી અવિચળ સુખ પાવે. સુણો૦ ૭
ખમાસમણ મુહપત્તિ કિરિયા, વિધિ શ્રાદ્ધ ધર્મ શુભ આદરિયા;
ઉપધાન વહંતા ભવિ તરીયા. સુણો૦ ૮
ઉપધાનતણા ગુણ કહું કેતા, કોઈ પાર ન પામે હોય નેતા;
થાય સફળ ક્રિયા ઉપધાન વહેતાં. સુણો૦ ૯
શ્રી વિનયવિજય ઉવજ્ઝાય વદે, ઉપધાન સ્તવન કહ્યું આનંદે;
અનુવાદ રચ્યો સાંકળચંદે. સુણો૦ ૧૦

## અથ શ્રી જગચ્ચિંતામણી ચૈત્યવંદન.

અનુવાદ—ઝુલણા છંદ.

જગત્ ચિંતામણી જગતના નાથજી જગગુરૂ વિશ્વ રક્ષક દયાળા,
બંધુ જગ સાર્થવાહ તત્ત્વનવદ્રવ્યખટસ્વરૂપ દાખ્યું વિચક્ષણ મયાળા;
ચઉવિસ જિનવરા કર્મ કરી ચકચૂરા શૈલ અષ્ટાપદે બિંબ સ્થાપ્યા,
અપ્રતિહત છે સદા શાસન જેમનું વિજયવંતા રહો વિશ્વ વ્યાપ્યા. ૧
એકશત શીત્તરા પ્રથમ સંઘયણના જિનવરા કર્મભૂમિમાં વિચરતા,

ક્રોડનવ કેવળી ક્રોડ હજાર નવ સાધુ સુત્રે કહ્યા પાપ હરતા;
સાંપ્રત જિનવરા વીસ વંદુ મુનિ ક્રોડ બે કેવળી શુભ સિદ્ધાંતે,
ક્રોડ હજાર બે સાધુ નિર્મળમના પ્રણમીએ પ્રેમથી નિત્ય પ્રભાતે. ૨
વિજયવંતા રહો ઋષભ શત્રુંજયે નેમિ ગીરનાર સાચોર વીરજી,
ભરૂચમાં મુનિસુવ્રત પાર્શ્વપ્રભુ મુહરિમાં દુઃખને પાપનો નાશ કરજી;
દિશિ વિદિશી આઠમાં મહાવિદેહ પાંચમાં અતિત અનાગતે વર્તમાને,
જેહ તિર્થંકરો હોય તેને સદા હું નમું ભક્તિભાવે સુમાને. ૩
ક્રોડવસુ ઉપરે લાખ છપ્પન ધરે સહસ્ર સત્તાણું શત્ બત્રી જાણો,
બ્યાશી તેપર અધિક ચૈત્ય જિનનાં કહ્યાં વંદુ નિત્ય ત્રઈણ લોકે પ્રમાણો,
ક્રોડ શત્ પંદર, ક્રોડ બેતાલીશ, લાખ અઠ્ઠાવન છત્રી સહસ્રા
ઉપર એંશી અધિક શાશ્વતા બિંબ છે ચૈત્ય પૂર્વોક્તમાં વંદુ તત્રા. ૪
લબ્ધિ અઠ્ઠાવીસ ગુણગણ છત્રીશ ગણપતિ ગણધરા નિત્ય વંદો,
સુરગવિ સુરતરૂ સુરમણિ સંપજે જેહનું નામ આનંદ કંદો;
તે ગુરૂ ગૌત્તમે શૈલ અષ્ટાપદે ચૈત્યવંદન રચી ગાયું છંદે,
બાળ અવબોધ માટે ભણ્યું બાળકે બાળ ભાષા વિષે સાંકળચંદે ૫

## ભરહેસર બાહુબળી—અનુવાદ.

### પુનમચાંદનીનો રાગ.

પુર્વે શાસનના જે સ્તંભ મહા પુરૂષો થયારે, વળી મહા સતીયો થઈ
જિન શાસનની શણગાર, પ્રભાતમાં ઉઠી તસ નામ સમરીએ સર્વદારે.
જેના નામે આધિઉપાધિને વ્યાધિ ટળેરે, અડસિદ્ધિ ને નવનિધિ
પ્રકટે મંગળમાળ, એવા ગુણનિધિના ગુણ ગાતાં ગુણ પ્રકટે ભલારે.
તે ભરતેશ્વર બાહુબળીને અભય કુમારનેરે, ઢંઢણકુમાર શ્રીયકને
અન્નિકા પુત્ર, વળી અતિમુક્તકુમારને નાગદત્તને વંદીએરે.
મુનિ મેતારજ સ્થુળિભદ્રને વજઋષિ ભલારે, નંદીષેણ સિંહગિરિ

ને કૃતવર્ણકુમાર, મુનિ સુકોશલ વળી પુંડરિક કેશી કરકંડુનેરે.
હલ્ય વિહલ્ય સુદર્શન સાલ અને મહાસાલજીરે, શાલિભદ્ર વળી
ભદ્રબાહુગુરૂ દશાર્ણભદ્ર, પ્રસન્નચંદ્રરાજર્ષિ યશોભદ્રસૂરિ વંદીએરે
જંબુસ્વામી વંકચુલને ગજસુકુમાળજીરે, અવન્તિ સુકુમાળો
ધન્નો એલાચીપુત્ર, વળી ચિલાતીપુત્ર ને યુગબાહુ મુનિને નમુંરે.
આર્યમહાગિરિ આર્યરક્ષિત ને આર્ય સુહસ્તિનેરે, પ્રણમું ઉદાયી મનક
પુત્ર ને કાલિકાચાર્ય, શાંબકુમાર પ્રદ્યુમ્નકુમાર મુલદેવા નમુંરે.
પ્રભવાસ્વામી વિષ્નુકુમારને આર્દ્રકુમારનેરે, કુરગડુને શ્રેયાંસજી
દ્રઢપ્રહારી જાણ, સિજ્જંભવસ્વામી ને મેઘકુમારને વંદીએરે
ઈત્યાદિક ગુણ ગણ યુક્તા મહાપુરૂષ થયા ભલારે, જેના નામ સ્મરણ
થી અઘના ઓઘ પલાય, તે અમને સુખ આપો જપીએ જાપસદામુદારે.
સુલસા ચંદનબાલા મનોરમા સતીઓ ભલીરે, મદનરેખા દમયંતી
નર્મદાસુંદરી જેહ, સીતા નંદા ભદ્રા ને સુભદ્રા છે સતીરે
રાજેમતિ રૂષિદત્તા પદ્માવતીને અંજનારે, શ્રીદેવી જયેષ્ટા સુજયેષ્ટા
સતી વખાણ, મૃગાવતિ પરભાવતિ શાણી રાણી ચેલ્લણારે
બ્રાહ્મિ સુંદરી રૂક્ષમણિ રેવતી ને કુંતી કહીરે, શીવાદેવી જયન્તિ
દેવકી દ્રૌપદી સાર, ધારણી કલાવતી ને પુષ્પચુલા સતીઓ સહીરે.
પદ્માવતી ગોરી ગાંધારી ને વળી લક્ષ્મણારે, સુસીમા જાંબુવતી
સતભામા રૂક્ષમણિસાર, એ આઠે પટરાણી સતીયો થઈ શ્રીકૃષ્ણનીરે.
યક્ષા યક્ષદત્તા ભુતા ને નિશ્ચય ભુતદત્તારે, સેણા વેણા રેણા મહા
સતીયો વિખ્યાત, એ સાતે બ્હેનો સ્થુળિભદ્રમુનિની જાણીએરે.
ઈત્યાદિક મોટી સતીયો નિર્મળ શીલગુણ ભરીરે, ત્રિભુવનમાં વાગે છે
ડંકા જેના આજ, તે જયવંતી વર્તો સાંકળચંદ ભણે મુદારે.

## વીસસ્થાનક પદનું ચૈત્યવંદન.

હરિગીતછંદ.

ત્રીકયોગથી તપ વીસ સ્થાનક આદરે ભવિ શુભમતિ
તે નામ તિર્થંકર ઉપાર્જિ થાય નિશ્ચે જિનપતિ
એકેક પદથી થાય અરિહંત થાય વીસથી નિર્જરા,
વરસ્થાન તપ ત્રીજે ભવે કરી થયા તે નમું જિનવરા. ૧
શિવશ્રેણી ચઢવા સત્યસાધન નથી એ સમ અન્યથા,
ભવિ આદરી એ તપ અનુપમ લહો સિદ્ધિફળ યથા;
નૃપ દેવપાળાદિક થયા અરિહંત એ પદ જયકરા વર૦ ૨
પદસિદ્ધ હસ્તીપાળ સાધી પ્રવચને ભરતેશ્વરા;
નૃપ થયા પુરૂષોત્તમ સૂરિપદ સાધી અંતે જિનવરા
પંચમ થિવીર પદ સાધી પદ્મોત્તર થયા જિનવર ખરા. વર૦ ૩
વળી મહેંદ્ર નૃપ વાચકપદે વીરભદ્ર સાધુપદ રમ્યો,
શુભ જયંત ભુપતિ જ્ઞાનને દર્શન પદે હરિવિક્રમો;
પદ વિનય દસમું ધરી ધન્નો વરૂણદેવ ચરણ વર્યા. વર૦ ૪
ભુપ ચંદ્રવર્મા બ્રહ્મપદ ને ક્રિયા હરીવાહન શુરા,
તપ કનકકેતુ સાધી ગોયમે હરીવાહન જિનવરા;
વળી જિમુતકેતુ જિનપદેને પુરંદર સંયમે તર્યા. વર૦ ૫
શુભ જ્ઞાન અભીનવ ધ્યાઈ સાગરચંદ્ર નૃપ જિનપતિ થયા,
નૃપ રત્નચુડ શ્રુત પદ આરાધિ મેરૂપ્રભ તિર્થે ગ્રહ્યા;
એમ પદ અકેકુ સાધી જિનપતિ થયા એ પદ સુખકરા. વર૦ ૬
એમ સિદ્ધિસાધન જગ દિપાવન વીસસ્થાનક તપ વડો,
ત્રીકયોગ સાધી તપ આરાધિ ભવિક શિવશ્રેણી ચઢો;
શુભ છંદ સાંકળચંદ કહે આ ચૈત્યવંદન મનહરા. વર૦ ૭

## શ્રી મુહરી પાર્શ્વનાથનું સ્તવન.

ગોપીચંદ લડકાનો રાગ.

પ્રભુ પાસજી પ્યારા, મુહરી બિરાજે ટીંટોઇ ગામમાં. ટેક

પ્રથમ હતા પ્રભુ મોહરી ગામે, ડુંગર બિચ દેરામાં
મોહરી વંશ રાજાએ ભરાવી, શુભ ચોથા આરમાંરે. પ્રભુ૦ ૧

કોઈ કારણથી એક જતીને, દેવે સ્વપ્નું દીધું
લેઇ જાઓ ટીંટોઈમાં પ્રભુને, અધિષ્ઠાયકે કીધુંરે. પ્રભુ૦ ૨

જતી એક ગાડુ લેઈ મોહોરી, શ્રાવક સાથે ચાલ્યા,
યવન હાંકનારો હોવાથી, પ્રભુ જરી નવ હાલ્યારે. પ્રભુ૦ ૩

ફરી અધિષ્ટાયક કહે જતીને, આર્ય સારથી લાવો,
તો પ્રભુ રથમાં બેશી આવે, સંઘમાં થાય વધાવોરે. પ્રભુ૦ ૪

જતીએ એમ કર્યું તવ પ્રભુજી, પુષ્પસમા થઈ ઉઠ્યા,
રથ બેસારી ટીંટોઇ લાવ્યા, મુહરીપાસ પ્રભુ ત્રુઠ્યારે. પ્રભુ૦ ૫

અઢારસેંહે અઠ્ઠાવીશ વર્ષે, ટીંટોઈમાં પ્રભુ આવ્યા,
પરૂણાપેરે સ્થાપ્યા એક ઘરમાં, સંઘે મોતીડે વધાવ્યારે. પ્રભુ૦ ૬

ંપાવત શ્રી કનકસિંહજી, ટીંટોઇગામે રાજા,
કારભારી ત્યાં જોઈતા રહીયા, સાજ્ય કરી સુખ તાજારે. પ્રભુ૦ ૭

જગ ચિંતામણી ચૈત્યવંદનમાં, અષ્ટાપદે આનંદે,
"મુહરિપાસ દુહ દુરીય ખંડણો," કહી ગોયમ ગુરૂ વંદેરે. પ્રભુ૦ ૮

પુરીશાદાણી પાસ જિનેશ્વર, ત્રેવીસમો પ્રભુ સાચો,
મુહરીપાસ આશા પુરો મનની, સાંકળચંદે જાચ્યોરે. પ્રભુ૦ ૯



## શ્રી મુહરી પાર્શ્વનાથનું સ્તવન બીજું.

માતા મરૂદેવાના નંદ—એ રાગ.

માતા વામાજીના નંદ, મુહરિપાસ જિનરાજા ટીંટોઈ ભલે બિરાજોજી
ભલે બિરાજો ભલે બિરાજો ભલે બિરાજોજી. મુહરિ૦ ટેક.
સામળીયાજીનો પ્રતિવર્ષે, ભરાય છે જ્યાં મેળો
તે પાસે મહિકાંઠા હદમાં, મોરીગામ શુભ વેલો. માતા૦ ૧
ત્યાં ડુંગરની વચ્ચે ખીણ છે, ચૈત્ય પુરાતન જેમાં,
મુહરિપાસ જિનરાજ બિરાજે, પૂર્વકાળથી એમાં. માતા૦ ૨
અઢારસેં હેં અઠ્ઠાવીસ વર્ષે, પ્રભુ ટીંટોઇમાં આવ્યા,
ઓગણીસેં હેં ને બાર વર્ષમાં, મંદિરમાં પધરાવ્યા. માતા૦ ૩
ક્રોડ ગમે ખરચી દ્રવ્ય સંઘે, મંદિર બેશ બનાવ્યું,
નલિનીગુલ્મ વૈમાન સ્વર્ગથી, માનું મહિતળ આવ્યું. માતા૦ ૪
ચૈત્ય વિશાળ ને ઊંચું અનુપમ, માનું ગગને અડીયું,
સ્વર્ગ સાથ સંવાદ કરે જઈ, વાદે વ્યોમથી ચઢીયું. માતા૦ ૫
શિખર પતાકા કહે ગયણને, આજ મનોરથ ફળીયા,
હું જિનમંદિર શિખરે બેઠી, શું ગાજે આભલીયા. માતા૦ ૬
કરી પ્રતિષ્ઠા મ્હોત્સવ સંઘે, પ્રભુ પધરાવ્યા પ્રીતે,
સાંકળચંદ એ તિર્થ પુરાતન, જાત્રા કરો એક ચિત્તે. માતા૦ ૭

## શ્રી હિમ્મતનગર મંડન વીરપ્રભુ સ્તવન.

અલબેલીરે અંબે માત જોવાને જઇએ—એ રાગ.

આજ શાસનપતિ સુલતાન, મહાવીર જિન મળીયા;
શુભ હિમ્મતનગર મોઝાર, નાઠાં દુઃખ દળીયાં. ટેક૦
ત્રીસલાનંદન પાપનિકંદન, ભયભંજન જિનરાજરે;
બાવનાચંદન સમ શિતળતા, વંદનથી થઈ આજ. મહા૦ ૧

અશરણ શરણ તરણ તારણ પ્રભુ, ભવોદધિ ઝાઝ નિદાનરે;
અપરાધીને બુડતા તાર્યા, જગબંધુ જગ ભાણ. મહા૦ ૨
ચંડકોશીયો ચરણ ડશ્યો પણ, દીધું દેવ વિમાનરે;
ઇંદ્રભૂતિ કહે ઇંદ્રજાળીયો, તેને કર્યો દિવાન. મહા૦ ૩
અડદના બાકુલા સાટે તારી, ચંદનબાલા જાણરે;
અર્જુનમાળી જે ધુર પાપી, ઊધર્યો કૃપાનિધાન. મહા૦ ૪
ભક્ત અનેક ત્હેં તાર્યા તો મુજ, શો અપરાધ અમાપરે;
શરણાગતને નવ તરછોડો, એ પ્રતિપાળની છાપ. મહા૦ ૫
વેહેલા મોડા પણ તુમ હાથે, સફળ થશે મમ કાજરે;
ખોટ ખજાને કાંઈ ન પ્રભુજી, વિલંબ કરો શું આજ. મહા૦ ૬
જો કદી કહેશો નથી યોગ્યતા, તો સાધન દ્યો નાથરે;
સાધ્યબિંદુ સાધુ સાધક થઈ, મેળવું શિવપુર સાથ. મહા૦ ૭
બાણ મુનિ ભક્તિ શશિ શ્રાવણ, કૃષ્ણ પંચમી શનીવારરે;
સેવક સાંકળચંદે લેખ્યા, હિમ્મતનગરે શ્રીકાર. મહા૦ ૮

## શ્રી સિદ્ધાચળ સ્તવન.

### આછેલાલની દેશી.

સફળ ઘડી પળઆજ, સીધ્યાં વાંછીત કાજ, આછેલાલ
દેવ યુગાદિ ભેટીયાજી;
દીન ચપળાં નિશિ મેઘ, ગાજે વ્યર્થ ન વેગ આછે૦
પ્રભુ દર્શને દુઃખ મેટીયાંજી. ૧
દર્શન વ્યર્થ ન થાય, સંતનું વેણ ન જાય, આછે૦
પુરવ પુણ્યે એ મળેજી;
આ ભવ જિનની ભક્તિ પુજાદિક શુભ જુક્તિ, આછે૦
કરતાં દારિદ્ર દુઃખ ટળેજી. ૨

પ્રભુ મુખ કમળ પ્રભાત, નિરખે જેહ સુજાત આછે૦
તે ધન્ય કૃતપુણ્ય તે ભલોજી;
ભવોદધિ ડૂબતો દાસ વિષય કષાય નિવાસ આછે૦
પાર ઊતારણ તું મળ્યોજી. ૩
જન્મ જરાને મર્ણ રોગ શોકથી અશર્ણ આછે૦
પુંઠ પડ્યા બહુ કાળથીજી;
મોહ તિમીરહર દીપ ભવ સાગરમાં દ્વિપ આછે૦
ભવ રણમાં પ્રભુ મહારથીજી. ૪
પ્રભુ તુજ પદની સેવ, પાપ પ્રલય સ્વયમેવ, આછે૦
દૂર્ગતિને તે ટાળતીજી;
રૂપ લાવણ્યને તેજ, સંપત્તી આવે સ્હેજ, આછે૦
સેવા સદ્ગતિ આલતીજી. ૫
આરોગ્યને સૌભાગ્ય, પ્રીતી કીર્તિ અથાગ, આછે૦
સ્વર્ગને અપવર્ગ આપતીજી;
અક્ષત ઉજ્વળ થાળ, પ્રભુ સન્મુખ ઊજમાળ, આછે૦
ઠવતાં શીવશ્રી વ્યાપતીજી. ૬
સંગીત વિવિધ પ્રકાર, નાટક થેઈ થેઈકાર, આછે૦
ભવ નાટક નવી નાચીએજી;
કંઠે પુષ્પની માળ, ઠવતાં મંગળમાળ, આછે૦
નૈવેદ ફળ ધરી રાચીએજી. ૭
દિર્ઘાયુષ અતિ હોય, વ્યાધિ વ્યથા નવ કોય, આછે૦
પાંડિત્ય બ્રહસ્પતિ સમ યથાજી;
કોટિ જીહ્વા કદી હોય, વર્ણવી ન શકે કોય, આછે૦
પ્રભુ પુજાનું ફળ તથાજી. ૮

પુજા પ્રભુની અમોઘ, કરતાં ઉપસર્ગ રોગ, આછે૦
શાન્ત થઈ વિઘ્નો ટળ્યાંજી.
તે પ્રભુનો દેદાર; સીદ્ધગિરિ પર મનોહાર, આછેo
આજ દીઠો સુકૃત ફળ્યાંજી. ૯
પ્રભુ પુજામાં ભાવ, પ્રકટયો પુણ્ય પ્રભાવ, આછે૦
આજ મહોદય સવી ફળ્યાજી.
સેવક **સાંકળચંદ**, આનંદકંદ અમંદ, આછે૦
દાદા દીઠે દુઃખ ટળ્યાંજી. ૧૦

## શ્રી મહાવીર દેવની જયંતિ.

### મંગળાચરણ.

ઉજવીએ જયંતી આજ વીરની અમે,
ચરણ કમળ અમર ભ્રમરરૂપ થઈ રમે,
ઉજવીએ જયંતિ આજ વીરની અમે—એ ટેક.
દેવા, સેવા, મેવા, આપો મને આજ, જપું જિનરાજ
ભવોદધિ ઝાજ, તારજો તમે- ઉજવીએ.
વીરતા, ધીરતા, પ્રભુતા, આપો ગુણ આજ
છાપો ઉર છાપ, સાંકળચંદ નમે- ઉજવીએ.

### ગરબો

વીર જયંતી વધાવીએરે અમે સૌ મળી બાળા
સોનાનો સૂરજ ઊગીયોરે, આજ મંગળમાળા.
છત્રીસ વાજાં વાગીયાંરે, બધે ઝાકઝમાળા.
તરીયાં તોરણ બાંધીયાંરે, માનું સ્વર્ગની શાળા.
આજ મહોદય સવી ફળ્યાંરે લોલ, પુરવ પુણ્યે સુકૃત રળ્યાંરે લોલ.

દુઃખ દોહગ દૂરે ટળ્યાંરે લોલ, વહાણુ ગયાં પાછાં વળ્યાંરે લોલ.
સફળ ઘડી પળ આજ ત્રયોદશી, ચૈત્રની ઉજળીરે લોલ.
જન્મ્યા શાસનના સુલતાન, નરક ક્ષણુ ઝળહળીરે લોલ.
જન્મ મહોત્સવ ઇંદ્રો કરેરે લોલ, સ્થાપી પ્રભુ સુરગિરિ પરેરે લોલ.
નહ્વણુ ક્ષિરોદકથી કરેરે લોલ, જનનિ અંકે જિનને ધરેરે લોલ.
એ વિધિ જન્મ જયંતી ઉજવીએ, પ્રભુ ગુણુ ગણુ ગણીરે લોલ.
મોટાના ગુણુ ગાતાં પ્રકટે ગુણુ આત્મા ભણીરે લોલ.

પ્રતિ વર્ષ ભક્તિ ભાવે, વીરજયંતી ઉજાવે.
મોતીડે બાળા વધાવે, સાંકળચંદ સુણાવે.
વીર જયંતી વધાવીએરે, અમે સૌ મળી બાળા.

## સાદી લાવણી.

મહાવીર જયંતી ઉજવી તત્ત્વ વિચારો,
વીરપુત્રો વીર પગલે વહી આત્મ સુધારો;
ઉપકાર કરો શું વીર પર ઉજવી જયંતી,
મુકો વર્તનમાં વીર આજ્ઞા જયવંતી. ૧
માતાના ઉદરે સૂચવી માતૃભક્તિ,
તે રીતે માવિત્ર ભક્તિ કરો સૌ વ્યક્તિ;
પ્રભુ જઈ નિશાળે ગુરૂના સંશય ચૂરે,
આહા ! સાગર સમ ગંભીર અહો ગુણુ ઉરે. ૨
આમલકી ક્રિડામાં વિષધર દૂર ઉછાળ્યો,
મહાવીર બિરૂદ દેઈ દેવે પ્રેમથી ભાળ્યો;
કરે શક્ર પ્રાર્થના પ્રભુ ઉપસર્ગો હરવા,
પ્રતિષેધ કરે મહાવીર તેમ આચરવા. ૩
વણુ આત્મબળે ન મળે સિદ્ધિ પરબળથી,

ઉપસર્ગ હુર્યા નિજ પગપર રહી નિજ બળથી;
પગ ચંડકોશીયો ડસ્યો નાગ જે કાળો,
કરી પૂરણ કરૂણા પ્રેમદૃષ્ટિથી ભાળ્યો. ૪
બુઝ બુઝ દેઈ ઉપદેશ નાગ ઉદ્ધાર્યો,
એ ગુણ ક્ષમાનો લેશ લક્ષમાં ધારો;
વીરશાસન પ્રણાલિકા છે ભાવ દયાની,
"સવી જીવને શાસન રસીક કરૂં" એ મયાની. ૫
મહાવીરે વર્ણ અઢારે જૈની કીધી,
કણબી કોળી કુંભાર અંત્યજો સુધી;
વળી બાર કુળની ગોચરી કરી પ્રસિદ્ધી,
અધુના સંકિર્ણ સુધર્મ થયો ગઈ રિદ્ધિ. ૬
વીરધર્મ વીર કર રહ્યો ન રંક રમાડે,
કંગાલ વણીક ચિંતામણી વ્યર્થ ભમાડે;
વીર આજ્ઞા ધર્મ અહિંસામય સૌ પાળો,
એ અમલ થાય કયાં તત્ત્વ દ્રષ્ટિથી ભાળો ? ૭
સુક્ષમ બાદર સૌ જીવની રક્ષા કરવી,
એ મહાવીરનો ફરમાન દયા દીલ ધરવી;
કરે કુળાચારથી સુક્ષ્મ જંતુની જયણા,
નિજ બંધુ માનવ દેખી મીંચે નયણાં. ૮
વિશ્વાસઘાત કરી માનવને છેતરીએ,
પરધન પર પ્રાણ સમાન કપટથી હરીએ,
કુટ લેખ શાખને હીસાબ જુઠા લખીએ,
લેઈ વ્યાજ વધારે વણિક વિદ્યાથી છકીએ. ૯
કયાં વીર ધર્મ કયાં કર્મ આપણાં કુડાં ?

કયાં ભ્રાતૃભાવ કયાં સંપ એકતા રૂડા;
વીર આજ્ઞા ન ધરે કાન સ્વાર્થમાં ઘેલા,
પર્માર્થ ન જાણે પાપ વણજમાં પહેલા. ૧૦
કહે વીરપ્રભુ પુણ્યાઈ અધિક નર ભવની,
સૌ જીવની જયણા કરો અધિક માનવની;
ઈત્યાદિક વીરનો બોધ ગુણ મન ધારી,
ઉજવીએ વીર જયંતી મહા ઉપકારી. ૧૧
જિનશાસન ઉન્નત્તિ કરો વીરના પગલે,
વિસારો નહિ ઉપકાર પ્રભુનો ડગલે;
જયવંતી જયંતી એવી ઉજવો ભાવે,
મોટાના ગુણથી ગુણ સાંકળચંદ આવે. ૧૨

## આપણું કર્તવ્ય.

રાગ સોરઠ-વહાલા વીર લઘુનંદન અધમ દશા થઈ આપણીરે.
વહાલા જૈનબંધુ નિજ પ્યારી પ્રજાને ભણાવજોરે;
ધાર્મિક વ્યવહારીક નીતિ જ્ઞાનથી કોમ દીપાવજોરે-- એ ટેક.
નૃપ વિદ્વાન ન તુલ્ય કદાપી, નૃપ નિજ દેશ વિબુધ જગવ્યાપી;
પંડિત મણી પરખાય સકળ સ્થળ ભાવજોરે—વહાલા૦ ૧
જૈન પાઠશાળા બોર્ડીંગો, સ્થાપો જ્ઞાનમંદિર કરી સીગો;
જૈનધર્મનો કીર્તિધ્વજ રોપાવજોરે—વહાલા૦ ૨
ઠામ ઠામ કરો કન્યાશાળા, જયાં ભણે બાળા ગુણમણિમાળા;
માતા સુધરે દેશ કોમ દીપાવજોરે--વહાલા૦ ૩
ધર્મ બંધુ નિજ દુખીયા ભાળો, તમે ખાઈ પી પેટ પંપાળો;
કીડી કાગ સમ જાતી દાઝ બતાવજોરે—વહાલા૦ ૪
આ દુનિયાનો અવળો ધારો, કીર્તિમાં ખરચાય હજારો;

યોગ્ય સ્થળે સુકૃત કરી ધનને વાવજોરે—વહાલા૦ ૫
ગયા રિદ્ધિ સિદ્ધિ તજી પહેલા, જવું આપણે એક દીન વેળા;
સફળ કરો સુકમાણી લક્ષમાં લાવજોરે—વહાલા૦ ૬
સંક્ષેપે કહ્યું વિગત વિચારો, જ્ઞાન દાન દેઈ પ્રજા સુધારો,
નિજ આચારે ધર્મી ધર્મ દીપાવજોરે--વહાલા૦ ૭
તેજી તુખાર ચાનક ન ખમે, ડફણાથી રાસભ નવ વિરમે;
તમે છો ચતુરસુજાણ વિવેક વધાવજોરે—વહાલા૦ ૮
ભલે પધાર્યા બંધુ અમારા, નયન કૃતારથ દર્શથી પ્યારા;
ધન્ય દીન વેળા સજ્જન મેળા મિલાવજોરે--વહાલા૦ ૯
પાઠશાળામાં તનુજ ભણાવો, તમપર અમ આશાનો દાવો;
સાંકળચંદ પ્રિય પાઠશાળાને વધાવજોરે—વહાલા૦ ૧૦

## શ્રી આચાર્ય પદ—સ્તવન.

### ઝુલણા છંદ—પ્રભાતી.

ગણપતિ મુનિપતિ પતિત પાવનયતિ રતિપતિ દેહને સૌમ્ય કાન્તિ,
સ્વ,પર શાસ્ત્રે સદા કુશલવર્તે મુદા દેખી સૌ સત્ત્વને થાય શાન્તિ;
વાદી ગજમદ હરા મૃગપતિ યુગવરા વિશ્વમાં વિજયડંકા બજાવે,
ગચ્છધુરંધરા પરમયોગિશ્વરા ભવિનમો સૂરીશ્વરા ભક્તિભાવે. ૧
દશવિધધર્મયતિ ધારક સમવૃત્તિ સોહમા જંબુ સમ જે મહંતા,
શુદ્ધ પ્રરૂપક સદા જીનપતિ સમ યદા સમરીએ સૂરીશ્વરા સૂરગંતા;
ઇન્દ્રિહય વશ કરે જ્ઞાનદોરીવડે ત્રણભવે આત્મજ્યોતી જગાવે. ગચ્છ.
છત્રીસ છત્રીશી ગુણગણોના રસી બારસેંછનુ ગુણથી ગરિષ્ટા,
દોયહજારને ચારયુગવર થશે ઉદય ત્રેવીસમાં તે વરિષ્ટા;
દ્વિવિધતપ આદરે વહનપડિમાકરે ભાવના ક્ષણ ક્ષણે બારભાવે. ગચ્છ.

સારણા વારણા ચોયણાદિ તણા ક્રમથકી ગચ્છ સંભાળ લેવે,
સહન પરિસહ કરે ચૌદશન્થી હરે એ ગુણો છત્રીસે નિત્ય સેવે;
તત્ત્વ નવ જાણતા કલ્પનવ વિચરતા ગુપ્તિ નવથી સૂરિપદ સુહાવે. ગચ્છ.
સગવીશ ગુણ ભર્યા શુદ્ધ નવકોટિ લે ગોચરી મધુકરી તે મહંતા,
અઠ પ્રભાવકપણું લબ્ધિ અઠવીસ ભણું પ્રગટ કરવા મહા શક્તિવંતા;
સમિતિ ગુપ્તિધરા ધન્ય એ સૂરિવરા સેવતાં રંક તે રાય થાવે. ગચ્છ.

## આચાર્ય પદ-સ્તવન બીજું.

### આછેલાલની દેશી.

સૂરિશ્વર મહારાજ ભવસાગરમાં ઝાઝ આ. વંદુ પદકજ મુનિવરાજી,
ગચ્છ ધુરંધર ધીર સાગરસમ ગંભીર આ. ગણનાયક ગણ હિતકરાજી.
પાપપંક હરનીર અપ્રતિબદ્ધ સમીર આ. યુગપ્રધાન યોગિશ્વરાજી,
પંચમહાવ્રત ધાર પાળે પંચાચાર આ. નવવિધ બ્રહ્મ ગુપ્તિ ધરાજી.
પંચેંદ્રિયનો ગોપ, ચાર કષાયનો લોપ આ. સમિતિ ગુપ્તિ પાળે સદાજી,
એ છત્રીસ ગુણધાર શાસનના શણગાર આ. સ્વ,પર સમય જાણે મુદાજી.
જિન કેવળી સૂર ચંદ આછતાં દીપ સૂરિંદ આ. ભૂવન પદાર્થ પ્રકાશતાજી,
નહિવિકથા નકષાય અકલુષ અમલ અમાય આ. ભવિ મનકજનેવિકાશતાજી.
સમતારસ ભંડાર સારણાદિક દે સાર આ. મુનિને પડતા સ્થિર કરેજી,
પટધારી ગચ્છથંભ આરંભ કે નવ દંભ આ. યાન પરે તારી તરેજી.
આચારજ ભગવાન અજ્ઞ તિમિર હર ભાણ આ. નમતાં ભવજળ નિસ્તરેજી,
ધ્યાતા ધ્યાનને ધ્યેય એકતાર સ્વયમેવ આ. જપતાં જય કમળા વરેજી.

## ઉપાધ્યાય પદ સ્તવન.

### તીરથની આશાતના નવ કરીએ—એ રાગ.

ઉપાધ્યાય પદ પૂજીએ ભવિ પ્રાણી, હાંરે ભવિપ્રાણીરે ભવિપ્રાણી
હાંરે યુવરાજ સમા ગુણખાણી, હાંરે સૂરિપદને યોગ્ય. ઉપા. ૧

ભણે ભણાવે સાધુને ગુણવંતા, હાંરે શ્રી સંઘ આધાર મહંતા
હાંરે સમતારસ શુદ્ધ સોહંતા, હાંરે હરે ભવભય રોગ. ઉપા. ૨
નિજ પર રાયને રંક જે નવ ધારે, હાંરે ધર્મ બોધથી બેઉને તારે;
હાંરે સારણાદિક ગચ્છની સારે, હાંરે રમતા સમભાવ. ઉપા. ૩
દ્વાદશાંગ સઝાય જે નિતુ કરતા, હાંરે સૂત્રાર્થ વિસ્તારે પ્રસરતા
હાંરે ભવિજન તારીને તરતા, હાંરે ભવ દરીયે નાવ. ઉપા. ૪
વાદીમતંગજ મદ હરે હરિ સાચો, હાંરે નિર્યામક વાચક જાચો;
હાંરે ગચ્છમાં યુવરાજ ન કાચો, હાંરે બાહુ સૂરિરાજ. ઉપા. ૫
સર્વ સમય સાવધાન જે જયવંતા, હાંરે પચવીશ ગુણથી ગુણવંતા
હાંરે નિદ્રા વિકથા જે તજંતા, હાંરે મુનિના શિરતાજ. ઉપા. ૬
અર્થ સુત્રના દાને સૂરી ઉવઝાયા, હાંરે નહીં મોહ કોહને માયા
હાંરે નવપલ્લવ પહાણુ નિપાયા, હાંરે મુનિને કરે શુદ્ધ. ઉપા. ૭
સુત્ર અર્થના જાણ તે સુખદાયા, હાંરે વિશ્વવંદ્ય ગુરૂ ઉવઝાયા
હાંરે ભવ ત્રણમાં શિવવધુ રાયા, હાંરે સર્વ શાસ્ત્રમાં બુદ્ધ, ઉપા. ૮
ભાવનાચંદન રસ સમા કળીકાળે, હાંરે ભવોભવના તાપને ટાળે
હાંરે જિનશાસનને અજુવાળે, હાંરે નમું બે કર જોડ. ઉપા. ૯
આવશ્યક પચીસ ભાવના પચી ભાવે, હાંરે અધિકરણાદિ ક્રિયા તજાવે
હાંરે જાણ અંગ ઉપાંગના થાવે, હાંરે એની જગમાં ન જોડ. ઉ. ૧૦

## અથ સાધુપદ સ્તુતિ.

શું કહું કથની મારી રાજ—એ દેશી.

ગુરૂ ગુણ જ્ઞાનના દરીયા રાજ, ગુરૂ ગુણ જ્ઞાનના દરીયા;
શુભ સમતા જળથી ભરીયા રાજ. ગુરૂ ગુણ. ટેક
જ્ઞાન તરંગ કલ્લોલથી ગહેરા, ચરણ મર્યાદ ન મૂકે;
રત્નત્રયીથી નવ છલકાઓ, ઉપસર્ગે નવ ચૂકે રાજ. ગુરૂ. ૧

પંચમહાવ્રત ક્ષીર નીરથી, નિજ પર કલીમલ વારે;
ભવિજન પંખી વાણી સુધારસ, પાનથી કાજ સુધારે રાજ. ગુરૂ. ૨
અડ પ્રવચન માતા તરી શોભે, ચરણ કરણ થંભાથી;
છકાય ભવિજીવને ભવ સિંધુ, પાર ઉતારે સાથી રાજ. ગુરૂ. ૩
સુખ દુઃખ ભરતી ઓટ ગણીને, સમતા સાથે રમતા;
ખમતા પરિસહ નદીઓનું પૂર, લેશ ન મોહકે મમતા રાજ ગુરૂ. ૪
મુનિવર ધર્મ ધુરંધર ધોરી, નિગ્રન્થ પાસ ન કોડી;
હાથ કરી શ્રુતજ્ઞાનની દોરી, દુનીયાં દીવાની છોડી રાજ. ગુરૂ. ૫
સમતા સાગર આગર મુનિના, ચરણ કમળમાં રહીએ;
દયાદમન એ ધર્મની મૂર્તિ, વંદીને પાવન થઇએ રાજ. ગુરૂ. ૬
શ્યાદ્‌વાદ્ જસ રોમ રોમમાં, પ્રકટયો પૂર્ણાનંદી;
સત્તાવીસ ગુણ ધારણ કરીને, સકળ ઉપાધિ છંડી રાજ. ગુરૂ. ૭
એ અણગાર ઋષિ મૂનિ તપસી, સાધુપદમાં રાચે;
નવવિધ ભાવ લોચ કરે દસમો, કેશનો લોચ આલોચે રાજ. ગુરૂ. ૮
બેતાળીસ સૂડતાળીસ દોષો, અહારના વર્જે રાયા;
મંદિર મુનિના અર્થે સમારે, પરિહરે તે નિરમાયા રાજ. ગુરૂ. ૯
મોહ ન પુણ્ય પાપ પુદ્ગળમાં, સમ સંસારને મુક્તિ;
દંભજાળ જંજાળ તજે ગુરૂ, ધર્મકથા ન કુયુક્તિ રાજ. ગુરૂ. ૧૦
સંયમ સત્તર પ્રકારે આરાધે, દસવિધ યતિધર્મ પાળે;
બાહ્યાંભ્યંતર પરિગ્રહ છંડે, નિશદીન વ્રત સંભાળે રાજ. ગુરૂ. ૧૧
કંચનની પરે ચઢતે રંગે, પ્રતિદીન ચરણ સવાયા;
કુક્ષિ સંબળ પરમ દયાળા, નમતાં પાપ પલાયા રાજ. ગુરૂ. ૧૨
જ્ઞાન ક્રિયાને ધ્યાનમાં તત્પર, અંત લગે રહે શૂરા;
પરિસહ દળથી ભવરણ રંગે, મેરૂપરે રહે ધીરા રાજ. ગુરૂ. ૧૩

જગબંધુ કરૂણાના સિંધુ, નિ:કારણ ઉપકારી;
નિર્મમ નિષ્કામી નીઃસંગી, ગુરૂગુણની બલિહારી રાજ. ગુરૂ. ૧૪
મધુકર માલતીનો રસ ચૂસે, પણ ન કરે તસ પીડા;
તેમ મુનિ ગોચરી લઈ નિજ અપ્પા, તોષે નકરે ક્રીડા રાજ. ગુરૂ. ૧૫
અઢાર સહસ્રશિલાંગના ધોરી, નવવિધબ્રહ્મગુપ્તિ પાળે;
તપશૂરા મુનિવરને નમતાં, ભવોભવ પાપ પ્રજાળે રાજ. ગુરૂ. ૧૬
ગુરૂગુણ સાગર મન ગાગરમાં, પૂર્ણ કદી ન સમાએ;
ગુણગાતાં ગુણ પ્રકટે અંગે, મ્હોટાના મહિમાએ રાજ. ગુરૂ. ૧૭

## ગુરૂ પ્રદક્ષિણા કુલક.

( અનુવાદ )

રાગ કવ્વાલી.

સદા ગુરૂ દેવ ઉપકારી, નિકટ ઉપકાર ગુરૂભારી;
સ્વરૂપ કહ્યું દેવ વિસ્તારી, નમું નિત્ય પાદ ગુરૂરાયા. ૧
ગણાધિપ ગોયમા સોહમા, વળી જંબુ પ્રભવ મહિમા;
દીઠે ગુરૂ સૌ દીઠા મહીમાં, નમું નિત્ય પાદ ગુરૂરાયા. ૨
થયો કૃતાર્થ હું આજે, જીવન સફળું થયું છાજે;
દીઠે ગુરૂ નેત્ર અમીરાજે, નમું નિત્ય પાદ ગુરૂરાયા. ૩
ધન્ય તે દેશ નગરીને, ધન્ય તે ગામ આશ્રમને;
ધરા ધન્ય જ્યાં ગુરૂ છાયા, નમું નિત્ય પાદ ગુરૂરાયા. ૪
કૃતારથ શીર ગુરૂ ચરણે, ગિરા કૃતાર્થ ગુરૂ વરણે;
સફળ નયણા દરશ કરણે, નમું નિત્ય પાદ ગુરૂરાયા. ૫
કામધેનુ ફળી દ્વારે, થઈ વૃષ્ટિ કનક ધારે;
દીઠા દારિદ્ર ગયું મારે, નમું નિત્ય પાદ ગુરૂરાયા. ૬
થયું સમકિત ગુરૂ દીઠે, ગયા અઘઓઘ ગુરૂ ત્રુઠે;

અંત સંસાર ગુરૂ દીઠે, નમું નિત્ય પાદ ગુરૂરાયા. ૭
મુખારવિંદ સદ્ગુરૂ ભાળી, દેવની રીદ્ધી નિર્માલી;
ચલુક સંસારદધિ ખાલી, નમું નિત્ય પાદ ગુરૂરાયા. ૮
વચન મન કાયથી બાંધ્યું, પાપ જે અદ્યપિ સાધ્યું;
ગુરૂ મુખ દર્શને લાધ્યું, નમું નિત્ય પાદ ગુરૂરાયા. ૯
મનુષ્યભવ ધર્મ જિન ભાખ્યો, દોહિલો શાસ્ત્રમાં આખ્યો;
મળે પણ યોગ ગુરૂ દોહિલો, નમું નિત્ય પાદ ગુરૂરાયા. ૧૦
પ્રસન્ન મુખ સદ્ગુરૂ ખાંતે, ન દેખું જ્યાં હું પરભાતે;
પિયુષ જિન વાણી કઈ ભાતે, નમું નિત્ય પાદ ગુરૂરાયા. ૧૧
મયુર પ્રમુદીત ઘન ગાજે, પ્રફુલ્લ કજ દ્યોત રવી રાજે;
ગુરૂ મુખ જોઈ મન ગાજે, નમું નિત્ય પાદ ગુરૂરાયા. ૧૨
ગાય નિજ વાછડું પાલે, વસંતે કોકિલા મ્હાલે;
ગુરૂ મન મંદિરે મ્હાલે, નમું નિત્ય પાદ ગુરૂરાયા. ૧૩
ધન્ય તે દિન ધન્ય વેળા, ધન્ય ગુરૂ રાજના મેળા;
અમૃતના નેત્રમાં રેલા, નમું નિત્ય પાદ ગુરૂરાયા. ૧૪
ક્રોધ જય માન ક્ષય કીધો, માયાને દેશવટો દીધો;
લોભને વશ કરી લીધો, નમું નિત્ય પાદ ગુરૂરાયા. ૧૫
ગુરૂની સરળતા સારી, ગુરૂની નમ્રતા ભારી;
ક્ષમા સંતોષ વૃતિધારી, નમું નિત્ય પાદ ગુરૂરાયા. ૧૬
અંધને નેત્ર ગુરૂરાયા, પંગુને યષ્ટિ સુખદાયા;
રાંકને રત્ન સુપસાયા, નમું નિત્ય પાદ ગુરૂરાયા. ૧૭
આશા પલ્વિત ગુરૂરાયા, મનોરથ શુદ્ધ ઊરઠાયા;
મોક્ષ સન્મુખ જસ કાયા, નમું નિત્ય પાદ ગુરૂરાયા. ૧૮
સુરિને વંદના કરતાં, થાય શત્ સહસ્ર ભવ હરતા;

સદા સમકિત ગુરૂ નમતાં, નમું નિત્ય પાદ ગુરૂરાયા. ૧૯
ભાવથી ભાવ સૂરી નમતાં, પાપ લય થાય જપ જપતાં;
મંગળ ઘર આંગણે રમતાં, નમું નિત્ય પાદ ગુરૂરાયા. ૨૦
ગુરૂને દક્ષણા ભક્તિ, કરો ત્રીકયોગ સ્તુતિ જુક્તિ;
સાંકળચંદ ધર્મ એ વ્યક્તિ, નમું નિત્ય પાદ ગુરૂરાયા. ૨૧

## આત્માને અવબોધ.

સિંહાનો કનરો. હું તો અહીં નહીં આવું હવેથી એ રાગ.

અપ્પા કાળ અનાદિથી આવ્યો, મોહ કષાયને સાથે લાવ્યો;
રાગદ્વેષ રિપુ કુમતિએ ઘેરી, બ્હાવરો ચેતન તુજને બનાવ્યો. અ. ૧
નિજ સ્વરૂપ સમ નંદનવનને, ક્રોધની અગ્નિએ દાહ લગાવ્યો;
માન મતંગજથી પડયો હેઠો, ચરણે ચંપાયોને સુકૃત ખપાવ્યો. અ. ૨
ગુણવેલી મૂળમાં વિષ રેડી, માયાની જાળે બંધાયો ન ફાવ્યો;
લોભની લાલચમાં લપટાયો, કૃષ્ણ ફણિધરે ડંખ લગાવ્યો. અ. ૩
ધન્ય ધરા સુત દારાના મોહે, મોહન આશાની ફાંસીમાં આવ્યો;
રાગદ્વેષ સહચારી અનાદિ, ભવનાટક માંહે નાચ નચાવ્યો. અ. ૪
ભોળવી કુમતિ કુપંથે દોરી, ભવ મહારણમાં ભૂલો ભમાવ્યો;
દુર્જનની દોસ્તી કરી અપ્પા, જન્મ મરણ અતિ કષ્ટ તું પાયો. અ. ૫
સજ્જન મિત્ર પવિત્રની સંગે, નિજ સ્વરૂપ રૂપ દાવો નોંધાવ્યો;
ક્ષમા નમ્રતા શુદ્ધ સરળતા, તોષના રોધથી લે ભવ લ્હાવો. અ. ૬
રાગદ્વેષ તજી રહો સમભાવે, કુમતિ તજી સુમતિને મનાવો;
મોહથી ભવરણ જંગ મચાવો, જય કરી જીત નિશાન ચઢાવો. અ. ૭
ભોગવી સુખ સંસારે સાચું, સ્વર્ગે જઈ અપવર્ગ સિધાવો;
સંત સમાગમથી સાંકળચંદ, નિશ્ચે મુક્તિનો હોય વધાવો. અ. ૮

## આત્માર્થિને ઉપદેશ-કવ્વાલી.

અરે ઓ! આત્મ પરદેશી, રહ્યું નહિ કોઈ અહીં બેશી;
છતાં પરવાતમાં પેશી, ફરજ તું ધર્મની ભૂલ્યો. ૧
અરે! તું એકલો આવ્યો, કમાણી પૂર્વની લાવ્યો;
ગુમાવી ભાવી નવ ભાળ્યો. ફરજ૦ ૨
સગાં સૌ સ્વાર્થનાં સંગી, વિપત્‌માં ના રહે અંગી;
રહ્યો તું મોહમાં રંગી. ફરજ૦ ૩
જવાનું એક દીન નક્કી, ગયા પહેલા ઘણા જક્કી;
કરી જો ખાતરી પક્કી. ફરજ૦ ૪
પરાયા છિદ્રને ખોલી, મુખે અપવાદ પર બોલી;
લગાવી આત્મમાં હોળી. ફરજ૦ ૫
કરી હિંસા ઘણું રાચ્યો, અલિક બોલી ઘણું માચ્યો;
દ્રવ્ય પર ઓળવી નાચ્યો. ફરજ૦ ૬
પ્રિયાના પ્રેમને તોડી, પ્રીત પરનારથી જોડી;
મતિ અતિ લોભમાં દોડી. ફરજ૦ ૭
હવે રહી જીંદગી થોડી, કરે ઈચ્છા થવા ક્રોડી;
મળે નહિ ભાગ્ય વિણ કોડી. ફરજ૦ ૮
ભૂખ્યાની ભૂખ નવ ભાગી, દયા નહિ દીલમાં જાગી,
દેશની દાઝ ત્હેં ત્યાગી. ફરજ. ૯
કોમની ના કરી સેવા, કુટુંબની ના કરી હેવા;
રહ્યા હેવાનના જેવા, ફરજ૦ ૧૦
કશો પરમાર્થ નવ કીધો, નીતિ પર પાદ ત્હેં દીધો;
કટોરો ઝેરનો પીધો. ફરજ૦ ૧૧
બન્યો નિજ નાતમાં કાજી, કર્યો અન્યાય થઈ રાજી;

અગાડી બાજી રે પાજી. ફરજ૦ ૧૨
કહે મનજી ઓ બહિરાત્મા, થવું તારે ઘટે મહાત્મા;
થશે તો ભેટ પરમાત્મા. ફરજ૦ ૧૩
સાર સૌ શાસ્ત્રનો સાદો, મનુષ્ય જીવની ફરજ સાધો;
કપિ મન સાંકળે બાંધો, ફરજ નિજ ધર્મની સાધો. ૧૪

## શ્રીમતિ દયાદેવીની પ્રસાદી.

જંજાળી જીવડે મુક્તિની જુક્તિ ન જાણી—એ રાગ.

કોઈ અમર રહ્યો નહીં જાલમ જુલમી જીવડો,
રાય રંક સૌ ગયા આપણે, જવું બુઝે જ્યાં દીવડોરે. કોઈ ટેક.
કાળો કેર કરી દુનીયાંની, દોલત કરી નિજ હાથે;
માનવ પશુની હત્યા કરીને, ગયા ન કાંઈ ગયું સાથેરે ? કોઇ. ૧
પાપ પોટલો બાંધી માથે, ગયા હાથ ખંખેરી;
પુત્ર કલત્ર ન સાથ ગયું કોઈ, ગયા મૂકી બધી વેરીરે. કોઇ. ૨
ઊંચી મ્હેડી હાટ માળીયાં, મંદિર ગોખ અટારી;
ઠાઠડીમાં સાથે નવ આવ્યું, વળી ડહેલીથી નારીરે; કોઈ. ૩
તો આ પાપી પેટ પટાવા, પરને પીડ કેમ દેઈએ ?
જે દુઃખ વેદે જીવ આપણો, તે દુઃખ સૌ શીર વહીએરે. કોઇ. ૪
હરતા ફરતા ચારો ચરતા, કરતા ધણીનું કામ;
નિર્દોષી પશુ પંખી હણતાં, રૂઠ્યા તેના રામરે. કોઈ. ૫
એ વિશ્વાસી પશુ પંખી સૌ, દયા તમારી માગે;
છતાં છરો લેઈ ગરદન કાપે, રાક્ષસ પૂરા લાગેરે. કોઇ. ૬
પુત્ર મિત્ર સ્ત્રી માતા મરતાં, દુઃખ જોઈ આંસુ આવે;
દારૂણ પશુ વધ કરતાં પાપી, જરી દયા નવ લાવેરે. કોઈ. ૭
પણ પશુને આપણમાં સરખો, સૌને જીવ છે વહાલો,

સમય પ્રજા પ્રભુને છે પ્યારી, જતન કરી સંભાળોરે. કોઈ. ૮
દયાદેવીના ભક્ત જૂવો સો, સુખમાં જીંદગી ગાળે;
પ્રાણી હિંસક ફરે કાંગલાં, મરે ભૂખે દુઃખ ભાળેરે. કોઈ. ૯
માટે મિત્રો મારા સમજી, જીવહિંસા પરહરજો;
પશુને આપણુ એકજ પ્રાણી, દયા સાંકળચંદ ધરજોરે. કોઈ. ૧૦

## અથ ૭ લેશ્યાનું સ્વરૂપ.

આવો આવો જશોદાના કંથ અમઘેર આવોરે—એ રાગ.

સંસાર વને એક જાંબુનું વૃક્ષ ફળેલુંરે,
ષટ્ પંથીનું ટોળું ત્યાં થઈ જાય મળેલુંરે;
જુદી જુદી લેશ્યાના તે ષટ પંથીઓ જાણુંરે.
કૃષ્ણ, નીલ, કાપોત, તેજો, પદ્મ, શુકલ, પ્રમાણુંરે. સંસાર૦ ૧
કહે પંથીઓ જાંબુનાં ફળ ખાઇ ભૂખ સમાઇએરે,
કૃષ્ણ લેશ્યા વાળો કહે મૂળથી ઉખેડીને ખાઇએરે;
ત્યારે નીલ લેશ્યા વાળો સ્હેજ કોમળતા ધારીરે,
કહે કાપીએ થડ પણ મૂળને ન કાપો વિચારીરે. સંસાર૦ ૨
મૂળ રાખી થડને કાપીને ભૂખ મટાડોરે,
જેથી વૃક્ષ રહે ને પૂરાય પેટનો ખાડોરે;
પછી કાપોત લેશ્યાનો પંથી દયા જરી લાવેરે,
કહે કાપીએ થડ તો વૃક્ષ ઠુંઠું થઈ જાવેરે. સંસાર૦ ૩
તે કરતાં ડાળુ કાપીને ફળ બહુ ખાઇએરે.
તેને કાપીને ખાતાં વૃક્ષ રહે સ્થીરતાઇએરે;
પછી તેજોલેશ્યાનો પંથી કહે સુણો ભાઇરે,
એવાં ડાળાંઓ કાપતાં લાભ કે કાંઈ ન કમાઇરે. સંસાર૦ ૪
કામ માત્ર ફળોનું આપણને છે ભાઇરે,

તેથી ફળના ગુચ્છા તોડીને ખાઇએ સવાઇરે;
પછી પદ્મ લેશ્યા વાળો પાંચમો પંથી દયાળુરે,
કહે કામ શું ગુચ્છાનું ફળ શુભ ખાઇએ મયાળુરે. સંસાર૦ ૫

ઝાડપરથી ચુંટીને ફળ ખાઇએ મળી સવેંરે,
જેથી વૃક્ષ કે ડાળને થાય ઈજા ન વિખરવેરે;
એમ સાંભળી શુકલલેશી જે દયાનો દરીયોરે,
બોલ્યો શાન્ત સુધારસ વાણી સમતા ભરીયોરે. સંસાર૦ ૬

ભાઈ કામ છે પાકાં મિષ્ટ ફળોનું તમારેરે,
તે વૃક્ષ નીચે છે પડેલાં ફાસુ પ્રકારેરે;
તે ખાઇને ભૂખ સમાવીએ આપણુ ભાઇરે,
નાહક કરીએ ન પીડા આ વૃક્ષને કાંઇરે. સંસાર૦ ૭

સુખે પેટ ભરાય તો પાપે પેટ ન ભરીએરે,
નિર્દોષ ફળો ખાઈ સંતોષ વૃત્તિ આદરીએરે;
જેવા જેવા કોમળ તીવ્ર પ્રણામ માનવનારે,
તેવા તેવા બાંધે બંધ જીવો પરભવનારે. સંસાર૦ ૮

એમ પ્રકૃતિ જુદી જુદીના જીવો ચૌદ રાજેરે,
જેવા અધ્યવસાય તેવા પુણ્ય પાપ ઉપાર્જેરે;
જેથી નરક નિગોદના બંધ પડે તેથી ડરીએરે,
એવી કૃષ્ણ, નીલ, કાપોત, લેશ્યા પરહરિએરે. સંસાર૦ ૯

વળી તેજો પદ્મ ને શુકલ લેશ્યા આદરીએરે,
લઈ સહજ સમાધિ ભવિ ભવ દરીએ તરીએરે;
કહ્યું ષટ્ લેશ્યાનું સહજ સ્વરૂપ આનંદેરે,
ગુરૂ કર્પૂરવિજય કૃપાથી સાંકળચંદેરે. સંસાર૦ ૧૦

## ચહા નિષેધ કવ્વાલી.

અરે કળીયુગ આ કુડો, રહ્યો આચાર નહીં રૂડો,
જણાય ન કો રૂડો ભુંડો, અરે ચહા ! કેર ત્હેં વાળ્યો. ૧
પીએ ચાહા નીચ જે પ્યાલે, ઊંચને તે ભરી આલે;
વટાળે દેહ એ ચાળે, અરે ચહા ! કેર ત્હેં વાળ્યો. ૨
કહે આર્યો અમે ઊંચા, નીચ સંગે બને નીચા;
એક પગંત જમે હુચા, અરે ચહા ! કેર ત્હેં વાળ્યો. ૩
ઊઘાડા વાસણો રાખે, વાસી સુપરેટ દૂધ નાખે;
શિખંડ ભજીયાં વાસી ભક્ષે, અરે ચહા ! કેર ત્હેં વાળ્યો. ૪
અરે ! મુગલાઈના દોરે, વટાળ્યા કંઈ કુટુમ્બ જોરે;
બચ્યા કઈ ટેકના તોરે, અરે ચહા ! કેર ત્હેં વાળ્યો. ૫
સ્વયં અધુના નિલજ્જ થઇએ, જઈ હોટેલ વટલાઈએ;
તિલાંજલી વીત્તને દેઇએ, અરે ચહા ! કેર ત્હેં વાળ્યો. ૬
જીંહ્વારસ સ્વાદથી ઠાલા, દેહને છેહ દયો વહાલા;
ચાહરૂપ ઝેરના પ્યાલા, અરે ચહા ! કેર ત્હેં વાળ્યો. ૭
માટીનું ઠામ નીચ સ્પર્શે, ફોડીએ તેહ આમર્ષે;
પીએ ઊંચ નીચ બહુ હર્ષે, અરે ચહા ! કેર ત્હેં વાળ્યો. ૮
વ્યસન સાતે જીંહ્વારસથી, સ્વભાવિક અંગ એ મિષથી;
વ્યાધિ અજિર્ણાદિ ચહાવશથી, અરે ચહા ! કેર ત્હેં વાળ્યો. ૯
ઘણું થોડે ગણી વહાલા, તજો હોટેલ ચહા પ્યાલા;
થશો સુખીયા સદા લાલા, અરે ચહા ! કેર ત્હેં વાળ્યો. ૧૦

## અંતીમ મંગળ—રાગ ધનાશ્રી.

જગગુરૂ ભણવા જાય, વીર પ્રભુ ભણવા નિશાળે જાય;
સૌ મન અચરિજ થાય, વીરપ્રભુ ભણવા નિશાળે જાય. ટેક.

રત્નજડીત કર કંચન પાટી, મણિમય ખડીએ લખાય. વીર૦
કાને લેખણુ નીલ મણિની, હર્ષ હૈયામાં ન માય. વીર૦ ૧
ગજવર ખંધ ચઢ્યા પ્રભુ ખાંતે, વરઘોડો ઉછલાય. વીર૦
નિશાળે વરઘોડો ઉતર્યો, અધ્યાપક મકલાય. વીર૦ ૨
ચલિતાસનથી ઇન્દ્ર પધાર્યા, વિપ્ર રૂપે ગુણ ગાય. વીર૦
પ્રભુને વાંદી પ્રશ્ન અગોચર, પૂછે ઇંદ્ર તદાય. વીર૦ ૩
પ્રભુજી અનુપમ ઉત્તર આપે, હરખ્યો અધ્યાપક ત્યાંય. વીર૦
અહો! મુજ મનના શંશય ટાળ્યા, આ બાળક ભણ્યો ક્યાંય? ૪
તવ શક્રેંદ્ર પ્રકટ થઈ ભાખે, આ અંતીમ જિનરાય. વીર૦
એ જગગુરૂ છે સર્વ ભણેલા, ગંભીર કેમ છલકાય? વીર૦ ૫
એ પ્રશ્નોત્તરથી ત્યાં પ્રકટ્યું, જિણેંદ્ર વ્યાકરણ સુખદાય. વીર૦
અધ્યાપકનું દારિદ્ર ટાળી, ઇંદ્ર ગયા નિજ ઠાય. વીર૦ ૬
ત્રીશલાનંદન ગંભીર દરીયા, ભણવા નિશાળે જાય. વીર૦
એ આશ્ચર્ય જગતમાં મ્હોટું, સાંકળચંદ ગુણ ગાય. વીર૦ ૭



# ઉપસંહાર.



વહાલા વીરો ! આ ગ્રન્થ ત્રણ વિભાગમાં સમાપ્ત કરવામાં આવ્યો છે. પ્રથમ પુરૂષાર્થ સિદ્ધિ છે. ત્હેમાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષ વર્ગનું નિરૂપણ કરવામાં આવ્યું છે. તે દરેક વર્ગના ભિન્ન ભિન્ન વિષયો જેવા કે—દાન, શીલ, તપ, ભાવ, ક્રોધ, માન, માયા, લોભ, વિદ્યા, વિનય, વિવેક, પરોપકાર, દયા, સત્ય, સંતોષ, પરિગ્રહ અને ઉદ્યમ વિગેરે અનેક વિષયોના મથાળાની સુંદર કવિતા અને તેના કથા નાયકોનાં ચરિત્રો આપે વાંચ્યા, એટલે પુરૂષાર્થસિદ્ધિ પ્રાપ્ત થઈ એમ માનવું હવામાં કીલ્લો બાંધવા બરોબર છે. પરંતુ ખરી પુરૂષાર્થ સિદ્ધિ પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તો, એ કવિતામાં કહેલો બોધ મનન કરી તેને અમલમાં મૂકવો અને કથાનાયકના ચરિત્રોમાંથી ઉદારતા, ધૈર્યતા, સત્યતા, સરળતા, અને પરોપકારિતા, વિગેરે અનેક નિકળતા ગુણોની ગુણમાળા કંઠસ્થ ધારણ કરી તેના મનન અને રટણથી પોતામાં તે ગુણો છેકે નહીં. તેની ઘટના કરી તેવા ગુણો પોતામાં ઉતારવા, તોજ પુરૂષાર્થ સિદ્ધ થઇ શકે છે. બાકી તો કથાના હાસ્ય વિનોદ રસથી થોડીવાર મનને પ્રમોદ આપવા જેવું બને છે. પણ આત્માનું કલ્યાણ તો ઉપર યુક્ત વિધિ કરવાથીજ થવાનું એ નિર્વિવાદ છે. એ પ્રમાણે પુરૂષાર્થ સિદ્ધિમાં ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ વર્ગમાં ઉપર કહ્યા તે શિવાય બીજા અનેક વિષયોને તે તે વિષયોના કથા નાયકનાં ચરિત્રો આપેલાં છે, પણ તે સઘળાનું અત્રે અવલોકન કરાવતાં "પિષ્ટ પેષણું" થાય તેથી તે આદ્યંત વાંચવાની પાઠકગણને ભલામણ કરવામાં આવે છે.

બીજો વિભાગ સંસાર ચિત્રથી ચિત્રેલો છે. સંસારમાં કેવા કેવા વિચિત્ર બનાવો બને છે, અને ભવરૂપ ભવનમાં પ્રાણીઓ પાત્ર બની કેવા કેવા વિચિત્ર વેષ ભજવે છે. તેનો આબેહુબ ચિતાર આ સંસાર ચિત્રમાં આલેખવામાં આવ્યો છે. પ્રથમ કરમચંદના કર્મની કથા છે, તેમાં એક

દુરાગ્રહી માણસ પોતાની પુંજીનો માલેક એક દાસી પુત્ર ન થાય, તેને માટે કેવા પ્રપંચ કરી ઘોર અત્યાચાર કરે છે. છતાં છેવટે તેજ દાસી પુત્ર તેની પુત્રીનો પતિ થઇ તેના ધનનો ભોકતા થાયછે. તે વિષેનો બોધદાયક અને રમુજી ચિતાર છે. પછી પ્રેમઘેલી પ્રેમદાનો ચિતાર તો એટલો બધો રસીક અને બોધદાયક છે કે—એક કોઢીયાને આપેલી કન્યા એક ભાગ્યશાળી પણ રૂપાળો માણસ ભાડે પરણે છે, અને પછી તે સ્ત્રી પોતાના પતિને પુરૂષનો વેષ લેઇ શોધી લાવે છે; અને પોતાનો પતિવ્રત ધર્મ દીપાવે છે. તે વિષેનું રસમય ચિત્ર છે.

ત્યારપછી એક બ્રહ્મચારી અને વિશ્વાસી વિપ્રની કથા એવી તો સુંદર ને બોધદાયક છે કે—તેનું વર્ણન કરવા કરતાં આદ્યંત વાંચવાથી જ ત્હેની ખરી ખૂબી જણાઈ આવેછે. ત્યારપછી બાર વર્ષની બાળા અને બ્યાશી વર્ષનો બુઢ્ઢો છે, તેમાં એક પાપી પિતા પોતાની પ્યારી પુત્રીને વીસહજાર માટે બ્યાશી વર્ષના બુઢ્ઢાને વેચે છે, પરંતુ તે કન્યા બુદ્ધિબળથી લગ્નની વખતે જુદા મિષથી જતી રહે છે. ને એક યુવક અને વિદ્વાનને પરણે છે. ને પોતાને બદલે એક છોકરાને પોતાનો વેષ પહેરાવી ચોરીમાં મોકલી બુઢ્ઢાની સાથે પરણાવે છે. અને તેનો ઇન્સાફ કોરટમાં થાયછે. એ ચિત્ર આપેલું છે. ત્યાર પછી ભાગ્યદેવી અને શ્રીદેવીનો સંવાદ છે. તે પણ અતિ રમુજી અને બોધદાયક છે. એના પછી ચંદન મલયાગિરિનું ચિત્ર છે, તે કરૂણામય કથામાંથી ખાસ બોધ લેવાનો છે કે—મહાભારત દુઃખમાં પણ દંપતીએ શીલનું રક્ષણ કરી અંતે ગએલું રાજ અને ઋદ્ધિ પાછાં મેળવ્યાં. આ કથા એ સૂચવે છે કે ગમે તેવા દુઃખમાં પણ જે સદાચાર નથી ચૂકતા તેનો અંતે જય થાય છે.

તે પછી વગર વિચાર્યું કામ ન કરવા વિષે એક અતિ રસમય અને બોધદાયક કથા છે કે—તેના પેટા વિભાગમાં બીજી ત્રણ કથાઓનો સમાવેશ થયેલોછે. તે દરેક બુદ્ધિશાળી માણસોએ ખાસ મનન કરવાલાયક છે. ત્યારપછી દાંપત્ય ધર્મ (સ્ત્રી પુરૂષના ધર્મો) અને ઝેરી જમાનાનો આબેહુબ ચિતાર આપી સંસારચિત્ર સમાપ્ત કર્યું છે.

ત્રીજા વિભાગમાં વિવિધ વિષયો છે. જેવા કે-આશાનો વેગ, આત્મ પ્રબોધક પદ્યો અને પરમાત્માના સ્તવન સ્તુતિઓ વિગેરે છે. એ પ્રમાણે ત્રીજા વિભાગમાં આ પુસ્તક પૂર્ણ કરવામાં આવ્યું છે. આ પુસ્તક અથથી ઇતિ સુધી વાંચી મનન કરવાથી તેનો બોધ જે જે અંશે પાઠકગણને થશે. તે તે અંશે કર્ત્તાનો પ્રયાસ સફળ થયો માનીશ. એમ કહી આ ઉપસંહાર ખતમ કરવામાં આવે છે. અસ્તુ.

લે. સાંકળચંદ પીતાંબરદાસ શાહ.

અમદાવાદ, રાયપુર–શામળાની પોળ.



# અગાઉથી ગ્રાહક થનાર ગૃહસ્થોનાં મુબારક નામો.

૨૦૦ શ્રીજૈનધર્મપ્રસારક સભા ભાવનગર
૫૧ શેઠ જમનાભાઈ ભગુભાઈ
૫૧ શેઠ માણેકલાલ મનસુખભાઇ
૫૧ શેઠ લાલભાઇ દલપતભાઇ
૫૧ શેઠ મોહનલાલભાઈ મગનભાઇ
૫૧ શેઠ મણીભાઇ દલપતભાઇ
૧૧ શેઠ ઉમાભાઇ હઠીસંગ
૧૨૫ શેઠ લલુભાઇ મનોરદાસ
૧૨૫ વલસાડવાળા બેન ઇચ્છાબેન
૫૦ રા. બાલાભાઇ જમનાદાસ દાક્તર સાહેબ
૫૧ રા. શીવાભાઇ હરીલાલ
૫૧ શેઠ અમરતલાલ કાળીદાસ
૫૧ શેઠ ચુનીલાલ ખુશાલદાસ
૫૧ શા. ભોળાભાઇ વાલચંદ
૫૧ શેઠ જમનાદાસ ચુનીલાલ
૨૫ શા. મોહનલાલ કાળીદાસ
૨૫ શા. અમરતલાલ રતનચંદ
૨૫ શેઠ વાડીલાલ નથુભાઇ
૧૫ શા. મગનલાલ ખુશાલચંદ
૧૫ શા દોલતચંદ કાળીદાસ માંડલ
૧૧ શા. ચુનીલાલ ભગુભાઇ
૧૦ શા. ચીમનલાલ પુરશોતમદાસ
૧૦ શા. મુલચંદ આશારામ વેરાટી
૧૦ શા. ભોગીલાલ પુરશોતમદાસ
૧૦ ઝવેરી કેશવલાલ ઘેલાભાઇ
૧૦ શા. મંગળદાસ વાલચંદ
૧૦ શાહપુર વિદ્યાશાળા ખાતે
૧૧ શા. વેલજી મોતીચંદ લુણાવાડા

૧૦ શા. નાલચંદ મનસુખ [illegible]
૧૦ શા. વાડીલાલ ઉજમશી
૧૦ સવાઇભાઇ જગજીવનદાસ વડોદરા
૧૦ શેઠ કોદરલાલ મુળજીભાઇ
૫ ખાતરી નાથાલાલ માધવલાલ
૫ શા. માણેકલાલ નાનજી મુંબઈ.
૫ શા. ફકીરચંદ કેવળદાસ બારેજા.
૫ શા. હરગોવનદાસ પાનાચંદ
૫ વકીલ જેસંગભાઇ પોચાભાઇ
૫ શા. ઉમેદભાઇ દલીચંદ
૫ શા. વાડીલાલ નગીનદાસ
૫ શા. પ્રેમચંદ ત્રીભોવનદાસ
૫ ઝવેરી ચમનલાલ બાપાલાલ
૫ શા. ગોકળદાસ જમનાદાસ
૫ શા. કરમચંદ ફુલચંદ
૫ સુખલાલ તરભોવન
૫ શા. ભોગીલાલ લલ્લુભાઇ
૫ શા. પુંજાભાઇ હીરાચંદ
૫ શા. મગનલાલ લખમીચંદ
૫ શા. વાડીલાલ કાળીદાસ
૫ શેઠ મોહનભાઈ લલુભાઇ
૫ મંગળદાસ લલુભાઇ હા. ગોકળદાસ
૫ હઠીસંગ ગગલભાઇ કોઠ
૫ શા. ઘેલાભાઇ મનસુખરામ
૫ કપડવણજવાળા નાલચંદભાઇ
૫ શા. કેશવલાલ મુળચંદ
૫ શા. લખમીચંદ લલુભાઇ
૫ શા. ચમનલાલ મગનલાલ